# ત્રીજી આવૃત્તિ પ્રસંગે

પશ્ચિમના-અંગ્રેજી જ્યોતિષની પિછાન અને સમજુતી આપતું આ પુસ્તક ગુજરાતી ભાષામાં પહેલુંજ અને કહાય એકલુંજ છે. લેખક અંગ્રેજી પુસ્તકોમાંથી સીધા ઉતારા કે તરજૂમો ન કરતાં, એ વિષય પરનાં અનેક પુસ્તકોનો અભ્યાસ કરી, અનુભવ વડે ખાતરી કરી, પચાવીને સ્વતંત્ર રીતે સાદી ભાષામાં લખ્યું છે અને તેથી તે અંગ્રેજી જ્યોતિષના સર્વસંગ્રહ- એનસાયકલોપિડિયા- જેવું બન્યું છે.

છેલ્લા પંદરેક વરસથી આ પુસ્તક મળતું ન હતું છતાં ગ્રાહકો તરફથી આજ લગી તેની એકધારી માગણી ચાલુ રહી છે એજ તેની ઉપયોગીતા અને લોકપ્રિયતા પૂરવાર કરે છે. પણ નવી આવૃત્તિ છપાવતા પહેલાં આજલગીમાં જ્યોતિષમાં થયેલી નવી શોધખોળો અને સુધારાવધારા આ પુસ્તકમાં સામેલ કરવામાં આવે તો અભ્યાસી વાંચકોને તે અત્યંત ઉપયોગી થઇ શકે એવી અમારી તીવ્ર ઉત્કંઠા હતી. આ હેતુથી અમે ત્રણ ચાર જુદા જુદા વિદ્વાનોને આ પુસ્તક સુધારવા વારાફરતી આપી જોયું; પણ એક કે બીજા કારણસર તેમણે થોડોક વખત પુસ્તક પોતાની પાસે રાખી અમને પાછું સોંપ્યું. આમ ને આમ વરસો વીતતાં ગયાં. વિલંબનું સૌથી મોટું કારણ આ હતું. જો કે બીજું વિશ્વયુદ્ધ, મોંઘવારી કાગળોની તંગી વગેરેને લીધે પણ થોડીક ઢીલ વધુ થઇ.

છેવટે આ વિષયના અચ્છા અનુભવી અને અભ્યાસી વિદ્વાન તરીકે એક મિત્ર-ગ્રાહકે અમને શ્રી રૂસ્તમજી ડી. મોટાફરામનું નામ સૂચવ્યું અને તેમણે આ કામ ખુબ હોંસથી ઉપાડી લઇ, અત્યંત શ્રમ લઇ, તેમાં પુષ્કળ ઉપયોગી સુધારાવધારા કરી, અત્યારની હાલતમાં તૈયાર કરી આપ્યુ જે બદલ અમે તેમના ઘણા જ આભારી છીએ. આશા છે કે વાંચકો પણ તેની કદર કરશે અને પોતાને આમાં જે વધુ સુધારાવધારા કરવા જેવા લાગે તે લખી મોકલશે તો હવે પછીની આવૃત્તિમાં તેનો યોગ્ય ઉપયોગ કરવામાં આવશે.

—પ્રકાશકો

# ઋણસ્વીકાર

આ ગ્રંથ રચવા માટે નીચેના ગ્રંથકારોના પુસ્તકોનો ઉપયોગ કર્યો તથા સમજાવવા માટે કેટલાક દાખલા દલીલો ફેરફાર સાથે દર્શાવી છે તે સર્વે ગ્રંથકારોની ફીલસુફીઓના અર્કનો અંશ હાલની પ્રજાને અનુસરતી રીતે, તથા તદ્દન પ્રયોજ્ય (Practical) અને કાર્યસાધક રીતરૂઢીથી સમજાવવાની કોશીષ કરવામાં અમૂલ્ય મદદ મળી છે તે માટે તેમના લેખકો તેમજ પ્રકાશકો સર્વેનો અત્રે આભાર માનવાની રજા લઉં છું

## LIST OF AUTHORS AND BOOKS CONSULTED IN THE PREPARATION OF THIS WORK WITH PERSONAL NOTES ETC


1 Raphael s Guide to Astrology
2 Horary
3 Mundane
4 Medical
5 Rosa Baughan s Influence of the stars
6 William Lilly s Grammar of Astrology
7 Zadkiel s Guide to Astrology
8 Yarmo Vedra s Essentials of Solar Mentality
9 Alan Leo s all Works and Manuals
10 Progressed Horoscope
11 How to Judge a Nativity
12 Astrology for all 2 Parts
13 Old Moore s Manuals
14 B S Row s Astrological Primer
15 Max Heindel Message of the Stars
16 જન્મભૂમિ પંચાંગ

# પ્રસ્તાવના

સર્વ શક્તિમાન કુલ જગતના કર્તા પાક દાદાર અહુરમજદે આ જેહાંન પેદા કરી, તેને હરેક રચનાથી રચી, પોતાની અદ્‌ભુત કારીગીરીના આ નમુનાને ગ્રહ મંડળના સાંચાકામ સાથ જોડી, તેનું સમતોલપણું, અને ગતિ વગેરે હરેક બાબત; જેવી કે મોત, જીવન, સુખ, દુઃખ, એ સર્વેની કળ કુંચી પોતાને સ્વાધીન રાખી, નિઃસ્વાર્થે આ જગતની લીલાને નીહાળી રહી, સત્યને હંમેશાં જય આપતો, હરેક દુખિયાનું પાલન કરતો, સર્વે જગામાં વ્યાપી રહ્યો છે, તેવા અખંડ અને સર્વજ્ઞાની કુદરતના સાહેબ પાક દાદાર અહુરમજદની મદદ સાથ આ ગ્રંથ લખવાને મારી અદના કલમ આગળ લંબાવું છું.

જ્યોતિષ વિદ્યા આજે હીણાયલી અને હીનસ્તીમાં આવી પડવાનાં ઘણાંક કારણો છે, અને તેવાં કારણો અર્થે પહેલે હું પણ એ વિદ્યા તરફ કાંઇક અણગમો દેખાડી, મારા બીજી વિદ્યાઓના અભ્યાસ વખતે આ વિદ્યાના સિદ્ધાંતથી વેગળો રહ્યો હતો, અને તેનું મુખ્ય કારણ લેભાગુ જોશીઓએ વર્તેલી કેટલીક ખોટી પડેલી બાબતનું હતું. પ્રિય વાંચક, એટલું તો યાદ રાખશો, કે **હું એક સાધારણ અભ્યાસી છું, મારા અભ્યાસથી જે કાંઈ મેં જોયું જાણ્યું, અને જે ચીજ હું માનું છું તેજ અત્રે લખું છું**, પણ તેથી એમ નહીં સમજવું કે હું મોટો વિદ્વાન જોશી છું અથવા તો મોટો પંડિત થઇ બીજાઓને જ્યોતિષ શિખવાડનાર ગુરુ મહારાજ છું, એવો જરાક પણ વિચાર લાવશો નહીં.

આ ગ્રંથ રચવા અગાઉ મારા કુટુંબમાં મારા ભાઇનો નાનો સાળો કોલાબામાં લાગેલી આગમાં બળી જવા પછી, એ માસમાં મારા ભાઇની ધણિયાણી પણ સ્વર્ગવાસી થયાં. આ સંજોગોએ મને ઘણોજ મુઝવણમાં નાંખ્યો, કારણ કે તે બેહેસ્તનશીન બાઈ મારી ધર્મમાતા હતી. મારા પિતાજીના મરણ વખતે હું તદન બાળક હતો, અને મારી નાની વયમાં મારી માતાની માંદગીના સબબે મને ઉછેરનાર મારાં મમાઇ તથા તે સાથ મને રમાડનાર મારી એજ ધર્મમાતા હતી, જે સબબથી બાળવયથીજ એક બીજાંનો અતિ પ્રેમ હતો કે જે તે મરનાર બાઇએ અંતની ઘડી સુધી રાખ્યો હતો. એવી એક ધર્મમાતુશ્રીનો મરણવિયોગ, મારી મોટી ઉંમર છતાં મારા અંતઃકરણમાં જળતો અને જળતોજ છે. એવા

સંજોગો વચ્ચે અનેક વારની તપાસમા નિષ્ફળ /નીવડેલા અનેક જોશીઓની, ફરીને આ મરણનું કારણ જાણવાની સાધ્ય થવે તપાસ લેવાનો વિચાર થયો, અને મોટી મોટી જાહેર છાપામા જાહેરાત આપનારા, તથા ખુશામતથી મેળવેલી હજારો સરટીફીકેટ ધરાવનારાઓ માહેલા કેટલાક પાસે હું ગયો, અને તેઓને મરનાર બાઇની જન્મઘડીપત્ર આપી અને જે કાંઇ સવાલ કરતો તેના એવા જવાબ મળતા ત્યારે મને કેટલીક વખતે ગુસ્સો, કેટલીક વખતે તેઓની મૂર્ખાઇપર હસવું ઘણીક વખત તેઓની ગજવું ભરવાની રૂઢી તરફ તિરસ્કાર, અને તેઓના અજ્ઞાન માટે દયા પણ આવતી હતી અત્રે મારે કહેવુ કરવુ જોઇયે કે "હિંદી જ્યોતિષ" ઘણુ જ મહાભારત, અને શ્રેષ્ઠ છે, પણ તેનો કાર્ય સાધક ઉપયોગ કરવાને, તથા તે સંપૂર્ણ રીતે સમજીને સમજાવવાને આજના મહાન ગણાતા જોશી મહારાજો શક્તિવાન નથી અને થશે પણ નહીંજ કારણ જ્યા જુવો ત્યા હું મોટો પંડિત' બીજું શ્લોક વિદ્યાપર અર્થોની મારામાર શ્લોક લખનાર ને રચનારના શું વિચાર હશે, અને શબ્દોની ગુંથણુમાળામા શુ ભેદ તેણે ગુંથ્યો હશે, તે જાણ્યા વગર સીધું સાદું ભાષાંતર કરવુ અને મુખ્ય ભેદ ભેદમાજ રહે, એ ઉપરાન્ત ગણિતમા જો કોઇ સુધારો કરવા જાય તો કહેશે "નહીં હમારા મુનીશ્વરો જે ગણત્રી આપી ગયા તેજ ખરી' અને પશ્ચિમના વિદ્વાનોએ જે યંત્રો અને મોટી મોટી આબ્ઝર્વેટરીઓ સ્થાપી તે તો નામની જોવાનીજ વળી ભોળા લોકોને ગભરાવી ભમાવી, પોતાના ધર્મથી ઉલટી ક્રિયાઓ કરવાનું સમજાવી તેઓની ભોળાઇનો લાભ લઇ, પોતાના ગજવા ભરવાની વિદ્યા સૌથી પ્રબળ લેખી છે જ્યા જોશી ત્યા રાજજોશીઓ ઉભરાઇ જાય છે, તો એ બધા રાજાઓના જોશીઓ મુબઇમાજ પડ્યા હશે ગો મારી બેહા તો બીચારા રાજાઓ પળેપળના મૂહુર્તો જોવાને ખોદા જાણે પોતેજ ધન, મકર ને કુંભ કરતા હશે જ્યા જુવો ત્યાં ધુતારા રાજજોશીઓના જ પાટિયા' છાપામા મોટી મોટી સરટીફીકેટ સાથનીજ જાહેર ખબરો, અને તે જોઇ જાણીને તે ઉપર દોડાદોડી કરતા ભોળા લોકોની મને ખરેજ દયા ઉપજે છે તેઓને દોષ દેવો ફોકટ છે દુખી માનવી પોતાના દુખની રાહત અને દિલાસા માટે, અતના ઉપાય તરીકે ખોદાને ત્યાનું ફરમાન ઉકેલાવવા આ કહેવાતા રાજજોશી મહારાજો આગળ ન જાય તો શુ કરે ? અને તેવા ભોળા નિર્દોષ દુખીને નીચોવીને ખીસું ભરનાર કેઇ રાજજોશી, કોઈ મહારાજજોશી કે કોઇ છત્રપતિ જોશી, પેતા તપ,

જપ, ને સામાધિ પ્રુફ જે મોટા મોટા ડોળ વાલી અમુક ફળની પ્રાપ્તિ માટે, અમુક ક્રિયા કરવાને બ્હાને જે ખીસું ભરવા માંડે છે, તે ભોળાઓને ભમાવી, તેઓને પોતાનો શિકાર બનાવી, ખુલી રીતે જાહેરાતમાં લૂંટ ચલાવે છે, તેઓ તરફ કયો સાચા દિલનો શખ્સ તિરસ્કારની નજરથી નહીં જોશે? હશે કોઇક જોશી હશે, સાચું પણ વર્તતા હશે, સાચવટથી જે આપે તે મરજીનું પણ લેતા હશે, પણ તે લોકોનો ધંધો તેઓને અંતે આ લાલચની જાળમાં ફસાવી ઉપર દર્શાવેલા કહેવાતા રાજજોશીઓનીજ સંઘમાં મૂકે છે. મેં ઘણાક દાખલાઓ મેળવ્યા છે ને નજરે પણ જોયા છે. કોઇ જોશી ફરજંદ પૂરા પાડવાની શક્તિ ધરાવે છે, તો કોઇ લગનની રાશિ જોઇ લગન સાંધી આપનારાં છે, અને છાપામાં તેઓની જાહેરખબર વાંચી અભાગણી ભોળી સ્ત્રીઓ પોતાનું નખ્ખોદ વાળે છે. **રાશિ જોવડાવી** થયેલાં લગનમાં સેંકડે ૪૦ ટકા ટૂંક વખતમાંજ મરણ પામે છે, ૪૦ ટકા દુઃખી નીવડે છે, જ્યારે ભાગ્યે ૨૦ ટકા કોઈ સુખી લગ્નો નીવડયાં હોય, **વગર રાશિનાં** લગ્નોમાં સેંકડે ૬૦ ટકા સુખી હોય છે. કારણ કે તે લાંબા વખતની ઓળખ અને અરસપરસના પ્રેમથી જોડાયેલી ગાંઠનાં હોય છે, ૧૦ ટકા દુઃખી નીવડે છે કારણ કે, તે નાદાનીયતની ભૂલ અને પહેલી નજરનાં પ્રેમબાણની મોહકાણ હોય છે, અને ૨૦ ટકા પોતાને નસીબે પડેલો ભાગીદાર ભલો કે ભૂંડો પણ સાંખી લઇ પોતાનો સંસાર નીભાવે છે, જ્યારે ફક્ત ૧૦ ટકા અચણુચ મરણ કે લાલચના ભોગથી ફસી પડનારાં લગનો અંજામ દુઃખમાં આવે છે.

આ સર્વે જે મેં ઉપર લખ્યું છે, એ મારા અભ્યાસનું અને તપાસનું પરિણામ છે, ભલે કોઇને તે ખોટું લાગે, ભલે કોઇનાં કાળાં હૃદયમાં તેનો ગુસ્સો વ્યાપે, મેં અમુકને માટે નથી લખ્યું. પણ સર્વેને માટે જાહેર મત દર્શાવવા ધાર્યો છે. વખતે હું ભૂલતો પણ હોઉં; દુનિયા કોઇ ચીજથી ખાલી નથી. પણ વરસાદના વરતારાઓએ તો એ જોશી મહારાજોની પુરતી ફજેતી કરી છે. જ્યારે જોશી મહારાજ મેઘરાજને નહીં વર્તી શકે તો ફરજંદની પ્રાપ્તિ તે કયાંથી આપવાનો હતો. ક્ષમા કરો બાપુ ક્ષમા કરો, એ બાબતનો તોલ કરવાનું વાંચક વર્ગનીજ મુનસફીપર છોડેલું ઠીક લેખાશે. આ કંઇ ફક્ત હિંદુ જોશીઓ માટેજ નથી, પણ બીજી જ્ઞાત અને જાતના અનેકો માટે છે, એ ટીકાથી કાંઇ એમ નથી ઠરતું કે હિંદી જ્યોતિષ ખોટું છે. ના, **હિંદી જ્યોતિષ તો ઉત્તમ ને શ્રેષ્ઠ છે,** પણ તે વિદ્યાના હાલના રક્ષકોએ મોટી ગુલાંટ ખાધી છે. તેઓનું ગ્રહ

ગણિત પશ્ચિમના ગ્રહ ગણિતથી જુદું પડે છે, જે ગણિત તેઓ લાવે છે, તે પ્રમાણેના ગુણદોષ કે દુ ખદરદ માનવીને હોતા નથી, પણ અગ્રેજી ગણિત પ્રમાણે ગણવાથી ગુણદોષ ને શારીરિક વ્યાધિ ઉપરાત ઘણીક બાબતોનો ખુલ્લો સત્ય જવાબ મળે છે પશ્ચિમની રૂઢીનુ શિક્ષણ સહેલ અને કાર્યસાધક છે, પશ્ચિમના વરતારા મુખ્ય ભાગે ખરા પડે છે, જેના હજારો દાખલા છે

આ ઉપલી સર્વે બાબતપર અજવાળુ નાખવાને માટે, અગ્રેજી વિદ્વાનોના પુસ્તકનો અભ્યાસ કરી, તેનો અર્ક વાચનારી આલમ આગળ જ્યોતિષ વિદ્યાની સચ્ચાઇ, તેનું કાર્યસાધકપણુ, તેની અગમચેતી, તથા પોતાના ગુણ અવગુણ, દોષ, વીગેરેને પીછાણતા શીખવાને બની આવે એટલા માટે મારી અદના કલમથી મારા અભ્યાસ દરમ્યાન જે જે સત્ય મળ્યુ, તે સર્વે ખુલાસાવાર આ પુસ્તકમા આપવાની તથા કોઇ પણ સચ્ચાઇના શોધકને તે વાચવા પછી પ્રયોજ્ય રીતે અમલમા મૂકી તેની તપાસ ચલાવી સત્યને જાહેરાત આપવાની, તથા નીચ અને લોભાણુ જોશીઓની જુઠી જાહેરાતોને, પોતે મેળવેલા સત્ય જ્ઞાન મારફતે તોડવાની, અને ભોળવાયનાઓને ધૂર્ત જોશીઓના હાથમા ફસી પડતા અટકાવી, ખુદ પોતાનેજ એ વિદ્યાનું જ્ઞાન મેળવવાની તક આપવાની મકસદથી, કાઇપણ લોભ લાલચ કે કમાણી કરવાની આશા વગર, પશ્ચિમની જ્યોતિષ રૂઢીના મુળતત્ત્વોને ખુલ્લી સાદી ગુજરાતી ભાષામા, બોને ગોલ પ્રયોજ્ય રીતે સમજાવવાની મે કોશિષ કરી છે

ફરીથી એકવાર આગ્રહ સાથ ધ્યાન ખેચુ છુ કે હુ કાઇ જ્યોતિષ શાસ્ત્રનો પડિત નથી, અથવા તો કોઇ વિદ્યા શિખવનારો કહેવાનો ઉસ્તાદ નથી, પણ ફક્ત એક અદના અભ્યાસી છુ મારા અભ્યાસથી મેળવલો આ પુસ્તકમા સર્વે અર્ક છે, કે જે મોટા મોટા વિદ્વાનોની શોધોના પરિણામોના સગ્રહથી મેળવેલો છે, અને તેનું સત્ય તપાસેલુ છે

મારા આ અને અગાઉ પ્રગટ થએલા કોઇ પણ પુસ્તક માટે ખુશામતી સરટીફીકેટનો હુ લોભ રાખતોજ નથી, મારા પુસ્તકોની ખુબી ખામી તથા ગુણો દર્શાવવાનું કામ મારૂ નથી, પણ વાચક મડળનું છે, જેઓએ આ પુસ્તકનું તોલ પોતે કરી લેવુ

આ વિદ્યાના તપાસ અને અભ્યાસ અર્થે મે ઘણા ગુજરાતી તેમજ અગ્રેજી પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો જેના થોડાક નામો ઋણ સ્વીકારમા દર્શાવ્યા છે

આ ચોપડીની ભાષામાં કાંઈ ભૂલ ભરેલું જણાય અથવા બીજી હરકોઈ ખામી જણાય, અથવા કોઇ હિસાબી ભૂલ માલમ પડે, તો તે સમજુ વાંચનાર ગુજરાતી ભાષાની કેટલીક નહીં મટે એવી અડચણો તથા આ અદના લખનારનું અજ્ઞાન ધ્યાનમાં લઇને ક્ષમા કરશે એવી આશા રાખું છું.

આ પુસ્તક શરૂઆતના અભ્યાસ માટેજ ફક્ત રચવામાં આવ્યું છે, અને તેથી હરેક બણિત શબ્દે શબ્દ પ્રયોજ્ય બનાવવા માટે અલંકારિક અને અઘરી ભાષા વાપરવાની બીલકુલ કોશેષ ન કરતાં, ફક્ત સાદી ભાષામાં તે સમજાવવાની કોશેષ કરી છે.

આ પુસ્તકને જાહેરમાં મૂકવાને તે પરવરદેગારે મને આજે શક્તિમાન કર્યો છે, કારણ કે આ પુસ્તક જાહેરમાં બહાર પડશે એવો સંભવ હતો નહીં. મારી મુસ્કેલી વચ્ચે દુશ્મનાઇથી મારી મેન્યુસ્ક્રીપ્ટો ચોરવામાં આવી હતી, જેથી લખાણો ફરીને રચવાને મને મહિનાઓ લાગ્યા હતા. એ અરસામાં મારી નોકરીની ફરજ મારે માથે બજાવવાની હતી, પણ મારા મહેરબાન શેઠો અને તેઓના ભાગીદારોએ મને મારા કામ માટે જોઇતો પુષ્કળ વખત ફાજલ આપી મને સર્વેથી મોટી મદદ કરી છે. તે ઉપરાંત મારા બીજા મિત્રો તથા સ્નેહીઓએ આ પુસ્તક માટે જોઇતી શોધખોળ અને તપાસ કરવા માટે પોતાનાં પુસ્તકો આપી તથા બીજી ચોપડીઓ મેળવી આપીને જે મદદ કરી છે તે માટે એ સર્વે મહેરબાનોનો આ જગ્યાએ અંતઃકરણથી આભાર માનું છું.

જો કે જ્યોતિષવિદ્યાને લગતાં હજારો પુસ્તકો આજ અગાઉ પ્રગટ થઈ ચૂક્યાં છે, પણ અંગ્રેજી જ્યોતિષનો આવો ચાર ભાગનો તમામ પ્રયોજ્ય સારાંશ આજ સુધી કોઇએ જાહેરમાં આણ્યો હોય એમ જણાયું નથી, જેથી આ ગ્રંથ એ બાબતનો પહેલો પ્રયોજ્ય ગ્રંથ છે. મારા અભ્યાસ દરમ્યાન ઘણાક ગુજરાતી જ્યોતિષના ગ્રંથો મારા હાથમાં આવ્યા છે, પણ તે સર્વે વહેવારુ વાંચક વર્ગને તદ્દનજ નકામા છે, કોઇકમાં તો ફક્ત શ્લોકો ને તેનાં ધડ પુછડાં વગરના અર્થોથી પાનાંઓ ભરી પોથાં બનાવ્યાં છે, તો કોઇકમાં અઘરી ગુજરાતી ભાષામાં સંસ્કૃત ભાષાના શબ્દો સાથે એવું ડોહળી મૂકેલું હોય છે કે, બાપડો વાંચનાર તેથી કંટાળી તે તજી દે છે. એ સર્વે ગુજરાતી પુસ્તકોમાં ભરૂચવાસી વકીલ સાકરલાલ શંભુલાલ દેશાઇનાં પુસ્તકો ગુજરાતી જ્યોતિષ શીખવાને ઘણી સારી સમજણ આપનારાં છે. આ જગાએ વાંચક વર્ગનું ધ્યાન ખેંચીશું, કે ગુજ-

રાતી જ્યોતિષ શિખવા આગમજ આ પશ્ચિમની સદેહ રહીને પહેલાં અભ્યાસ કરવાથી ઘણીક બાબતોનો સહેલથી ખુલાસો મળી શકશે, વળી અંગ્રેજી પંચાગ અને તે માંહેલા ગ્રહ મોટી મોટી ઑબ્‌ઝરવેટરીઓ પરથી તપાસ કરીને પછીજ જાહેરમાં આવેલું સ્પષ્ટ ગણિત છે, જ્યારે ગુજરાતી ગ્રહ ગણિત પોતાની કુંભકર્ણની ઊંઘમાંથી હજી જાગ્રત થયુ નથી. કારણ તેમાં મોટા ફરક અને મતભેદ છે, એ સર્વે બાબતનો તોલ કરી સત્ય શું છે, તે શોધી કાઢવાનું વાચક મંડળની મુનસફી પરજ સોંપવું ઠીક થઈ પડશે.

આ પુસ્તક કાંઈ કહાણી કીસ્સા જેવું રસિક તો નથીજ, પણ જ્યોતિષ વિદ્યાની સચ્ચાઈની સાહદતો અને દાખલા દલીલોથી ભરપૂર છે, અને જીજ્ઞાસુ વાંચક એ પુસ્તકનો અભ્યાસ કરી ભોળવાયલા લોકોને લાભ આપતો રહેશે, તો મારી મહેનત અને રંજનો બદલો પૂરનો વળી રહેશે.

૯

દી. શા. હોમીયાર.

# સંપાદક તરફના બે બોલ

આજથી લગભગ ૨૦ વરસ પહેલાં મરહુમ દીનશાહ શા. હોમીયારની રચેલી "ધી પ્રેકટીકલ એસ્ટ્રોલૉજી" ની ચોપડી, જ્યોતિષશાસ્ત્રના મહાન સિદ્ધાંતો સાયન રીત મુજબ રજૂ કરતી, બહાર પડી ચૂકી હતી. શરૂઆતથીજ આ અદના સેવકને આ ચોપડીએ ખૂબજ આકર્ષ્યો હતો, બલકે જ્યોતિષના અભ્યાસ માટે પ્રેરણારૂપ આ જ ચોપડી મારે માટે બની હતી. જૂના જમાનાના વિદ્વાન જ્યોતિષીઓ ઝાડકીલ, રાફેલ, એલન લીઓ અને વિલિયમ લીલી, જેવા અંગ્રેજ જ્યોતિષીઓની રીત રૂઢી સાથની ચાર ભાગમાં સંપૂર્ણ ઈ. સ. ૧૮૦૦ થી ૨૦૦૧ નાં પૂરાં બસો વર્ષના ગ્રહોના પંચાગ સાથે, સાદી ગુજરાતી ભાષામાં, તદ્દન સહેલી અને વિદ્વત્તા તથા સચ્ચાઇની સાહદનો સહિત, સાયન્ટીફીક ગણતરીઓવાળું અંગ્રેજી (સાયન) રૂઢીનાં જ્યોતિષનું પુસ્તક જો કોઈ બી હોય તો તે મરહુમ દીનશાહ શા. હોમીયારની "ધી પ્રેકટીકલ એસ્ટ્રોલૉજી" છે. કર્તાએ ઘણો શ્રમ ખેંચી મહા મુસ્કેલીએ વરસોની અથાક મહેનત પછી આ પુસ્તક સર્વેથી પહેલું ૧૯૨૦ની સાલમાં પ્રકાશકો, મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની, તરફથી છપાવી બહાર પાડયું હતું. આ પહેલી આવૃત્તિની સઘળી નકલો ખપી જતાં આ જ પ્રકાશકોએ ૧૯૨૨માં બીજી આવૃત્તિ બહાર પાડી હતી, જે વખતે કર્તાની હયાતી હતી નહિ. આ ચોપડીની લોકપ્રિયતા એટલી બધી વધી ગઇ છે કે સર્વે ઠેકાણેથી આ વિદ્વાન લેખકની ચોપડીની ચાલુ માંગણી આજે વર્ષો થયાં થતી જ રહી છે. આ પુસ્તક અઘરા અલંકારિક સંસ્કૃત શ્લોકો અથવા ન માનવામાં આવે એવી દંતકથાથી ભરેલું નથી, પણ ફક્ત જૂના અને હાલના જમાનામાં જગપ્રસિદ્ધ થયેલા, પૂર્વ અને પશ્ચિમના મુલકોમાં જ્યોતિષ વિદ્યાની ઓથોરીટી સમાન જાહેર થયેલા, તથા દુનિયાની મોટી મોટી ઓબ્ઝરવેટરીઓના યંત્રોથી ગણતરી કરનારા મહાન વિદ્વાનોના ગ્રંથો તથા શિક્ષણોનો અર્ક, ભારત દેશની કેળવાયલી પ્રજાના ઉપયોગ માટે રજૂ કરવાને પ્રગટ કરવામાં આવ્યું હતું. હું હીંમતથી કહું છું કે ઝેડકીલ, ઍલન લીઓ, રાફાએલ અને મેક્ષ હીંન્ડલ જેવા વિદ્વાન અને મહાન જ્યોતિષીઓની સરળ રૂઢિ સંપૂર્ણતાથી શીખવા માટે આ એકજ પુસ્તકની જરૂર છે, ' અને તેથી જ પ્રકાશકોએ આ ગ્રંથની લોકપ્રિયતા પીછાની તેની ત્રીજી આવૃત્તિ આવા મોંઘવારીના વખતમાં પણ છપાવી બહાર પાડવાનો નિશ્ચય કીધો છે એ માટે તેઓને ખરેજ ધન્યવાદ ઘટે છે.

આ બધા પ્રકાશકોએ ફરી ત્રીજી આવૃત્તિ છપાવવાનું બીડું ઝડપ્યું ખરૂં, પણ આ અરસા દરમ્યાન જ્યોતિષ શાસ્ત્રે અનેક દિશામાં મોટી પ્રગતિ કીધેલી હોવાથી, આ પુસ્તકને ઘટતી રીતે પાછુ તપાસી જઇ, તેમા સુધારાવધારા કરાવી, પછી જ છાપવાનું દુરસ્ત ધાર્યું હતું અનેક જ્યોતિષના પંડિતોને આ ચોપડી reviso કરવા માટે પૂછવામા આવતા કોઇએ પણ આ વિકટ કામ માથે લીધુ.નહીં છેવટે મારા જ્યોતિષના કલાસના કેટલાક મિત્રોએ પ્રકાશકોને મારૂં નામ સુચવતાં તેમણે આ કામ ઉપાડી લેવા મને વિનંતિ કીધી જ્યોતિષશાસ્ત્રનું સર્વેથી પહેલું જ્ઞાન મે મરહુમ હોમીયારની આ જ ચોપડીમાથી ૧૯૨૨માં લીધુ હતું તેથી આ ઉત્તમ ચોપડીનો મને લગભગ ૩૦ વરસનો અભ્યાસ હતો અને મને તે ઘણી જ પસંદ પડી હતી એટલે તે આખી ચોપડી પાછી revise કરવાનું કામ મે મારી નાદુરસ્ત તબીયત હોવા છતા ખુશીથી શોખની સેવા ખાતર માથે લીધુ લગભગ ૫૦૦ ઉપર પાનાના આ પુસ્તકને ફરી તપાસી તેમાં ઘણા સુધારાવધારા કરી તેને હાલની ઢબની સાયન પદ્ધતિ પ્રમાણે Up-to-date બનાવવું એ કઠણ કામ હતું પણ છતા પ્રકાશકોના ખંતીલા અને ઉત્સાહી ભાઇથી પંડયાએ બધા પ્રૂફો જાતે વાંચી, તપાસી બીજી અનેક રીતે મને મદદ કરવાની પ્રેરણા આપવાથી, આ અથાગ મહેનતનું લોકોપયોગી કામ તે પરવરની મહેરથી આજે લગભગ બે વર્ષે પાર પડયુ છે જે માટે તે પરમ કિરતારનો આભાર માનું છુ

મરહુમ હોમીયારે આ પુસ્તકને ચાર ભાગમા વહેચી દીધુ હતું પહેલો ભાગ "નેટલ" એસ્ટ્રોલૉજી બીજો ભાગ "હોરારી" એસ્ટ્રોલૉજી, ત્રીજો ભાગ "મુનડેન" એસ્ટ્રોલૉજી અને ચોથો અને ઘણોજ અગત્યનો ભાગ "મેડીકલ" એસ્ટ્રોલૉજી ત્યાર પછી ચોપડીને છેડે ૨૦૦ વરસનું મોટા ગ્રહોનુ અંગ્રેજી પંચાગ પણ આપ્યુ હતું એટલે ટૂંકમા કહું તો જ્યોતિષ શાસ્ત્રની આખી લાયબ્રેરીનો માત્ર બે પૂઠા વચ્ચે સમાવેશ થઇ જતો હતો કાગળ અને છપામણીનો ખર્ચ આજે અગાઉ કરતા ચાર પાંચ ગણો વધી ગયો છે, છતા હીંમત ન હારતા આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ સુધારા વધારા સાથે આ પ્રકાશકોએ આમ વર્ગમા જ્યોતિષનો સારી રીતે ફેલાવો થાય અને આ વિદ્યાના ચમત્કારિક જ્ઞાનનો બને એટલો બહોળો પ્રચાર થાય એવી મકસદથી, પૈસા કમાવાની જરાય આશા વગર, આ પરમાર્થી કામ માથે લીધુ હતુ જેને માટે તેમને ખરેજ ધન્યવાદ ઘટે છે

આવી રીતે આ ચોપડીમાં જ્યોતિષની ઘણી અગત્યની બાબતોનો ફેરફાર કરવાનું મારે માથે આવી પડયું હતું. વિચાર કરતાં મને લાગ્યું કે આ પુસ્તકને હાલની અંગ્રેજી તેમજ અમેરીકન પદ્ધતિ અનુસાર ગોઠવી તેને નવાંજ રંગરૂપમાં જ્યોતિષશાસ્ત્રના ચાહનારાઓ આગળ રજુ કરવું.

આ પુસ્તકમાં **નેપચ્યુન** ગ્રહ માટે ખાસ કાંઇ પણ લખાણ હતું નહિ કેમકે જે વખતે આ ચોપડીની પહેલી આવૃત્તિ છપાઇ બહાર પડી ત્યારે આ ગ્રહ તુરતનો જ શોધાયો હતો અને તેની ગ્રહમંડળની રાશિઓ પર શું શું અસર હતી તેની નોંધ પૂરતી રીતે લેવાઇ હતી નહિ. આ કારણસર મેં સર્વેથી પહેલાં નેપચ્યુન ગ્રહની દરેક રાશિમાં તેમજ સ્થાનમાં શું શું અસર હતી તેનું નવું પ્રકરણ અમેરીકન તેમજ અંગ્રેજી પુસ્તકોને આધારે લખી કાઢ્યું.

વળી જૂની ચોપડીમાં કર્તાએ દરેક ગ્રહના ફક્ત સ્થાનફળો જ આપ્યાં હતાં પણ એક પણ ગ્રહનું રાશિફળ આપ્યું હતું નહિ એટલે નવે નવ ગ્રહોનાં બાર રાશિઓમાં ૧૦૮ રાશિફળો તૈયાર કરવાં પડયાં. સુજ્ઞ વાંચકો આ ઉપરથી જોઇ શકશે કે દરેક ગ્રહના ફળના પ્રકરણમાં તેનાં બાર રાશિફળો અને બાર બાર સ્થાન ફળો બરાબર અનુભવ-સિદ્ધ ગોઠવ્યાં છે.

ત્યાર પછી દૃષ્ટિ (aspect) ની બાબત ઘણીજ અગત્યની હતી. જૂની ચોપડીમાં કર્તાએ જે રીતે દૃષ્ટિફળો આપ્યાં હતાં તે રીત અભ્યાસીને તકલીફ આપનારી અને કાંઇ ગુંચવણ ભરેલી હતી. માટે મેં છેલ્લી ઢબની અમેરીકન રૂઢી મુજબ એ બાબતને સરળતાથી ગોઠવી દરેક ગ્રહની બીજા અન્ય ગ્રહો સાથેના શુભ-અશુભ દૃષ્ટિનાં ફળો શું શું હોઇ શકે તેનું લગભગ ૧૬ પાનાનું એક નવુંજ પ્રકરણ તૈયાર કરી ગોઠવી દીધું. તે ઉપરાંત ડાયરેકશનના પ્રકરણમાં નેપચુન ગ્રહની શુભ-અશુભ એસપેક્ટની અસર પણ તૈયાર કરી સમાવી દીધી છે. આ પ્રમાણે આ નવી આવૃત્તિ તદન અપ-ટુ-ડેટ અંગ્રેજી તેમજ અમેરીકન પદ્ધતિ પ્રમાણે ગ્રહોનાં રાશિફળો, સ્થાનફળો, દૃષ્ટિફળો અને ડાઇરેકશનો આપતી હોઇ કાંઇપણ કચાશ વગરની તૈયાર થઇ છે.

વધુમાં નવા શીખાઉ અભ્યાસી માટે જુની આવૃત્તિમાં કર્તાએ જે કુંડળીઓના ચાર્ટો મૂક્યા હતા તેની ગણતરીની પદ્ધતિ જૂના જમાનાની કાંઇક કચાશવાળી રીત મુજબ હોવાથી, આ નવી આવૃત્તિમાં નવાજ બ્લોકો

તૈયાર કરાવી, તેની ગણતરી વિલાયતના મહાન જ્યોતિષી એલન લીઓની ગણતરી મુજબ મુબઇમા જન્મેલા એક બાળકની કુડળીનું ઉદાહરણ સાથે આપી છે તદન નવીજ પદ્ધતિથી ગણત્રી કરી નવા ચાર્ટો તથા નવા બ્લોકો આર્ટીસ્ટ પાસે તૈયાર કરાવી એક બચ્ચાને પણ સમજ પડે એવી રીતે સરળતાથી સમજાવી છાપ્યુ છે આ રીતે જોતા પ્રકાશકોએ નવા બ્લોકો બનાવવા માટે આર્ટીસ્ટો રોકી ખર્ચ કરવાની જરાયે કચાશ કીધી નથી

વધુમા પાના ૧૭૬ થી ૧૮૯ સુધીમા હિન્દુસ્તાનમા મુખ્ય ગામોના અક્ષાશ, રેખાશ અને સ્ટા ટા (રેખાશ ૮૨—૩૦ પૂર્વ) અને સ્થાનિક (લોકલ) સમય વચ્ચેનો તફાવતનો કોઠો ઉમેર્યો છે હાલમા થોડા વર્ષો થયા શ્રી અમૃતલાલ દ શેઠની રાહબરી હેઠળ "જન્મભૂમિ"નું ખગોળસિદ્ધ પચાગ છપાય છે તેમા આ કોઠો આપ્યો છે તે વધારે સ્પષ્ટ અને ભૂલ વગરનો મને લાગ્યો છે તેથી આ પ્રકરણ મે આ ચોપડીમા દાખલ કર્યું છે તે માટે આ પચાગના સંચાલકોનો અહીં ખાસ આભાર માનવામા આવે છે બીજા ઘણા પચાગોમા આવા કોઠા છપાય છે પણ 'જન્મભૂમિ' પચાગનો કોઠો અતિ સૂક્ષ્મ હોવાથી તેની પસંદગી અમોએ ખાસ કરી છે શુદ્ધ નિરયન ટપકો બનાવવા માટે "જન્મભૂમિ' પચાગના સચાલકો અથાગ મહેનત લઇ જે પ્રચાર કરે છે તે ખરેજ આવકારદાયક છે અને આ બાબદ પર અમોએ એક નાનો લેખ અહીં છાપ્યો છે જે સર્વે વાચનારાને પસંદ પડયા વિના રહેશે નહિ મારી આખી પારસી કોમનું ખાસ ધ્યાન આ બાબત પર ખેચીશ

જે મોગા સુધારાવધારા સાથેનો ફેરફાર કરવાનું મને દુરસ્ત લાગ્યુ તે મે આવી રીતે 'નેટલ' એસ્ટ્રોનોજીના ભાગમા કીધો છે અને બીજા બધા ભાગોમા કર્તાનું લખાણ ઘણી સુંદર રીતનું હોવાથી તેમા ખાસ ફેરફાર કીધો નથી આજના દરેકે દરેક ડોકટરોનું આ ચોપડીના "મેડીકલ" એસ્ટ્રોનોજીના ભાગ તરફ હુ નમ્રતાપૂર્વક ધ્યાન ખેચીશ કેમકે કર્તાએ તેની અંદર ઘણી જ સુંદર રીતે શરીરના અનેક ભાગો ઉપર રાશિ મડળની અસર શુ છે તેની વિગતવાર બારીક સમજણ આપી છે જે ખરેજ સર્વે મેડીકલ મેનોને અભ્યાસ કરવા લાયક છે નવી બાબતોનો સમાવેશ કરવાથી પુસ્તકનું કદ ઘણુ વધી પડયુ હતું, પણ પાનાનો બચાવ કરવા છેડે ૨૦૦ વર્ષનું પચાગ નહિ છાપતા ઇ સ ૧૮૭૫ થી ઇ સ. ૨૦૦૧ વરસ સુધીનું ૧૨૭ વરસનું પચાગ છાપ્યું છે

નવી આવૃત્તિને છેડે "મુંબઇનું લગ્નપત્ર" (Table of Houses) મોટા હરફે ખાસ છાપ્યું છે જેની ઉપયોગીતા જનતાને સમજાઇ જશે, તે ઉપરાંત "આસપેક્ટેરીયન" અને "ડાયરનલ લોગેરીથમનો" કોઠો મોટા હરફે છાપ્યો છે. આ કોઠો ચાલુ વપરાશનો હોવાથી ઘણો ઉપયોગી થઇ પડશે. એવા બીજા અનેક જ્યોતિષને લગતા ઉપયોગી કોઠાઓનો ચોપડીમાં ઠેરઠેર સમાવેશ કીધો છે.

કર્તાએ ખાસ પારસી ભાઇબ્હેનો માટે દુઃખ અને આફત વખતે યાને ગૃહોની વ્યાધિ વખતે શું શું માંથ્રવાણી ભણવી-તેમજ ગ્રહો અને ઝવેરાતો વચ્ચે શું સંબંધ છે અને ઝવેરાતોની માનવીના શરીરમાંથી નીકળતાં મેગનાટીઝમ પર ધ્વનિ મારફતે શી શી અસર થાય છે તેનું સાયન્ટીફીક વર્ણના આપ્યું છે.' કર્તાએ વધુમાં જ્યોતિષશાસ્ત્રમાંથી મોટી તકલીફ લઇ ચૂંટી કાઢેલાં ૧૩૧ એફોરીઝમસ યાને ગ્રહોના યોગાનયોગનું પ્રકરણ આપ્યું છે. તેમજ જ્યોતિષશાસ્ત્રમાં ઘડી ઘડી આવતા કઠણ અને અઘરા ટેકનીકલ શબ્દોનો એક "શબ્દકોષ" (ડીકશનરી) નો પણ પાનાં ૪૫૨ થી ૪૬૬ સુધીમાં સમાવેશ કીધો છે. કોઇ પણ તારીખનો ચંદ્ર કેમ શોધી કાઢવો તેની સહેલી રીત પણ આ ચોપડીમાં આપવામાં આવી છે.

આ સઘળું તપાસતાં સર્વે સુજ્ઞ વાંચકો અને ખાસ કરી જ્યોતિષના અભ્યાસીઓને માલમ પડશે કે આટલું મોટું જ્યોતિષનું ઉત્તમ અને ઉપ-યોગી પુસ્તક આટલી નજીવી કીંમતે જવલ્લેજ કેકે પણ મલી શકે. આવી રીતે જ્યોતિષ વિદ્યાનું સસ્તું સાહિત્ય ઘણાજ સફાઇદાર કીંમતી કાગળો ઉપર મોટા નવા ટાઇપોમાં છપાવી પ્રજાને અર્પણ કરવા માટે પ્રકાશકોને ખરેજ શાબાશી ઘટે છે. આશા રાખું છું કે આ નવી આવૃત્તિની એક નકલ ખાસ કરી દરેકે પારસી કુટુંબ જરૂર વસાવી લેશે.

પ્લોટ નં. ૧૩,
સ્લેટરરોડ, ગ્રાંટરોડ,
મુંબઇ, ૭
તા. ૧૦-૩-૧૯૫૨

રૂસ્તમ ડો. મોટાફરામ
(સીનર્જીક)

# નિરયન ટપકો

સાયન પદ્ધતિથી બનાવેના સ્પષ્ટ ગ્રહો સાયના ટપકાને ખગોળ સિદ્ધ સૂક્ષ્મ ટપકામા ફેરવી નાખવાની સહેલી રીત અહીં જીજ્ઞાસુ વાચકો અને અભ્યાસીઓ માટે આપી છે. ભારત દેશમા જે આપણે નિરયન ટપકાઓ ગ્રહલાઘવ રીત પ્રમાણે બનાવેલા જોઇએ છે તેમા ઘણી કચાશ હોય છે એમ અનુભવે સિદ્ધ થયુ છે પણ આપણા નિરયન યાને ગુજરાતી ટપકાઓ જો સાયન પદ્ધતિથી બનાવેના ટપકામાથી "અયનાશ" બાદ કરી બનાવવામા આવે તો તેથી અતિ સૂક્ષ્મ નિરયન ટપકો બનાવી શકાય, જેથી સ્પષ્ટ ચદ્ર કાઢી શકાય છે અને નિરયન ટપકામા હોરા, દ્રેષ્કોણ, સપ્તમાશ, નવમાશ, દ્વાદશાશ, ત્રિશાશ એ છ ચક્રો મળી ષડ્વર્ગ કહેવાય છે તે કુડળીઓ પણ સ્પષ્ટ નીકળે અને મહાદશાનો ક્રમ પણ ભૂલ વિનાનો નીકળી શકે છે ઘડીપળના ઘણા ગોટાળા થતા હોવાથી આ બાબતમા અતિ રસ લઈ "જન્મભૂમિ" પચાગ વાળા શેઠ શ્રી અમૃતલાલ દ. શેઠે "ખગોળ સિદ્ધ સૂક્ષ્મ નિરયન ક્રાતિકી પચાગ" કાઢવાની પહેલ થોડા વરસ થયા કીધી છે પહેલા તો "અયનાશ" બરાબર સચોટ રીતે ખગોળ શાસ્ત્રીઓએ નક્કી કર્યું અને ત્યાર પછી સ્પષ્ટ રોજેરોજના ગ્રહો છાપવાની પહેલ શરૂ કીધી શ્રી અમૃતલાલ શેઠ સાથે જન્મભૂમિ પચાગ બહાર પાડવા માટે સહકાર કરનારા વિદ્વાન જ્યોતિષીઓએ ઘણી અગત્યની બાબતો આ પચાગમા સમાવી દીધી છે આ પચાગના સંચાલકોના પગને અમદાવાદમા "સદેશ પ્રત્યક્ષ પચાગ' ચાલતા ગાડ્યુ છે આ પચાગના પ્રમુખ અધ્યા હરિહર પ્રા ભટ્ટ તેના પ્રાણ સમાન છે આકોના બૃહન્મહારાષ્ટ્ર અને ગુજરાત પચાગ સંમેલને પ્રયોગાત્મક રીતે એવુ ઠરાવ્યુ છે કે એક કાયમી આરભસ્થાન રાખવા માટે નિરયન મેષ રાશિનો આરભ ચિત્રા નામના તારાના શરમૂલથી ૧૮૦ અશ પર આવેલ ક્રાન્તિ વૃત્તસ્થ બિંદુ પર લેવો અને તેને અનુસરીને શાકે ૧૮૭૪ની નિરયન મેષ સક્રાતિ (તા. ૧૩-૪-૧૯૫૨)ના "અયનાશ' ૨૩°-૧૦'-૩૧" (ત્રેવીશ અશ, દશકળા, એકત્રીસ વિકળા) લેવી પચાગનુ બધુ ગણિત સૂક્ષ્મ પ્રત્યક્ષ લેવુ "મુબઈ પચાગ પરિષદે' ૨૦/૨૧ મી, ઓક્ટોબર ૧૯૫૧ના દિને મુબઇ મધ્યે ભારતીય વિદ્યાભુવનમા એક સભા મેળવી આકોના સમેલનના ઠરાવને અપનાવ્યો છે અને ચિત્રા પક્ષના પચાગોની સખ્યા લગભગ હિંદમા ૪૫ જેટલી થશે ગુજરાત અને મહારાષ્ટ્રની વસ્તીનો મોટો ભાગ આજે જે

પ્રત્યક્ષ પંચાંગો વાપરે છે તે બધાં હવે એક સરખાં ગણિતવાળાં થશે. આ પ્રમાણે "જન્મભૂમિ" વાળા શ્રી અમૃતલાલ શેઠે આટલાં થોડાં, ફક્ત પાંચ કે છ, વર્ષમાં જે સતત પ્રચારકાર્ય કરી સ્પષ્ટ ગ્રહો "જન્મભૂમિ" પંચાંગમાં છપાવી, સ્થૂળ પંચાંગોની ભૂલો બતાવી છે, તેથી જ્યોતિષ શાસ્ત્રની અને અને હિંદુ ધર્મ શાસ્ત્રોની ભારે સેવા કીધેલી કહેવાય.

પારસીકોમમાં રિવાજ છે કે એક બાળકનો જન્મ થતાં ટપકો જન્મોત્રી બનાવવામાં આવે છે. અત્યાર સુધીમાં ગ્રહલાઘવ રીત પ્રમાણે બનાવેલા ટપકાના ગ્રહોના સ્પષ્ટ અંશમાં અને સાયન પદ્ધતિથી બનાવેલા ટપકામાંથી અયનાંશ બાદ કરતાં બનાવેલા ટપકાના ગ્રહોના સ્પષ્ટ અંશોમાં ઘણો હેરફેર માલમ પડતો હતો. ચંદ્ર ગ્રહલાઘવ પ્રમાણે સ્પષ્ટ નહિ આવતો હોવાથી ષડ્વર્ગની કુંડળીઓ અને મહાદશાના કોઠામાં ઘણો ફેર પડેલો મેં અનુભવ્યો છે. પણ જ્યારથી જન્મભૂમિ પંચાંગ બહાર પડવા માંડયું ત્યારથી આ સ્થૂળ બનાવટના ટપકાઓ બનાવવાનું કામ ઘણા જોષીઓએ બંધ કર્યું છે અને "જન્મભૂમિ" પંચાંગમાં બતાવેલી રૂઢી મૂજબ અયનાંશ લઈ, ટપકા બનાવવાની પદ્ધતિ અપનાવી છે એ ખરે જ સંતોષ તેમજ ખુશાલીની વાત છે. આ ગડબડ ગોટાળા વિષે એકજ દાખલો પૂરતો થશે. જ્યારે શનિ ગ્રહ રાશિ બદલે ત્યારે પનોતીની બાબત સૂચવાય છે. અને જે દિવસે બદલે તે દિવસના ચંદ્રની રાશિ લઈ પનોતીના સોના, રૂપા, તાંબા, લોખંડ વગેરેના પાયા નક્કી થાય છે, પણ એક પંચાંગ જો ૧૫મી જુને શનિ બદલાય એમ જણાવે અને બીજું પંચાંગ ૨૭મી જુને શનિ બદલાય એવું દેખાડે તો પછી પનોતી કયે પાયે બેઠેલી જોવી એ એક ગુંચવણની બીના હતી. હવે આ જંજાળ પતી ગઈ છે અને પંચાંગો સરખાં થવાથી ઘણી મુસ્કેલીઓ ટળી જાય છે. પારસી માબાપોને ચેતવણી રૂપે અહીં લખી જણાવવામાં આવે છે કે નિરયન પદ્ધતિ મુજબનો આખો ટપકો જન્મભૂમિ પંચાંગમાં બતાવેલી રીતે જ જોષીને બનાવવા કહેવો અથવા તો આ મરહુમ હોમીયારની ચોપડીમાં બતાવેલા સાયન રૂઢી મૂજબ બાળકના સ્પષ્ટ ગ્રહો અને સ્પષ્ટ કસ્પો- સાથનો ટપકો પહેલાં બનાવી તેમાંથી જે વરસનો જન્મ હોય તે વરસના અયનાંશ "જન્મભૂમિ" પંચાંગમાં બતાવેલી રીત મુજબ બાદ કરવાથી સ્પષ્ટ નિરયન ટપકો કાઢી શકાય છે. ષડ્વર્ગ બળનું કોષ્ટક તેમજ મહાદશા અષ્ટોત્તરી તેમજ વિંશોત્તરી તૈયાર કાઢી તેના કોઠા પણ "જન્મભૂમિ" પંચાંગમાં આપ્યા છે. વધુમાં આજ પંચાંગે હિન્દુસ્તાનનાં મુખ્ય ગામોના અક્ષાંશ-રેખાંશ અને સ્ટા. ટા. (રેખાંશ ૮૨-

૩૦ પૂર્વ) તથા સ્થાનિક (લોકલ) સમય વચ્ચેના તફાવતના કોઠાઓ ભારે શ્રમ ખેંચી કાઢવાની પહેલ કીધી છે અને તે એટલા બધા ઉપયોગી છે કે આ ચોપડીની ત્રીજી આવૃત્તિમાં અમોએ તે સાભાર છાપ્યા છે. બીજા પંચાંગોમાં પણ આ કોઠાઓ છાપ્યા છે પણ "જન્મભૂમિ" પંચાંગના આ કોઠા અમોને અતિ સૂક્ષ્મ ગણતરીથી તૈયાર કરેલ લાગેલા હોવાથી તેનો આ ચોપડીમાં ઉતારો કીધો છે જે માટે ફરી અમો આ તકે "જન્મભૂમિ" પ્રકાશન મંદિરના સંચાલકોના ઋણી છીએ. આખી પારસીકોમને અમો અપીલ કરીએ છીએ કે તમારાં બાળકનો ટપકો પહેલાં આ ચોપડીમાં આપેલી સાયન રૂડી મુજબ તૈયાર કરાવી પછી તેમાંથી ઘટતા અયનાંશ બાદ કરી નિરયન ટપકો તૈયાર કરાવશો જે ઘણોજ સ્પષ્ટ અને વિશ્વાસપાત્ર નીકળશે. વળી મહાદશા અંતર દશાના કોઠાઓ પણ સ્પષ્ટ નીકળશે જેથી ફળાદેશ સચોટ ભાખી શકાશે. આ અદના સેવક આજીજ રીતે નિરયન ટપકાઓ કાઢવાની રૂઢીનો આજે વર્ષો થયાં પ્રચાર કરે છે. દુનિયાના કોઈ પણ શહેરમાં એક બાળકનો જન્મ થાય તો તેના ટપકાનું સ્પષ્ટ લગ્ન (Ascendant) સાયન પ્રમાણે બનાવેલી સહેલી રીત મુજબ કાઢી શકાય છે. ત્યાર પછી તે દિવસનો સૂર્યોદય લઈ જન્મ સમયની ઈષ્ટ ઘટિકા કાઢી શકાય છે. ઘણા જોશીઓ બાળકનો જન્મ હિંદ દેશના ગમે તે શહેરમાં થયો હોય છતાં લગ્નપત્ર તો મુંબઇનું જ લે છે. આફ્રિકામાં જન્મેલાં ઘણાં બાળકોના ટપકા મારી પાસે આવ્યા હતા જેમાં લગ્ન કદી પણ સ્પષ્ટ દેખાતું હતું નહિ. વળી ઇક્વેટરની ઉપર યા નીચે દક્ષિણમાં જન્મ હોય તો તેનું લગ્ન કેમ ગોઠવવું તેની માહિતી પણ કોઇકનેજ હોય છે. ઓસ્ટ્રેલ્યામાં જન્મેલાં બાળકનો ટપકો ભાગ્યેજ થોડા જોશીઓ બનાવી શકતા હશે; કેમકે દક્ષિણ લેટીટયુડ માટે સ્પષ્ટ લગ્ન કેમ ગોઠવવું એની માહિતી સર્વેને હોઈ શકતી નથી. "જન્મભૂમિ"વાળા શ્રી અમૃતલાલ શેઠના આ દિશામાં રૂડા પ્રચારથી ભારતીય જ્યોતિષશાસ્ત્ર ઉન્નતિના માર્ગે કૂચ કરી રહ્યું છે એ ખુશીની વાત છે.

રૂસ્તમ ડા. મોટાફરામ (સીનઓક)

## અનુક્રમ

### ભાગ પહેલો, "નેટલ" ઍસ્ટ્રૉલૉજી

## ભાગ બીજો "હોરારી" એસ્ટ્રૉલૉજી



## ભાગ ત્રીજો "મુંડન" એસ્ટ્રૉલૉજી

## ભાગ ચોથો, "મેડીકલ એસ્ટ્રોલૉજી"

ભાગ પહેલો

# "નેટલ" એસ્ટ્રૉલૉજી

## જ્યોતિષ વિદ્યાનો ખુલાસો, કારણ અને સત્ય

## ખુલાસો

કેટલાક લેભાગુ જ્યોતિષીઓ, ભોળા લોકોને જુઠ્ઠા અને ખોટા વહેમો આપી, તથા ખાસ કરીને સ્ત્રીજાતિને, ભારે વહેમ આપી, તે વહેમના આધારે, પોતાનાં ખીસ્સાં ભરી, માનવીની ઓલાદની ઉન્નતિને ધોકો પહોંચાડી, દરિદ્રતા અને વહેમોના ઊંડા દરિયામાં ડોલતાં કરી મૂકયાં છે. જ્યારે માનવીને સુખ હોય છે ત્યારે, તેને જ્યોતિષની કે બીજી કોઈ પણ બાબતની ઇચ્છા થતી નથી, તથા તેનું મન મગ્ન રહે છે, પણ જ્યારે સંકટ આવી પડે છે, ત્યારે તે સંકટમાં દિલાસો શોધવાને માટે માનવીઓ, શું નાનાં કે મોટાં, દરેક મુખ્ય ભાગે જ્યોતિષીની પાસે જઈ ખુલાસો માગે છે, અને તેવા દગાબાજ અને લેભાગુ જ્યોતિષીઓ, ગલીએ ગલીએ, અને રસ્તે રસ્તે "ફળ દેખનેવાલા" અને "સાચા પ્રશ્ન જોવાના અને કહેવાના" એવી બૂમો પાડતા, હરદમ નજરે આવે છે, કે જેઓ આગળ સ્ત્રીજાતિઓ, કોઈ હાથ દેખાડીને, 'કોઈ પ્રશ્ન પૂછીને, અને કોઇ જન્મોત્રી દેખાડીને સલાહ લે છે, અને એ સાધુના વેષમાં ફરતા તથા પેઢીઓ માંડી જાહેરાત આપતા ધુતારાઓ સાચી સલાહ, ધર્મ, દેશ અને જ્ઞાન અનુસાર આપવાને બદલે પૂજા, દાન, ધૂપ અને દોરાચીઠી, માદળિયાં, એવી બાબતોના વહેમો લગાડી તે બ્હાને ગરીબડાંઓને ખુલ્લી રીતે લૂંટે છે, એ સર્વે બાબતો આજ સુધી આપણે જોતા આવ્યા છીએ. અલબત ઘણાક અભ્યાસી ને શીખેલ જ્યોતિષીઓ પણ છે, કે જેઓ પોતપોતાની અમુક રીતો અને રૂઢીઓ તથા જ્ઞાન મારફતે સારો વર્તારો કાઢી શકે છે, તેમજ રૂડી સલાહ પણ આપે છે. એ સર્વે બાબત તરફ જોતાં તથા માનસિક વિદ્યાઓનો મને ઘણાં વર્ષોનો અભ્યાસ હોવાથી તથા માનસિક વિદ્યાને જ્યોતિષ વિદ્યા સાથે સંબંધ

હોવાથી, કેટલોક વખત એ વિદ્યાનો અભ્યાસ ચાલુ રાખી, ગુજરાતી તેમ જ અંગ્રેજી રૂઢીથી જ્યોતિષી તપાસ અને પ્રયોગો કરી, તેને લગતા ઘણાક પુસ્તકોનો ખંતથી અભ્યાસ ચલાવી તે માહેની સર્વે સચ્ચાઈ, આ નાના પુસ્તકમાં એક જ્યોતિષ વિદ્યાના અર્ક તરીકે, સાદી ભાષામાં, અને સાધારણ જ્ઞાનવાળો માનવી પણ સમજી શકે તેવી સરળ ભાષામાં, તથા મુખ્યત્વે અંગ્રેજી રૂઢી અને હિસાબ પ્રમાણે હરકોઈ માનવી, પોતાના જન્મ વખતના ગ્રહ મારફતે, પોતાની ખાસીયતો, સુખ દુખ, લાભ ખોટ, વગેરે સર્વે બાબત જોઈ જાણી શકે, તથા વખતની કુંડળી પ્રમાણે, તથા પોતાના ગ્રહોની અસર પ્રમાણે ચેતીને ચાલી શકે, અથવા આવી પડેલા, અથવા આવી પડનારા સુખ દુખો માટે ચેતતા રહે, એટલા માટે આ પુસ્તક, જેમ બને તેમ પ્રયોજ્ય બનાવવાની કોશીશ કરી છે અત્રે જણાવવાની રજા લઉં છું કે મહેરબાન વાચકોએ, વહેમ અને ધુતારાઓના હાથમાં ફસવા કરતા આ નઝવા પુસ્તકમાં, પોતાના સુખ દુખની સલાહ પૂછવી, અથવા તમારી જન્મોત્રીમાથી ગ્રહોની તપાસ આ ચોપડી મારફતે કરી અનુમાન કરવું અને તે ઉપર જો ભરૂસો ન બેસે તો જ, પછી કોઈ વિદ્વાન જ્યોતિષી પાસેથી ખુલાસો મેળવી, તમારા બાંધેલા અનુમાન સાથે સરખાવી, જે તમને રૂચે તે ઉપર ધ્યાન પહોંચાડવું, કે જેથી ખોટા વહેમો તથા જાદુઓ માદળિયા, અને નજીસ વિદ્યાઓથી દૂર રહી, તે તમારી ઉન્નતિને વધારી શકશે, તથા ઠગારાઓને હાથ તમારો પૈસો લૂંટાશે નહીં. આ નાનું પુસ્તક જો કે જ્યોતિષ વિદ્યાના આજ અગાઉ નીકળેલા હજારો પુસ્તકોમાં એક નજીવું છે, છતાં, તેની અંદર પ્રયોજ્ય રીતે અને ઘણી જ સાદી ભાષામાં અને સરળ રીતે જેટલું જ્ઞાન સમાવેલું છે, તેટલી બાબત, બીજા પુસ્તકોમાં ભાગ્યે જ સમાવામાં આવી હશે એક **"નાવીસ"** *અથવા એ બાબતની અજ્ઞાનતા ધરાવનારો શખ્સ પણ, એક વખત આ* ચોપડીનો અભ્યાસ કરવાથી જ્યોતિષીઓની માફક સર્વે ફળ જોઈ જાણી શકે છે

આ પુસ્તક બહાર પાડવાની મતલબ એજ છે કે, ગરીબ બાપડી સ્ત્રી જાતિ, અને તેવાજ નબળા વિચારવાળા અને રોગ તથા દુખથી વિપત્તિમાં આવી પડેલા, અને દુખથી કંટાળેલા શખ્સો લુચ્ચા અને લેભાગુ જ્યોતિષીઓએ, તેઓના મગજમાં આપેલા જુઠા વહેમોથી પોતાના મનમાં, તેને તે જ વિચારો ચાલુ રાખી *(સાઇકીક સાયન્સ) અથવા માનસિક વિદ્યાના* ચોક્કસ કાયદાઓ પ્રમાણે, પોતાના મગજની સ્થિતિને ખરાબ કરી, જે

ચીજ ન બનવી ઘટારત તે ચીજો, તાણી તોડીને વહેમથી, તથા ચાલુ તેનુંજ મનન કરવાથી ઉત્પન્ન કરે છે, કે જેથી તેઓ સુખને બદલે દુઃખ સહેતાં થાય છે, અને તેવું પરિણામ નીપજાવવાને માટે ગુનેહગારો જો કે પેલા વહેમ આપનારા જ્યોતિષીઓ જ છે, પણ તે સાથે ખુદ તે ધણી પોતે પણ, પોતાનાં દુઃખોનો કર્ત્તા લેખાય છે, તથા મનપર થયેલી અસરથી માનવી પોતાનું શારીરિક, સાંસારિક અને આત્મિક સુખ ખોઇને દુઃખના દરિયામાં ડૂબી મરે છે. એ તદન દાક્તરી વિદ્યાથી, આત્મજ્ઞાનથી, તેમજ સાધારણ વિચારથી સત્ય જ છે, તો તેવા અજ્ઞાન અને ભોળાંઓને ચેતેલાં રાખવાને, તેમજ તવંગર કે મુફલેસ સર્વેને માફક આવી શકે, તેવી તદન નજીવી કીંમતે આ પુસ્તક પ્રજા સન્મુખ બહાર પાડવાની હીંમત કરી છે.

## (૨) જ્યોતિષવિદ્યા ખરી છે કે ખોટી?

કેટલાક હાલના સુધારાવાળાઓ જ્યોતિપવિદ્યાને ધુતારી તથા વાહીયાત અને ઠગારી છડે ચોક જાહેર કરે છે, પણ તે ભાલામારૂઓ પોતાના મગજની ધૂનને ઠેકાણે રાખી વિચાર કરશે, તો માલમ પડશે કે વિદ્યા અથવા સાયન્સ, હંમેશ સચ્ચાઈના જ પાયાપર રચાયલાં હોય છે. જ્યાં સુધી વિદ્યાને ઊભા રહેવાને પાયો નહીં હોય તો પછી તે વિદ્યા જ શાની કહેવાય? દુનિયામાં માનવીની હસ્તીની સાથે જ એ વિદ્યાની શરૂઆત થયલી છે. ગયોમર્દ (Adam) ના વખતથી એ વિદ્યા શરૂ થયલી ગણાય છે, અને ત્યારથી અસલી પ્રજાઓ એ વિદ્યા જાણતી આવી છે. પેગમ્બર હઝરત જરથોસ્ત સ્પેતમાન અનુસેહ રવાન કે જેઓ એ વિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન ધરાવતા હતા, અને જેઓની પાસે જ્ઞાન મેળવવાને બીજા મુલકે મુલકના વિદ્વાનો આવતા હતા, તેઓએ એકવીસ નુશકમાં એક નુશક એ વિદ્યાનો પણ રચ્યો હતો, અને તેઓ પહેલો દરજ્જો ભોગવે છે, ત્યાર પછીથી તવારીખનાં પાનાં ફેરવતાં એક પછી એક પ્રજાઓ, એ વિદ્યાને જ મુખ્ય ગણી ગઈ છે. હિંદુઓમાં વિક્રમાદિત્ય, યાહુદીઓમાં જુસફ, બેરોશશ, ગ્રીકોમાં થેલ્સ (Thales B. C. 640) કે જેણે પહેલવહેલું ગ્રહણ શોધી કાઢ્યું હતું, એ પ્રમાણે ગ્રીક યુનાની, તથા તેઓ આગમજ. થઈ ગયલી ચેલડીયન અને મીડીયન પ્રજાઓ, બેબીલોનીયન પ્રજા અને ઈજીપ્શીયન્સ વગેરે, એ વિદ્યાની માન્યતા ધરાવતા હતા, તથા તેઓએ એજ વિદ્યાની શોધખોળો મારફતે મહાભારત કામો કર્યા હતાં, કે જે આજે પણ તવારીખમાં મોજુદ છે. મહાન ફીલસુફો જેઓનાં નામો નીચે પ્રમાણે છે,

તેઓ સર્વે, એ વિદ્યાના અભ્યાસી હોવાથી જ, માણુસાઈ રીતીનીતિ, ધર્મ અને જ્ઞાનનો ફેલાવો કરી, દાનાઈના મોતી આ દુનિયામા, પોતાની ક્લમથી લખાયના પુસ્તકોના આકારમા મુકી ગયા છે, તેઓ સર્વે જ્યોતિષને માનનારા, જાણનારા અને તે મારફતે હરેક ચીજનું તોલ કરનારા હતા દુનિયાની શરૂઆતથી નીચના નામો, એ વિદ્યાને માનનારાઓના, ઇતિહાસ મારફતે જણાયના છે

ગયોમર્દ નર અશોના વખતથી નીચે ઉતરતા પેગમ્બર હઝરત જર થોસ્ત સ્પેતમાન અનુસેહ રવાન (Zoroaster), મરક્યુરીયસ ટ્રીસમેજીસ્ટસ ( Mercurius Trismegistus ), પાઇથાગોરાસ ( Pythagoras ), હીપોક્રેટ (Hipocrates), થેલ્સ (Thales), એનેક્ષામાન્ડર (Anaxa mander), એરીસ્ટોટલ (Aristotle), સીસેરો (Cicero), સૉક્રેટીસ (Socrates), યુરીપીડીસ (Euripides), ગ્લેન (Glain), ક્લૉડીયસ ટૉલેમી (Claudius Ptolemy), જોસફ (Josephus) પૉલીડૉરસ વરજીલ (Polydoras Virgil)

આ ઉપલા ફીલ્સુફો ઇસ્વી સન પૂર્વે થઈ ગયા છે, અને ત્યાર પછી ૮૪૪ ઇસ્વીમા અલ્બુમાજર (Albumager), ૧૨૮૦ મા રૉજર બેકન (Roger Bacon), ૧૨૮૪ મા ગુઇડો બોનેટસ (Guido Bonatus), ૧૪૮૬ મા સર હેનરી કોરનેલીયસ ઍગ્રીપા ( Sir Henry Corne lius Agrippa ) ૧૪૯૭ મા ફીલીપ મેનેચથીન ( Philip Melan chthon), ૧૫૦૧ મા એચ કારડન ( H Cardan ), ૧૫૨૩ મા વેલન્ટાઇન નીબોડ (Valentine Naibod) ૧૫૩૪ મા ટી બી કારડન (T B Cardan), ૧૫૫૦ મા જે કેપલર (J Kepler) ૧૫૫૧ મા સર એડવર્ડ કેલી (Sir Edward Kelly) ૧૫૫૩ મા મીચેલ નોસ્ટ્રડે માસ ( Michall Nostradamus ), ૧૫૬૧ મા સર ક્રીસ્ટોફર હેડન (Sir Christopher Heydon), ૧૫૬૧ મા ફ્રાન્સીસ બેકન (Lord Francis Bacon), ૧૫૭૪ મા રૉબર્ટ હૉલ (Robert Hall, Bishop) ૧૫૭૯ મા ડૉક્ટર જ્યોફ્રે (Dr Geoffry Le Neve), ૧૫૮૦ મા જેમ્સ યુશર (James Usher), ૧૫૮૩ મા જે બી મોરીનસ (J B Morinus), ૧૫૮૮ મા હૉબ્સ (Hobbs), ૧૬૦૧ મા જોન બુકર (Jo hn Booker), ૧૬૦૨ મા રેવરન્ડ જૉન હેન્ડરસન (Rev John He nderon), ૧૬૦૨ મા વીલીયમ લીલી ( William Lilly ), ૧૬૧૬મા

ઉત્પન્ન થયલા ચંદ્રો પણ ગતિ મેળવી ચાલુ ચૈતન્યમાં પોતાની ગતિનાં મોજાંની ધ્રુજણી કર્યા જ કરે છે, એવી રીતે આપણો ચંદ્ર, બીજા ગ્રહો કરતાં દુનિયાની નજદીક હોવાથી, તે ઉપર વધુ અસર કરે છે. ખગોળ વિદ્યા, અને વાયુચક્રશાસ્ત્ર તથા ઑબ્ઝરવેટરીઓ અને તે માંહેલાં અખૂટ યંત્રો મારફતે, તથા ખુલ્લી આંખે, મોટા મોટા વિદ્વાનોએ, પહેલાં પોતાની ખાતરી કરી ભરોસાદાર સચ્ચાઈની સાહદતો સાથ પુરવાર કર્યું છે કે ઉપર પ્રમાણે ગ્રહોની અસરો થાય છે, તેમજ ચંદ્ર કે જે એક નજીવો દુનિયાનો ઉપગ્રહ, દરીયામાં ભરતી અને ઓટ થવાનું પોતાની ચલણ અને ગતિ ઉપર રાખે છે, તો જે સાહેબો જ્યોતિષ વિદ્યાને માનતા નહીંજ હોય તેઓને આપણે સવાલ કરીશું કેઃ

હજારો માઈલના વિસ્તારવાળા આપણી દુનિયાના દરિયાઓ તથા તેમાં સમાયલાં હજારો ફેધમ ઊંડા અને અબજોનાં અબજો ટન વજનદાર ભારે પાણીને, ફક્ત પોતાની ચલણ, ગતિ, અને હીલચાલથી, ચંદ્ર જેવો નાનો ઉપગ્રહ, ઉછાળી, અફાળી, તોફાન કરી, તથા ભરતી ઓટનાં મોજાં-ઓથી, નહીં ધારેલી અદ્ભુત ગતિ ઉત્પન્ન કરે છે, તો આપણા જેવા એક નાચીજ માનવી, ઉપલા દરિયાઓનાં પાણીનાં જોર, વજન આગળ ઘાસનાં તણખલાં સમાન પણ નથીજ, તો એજ ચંદ્ર પોતાની ગતિ અને પોતાની ધ્રુજણીથી આપણને ( માનવીને ) આપણી તંદુરસ્તી, શારીરિક—સાંસારિક તેમજ આત્મિક શક્તિઓપર કેટલું દબાણ અને કેટલી અસર કરી શકે ?

આ સત્યનો એકજ જવાબ છે કે ગ્રહ તથા તારાઓ હરેક ચીજ-પર અસર કરે છે, પંચભૂત તત્વથી કંઈ પણ ચીજ નિરાળી નથી, અને જો એ વાત ખરી જ છે, તો ગ્રહ તથા તારાઓને લગતી વિદ્યા અથવા જ્યોતિષ વિદ્યા, હાલ ભણેલ ( પણ ગણેલ નહીં ) સુધારક શખ્સો કહે છે તેમ, હંબગ અને નૉનસન્સ નહીં, પણ ખરી જ વિદ્યા છે, કે જે વિદ્યાની ઉત્પત્તિ પછી-થીજ બીજી વિદ્યાઓ ને સાયન્સો જાહેરાતમાં એક પછી એક આવ્યાં છે. ગ્રહો એક કરતાં અનેક એક બીજાથી વધારે મોટા તથા ખૂબી અને અસરોથી ભરેલા છે, અને તેઓ માનવીના તેમજ આખા જગતના બંધારણની, તથા ખુદ કુદરતની ઉત્પત્તિ તેમજ નાશની ચાવી સમાન છે, માટેજ એ ગ્રહો અને તારાઓની ઉપર જ. અસલી આર્યનો, તથા આખી દુનિયામાં સર્વેથી વધારે જ્ઞાનવાળી કોમની ગણાતી ખાલ્ડીઆની, ફ્રાન્સની પ્રજાઓ, તથા ત્યાર પછી ઈજીપ્શન ઈરાની પ્રજાઓ, અને બાબીલોનીઅનો, ફિનિશીઅનો, ગ્રીકો, તેમજ

સાથે સંબંધ નથી ? કોઈ લેભાગુ જુઠ્ઠી દલીલોથી વખતે ઘડીભર, ખરા સત્યની ગેરહાજરીમાં, અજ્ઞાન માનવીઓને એવું સમજાવવાને ફત્તેહમંદ પણ નીવડે, કે જ્યોતિષ તે વહેમ છે, અને ગ્રહ તારાને માનવી સાથે કશો સંબંધ નથી. પણ વિદ્યાના ધરખમ સત્ય (Sterling facts) મારફતે તે પણ આપણે ખુલાસો આગળ જતાં આપી સત્ય જાહેર કરીશું.

દરેક વિદ્યાની ઉત્પત્તિ આગમચ, આખા જગતમાં સર્વેથી સર્વોપરિ, જ્યોતિષ જ વિદ્યા હતી, એમ મોટા મોટા અભ્યાસીઓએ દુનિયાની શરૂઆતની વસ્તીના વખતથી તે લગભગ ૧૭મી સદીના મધ્ય ભાગ સુધીનાં વર્ષોમાં એ જ વિદ્યાને સર્વેથી વધુ માન અને મરતબો આપ્યો છે, તથા એ વિદ્યાએ ફક્ત એક માણસની નહીં, પણ હજારો માણસની બનેલી પ્રજાઓ, તથા રાજાઓની હાલતોને ફેરવી નાખી છે. દરેક પ્રજા કે જેની ઉત્પત્તિનો ઇતિહાસ આજે મોજુદ છે, તે દરેક પ્રજાની હીસ્ટરીમાં પહેલવહેલી વિદ્યા તે "એસ્ટ્રૉલૉજી" અથવા જ્યોતિષ વિદ્યાનું જ જ્ઞાન છે. "જ્યોતિષ વિદ્યાની સચ્ચાઈ માટે જરા પણ અવિશ્વાસી થવું એ ખુદ ખુદાની હસતી નાકબુલવા જેટલુંજ નાસ્તિક ગણાય." (To doubt the influence of the stars is to doubt the wisdom and providence of God). કુદરતના ચૈતન્યમાંથી "નેબ્યુલસ નેચર" (Nebulous nature) ઉત્પન્ન થઈ તેમાંથી સૂર્ય અને સૂર્યમાંથી ગ્રહો, તારાઓ, અને દુનિયાઓ ઉત્પન્ન થઈ, "ઇથીરીઅલ નેચર" (Ethereal Nature) મારફતે આખી દુનિયાપર પથરાયલી પંચભૂત વસ્તુઓ પેદા થઈ છે, અને તેઓને "એટોમીક" (Atomic) કાયદા પ્રમાણે એક બીજા સાથે સંબંધ છે, તથા તેઓ એક બીજાપર પોતાની ગતિને આધારે અસર કર્તા છે, જેમકે સૂર્ય પોતાના ફરવા સાથે ફક્ત ઋતુનો જ ફેરફાર કરતો નથી, પણ દરેક જીવતાં પ્રાણી તેમજ વનસ્પતિનાં બીજને ઉન્નતિ આપે છે, છોડવાઓની કળીને ખીલતી કરે છે, અને ઝરાનાં પાણીઓને સ્વચ્છ બનાવે છે, તથા તે ઉપરાંત પોતાની ગતિના બળથી, ઉજાસ, ગરમી, ભીનાશ, સુકાશ, અને ઠંડી એ સર્વેની ઉત્પત્તિના કારણભૂત થાય છે. સૂર્યમાંથી નીકળેલા અનેક ગ્રહ, તારા અને દુનિયાઓ જેમ સૂર્ય પૂર્વથી પશ્ચિમ ફરે છે, તેમ તેથી ઊલટી ગતિમાં પશ્ચિમથી પૂર્વ તરફ ફરતા રહે છે, તથા તેઓની એ ગતિનાં ખેંચાણ, કુવ્વતી, તથા અસરો એક બીજાને આપતા રહે છે, તેમજ આપણી પૃથ્વી પણ એક ગ્રહ હોવાથી, તેવા સમાગમમાં આવે છે, તથા દરેક ગ્રહોની ગતિથી તેઓમાંથી

ઉત્પન્ન થયલ્લ ચંદ્રો પણ ગતિ મેળવી ચાલુ ચૈતન્યમાં પોતાની ગતિનાં મોજાંની ધ્રુજણી કર્યા જ કરે છે, એવી રીતે આપણો ચંદ્ર, બીજા ગ્રહો કરતાં દુનિયાની નજદીક હોવાથી, તે ઉપર વધુ અસર કરે છે. ખગોળ વિદ્યા, અને વાયુચક્રશાસ્ત્ર તથા ઑબ્ઝરવેટરીઓ અને તે માંહેલાં અખૂટ યંત્રો મારફતે, તથા ખુલ્લી આંખે, મોટા મોટા વિદ્વાનોએ, પહેલાં પોતાની ખાતરી કરી ભરોસાદાર સચ્ચાઈની સાહદતો સાથ પુરવાર કર્યું છે કે ઉપર પ્રમાણે ગ્રહોની અસરો થાય છે, તેમજ ચંદ્ર કે જે એક નજીવો દુનિયાનો ઉપગ્રહ, દરીયામાં ભરતી અને ઓટ થવાનું પોતાની ચલણ અને ગતિ ઉપર રાખે છે, તો જે સાહેબો જ્યોતિષ વિદ્યાને માનતા નહીંજ હોય તેઓને આપણે સવાલ કરીશું કેઃ

હજારો માઈલના વિસ્તારવાળા આપણી દુનિયાના દરિયાઓ તથા તેમાં સમાયલાં હજારો ફેધમ ઊંડા અને અબજોનાં અબજો ટન વજનદાર ભારે પાણીને, ફક્ત પોતાની ચલણ, ગતિ, અને હીલચાલથી, ચંદ્ર જેવો નાનો ઉપગ્રહ, ઉછાળી, અફાળી, તોફાન કરી, તથા ભરતી ઓટનાં મોજાંઓથી, નહીં ધારેલી અદ્દ્ભુત ગતિ ઉત્પન્ન કરે છે, તો આપણા જેવા એક નાચીજ માનવી, ઉપલા દરિયાઓનાં પાણીનાં જોર, વજન આગળ ઘાસનાં તણખલાં સમાન પણ નથીજ, તો એજ ચંદ્ર પોતાની ગતિ અને પોતાની ધ્રુજણીથી આપણને ( માનવીને ) આપણી તંદુરસ્તી, શારીરિક–સાંસારિક તેમજ આત્મિક શક્તિઓપર કેટલું દબાણ અને કેટલી અસર કરી શકે ?

આ સત્યનો એકજ જવાબ છે કે ગ્રહ તથા તારાઓ હરેક ચીજપર અસર કરે છે, પંચભૂત તત્વથી કંઈ પણ ચીજ નિરાળી નથી, અને જો એ વાત ખરી જ છે, તો ગ્રહ તથા તારાઓને લગતી વિદ્યા અથવા જ્યોતિષ વિદ્યા, હાલ ભણેલ ( પણ ઠરેલ નહીં ) સુધારક શખ્સો કહે છે તેમ, હંબગ અને નૉનસન્સ નહીં, પણ ખરી જ વિદ્યા છે, કે જે વિદ્યાની ઉત્પત્તિ પછીથીજ બીજી વિદ્યાઓ ને સાયન્સો જાહેરાતમાં એક પછી એક આવ્યાં છે. ગ્રહો એક કરતાં અનેક એક બીજાથી વધારે મોટા તથા ખૂબી અને અસરોથી ભરેલા છે, અને તેઓ માનવીના તેમજ આખા જગતના બંધારણની, તથા ખુદ કુદરતની ઉન્નતિ તેમજ નાશની ચાવી સમાન છે, માટેજ એ ગ્રહો અને તારાઓની ઉપર જ, અસલી આર્યનો, તથા આખી દુનિયામાં સર્વેથી વધારે જાહોજલાલી ભોગવી ગયલી ખરી ઈરાની, કયાની પ્રજાઓ, તથા ત્યાર પછી ચૅલડીયન ઈરાની પ્રજાઓ, અને બાબીલોનીયનો, ઈજિપ્શીયનો, ગ્રીકો, તેમજ

પૂર્વ તરફ હિન્દુઓ અને બીજા ધર્મવાળાઓનો મુખ્ય આધાર, ગ્રહ તારાની ચાલની ગણત્રી ઉપરજ હતો, અને છે, માટે જે શખ્સો તાજુબીથી એ વિદ્યાને ખોટી લેખતા હોય, તેઓ આ બાબતની ધરખમ સચ્ચાઇથી પોતાની ભૂલ સુધારી શકશે, પછી તો વાચનારના વિચાર અને મુનસફી ઉપર જ એ વિદ્યાનુ ખરૂં તોલ કરવાનુ સોંપી આગળ ખુલાસો લખવા માડીશુ

## (૩) જ્યોતિષ વિદ્યા જુઠ્ઠી ઠરાવવાનું કારણ

જ્યોતિષ વિદ્યા એ એક આત્મિક વિદ્યા સાથે સબધ ધરાવનારી મુખ્ય વિદ્યા છે, અને જેને એક વિદ્યા તરીકે જ ગણવામા આવે છે, તો તે ખોટી તો હોય જ નહીં. જ્યોતિષીઓથી કહેવામા આવતી બાબતો ખોટી ઠરવાના પરિણામે આવો મત ઉચ્ચારાય છે કે "જ્યોતિષ જોવુ એ હબગ છે." પણ તે બીલકુલ વાજબી નથી જ્યોતિષીઓથી કહેવામા આવતી બાબતો ખોટી ઠરવાના ઘણાક કારણો છે તેમા મુખ્ય તો એ છે કે —

૧ જ્યોતિષ વિદ્યાનું પૂરૂ જ્ઞાન નહી હોવાથી.

૨ જન્મ વખતનો ટાઇમ બરાબર નહીં હોવાથી

૩ જ્યોતિષીએ ગણિતમા ભૂલ કરવાથી

૪ જ્યોતિષના જ્ઞાન સાથે સાધારણ વ્યવહારૂ સાસારિક અનુભવ નહીં હોવાથી

૫ જાત પરજાત, રીતિ નીતિ, ઉચ નીચ, લાયકાત વગેરેનો ખ્યાલ નહીં હોવાથી.

૬. પૈસા કમાવાની મતલબથી ઠગાઇ કરનારા લેભાગુ જ્યોતિષીઓથી

૭ મતફેર અને જ્યોતિષીઓની માહોમાહે અદેખાઇ અને અગસના મતભેદથી.

આ પ્રમાણે આ મુખ્ય સાત કારણોને લીધે, જ્યોતિષ વિદ્યા આજે સદંતર હીણાઇ ને જુઠ્ઠી ઠરાવવામા આવે છે પણ સત્યને કદી આચ આવતી નથી

હાલમા હિંદુસ્તાનમા ચાલતી જ્યોતિષ વિદ્યાની ગણત્રી તથા ગણિત સંસ્કૃત અને ગુજરાતી રૂઢીઓ જો કે ઘણીજ શ્રેષ્ઠ છે, પણ તે સાધારણ રીતે અને સહેલાઇથી શીખી શકાય તેવી નથી વળી જ્યોતિષીઓએ હિંદુસ્તાનમા હજારો વર્ષની વાતપર ગ્રહોની કરેલી ગણત્રીનેજ આજ સુધી કાયમ રાખેલી છે, જેથી ગ્રહોની ગણત્રીના ફળ ધારેલી બાબતમા મુખ્ય

ભાગે નિરર્થક ઠરે છે. વળી અસલના જ્ઞાનીઓ પોતપોતાની મોટાઈ જાળવી રાખવાને તથા પોતાના જ્ઞાનથી પોતાનો ટેક સર્વોપરી રાખવાને લીધે, એ વિદ્યા એકબીજાને ભેદી શ્લોકના આકારમાં, મોઢેથી જ શીખવતા કે જેથી એક જ્ઞાનીના મરવા સાથે તેની અરધી ઉપર સમજ, તે જ્ઞાની ચિતામાં જ સળગતી લઈ જતો. ચેલો બીજા જ્ઞાનીઓને શીખવતો, તે પણ તેમાંથી થોડુંજ શીખવતો, ને બાકીનું ચિતામાં સાથે જતું. એવી રીતે એ વિદ્યાનું શિક્ષણ નબળું પડતું ગયું. વળી ગ્રહોની ગણત્રી સ્થૂલ થતી ગઈ, **રવિના ઉદયમાં** ફરક થતો ગયો, અને આજે ગણત્રી ચાલુ છે, તે મુખ્ય ભાગે કઠણ, નહીં સમજી શકાય તેવી, તેમજ પુષ્કળ ગુંચવણો ઊભી કરનારી તથા એકમેકના મતોને ઊલટા પાડી નાખનારી છે, જેથી મુખ્યત્વે ધારેલી બાબતના ખરા ગણિતની ગેરહાજરીમાં ગ્રહનું ફળાદેશ સાચું પડતું નથી.

મહાન પેગમ્બરોના પેગમ્બર અને ફીલસુફોના ફીલસુફ અશો જરથોસ્ત સ્પેતમાન અનુસેહ રવાન સાહેબના જમાનાને હજારો વર્ષો વહી ગયા પછી, હખામની અને સાસાનીયન ઈરાની વંશજોએ, તે અસલ જમાનાની વિદ્યાને ફરીથી તાજી કરી, તેનાં પુસ્તકો "પરસી પોલીસ"ના તે વખતના સર્વથી મોટા કિતાબખાનામાં જાળવી રાખી હતી, પણ કમતાલેના સીકંદરે તેને બાળી નાંખ્યા પછીથી, જે કાંઈ કટકા બુકલા બચ્યા હતા, તે બાબીલોનીયનો, અને ગ્રીકો તથા અરબોના હાથમાં આવ્યાથી, તેને પોતાની ભાષામાં ફેરવી નાંખી જાળવી રાખ્યા, કે જે જમાનાના વહેવા સાથે બીજા ફીલસુફોએ, પશ્ચિમ મુલક તરફ જાહેરાતમાં લાવી, સદી પછી સદીઓ સુધી, તેની ઉપર મુજાહેમત અને અખતરાઓ અજમાવી, પશ્ચિમની શોધો સાથે આગળ વધારી, તેને લગતી "ઑબ્ઝરવેટરીઓ" સ્થાપી, તથા ચોપડીઓમાં પોતાના અખતરાઓનાં પરિણામો જાહેર કરી, આજે કંઈક ખરી ગણત્રી કરી છે, કે જેને આધારે ગ્રહણ, ધરતીકંપ, ઋતુના ફેરફાર, તેમજ માનવીના ભવિષ્યની કંઈક બાબતો લગોલગ ખરી દેખાડવાને લગતાં સાધનો મોજુદ રહ્યાં છે, જે સર્વે સાધનોની સાથે, કડી પાછળ કડી જોડીને, આ નાના પુસ્તકમાં, તે મોટાં પોથાંઓનો અર્ક સમાવ્યો છે, તથા તેને ભાષાના શણગારની જરા પણ દરકાર વગર, એક સાદી સમજ પડે તેવી સરળ ભાષામાં તથા સહેલથી અનુગ્રહ થાય તેવી રીત રૂઢીઓ સાથે લખી છે. મેં જે કાંઈ અત્રે લખ્યું છે, તે દુનિયાના

સર્વેથી મોટા એ વિદ્વાના પ્રોફેસરોના પોથાઓ તથાં જ્ઞાનીનો અર્ક, વાચનારી પ્રજાને અનુસરતી રીતે મારા અભ્યાસ પ્રમાણે જાહેર કર્યો છે

## (૪) માનવીનો ખવાસ અને જ્યોતિષ

દુનિયાની સર્વેથી જુનામા જુની અને પહેલામા પહેલી આ જ વિદ્યા હતી એ આપણે ઉપર પુરવાર કર્યુ છે, વળી તેની અસર પણ હરેક ચીજો ઉપર મવક્રફ છે, એ પણ દેખાડયુ, છતા, હજી કાઇક સંશય હોય તો તે કાઢી નાખવાને થોડુક વધુ વિવેચન કરેલુ વ્યર્થ જશે નહીં દુનિયા મા સર્વે ઠેકાણે મુખ્ય ભાગે "અસંતોષ" (the great unrest) જમાનાઓથી ચાલુ જ છે, માનવીની ઓનાદ કઇક ઊંચાઇએ પહોચી, એ બંધનમાથી છુટવાને તરફડીયા મારે છે. દુનિયાની આ પહેલી અને મુખ્ય વિદ્યાને તરછોડતા, આજ સુધી આપણે હમણા વેપારવર્ધીના તમક્રા ઉપર જ આવી પહોચવા સાથે કટાળી જઈ, ફરીથી એજ વિદ્યાની સહાયતા લેવા, તથા તારાઓની ચાલને તપાસવા લાગ્યા છીએ જ્યોતિષ વિદ્યા કઈ બીજી ફલ જોવાની હબગ રૂઢીઓ, જેવી ઠગ વિદ્યા નથી, પણ ફક્ત ગણિતશાસ્ત્રપર રચાએલુ સપૂર્ણ સત્ય ગણિત છે, કે જેનો પાકો અભ્યાસ કરવાથી માનવીની ઓલાદની ઉન્નતિ, અને સુધરતી દુનિયાની મોટાઈ મેળવી શકાય છે જ્યોતિષ વિદ્યા માનવીને સત્યનો રસ્તો દેખાડે છે, અધારા ખાડામા એક દીવારૂપ છે, કે જે મારફતે જોઈ જાણી અગાઉથી સાવચેત રહેવાને ચેતવણી મળે છે ખાસ કરીને આવી પડનારી અડચણોની સામે થવાને તેથી વધુ હીંમત અને વધુ સખ્ત પગલાઓ ભરવાની સરળતા થાય છે, કે જે મારફતે પોતાના વિચાર આચાર અને કાર્યથી, શરીરનું વિઘન કાટાથી દૂર થાય છે કેટલાક માનવી પોતાની લાયકાત ન હોવા છતા, વિચારો અથવા તો વચનોથી દોરવાઈ જઈ કાઇક કામ કરે છે, કે જે માટે તેના ભેજાની શક્તિ, અથવા શારીરિક બાબો અનુકૂળ હોતો નથી છતા તે કામ કરવા માડે છે, હીંમતથી ઘણો આગળ પણ વધે છે, પણ અતમા તે નિષ્ફળ જવાથી નાસીપાસ થઈ જાય છે પણ આ વિદ્યા તો તેમને તમારી લાયકાત, તમારી નિષ્ફળતાઓને સુધારવાનો રસ્તો, તમારા રસ્તામા પડેલી ઠોકરો, તમારા રાહધાટમા મળનારી મદદો, તમારી સામે થનારી નડતરો, અને તેને છુપાના રસ્તાઓ એ સર્વે બાબત કોઈ પણ જાતની વડેમીલી, કે વામમાર્ગી વિદ્યા સિવાય ફક્ત ગ્રહતારાની ચાલને આધારે, પોતપોતાને થયેલા એ વિદ્વાના જ્ઞાનના પ્રમાણમા ખુશી જાહેર

કરી, જેમ કુદરતમાં ઋતુ, વરસાદ, ધરતીકંપ, તોફાન વગેરે થવા આગમચ ફેરફારોથી અગમચેતી કરે છે, તેવીજ રીતે તમારી જીંદગીમાં થનારા શારીરિક, સાંસારિક, અને આત્મિક એ સર્વે ફેરફારોની સારી માહી અગમચેતી કરનારી છે. માનવીની ઓલાદ તેનો ભેદ જાણવાને પહેલ-વહેલા પેદા થયલા "આદમ"ના વખતથીજ તજવીજ કરી રહી છે, કે જેના દાખલા અસલ વારેથી આજ સુધી થઈ ગયલી દરેક પ્રજામાં મોજુદ છે, અને ફક્ત જ્યોતિષ વિદ્યા મારફતે જ તેની કેટલીક શોધ કરી શકાય છે. જ્યોતિષનું ખરૂં ગણિત અને સાયન્ટીફીક જ્યોતિષ વિદ્યા મારફતે, કેટલીક બાબતની તદ્દન આગમચથી પૂરેપૂરી અગમચેતી કરવામાં આવે છે, કેટલીકમાં સાધારણ હદ સુધી અગમચેતી ખરી પડે છે, પણ જ્યોતિષની ખરી ગણિત વિદ્યાથી મેળવેલી હકીકત એક અટકળ નહીં, પણ વજુદદાર અગમચેતી જ લેખાય છે. જેમ એક ખગોળ વિદ્યાના પુરાવા અને રસાયન-શાસ્ત્રના પ્રયોગો, જેવી રીતનાં ચોક્કસ પરિણામો નીપજાવે છે, તેમજ સાયન્ટીફીક જ્યોતિષ વિદ્યાએ તેટલેજ દરજ્જેની ચોક્કસ અગમચેતી આપેલી આજ અગાઉ હજારો લેખો અને હજારો જાતની પ્રજામાં નોંધા-યલી છે. આપણો પોતાનો અવિશ્વાસ—આપણો પોતાનો દુશ્મન બને છે. (Our doubts are traitors), અને બીજે વખત એક ભલી ચીજની કોશેષ કરતાં અટકાવીને, આપણું સારૂં થતું પણ ભૂંડું કરી નાંખે છે. ફીલસૂફો કહી ગયા છે કે:

"*Know then thyself; Presume not God to scan;*
"*The proper study of mankind is man.*"

"ઓ માનવી તું પોતે પોતાને ઓળખતાં શીખ, કારણકે માનવીના ગુણદોષ જાણવાનો કોષ ખુદ માનવી પોતે જ છે."

દુનિયામાં માનવીઓ કોઈ કંઈ, અને કોઈ કંઈ કામે લાગેલા છે, કોઇને કંઈ શોખ છે, પણ તેને બદલે તે કંઈક બીજીજ ચીજપર મંડેલો છે; જે માનવીનો બાંધો તથા ભેજાની શક્તિ અને જ્ઞાન, જે ચીજ માટે સરજાયલી છે, તેને બદલે તે ભળતીજ ચીજનું જ્ઞાન પ્રાપ્ત કરવાનાં ફાંફાં મારે છે, જેનું ભેજું ડાક્ટરી વિદ્યાને માટે નિપુણ હોય, તે ઘણી વકીલ થઈ, તે ધંધામાં ફાંફાં મારી નિષ્ફળ નીવડે છે, જે માનવીને મીલ કામ-દારને લગતી ફેકલટી હોય, તે પોતાની ફેકલટી તે કામમાં રોકવાને બદલે, લખેસરી લેખકમાં ખપવાની કોશેષો કરે છે, મોચી સુથાર થવાને ફાંફાં

મારે છે, તો સુથાર પોતાના હુન્નરને ધિક્કારી વેપારમા ફાફા મારે છે એવી રીતે માનવી પોતે પોતાને પીછાણ્યા વગર બીજા માનવીને પોતાના કામમા આગળ વધેલો જોઈ, તે પાછળ મડે છે જો તેનુ પચભૂતી તત્વ તેવાજ પ્રમાણનુ બનેલુ હોય છે, તો લાભ થાય છે, નહીં તો તે વધુ હેરાન થાય છે એ પ્રમાણે માનવી પોતાને પીછાણવાને બદલે, ભળતા વેપારથી પોતાને હાનિમા નાખે છે, તેવે વખતે આ પુરાણી વિદ્યા તે માનવીના જન્મ વખતે જેવો તે આ જગતમા જીવતા પ્રાણી તરીકે, હવા પહેલ વહેલી દમમા લે છે, તેજ વખતે ગ્રહ તારાઓ પોતાની જે ચાલમા અસર કરતા હોય, તે ચાલના પ્રમાણમા તે માનવીની હરેક ફેકલ્ટીનો હમેશનો પરવાનો મુકરર કરે છે, અને તે જાણી પીછાણી જે બાબતમા તે માનવીની શક્તિ અનુકૂળ હોય, તેને તેજ લાયકના કામમા નાખ્યાથી સુખી નીવડે છે જ્ઞાનીઓ કહી ગયા છે કે—"તુ પોતે પોતાને પીછાણીને બેસી ના રહેતો, બીજાઓને પણ પાકી રીતે પીછાણતા શીખ કે પસ્તાવુ પડે નહિ"

*"Know then thyself does not suffice*
*Know others well, that s my advice*

આ જીદગીમા જીવેલુ શુ ખપ લાગવાનુ છે કે જ્યારે આપણે જાણી શકીયે નહીં કે, બીજા માનવીઓમા આપણો મિત્ર કોણ અને શત્રુ કોણ છે આ દુનિયામા કોઈ માનવી એશ આરામ અને વેપારની ફત્તેહમા ડુબેલો છે તો કોઈ સદાની કગાલીઅતમા ડુબેલો દેખાય છે જોકે ડુબેલો શખ્સ, પહેલા કરતા વધુ ભણેલ તેમજ સર્વે વાતે શ્રેષ્ઠ હોવા છતા, તે પોતાને, પોતાના ગુણદોષને પીછાણી નહીં શકવાથી તેમજ બીજા માનવીના શત્રુ ભેદને નહીં સમજવાથી, એવી સ્થિતિએ પહોચે છે, પણ આ વિદ્યા ખુલ્લી રીતે, સત્ય રીતે અને ખરી સાયન્ટીફીક રૂઢીથી શીખવામા આવે તો, તે મારફતે માનવી પોતે પોતાને ઓળખતા શીખે છે, પોતાના ગુણ અવગુણ અને લાયકાત જાણે છે, તેમજ બીજાઓને જાણી શકે છે, મિત્રો અથવા શત્રુને પીછાણી શકે છે, પોતાની ઠોકરો માટે આગમચથી સાવચેત રહે છે, જેમ થતા તે કેટલેક અશે સુખી નીવડે છે કુદરતનો ભેદ અજબ છે કુદરતે પોતાના બધારણના એકેએક અણુઓને (Atoms) એવી રીતે ગુથી લીધા છે, કે તે અણુઓનુ જ્ઞાન થતા, તે મારફતે માનવી એક પછી એક કડી ઉમેરીને, ભેદની ચાવી મેળવવાને શક્તિમાન થાય છે જ્યારે

આટલું બધું છે, તો શું જ્યોતિષ વિદ્યા ખપની નથી? વહેમો આપી લૂટનારા તેમજ મતલબીઓ અને દગાબાજ લોભીઓએ, એ વિદ્યાને ચુંથી નાંખી, તેમાં અનેક જાતની ખંધાઈ ને લુચ્ચાઇનો ભેળ કરી, પોતાની મતલબ કાઢી લઈ, ખીસ્સાં ભરવાની મકસદથી, એ વિદ્યાને નામોશીમાં નાંખી છે, પણ સત્યના શોધકો, એ વિદ્યાની ખરી હકીકત, રૂઢી અને ગણિતથી એટલી બધી તો પોતાની ખાત્રી કરી શકશે, કે જેથી તે પોતાને કંઈ પણ ગેરલાભ કરવાને બદલે, પુષ્કળ લાભ કરી સુખ મેળવી શકશે. માનવી ખોદાની પેદાશનું સર્વેથી ઉમદા ઝવેરાત છે. જેની ઉત્પત્તિ પછી જેમ જેમ તે મોટું થતું જાય છે, તેમ તેમ તેના કૃત્યો પાછળ ભૂતકાળના પડછાયા જેવાં વીસરાતાં જાય છે, પણ આગળ હવે પછી તેનું શું થવાનું છે, તે જાણવાની, તેનો ભેદ ખોળી કાઢવાની, તથા તે ભેદ નહીં જાણવાથી ઉત્પન્ન થતી બ્હીક, ધાસ્તી, ફીકર ચિંતા અને જિજ્ઞાસા તૃપ્ત કરવાની કાળજી વધે છે, અને દગાબાજ સંસારના ભવિષ્યના પડદા પાછળ, તેને માટે શું શું તૈયાર ઊભેલું છે, તે જાણવાને માટે ફક્ત આ જ એક રસ્તો છે, કે જે સર્વ શક્તિમાન ઈશ્વરે પોતાની જગતલીલા તથા માનવીની પેદાશ, ઉત્પન્ન કરતી વખતે જ ગ્રહો અને તારાઓની ચાલની જાહેરાત મારફતે, માનવીને હર પગલે ને હર ડગલે, પોતાનાં કૃત્યો સંપૂર્ણ કરવાને આપી છે. આપણે રોજ જોઇએ છીએ કે આપણી પાસે અને આજુબાજુ ફરતા હજારો લોકોમાં, કેટલાક માનવીઓ તો તદન સંસારથી કુબેલા, કોઈ મિત્રમંડળથી તજાયલા, કોઈ વ્યસનમાં ડુબેલા તો કોઈ કંઈ અને કોઈ કંઈ આફતમાં, સારી કે માઠી હાલતમાં હોય છે. કોઈ પોતાની શારીરિક નબળાઈમાં જ બંદીવાન છે, તો કોઈ પોતાના જોરપર જાલિમ બને છે. કોઇ પોતાના પૈસાના જોરથી દરેક બાબતમાં ફાવી જાય છે, તો કોઇ પોતાની સાદાઇથી પોતાનો હરદમ બચાવ કરતો નજરે પડે છે. એવા એક આ દુન્યવી નાટક તખ્તાપર આપણે શું શું પાઠ ભજવી બતાવવાના છે, તે સઘળું જાણવાને શું આપણી પાસે કંઈ હથિયાર નથી? આ સવાલનો જવાબ ફક્ત એક અને એક જ વિદ્યા, કે જે વર્ષો બલકે સદીઓ આગમચના સર્વેથી મહાન પુરુષો, કે જેઓની બરાબરી આજના વખતમાં કોઈ પણ સાથે સરખાવી શકાતી નથી, તેવા પંડિતોએ વખાણેલી, ઉપયોગમાં લીધેલી, અને તે મારફતે ભેદો જાણી, ઘણીક બાબતોનું અજવાળું પાડેલું છે; તે વિદ્યા તે જ્યોતિશાસ્ત્ર છે. તો તેવી પ્રબળ વિદ્યા શીખવાને કોઈપણ જ્ઞાની અને સમજુ શખ્સ કદી પણ ના કહે એ બનવું કઠણ છે. એ વિદ્યાના કેટલાક ઠગારાઓ અને પૈસાના

નસીબ પોતે બનાવેલું કે ? કદી નહીં. એ બનાવો બનવાના ભેદ પાછળ કુદરતે **વખત** અને **સંજોગ** સરજ્યા છે, સંજોગ તે કોઈ સાદા સંજોગો નહીં પણ મહાન ગ્રહોના આકર્ષણથી ઉત્પન્ન થયેલા સંજોગો છે. ખુદ જગત, નેબ્યુલીમાંથી સૂર્ય, અને સૂર્યમાંથી સર્વે ગ્રહ અને દુનિયા પેદા થઈ છે, અને દુન્યવી માનવી તથા હરેક ચીજોને એ રીતે ગ્રહોના આકર્ષણ સાથે સંબંધ છે જ. સુખીઓ દુઃખીઆની વાત જાણતો નથી, તે પોતે પોતાનાં સુખોથી એમજ સમજે છે કે, તેનામાં કાંઈ ખામી નથી, અને ગ્રહની કાંઈ અસરથી નહીં પણ પોતાના બુદ્ધિ બળથીજ તે સુખી છે. તે કહે છે:

"*I shall not be moved for I shall never be in adversity.*"

"મને જરા પણ અળવળ લાગવાની નથી, કારણ હું કદી પણ કોઇ જાતની લાચારી અને દુઃખમાં આવી પડવાનો નથી."

આ શબ્દો કેટલા અહંકારથી ભરેલા છે, પણ કહેવત છે કે:—સદા ઝડપથીજ શરત જીતાતી નથી, જોરથીજ લડાઈ જીતાતી નથી, અકલમંદજ ભૂખે મરે છે, અક્કલની દોલતવાળાને પૈસા મળતા નથી, હુન્નરની જ કાંઈ સદા કદર બુજાતી નથી, પણ ફકત "**વખત**, અને **ચાન્સજ**" તેઓમાં ફેરફાર કરે છે, અથવા એ સર્વે બાબતોનો સારો તેમજ માઠો **ચાન્સનો** એક **વખત** આવે છે. ગ્રહ તારાની અસરથી તમામે તમામ કાર્ય માનવીઓ કરે છે, અથવા બનાવો બને છે, એવું ચોક્કસ અનુમાન થયું નથી. સત્ય તો એજ છે કે ગ્રહ તથા તારાઓ પોતાનાં ખવાસ અને તે વખતનાં વાઇબ્રેશનો–ધ્રુજણો પ્રમાણે, તે માનવીને તેવા વિચારો તરફ દોરવે છે, અગર માનવી જો સત્યને ચાહી સારી અથવા તો નાસ્તિક થઈ બુરી બાજુઓપર ઢળે છે, તો તેનો જવાબદાર તે પોતેજ છે. સત્ય એ છે કે:

*Stars act or incline but never compel.*

# (૫) રાશિઓની સમજણ

રાશિ મડલ અથવા બાર રાશિના વર્તુલને અગ્રેજીમા ઝોડીઆક (Zodiac) કહે છે એ બાર રાશિઓના ચક્રાવાની ૩૬૦° ડીગ્રી અથવા અંશ છે, અને તેને બાર ભાગમા વહેચી નાખવામા આવ્યા છે તે દરેક ભાગને ઘર અથવા ભુવન કહે છે, એ રાશિનો કોઠો નીચે પ્રમાણે જુદી જુદી ભાષાના તેના નામો સાથેનો છે

## બારે રાશિઓના નામો

| | ગુજરાતી | અગ્રેજી | સંસ્કૃત | ફારસી | અરબી | ઝદ | દશાતીર | લૅટીન | અગ્રેજી નિશાન | શરીરના ભાગ | ઇજીપશીયન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઘેટુ | એરીસ | મેષ | બરે | હમન | ફરવરદીન | ચમકાટ | મીનરવા | ♈ | માથુ મોઢુ | Cohiac |
| ૨ | ગાય | ટૉર્સ | વરખ | ગવ | સૌર | અરદીબહેશત | ગામ | વીનસ | ♉ | ગળુ | Tybi |
| ૩ | જોડમૂર્તિ | જીમીની | મિથુન | દોપેકર | જોવઝ | ખોરદાદ | દામરીર | સૅાલ | ♊ | ફેફસા તથા હાથ | Mechir |
| ૪ | કરચલો | કૅનસર | કર્ક | ખરચગ | સરતાન | તીર | મરચગ | મરક્યુરી | ♋ | આચળ | Phamenoth |
| ૫ | સિંહ | લીઓ | સિંહ | શીર | અશદ | અમરદાદ | સાર | જ્યુપીટર | ♌ | હોજરી હાર્ટ | Pharmonti |
| ૬ | કન્યા | વીર્ગો | કન્યા | ખુશે | સોમબોલ | શહેરેવર | ખ્દશેહ | સીરસ | ♍ | આતરડાઓને પેટ | Pashons |
| ૭ | કાટો | લીબ્રા | તુલા | ત્રાજુ | મીજાન | મહેર | તુખાર | વલ્કન | ♎ | કમ્મર અને ગુરદા | Payni |
| ૮ | વીછુ | સ્કૉરપીઓ | વૃશ્ચિક | કઝદુમ | અકરબ | આવા | કાઝામ | માર્સ | ♏ | છુપી ઇંદ્રી | Epiphi |
| ૯ | કામઠુ | સૅગીટેરીસ | ધન | કમાન | કૌશ | આદર | ગમાર | દીએના | ♐ | જાગ | Mesori |
| ૧૦ | જગની બકરો | કૅપ્રીકૉર્ન | મકર | બોઝ | જધ્ય | દેહે | મઝદ | વેસ્તા | ♑ | ગુડણ | Thoth |
| ૧૧ | ડોલચુ | ઍક્વૅરીસ | કુભ | દુલ | દલ્વ | બહમન | દાવ | જુનો | ♒ | પગના ટેટા | Paoph |
| ૧૨ | માછલી | પીસીસ | મીન | માહી | હુત | અસપદારમદ | રમીમ | નેપચુન | ♓ | પગના તળીયા | Athyr |

ગુજરાતી પચાગો વગેરે સાધારણ વપરાશમા હાલના સમયે આપણે સસ્કૃત નામો સાધારણ રીતે વાપરીએ છીએ, જેથી આ પુસ્તકમા સર્વે ઠેકાણે રાશિઓના નામ મેષ, વરખ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુભ, મીન એ પ્રમાણે રાખ્યા છે

## બારે રાશિઓનાં રૂપ, રંગ, ખાસીયત, વગેરે

| | રાશિ નામ | જાત | ખવાસ | વખતનું અનુમાન | અસર | રંગ | પંચાંગમાં નીશાન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | મેષ | મરદ | આતશી | ટુંકો | ચર | સફેદ | ♈ |
| ૨ | વરખ | ઓરત | ખાકી | ટુંકો | સ્થિર | સફેદ અને પીળો | ♉ |
| ૩ | મિથુન | મરદ | પવન | ટુંકો | નપુંસક, દ્વિસ્વભાવ | લાલ | ♊ |
| ૪ | કર્ક | ઓરત | પાણી | લંબાણ | વૃદ્ધિ કરનાર, ચર | લીલો અને ભુરો | ♋ |
| ૫ | સિંહ | મરદ | આતશી | લંબાણ | નપુંસક, સ્થિર | લાલ અને લીલો | ♌ |
| ૬ | કન્યા | ઓરત | ખાકી | લંબાણ | નપુંસક | કાળો અને બલ્યુ | ♍ |
| ૭ | તુલા | મરદ | પવન | લંબાણ | ચર | લાલ અથવા કીરમજી | ♎ |
| ૮ | વૃશ્ચિક | ઓરત | પાણી | લંબાણ | વૃદ્ધિ કરનારી, સ્થિર | ભુરો રંગ | ♏ |
| ૯ | ધન | મરદ | આતશી | લંબાણ | દ્વિસ્વભાવ | પીળો અને લાલ | ♐ |
| ૧૦ | મકર | ઓરત | ખાકી | ટુંકો | ચર | કાળો બ્રાઉન | ♑ |
| ૧૧ | કુંભ | મરદ | પવન | ટુંકો | સ્થિર | બ્લુ | ♒ |
| ૧૨ | મીન | ઓરત | પાણી | ટુંકો | વૃદ્ધિ કરનાર, દ્વિસ્વભાવ | સફેદ | ♓ |

રાશિઓ માટે આગળ જતાં વધુ ખુલાસો તથા ફળાદેશ લખ્યો છે.

## (૬) ગ્રહો, તેમનાં જુદી જુદી ભાષામાં નામો

| | ગુજરાતી | અંગ્રેજી નીશાન | અંગ્રેજી | ફારસી | ફલાતીર | અરબી | સંસ્કૃત | ચીની |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | નેપચ્યુન | ♆ | નેપચ્યુન | ........ | .. ..... | ...... | ...... | ........ |
| ૨ | હર્શલ | ♅ | હર્શલ | ........ | ........ | ...... | ...... | ........ |
| ૩ | શનિ | ♄ | સૅટર્ન | કેયવાન | મનાશીર | ઓદલ | મંદ | અશ-શેગો |
| ૪ | બૃહસ્પતિ | ♃ | જ્યુપીટર | અહુરમઝદ | બરજસ્ત્રી | મોશતરી | બૃહસ્પતિ | ઝીગ-અશ |
| ૫ | મંગળ | ♂ | માર્સ | બેહરામ | બહરામ | મરીક | ભૌમ્ય | અશ-તીશ |
| ૬ | સૂર્ય | ☉ | સન | ખોરશેદ | હુરાશીદ | શમ્મ | આદિત્ય | અશ-ફીદ |
| ૭ | શુક્ર | ♀ | વીનસ | નાહીદ | અનીદ | ઝોહરે | ભૃગુ | અશ-ઇશ |
| ૮ | બુધ | ☿ | મરક્યુરી | તીર | *હસંગ | ઓતારદ | સૌમ્ય | અર-રાગે |
| ૯ | ચંદ્ર | ☾ | મુન | માહ | હામશીદ | કમર | ઇન્દુ | અશ-તીમ |
| | રાહુ | ☊ | મુન્સનૉડ | ........ | ........ | ...... | ...... | ........ |
| | કેતુ | ☋ | મુન્સટેલ | ........ | ........ | ...... | ...... | ........ |

રાહુ તથા કેતુ કોઈ ગ્રહો નથી પણ ફક્ત પૃથ્વીના ઉત્તર તથા દક્ષિણ ભાગનો કાલ્પત છાયો છે.

## ગ્રહોના વિસ્તાર

| ગ્રહ | સૂર્યથી છેટું માઇલ | વિસ્તાર માઇલ | કેટલા દિવસનું ગ્રહની ચાલનું વર્ષ | ગ્રહનો એક દિવસ કેટલા કલાકનો હોય છે. | પોતાની ઓરબીટમાં કલાકની ચાલ | ગ્રહોના ઉપગ્રહ અથવા ચંદ્રો |
|---|---|---|---|---|---|---|
| | | | | કલાક મી૦ | રેવોલ્યુશન | |
| બુધ | ૩૫૩૯૨૦૦૦ | ૩૦૫૮ | ૮૮ દીવસ | ૨૪—૫ | ૧૦૫૦૦૦ | ૦ |
| ગુરુ | ૪૭૫૬૯૨૦૦૦ | ૮૪૮૪૬ | ૪૩૩૩ ,, | ૯—૫૫ | ૨૮૭૪૪ | ૪ |
| શુક્ર | ૬૬૧૩૪૦૦૦ | ૭૫૧૦ | ૨૨૫ ,, | ૨૩—૨૧ | ૭૭૦૫૦ | ૦ |
| શનિ | ૮૭૨૧૩૭૦૦૦ | ૭૦૧૩૬ | ૧૦૭૫૯ ,, | ૧૦—૨૯ | ૨૧૨૧૧ | ૯ |
| મંગળ | ૧૩૯૩૧૧૦૦૦ | ૪૩૬૩ | ૬૮૭ ,, | ૨૪—૩૭ | ૫૩૦૯૦ | ૨ |
| હર્શલ | ૧૭૫૩૮૬૯૦૦૦ | ૩૩૨૪૭ | ૩૦૬૮૭ ,, | ૯—૩૦ | ૧૪૯૬૮ | ૪ |
| નેપચ્યુન | ૨૭૪૫૯૯૮૦૦૦ | ૩૭૨૭૬ | ૬૦૧૨૭ ,, | ........... | ૧૧૯૫૮ | ૧ |
| પૃથ્વી | ૯૧૪૩૦૦૦૦ | ૭૯૨૬ | ૩૬૫¼ ,, | ૨૪—૦ | ૬૫૫૩૩ | ૧ |

ગ્રહોની બીજી વધુ વિગતો તથા ગુણદોષ અને ફળાદેશ આગળ આપ્યાં છે.

## ગ્રહોની દૃષ્ટિ અથવા "એસપેકટસ"

આ ઉપર દરશાવેલા કોઠાઓ માંહેની ગ્રહોની અંગ્રેજી નીશાન તથા રાશિઓની અંગ્રેજી નીશાનો વગેરે, તેમજ આ નીચે દરશાવેલી **એસપેકટસોની** નીશાની તથા સમજણ વગેરે સર્વે બાબત અભ્યાસીએ ઘણા ધ્યાનથી ગોખી રાખવી, કે જેથી કરીને, તેને આગળ જતાં તે યાદ રહેવાથી દરેક બાબત તુરત સમજ પડે, કારણ કે એ નીશાનીઓ મારફતેજ અંગ્રેજી પંચાંગ વાંચી શકાય છે, તથા ગ્રહોના અંશ અને તેની દૃષ્ટિઓ જાણવાથીજ સર્વે ભૂત ભવિષ્ય વર્તી શકાય છે. માટે એ બાબત પુષ્કળ ગોખી ધ્યાનમાં રાખવાની જરૂર છે.

# (૭) ગ્રહોની એસપેકટસ

## રાશિ તથા ગ્રહોની ડીગ્રી (અંશ) તથા તેની દૃષ્ટિ અથવા એસપેકટસનો કોઠો

| એસપેકટસ. | દૃષ્ટિની ડીગ્રી. | પંચાંગમાં નીશાન. | ફળ. | કેટલાં ભુવનનો તફાવત. |
|---|---|---|---|---|
| સેમી-સેક્ષટાઇલ | ૩૦° | ૩૦° | હંમેશાં સારૂં | ૧ |
| સેમી ક્વીનટાઇલ | ૩૬° | ⊥ | જરાક સારૂં | ૧ ૧/૫ |
| સેમીસ્કવેર | ૪૫° | ∠ | હમેશ બુરૂં | ૧ ૧/૨ |
| સેક્ષટાઇલ | ૬૦° | * | હમેશ સારૂં | ૨ |
| ક્વીનટાઇલ | ૭૨° | Q | જરાક સારૂં | ૨ ૧૨/૩૦ |
| સ્કવેર | ૯૦° | □ | મહા બુરૂં | ૩ |
| ટ્રાયન | ૧૨૦° | △ | ઘણુંજ સારૂં | ૪ |
| સેક્ષ્વી ક્વોડરેટ | ૧૩૫° | ૧૩૫° | ખરાબ | ૪ ૧/૨ |
| બાયક્વીનટાઇલ | ૧૪૪° | ± | સાધારણ સારૂં | ૪ ૨૪/૩૦ |
| ક્વીનક્યુન | ૧૫૦° | ૧૫૦° | ખરાબ | ૫ |
| ઓપોઝીશન | ૧૮૦° | ☍ | મહા બુરૂં | ૬ |
| કંજક્શન | ૦° | ☌ | સારૂં તેમજ માઠું ગ્રહના ગુણ પ્રમાણે. | સમાગમ એકજ અંશે સામંત્ર થાય. |
| પેરેલલ | | P | | |

### આ એસપેકટસો બાબેની સમજણ નીચે પ્રમાણે છે:

રાશિ મંડલનાં વર્તુલને અંગ્રેજીમાં "ઝોડયાક" કહે છે, અને તેના ચકરાવાને બાર ઘર અથવા ભુવન કહેવામાં આવે છે. એ આખા ચકરાવાની ૩૬૦° (અંશ) છે. યાને દરેક ઘર ત્રીસ અંશનું હોય છે. પહેલાં ભુવનથી બીજું ભુવન તેને "સેમી-સેક્ષટાઇલ" (Semi-Sextile.) કહે છે. (જુવો ઉપલો કોઠો) તેમાં એ ૬૦° ના આંકને અંગ્રેજી નીશાન * મારફતેજ ઓળખવામાં આવે છે, તે પ્રમાણે અમુક ડીગ્રીનાં જુદાં જુદાં નામો અને નીશાનો ઉપલા કોઠામાં લખેલાં છે. જેનો ઉપયોગ આગળ જતાં સમજાવીશું. તેટલાં તે ખુબ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

પેરેલલ ( Parallel ):—કોઇ પણ ગ્રહ બીજા ગ્રહની સીધી લીટીમાં, ઉત્તર તરફ અથવા તો દક્ષિણ તરફ જતો, એક સરખે અંશે (યાને એક સરખી ડીગ્રીની ડેકલીનેશનમાં આવે ) તેને **પેરેલલ** કહે છે.

કંજંકશન (Conjunction):—એની અંગ્રેજી નીશાની ☌ આવી છે. એને સમાગમ અથવા સંયુતિ કહે છે, જ્યારે સમાગમ થાય છે, ને તેમાં એક ગ્રહ બીજા ગ્રહના વરતુલની હદમાં આવે છે, ત્યારે તે લોકનો સમાગમ અથવા સંયુતિ થાય છે, જે કેટલીક વખતે સારા ગ્રહો સાથે હોય છે, તો ઘણું સારૂં ફળ આપે છે, અને બુરા ગ્રહો વચ્ચે થાય છે, તો નેષ્ટ ફળ આપે છે. કંજંકશનો મુખ્ય કરીને નેષ્ટ ફળ આપે છે, અને સારાં કંજંકશનો તો ફક્ત થોડાંજ છે. જે નીચે લખ્યાં છે:

| | | | |
|---|---|---|---|
| ગુરુ | સાથે | હરશલનું | કંજંકશન |
| ગુરુ | ,, | રવિ | ,, |
| ગુરુ | ,, | શુક્ર | ,, |
| ગુરુ | ,, | બુધ | ,, |
| ગુરુ | ,, | ચંદ્ર | ,, |
| શુક્ર | ,, | બુધ | ,, |
| શુક્ર | ,, | ચંદ્ર | ,, |
| બુધ | ,, | ચંદ્ર | ,, |

આ ઉપર લખેલાં કંજંકશનો સિવાય બીજાં હરેક કંજંકશનોનું ફળ ઘણું જ ખરાબ જાણવું, અથવા સહેજ કોઈ વાર લાભ કરતું પણ હોય છે.

ઉપલા કોઠાની **એસપેક્ટસો** યાને દ્રષ્ટિઓમાં **"ઓપોઝીશન"** (Opposition) યાને સામસામી દ્રષ્ટિનું ફળ હમેશાં ઘણુંજ ખરાબ ગણવું. ઓપોઝીશનથી ઊતરતું ફળ હરેક જુદી જુદી એસપેક્ટસોનું છે. તેમાં **મેષ, કર્ક, તુલા, મકર,** આ ચાર રાશિ માંહેલી કોઇપણ રાશિમાં, કોઇપણ સારી કે માઠી દ્રષ્ટિ યાને એસપેક્ટસ કે સમાગમ થાય, તેનું બળ સર્વોપરી, તેના સારા કે માઠા ગુણ પ્રમાણે આપે, તેથી ઉતરતું ફળ **વરખ, સિંહ, વૃશ્ચિક, કુંભ** એ રાશિઓનું છે, અને તેથી પણ ઊતરતું ફળ **મિથુન, કન્યા, ધન, મીનનું** છે. દાખલા તરીકે "સ્કવેર" યાને ૯૦° અંશની એસપેક્ટ જો **મેષ, કર્ક, તુલા,** કે **મકર** રાશિમાં થઇ હોય તો તેનું ફળ, **મિથુન, કન્યા, ધન,** મીનમાં થયલાં "ઓપોઝીશન" ની ખરાબમાં ખરાબ અસરની બંરાબરી કરી શકે છે.

એક ગ્રહ બીજા ગ્રહથી કેટલી ડીગ્રી અથવા અશ અને કેટના ઘરને તફાવતે છે, તે તપાસવાનો દાખલો —

જેમ કે મેષ રાશિ ૫° અશની છે તો ત્યાંથી વરખ રાશિ ૫° અશની હોય તો, ૩૦° યાને એક ઘરનો તફાવત થયો, તો તેને સેમી સેક્ષટાઈલ કહે છે તેમજ વરખ રાશિ ૨૦° અશે હોય તો, ત્યાથી ચોથી રાશિ કન્યા ૨૦° અશે, ૧૨૦° અશ અથવા તો ચાર ભુવનને તફાવતે છે, તેને "ત્રાઈન" કહે છે એ પ્રમાણે ગ્રહો કેટલે તફાવતે એક રાશિથી બીજી રાશિમા બેઠા છે, અને તેનુ ફળ તે સારૂ અથવા નઠારૂ આપશે તે જાણવા માટે ઉપર લખ્યા પ્રમાણે ઉપના કોઠામા જણાવેલી એસપેકટસોનો ઉપયોગ કરવો તથા તે ખૂબ ધ્યાનમા રાખી વિવેચન કરવુ

કંજંકશન ( Conjunction ) યાને એક ગ્રહ બીજા ગ્રહ સાથે સમાગમમા કેટલે અશે આવેલા હોય ત્યારે યુતિ કરે, તેની ગણત્રી રાશીના અશ ઉપર નહીં, પણ ગ્રહના પોતાના અશબળ યાને ડીગ્રી ઉપર રહે છે હરેક ગ્રહના કજકશન માટેનો તેની લાઈટનો છેડો તથા વરતુન જુદો જુદો હોય છે, જે વરતુનના પ્રકાશને "ઓરબ્સ (Orbs) કહે છે હરેક ગ્રહોના કજકશન માટેના તફાવતની ડીગ્રીનો "ઓરબ્સ' (Orbs) યાને તે ગ્રહની લાઈટના વરતુનનો ઘેરાવો જુદો જુદો રહે છે તે નીચે પ્રમાણે છે

| | | | |
|---|---|---|---|
| હરશલ | ૮° અશ | બુધ | ૮° અશ |
| શનિ | ૮° ,, | ગુરુ | ૧૦° ,, |
| મગળ | ૮° ,, | રવિ | ૧૭° , |
| શુક્ર | ૮° ,, | ચદ્ર | ૧૨° ,, |

જન્મપત્રિકા માટે જન્મ કુડલી માંડે છે, તે વખતે દરેક રાશિની ડીગ્રીનો અશ કાઢવા ઉપરાત ગ્રહનો પણ અશ યાને ડીગ્રી કાઢેલી હોય છે, જેમ હરેક રાશિ ત્રીસ અશ બળ ધરાવે છે, તેમ હરેક ગ્રહ પણ ત્રીસ અશ બળ ધરાવે છે, હવે કજકશન ક્યારે થાય છે તેનો દાખલો

જ્યારે એક ગ્રહ ફરતો ફરતો બીજા ગ્રહની નજદીકમા આવે છે, ત્યારે તેઓની લાઈટનો ઓળો એક બીજાપર પડે છે તેને કજકશન કહે છે હવે ધારો કે જન્મ કુડલીમા સૂર્ય ૧૭° અંશનો છે, અને બુધ તેની નજદીક આવીને કજકશન કરે છે, તો ઉપલા લખેલા ગ્રહના "ઓરબ્સ" (Orbs) પ્રમાણે, સૂર્યની ૧૭° હોય છે, તેની સાથે બુધની ૮° એ બેઉનો

સરવાળો કરવો, તો ૧૭°+૮°=૨૫° થયાં. હવે એને અરધા કરી નાખવા, અથવા બે એ ભાગી નાખવા. તો સાડાબાર ડીગ્રી અથવા અંશ થઈ, હવે જ્યારે બુધ ફરતો ફરતો સુર્યથી સાડાબાર ડીગ્રી જેટલે છેટે, નજદીક આવી લાગે ત્યારે કંજંકશન શરૂ થયલું કહેવાય અને સાડાબાર ડીગ્રીથી વધારે ડીગ્રી જ્યારે આગળ અથવા પાછળ જે કોઇ ગ્રહ જાય, ત્યારે "**સેપરેશન**" (Separation) યાને કંજંકશનનો છુટકારો થયેલો જાણવો. એજ પ્રમાણે જે કોઈ ગ્રહ એક બીજા ગ્રહની પાસે આવી કંજંકશન કરતો હોય તો, **તે બેઉ ગ્રહના ઓરબ્સની ડીગ્રીઓનો સરવાળો કરી, તેના અરધા ભાગે, જયારે તે ગ્રહ નજદીકમાં આવે, ત્યારે કંજંકશન થયલું જાણવું.**

ચેતવણી:—આગળ આપેલાં હરેક **નીશાનો** અને કોઠાઓ, તથા સર્વે બાબતો, વાંચનારે પક્કી રીતે અભ્યાસ કરી મનમાં ઠસાવી મેલવી; કારણ-કે આગળ જતાં એ બાબતો વારંવાર આવ્યા કરશે, તે વખતે એક બાબત અને એક ગુણ. બીજી બાબત અને બીજાજ ગુણમાં ભેળસેળ નહીં થઇ જવા પામે, તથા જ્યોતીષીથી ભવિષ્ય બરાબર રીતે જોઇ શકાય, માટે એટલી બાબતોની "**ટેકનીકલ**" નીશાનો તથા તેના ગુણદોષની તથા આ-ગળ આપેલાં રાશિ અને ગ્રહ તથા એસપેકટસોના કોઠાઓની પુરતી માહિતી મેળવ્યા પછી આગળ અભ્યાસ વધારવો, નહીં તો પાછળ ઘણી ગુંચવણો ઉપજવાનો સંભવ રહેશે, માટે એ બાબતો ખૂબ ધ્યાનમાં ઉતારી લેવાની જરૂર છે.

## (૮) જ્યોતિષ કુંડળી તથા તેનાં બાર ભુવનો

જન્મપત્રિકામાં હાલની રૂઢીએ ઘણીક ચીજો લખેલી હોય છે તેમાં મુખ્ય પહેલાં તો જન્મ દિવસ, વાર, જન્મનો વખત વગેરે લખેલો હોય છે. એ કુંડળી અંગ્રેજી પ્રમાણે બે ઢબની બનાવવામાં આવે છે, અને તેમાં બાર ભુવનો અથવા બાર ઘરો દેખાડવામાં આવે છે. એ કુંડળીના વિસ્તારમાં જન્મોજન્મથી ગ્રહો ફરતા રહેલા છે, તથા માનવીના જન્મ વખતે, તેઓ જે જે ભાગમાં હોય તે ભુવનમાં તેમની હકુમત ચાલે છે. કુદરતમાં ગ્રહો એ આસમાનના બારે બુરજોમાં પોતપોતાની માલેકી ધરાવે છે, અને ઘણીક વખતે ફરતા ફરતા તેઓ પોતાના ભુવન અને ત્યાંથી નીકળી, મિત્ર તથા શત્રુ ભુવનોમાં ફરીને, પોતાના ફેરાવાનું ચક્ર પૂરું કરે છે. એ પ્રમાણે આકાશ-ને બાર ભાગમાં વહેંચી નાંખી તેને રાશિમંડળ અથવા "ઝોડિયાક" એવું નામ આપ્યું છે. તે રાશિ મંડળના દરેક ભાગને તેની રાશિનું મથક

દરાવેલું છે, જે રાશિઓને લગનો કોઠો વાંચવાથી માલમ પડશે. એ રાશિઓનો જે નકશો જન્મ વખતે બનાવવામાં આવે છે, તેને હૉરોસકોપ યાને ટપકો કહે છે. તેના બે આકાર હોય છે. કોઈ સરળતા માટે ગોળ અને કોઈ ચોરસ રીત પસંદ કરે છે, અત્રે સવડતાને અર્થે ગોળ કુંડળી પસંદ કરવામાં આવી છે.

## આકૃતિ પહેલી

S દક્ષિણ

Zenith




N ઉત્તર

Nadir

**કુંડળીની સમજણ:**—આવી રીતે ગોળ કુંડળી દોરવાથી વધારે સરળતા પડે છે. વચલા મધ્ય કુંડાળામાં જન્મનો વખત લખવામાં આવે છે, તેની સાથે તારીખ તથા વર્ષ અને બની શકે તો નામ પણ લખવામાં આવે છે. તેની આસપાસના ચક્રમાં ૧ થી ૧૨ સુધીના અંક છે, તે બારે ભુવન દેખાડે છે. તેની પછીના મોટા ભાગના ચકરાવામાં ગ્રહો લખવામાં

આવે છે, અને સૌથી બહાર ગોળ ફેરાવાની અંદર દરેક લાઇન કે જે દરેક ભુવનનો **કસ્પ** ગણાય છે, તે કસ્પની લાઈનને છેડે રાશિઓ લખાય છે.

આ ઉપર પાડેલી આકૃતિમાં બાર વિભાગ કર્યા છે, જ્યારે રોજ પૂર્વમાં સૂર્યનો ઉદય થાય છે, ત્યારે તે પહેલા નંબરવાળા ઘરમાં, બારમાં અને પહેલા ભુવન વચ્ચે જે આડી ડબલ લીટી છે, તેને પહેલા ભુવનની **કસ્પ** કહે છે, ત્યાં ઊગે છે, અને દુનિયાના ફરવા સાથે તે આપણને આગળ વધતો બારમા ઘરપર દેખાય છે. પછી અગિયારમા અને પછી જ્યારે દશમા ભુવનમાં આવે છે ત્યારે મધ્યાહ્ન બપોર યાને **મેરીડીયન** ઉપર આવે છે, અને એ જ પ્રમાણે સૂર્ય સાંજે અસ્ત પામતી વખતે, સાતમા ભુવનમાં યાને પશ્ચિમ દિશામાં આવે છે, તે રાતના બાર વાગે બરાબર ઉત્તર એટલે ચોથા ઘરમાં હોય છે, અને સવારે પાછો પૂર્વ તરફ આગળ વધતો, પહેલા ઘરમાં જેવો દેખાય છે, તેવો સૂર્ય ઉદય થયો એમ કહેવાય છે. જોકે દેખીતી રીતે તો જાણે સૂર્ય ફરતો અને ભુવનો બદલતો માલમ પડે છે, પણ ખરી રીતે તો આપણી દુનિયાના ફરવાથી એમ લાગે છે. હવે બાળકના જન્મ વખતે, જન્મ કુંડળી કાઢવા અથવા તો કોઈ એકાએક કંઈ જ્યોતિષીને સવાલ પુછે, તે વખતની કુંડળી **અટકળે કાઢવા માટે** ઉપલી રીત સાધારણ અને સરળ છે, પણ તેમાં ચોક્કસ અંશ કે ડીગ્રીનું પ્રમાણ મળી શકતું નથી, પણ સહેજ સાધારણ ગ્રહો અમુક સ્થાને છે, એટલુંજ માલમ પડી શકે છે. ધારો કે એક બચ્ચાનો જન્મ સવારે દશ વાગે થયો, તો રવિ તે વખતે આ દશમા ભુવનમાં કયે ઠેકાણે હોવો જોઇયે. જ્યારે સવારે રવિ ઉદય થાય ત્યારે ઉદયના વખતથી બે કલાક સુધી, તે પોતે જે રાશિનો હોય તે રાશ સાથે બારમા ભુવનમાં બે કલાક રહે, પછીથી બે કલાક ૧૧મા ભુવનમાં અને પછીથી દશમાં મધ્યાહ્ન થતાં બરાબર બારને ટકોરે મધ્ય આસમાનમાં કુંડળીના મેરીડીયન પર આવે જ્યાંથી બે કલાક રહી આગળ જતાં, એવી રીતે ચોવીસ કલાકમાં તે પાછો પોતાના ઉદય થવાની જગ્યાએ આવી, બીજે દિવસે ઉદય થાય છે. એ બાબેની સમજણ આગળ જતાં વધુ ખુલાસાથી આપીશું. એ બારે ભુવનો યાને ઘરો શું શું બાબતો દર્શાવે છે, તથા તે ભુવનો મારફતે શું શું બાબતો જોવી તેની સમજણ પહેલાં લેવાની જરૂર છે, જે નીચે પ્રમાણે છેઃ

## (૯) બાર ભુવન અને તેની સમજણ

**પહેલું ભુવનઃ** આ ઘરની હકુમત જે કોઈ માણસની જન્મ કુંડળી અથવા ટપકો હોય, તેનું પોતાનું શરીર, સ્વરૂપ, વગેરે દર્શાવે છે. વળી એ

ઘરમાં જેમ સૂર્ય દુનિયામાં ઊગે છે તેમ માનવીનો સૂર્ય યાને જીવ જન્મ રૂપ લે છે, અને જેમ સૂર્ય મધ્યાનમાં જાય છે તેમ તે માનવી પોતાની કીર્તિએ ઉંચાણુમાં ચઢે છે, જ્યારે સૂર્ય જેમ અસ્ત થાય છે, તેમ માનવીની જીંદગીનો પણ અસ્ત થઇ અંત આવે છે, ત્યારે તે માનવી મરણ પામે છે. એ ભુવનની હકુમત તેના ખવાસ, મનશક્તિ વગેરે પર પણ અસર કરે છે, અને ખાસ કરીને એ ભુવનને **જન્મ લગ્ન** કરીને પણ કહે છે, તથા "તનુભુવન" કહે છે, યાને શરીરને લગતું ભુવન પણ કહે છે. એ ભુવનમાં જન્મકાળે જે રાશિ આવે, તે રાશિના જે ગુણદોષ આગળ આપ્યા છે, તેવા ખવાસવાળું, અને રીત રૂઢી તથા વિચાર આચારવાળું, તથા કદ સાઇઝ વગેરે તે રાશિના જણાવેલા ગુણ પ્રમાણેનું જ હોય છે, પણ જો કોઈ ગ્રહ તે રાશિમાં બેઠેલો હોય છે, ત્યારે તે ગ્રહને લગતી ખામીયતો, તે માનવીમાં ઊતરે છે, જે તે રાશિમા આવેલા ગ્રહને લગતી જે બાબનો આગળ આપી છે, તે પરથી જોવી. વળી કોઇ પાપ ગ્રહ જેવો કે શનિ, મંગળ, રાહુ એવા ગ્રહ જો પહેલા ભુવનમાં જન્મકાળે આવે તો, મોઢાપર કે માથાપર કંઇ તલ નિશાન, ઘા, અથવા લાંછન હોય છે, એ પ્રમાણે અમુક રાશિમાં અમુક ગ્રહ જે અસરો આપે છે, તે પાછળ લખી છે. એ ભુવન મારફતે, રૂપ, લક્ષણ, રંગ, સ્વભાવ, ગુણ અને સુખ દુઃખ, તથા પોતાના દેહને લગતી સર્વે હકીકત, અકસ્માત, વગેરેને લગતા જવાબો મળે છે, તે ઉપરાંત ભાઇઓના મિત્ર, રાજાઓના બાપ, દુશ્મનો અથવા ભાગીદારોની સ્ત્રી, નોકરનું મોત, પોતાના ફરઝંદની લાંબી મુસાફરી, ભાંઇઓના દોસ્તો. અને ખુદ પોતાના વિચારો વગેરે બાબતને લગતી સર્વે બાબતનું ભવિષ્ય એ ભુવનથી વર્તી શકાય છે, એને અંગ્રેજીમાં **એસેનડંટ** કહે છે.

— **બીજું ભુવન:** આ ઘર પૈસા સંબંધીનું છે, એ મારફતે ધન દોલત, કુટુંબ, સુખ, વાણી, જમણી આખ, વિદ્યા, તેમજ ગરીબાઇ, ખોટ, લાભ, ધીરધાર, દુશ્મનોની દોલત, તથા ખોટ, ભાઇ બેનના ખાનગી દુશ્મનો, બાપના મિત્રો, વેપાર, અને બચ્ચાઓની આબરૂ, બૈરીનું મોત, વગેરે બાબતોને લગતા સર્વે જવાબો મળે છે, એ ભુવનને **ધન ભુવન** કહે છે.

**ત્રીજું ભુવન:** આ ભુવનમાં વડા ભાઇ ભાંડુ, પાડોશી, પરાક્રમ વિષે, ઔષધ વિષે, સહાયતા વિષે, ગળા અને છાતી વિષે, જમણા કાન વિષે, ટુક મુસાફરીઓ, કાગળપત્રના વહેવાર વિષે, અફવા વિષે, સ્વપ્નાં વિષે, મહેતા મુનશી વિષે, દોસ્તદારનાં બચ્ચાં વિષે, પોતાના બચ્ચાંના મિત્રો વિષે, કાસદ ખેપિયા વિષે, રાજાઓની માંદગી વિષે, તથા બાપના

ખાનગી દુશ્મનો વિગેરે, જોવામાં આવે છે, તથા તેને લગતા સર્વે ખુલાસાનો જવાબ મળે છે, એ ભુવનને ભ્રાતૃસ્થાન અથવા પરાક્રમભુવન પણ કહે છે.

**ચોથું ભુવન:** આ ભુવનમાં ઘર ખેતર બાપ (અંગ્રેજી પ્રમાણે આ ભુવનમાં બાપને લગતું અને ખાસ કરીને બાપને અસર કરનારૂં લેખવામાં આવે છે) સ્થાનક વૃદ્ધિ વિષે, ભોજન વિષે, ગાડી ઘોડા પાલખીના સુખ વિષે, આસન અથવા બેઠક વિષે, સુખ વિષે, જમીન, ખેતર, શહેર, ગામ, છુપો ખજાનો, બાગ બગીચો, તેમજ દરેક કાર્યનું શું છેવટ આવશે તેનો જવાબ, પહેલા ભાઇ અથવા પહેલી બેનની દોલત, પોતાના બચ્ચાના છુપા દુશ્મનો, દોસ્તોની માંદગી, વગેરે બાબતોનો ખુલાસો મળે છે. એને **સુખ ભુવન** કહે છે.

**પાંચમું ભુવન:** પુત્ર વિષે, બુદ્ધિ વિષે, મંત્ર વિષે, ભોજન વિષે, હૃદય વિષે, ગર્ભ વિષે, બાગની દોલત વિષે, પહેલા ફરઝંદની તંદુરસ્તી તથા દેખાવ વિષે, એલચી અથવા કાસદની ફત્તેહ વિષે, મોજ મજાહ વિષે, ચાલચલણ વિષે, લોટરી સટ્ટા વિષે, જુગાર વિષે, ઘોડાની અથવા દોડવાની સરત વિષે, ગાનતાન, વાજીંત્ર વિષે, ઢોંગીલાપણું, રમુજ, નાટક, પાનાની રમત વગેરે વિષે, બીજા ભાઇ વિષે, અથવા બીજી બેન વિષે, રાજાઓનાં મોત વિષે, અને નોકરોના ખાનગી દુશ્મન વિષે, દરેક ખુલાસો મેળવી શકાય છે. એને **પુત્રસ્થાન** પણ કહેવામાં આવે છે.

**છઠ્ઠું ભુવન:** આ ભુવનમાં રોગ, શત્રુ, દુઃખ દરદ, મોસાળ પક્ષ, ચોર, વિઘ્ન, કલેશ, ઘા વાગવા વિષે, ખાધાના ટેસ્ટ વિષે, નોકર ચાકર, તથા હાથ નીચેનાં માણસો વિષે, હલકા માણસો વિષે, નાનાં જાનવરો વિષે, કાકાઓ વિષે (ગુજરાતી પ્રમાણે મામાઓ વિષે), કાકીઓ વિષે, ભાડુત વિષે, ખેડુત વિષે, પહેલા ફરઝંદની પૈસા સંબંધી સ્થિતિ વિષે અને દરેક મજદુરી વિષેના સવાલોના જવાબ આ ઘર મારફતે મેળવી અને જાણી શકાય છે. એને **રોગ શત્રુનું** ઘર પણ કહે છે.

**સાતમું ભુવન:** આ ભુવનમાં લગ્ન વિવાહ, સ્ત્રી, ખોવાયેલી ચીજ વિષે, કોર્ટ કરનારના કજીયા વિષે, દરેક પ્યારની બાબત વિષે, બૈરી અથવા વરની ખાસીયત અને ગુણ વિષે, ચોરી ચગારી વિષે, નાસભાગ વિષે, મોટાભાવા વિષે, કંટ્રાકટ, ભાગીદારી, શેર સટ્ટાની દલાલી વિષે, કેસ કોણ જીતશે તે જોવા વિષે, લડાઇ વિષે, ત્રીજા ભાઇ અથવા બહેન વિષે, બીજા ફરઝંદ વિષે, ડોકટર વિષે, જે માણસ સાથે કંઇ પણ

વહીવટ કે વહેવાર રાખીયે તેના વિષે, જાહેર દુશ્મનો વિષે, ભાઇનાં બચ્ચાં વિષે, બાપનાં ઘરબાર વિષે, ગરીબ લોક અથવા નોકરોની મિલકત વિષે, રાજાઓનાં માન વિષે, સર્વે બાબતનો ખુનાસો મળે છે. એને સ્ત્રી ભુવન કહે છે.

**આઠમું ભુવન** આ ભુવનમાં મોત વિષે, કષ્ટ દુ ખ વિષે, વારમા હિસ્સા વિષે, જીંદગીની લંબાઇ વિષે, છુપા ભાગ વિષે, મોતના કારણ વિષે, મોતની જગ્યા વિષે, આપઘાત વિષે, બૈરીના પૈસા વિષે, વીન, ભાગીદારની દોલત, નોકર ચાકરના ભાઈ બેન વિષે, ત્રીજા ભાઈની દોલત વિષે, પહેલા ભાઈ કે બેનની માંદગી વિષે, રાજાના મિત્રો વિષે, જડજ અને મોટા માણસ અથવા શેઠના મિત્રો માટે, અને બીજી બાબતોના જવાબ મેળવી શકાય છે. એને **અષ્ટમેષ** અથવા **આયુષ્યસ્થાન** પણ કહે છે.

**નવમું ભુવન:**—આ ભુવનમા ભાગ્ય, ધર્મ દાન, તથા ગુરુ, લાંબી મુસાફરી, પરદેશ, ધર્મગુરુ, ચોપડી, લાભ, છાપકળા, ઈન્સ્યુરન્સ વિદ્યા, સાયન્સ, ભક્તિ, સ્વપ્ન, અપશુકન, પોતાનો ધર્મ, ત્રીજુ ફરજંદ, તથા પહેલા ભાઈના જાહેર દુશ્મનો, કોર્ટ કજીયા, ભાગીદારી અને બાપની માંદગી, બાપના નોકર ચાકર કે બાહુત, સાળા કે સાળી, નોકર ચાકર કે બાહુતનુ સુખ, જાહેર દુશ્મનોના ભાઈ વિષે, દોસ્તદારોના મિત્રો વિષે, રાજાના ખાનગી દુશ્મનો વિષે અને એવીજ બીજી બાબતોનો ખુનાસો જણાય છે. એ ભુવનને **ભાગ્ય ભુવન** પણ કહે છે.

**દશમુ ભુવન:** આ ભુવનમા રાજા, જડજ, સરકાર, કર્મ, કીર્તિ, માન ઈજ્જત, આબરૂ, રાજ્યલાભ, ધંધો રોજગાર, નોકરી, માતા વિષે (અંગ્રેજી પ્રમાણે માતા અને ગુજરાતી પ્રમાણે બાપનુ એ ભુવન લેખાય છે.) રાજા, અમીર, સસરા, ચોરો જે કાંઇ ચોરી લઈ ગયા હોય તે વસ્તુ, સાતમા સ્ત્રી ભુવનના બાપ અથવા ઘર વિષે, બાપના જાહેર દુશ્મનો વિષે, પહેલા ભાઈ અથવા બેનના મોત વિષે, પોતાના પહેલા ફરજંદની માંદગી વિષે, તેમજ પોતીકા ખાનગી દુશ્મનોના મિત્રો વગેરે, સર્વે બાબત જોવામા આવે છે. એ ભુવનને **કર્મ ભુવન** કહેવામા આવે છે.

**અગિયારમુ ભુવન:** આ ભુવનમા લાભ, આશા, અકસ્માત સંજોગ, ઇચ્છા, પગ, ડામો કાન, મોટાઇ, મિત્રો, સલાહકાર, રાજાની દોલત, પહેલા ભાઈ કે બેનનો ધર્મ વિચાર, પોતાની પાચમી બહેન અથવા ભાઈનું રૂપ રંગ, ખવાસ, બાપનુ મોત, પોતાના છોકરાના જાહેર દુશ્મનો, પોતાના

દીકરાની સ્ત્રી, તથા ભાગીયો વગેરે, સાવકાં બચ્ચાં, ભાઇ અથવા બેન અથવા પાડપડોશીની લાંબી મુસાફરી વગેરે સર્વે બાબતોનો ખુલાસો આ ઘર મારફતે મેળવી શકાય છે. એને **લાભ ભુવન** કહે છે.

**બારમું ભુવન:** ખરચ, નુકશાન, હાનિ, ખાનગી દુશ્મન, દંડ, કેદ, ચોર લુંટારાનો ભય, દોજખ, ડાબી આંખ, સૂવાનું ઠેકાણું, બેઉ પગનાં તળીઆં, દિલગીરી, આફત, અદેખાઈ, દુશ્મની, આપઘાત, રાજદ્રોહ, ખૂન વગેરે, તેમજ પહેલા ભાઇનો ધંધો, બૈરી અથવા વરની માંદગી, બાપના ધર્મ વિચાર, બચ્ચાનું મોત, રાજાના ભાઇબંધો, બાપની લાંબી મુસાફરી વગેરે સર્વે બાબતોનો ખુલાસો આ ઘર મારફતે મેળવી શકાય છે. એને **ખર્ચ ભુવન** કહે છે.

એ પ્રમાણે ઉપલાં બાર ભુવનો મારફતે સર્વે જાતના સવાલો જોવામાં આવે છે, તથા તેનું ભવિષ્ય વર્તવામાં આવે છે.

પહેલું ભુવન તન સુખ, બીજું પૈસા, ત્રીજું ભાઇબંધ, ચોથું માબાપ, પાંચમું ફરઝંદ, છઠ્ઠું માંદગી, સાતમું સ્ત્રી, આઠમું મોત, નવમું ભાગ્ય, દશમું કર્મ, અગિયારમું લાભ અને બારમું ખર્ચ ભુવન છે. તે **જન્મકાળે** જે માનવીની જન્મ કુંડળી કાઢીએ તે માનવીને માટે સર્વે બાબતો જોવી, જેમકે જન્મેલા બાળકની જન્મ ઘડી પળ પ્રમાણે કુંડળી કાઢી, ગ્રહ વગેરે સર્વે તેમાં ગોઠવ્યા પછી બચ્ચાની જીંદગી માટે જોવાનું છે, તો પહેલું ભુવન તે બચ્ચાનું શરીર, આઠમું તે મોત અને છઠ્ઠું તે માંદગી, એ ત્રણે ભુવનનો વિચાર, તેમાં રહેલા ગ્રહ રાશિ વગેરે તથા તેઓને થતી **એસપેક્ટસો** મારફતે જોવું. એ પ્રમાણે ધારો કે તેના મિત્ર માટે જોવું છે, તો અગિયારમું ભુવન જાણવું, જો તેના ખાનગી દુશ્મન જોવા હોય તો બારમું, જો બચ્ચાંનું સુખ જોવું હોય તો પાંચમું, ધંધો જોવો હોય તો દશમું અને પૈસા સંબંધી જોવું હોય તો બીજું ભુવન, એ પ્રમાણે જોવું. **પ્રશ્નકાળે** જે કાંઇ ચીજ અથવા સવાલ પૂછ્યો હોય તો, જે પહેલું ભુવન તે ખુદ સવાલનું તન યાને બંધારણ, બીજું ભુવન તે, તે સવાલ સંબંધી પૈસાની સ્થિતિ, ત્રીજું ભુવન તે સવાલની બાબત માટે કરવામાં આવેલાં લખાણપત્ર, એ પ્રમાણે સર્વે બીના **હોરારી એસ્ટ્રોલૉજીમાં** આપી છે, તે પ્રમાણે જોવું.

એ પ્રમાણે કુંડળીમાં દેખાડેલાં બાર ભુવનો, હરેક માનવીની જન્મ કુંડળીમાં હોય છે, અને તેમાંથી તે માનવીને લગતી સર્વે, ઉપર દર્શાવ્યા મુજબ, ઉપલાં બાર ભુવનમાં દર્શાવેલી બાબતોનો ખુલાસો, તે ભુવનોમાં

રહેલી રાશિઓ, તેમજ તે ભુવનોમાં રહેલા ગ્રહો, તથા તે ગ્રહોની દૃષ્ટિ અથવા **એસપેક્ટસોનાં** સારાં નરસાં ફળ પ્રમાણે કહેવામાં આવે છે. એ સર્વે બાબત કેમ જોવાની તે આપણે આગળ સવાલના પ્રકરણમાં લખીશુ, તેમજ **હોરારી** સવાલોના જ્વાબોમા ભાગ બીજામાં જોવું.

## (૧૦) બાર ભુવનોનાં નામની સમજણ

✓પહેલુ, ચોથુ, સાતમુ અને દશમુ, એ ભુવનોને **કેન્દ્રસ્થાન** (*Angles*) કહે છે અને તેઓ એક બીજાથી ૯૦° અશપર આવેલા છે. એને અંગ્રેજીમા **એન્ગલ્સ** કહે છે અને એ ઘણાં બળવાન ભુવનો છે, ખાસ કરીને પહેલુ તથા દશમુ ભુવન ઘણાજ જરૂરના છે.

પહેલુ, પાંચમુ અને નવમુ એ ત્રિકોણ યાને ૧૨૦° અંશપર એક બીજાથી છે કારણ કે પહેલા ઘરથી પાચમુ ૧૨૦° અશે છે, અને પાચમાથી નવમું ૧૨૦° અને નવમાથી પહેલુ ૧૨૦° અશ એમ ૩૬૦ નુ આખું સરકલ પૂરું થાય છે.

ત્રીજુ, છઠ્ઠુ, નવમું અને બારમું, એ ભુવનોને **અપોકલીમ** ભુવન કહે છે, તથા અગ્રેજીમા એને **કેડન્ટ્સ** (Cadents) કહે છે.

બીજુ, પાચમુ, આઠમું અને અગ્યારમું, એ ઘરોને **પણફર** યાને અગ્રેજીમાં **સક્સીડન્ટ્સ** (*Succeedents*) ભુવનો કહે છે

પહેલુ, ચોથુ, સાતમું અને દશમું, એ ઘરોમા જો સારા ગ્રહો જેવા કે ગુરુ, શુક્ર, ચંદ્ર, બુધ બેઠા હોય તો સારૂ ફળ આપે, ને પાપગ્રહ હોય તો સારા નહીં. ચોથામા શુક્ર અથવા ચદ્ર બળવાન ગણાય છે.

છઠ્ઠુ, આઠમુ અને બારમું, એ ખાડાના ઘર ગણાય છે એને નેહેષ્ટ સ્થાન કહે છે, અને એમા પડેલા ગ્રહો ફળ આપતા નથી, સાતમા ભુવને શનિ બળવાન કહેવાય છે, દશમા ભુવને મંગળ તથા રવિ ઘણાજ બળવાન ગણાય છે.

પહેલુ, પાચમુ અને નવમુ, એમા સારા ગ્રહો સારૂ ફળ આપે છે, દશમું ભુવન, જેને મેરીડીયન યાને મધ્ય આકાશ કહે છે, અને જો કોઇ ગ્રહ આકાશના મેરીડીયનની નજદીકમા હોય તેટલો સારો ગણેલો છે.

## (૧૧) ગ્રહોનુ ઊંચ નીચ બળ

દુનિયાના રાશિ મડળના બાર ભુવન છે, તે બારે રાશીઓના માલેક, યાને ધણી ગ્રહોને નેમવામા આવેલા છે, તે ગ્રહો, ચોક્કસ ભુવનનો ચોક્કસ

ગ્રહ માલેક છે, અને એ ગ્રહો પોતાનાં ભુવનથી સાતમે ભુવને જે રાશિમાં આવે તે રાશિ તેઓના શત્રુનું ભુવનં ગણાય જેથી તેઓ ત્યાં ખાડામાં પડેલા જેવા જાણવા. દરેક ગ્રહને પોતાને માટે બે ભુવનો આપેલા છે, ફક્ત રવિ અને ચંદ્રને એકેકુંજ ભુવન છે. જુવો કોઠો:

## ઊંચ નીચનો કોઠો

| રાશિ | ઊંચના ગ્રહ | સ્વગૃહી માલેક ગ્રહ | શત્રુ | નીચ |
|---|---|---|---|---|
| મેષ | રવિ ૧૯° | મંગળ | શુક્ર | શનિ ૨૧° |
| વરખ | ચંદ્ર ૩° | શુ૦ | મંગળ | હરશલ |
| મિથુન | રાહુ ૧° | બુધ | ગુરુ | કેતુ ૧° |
| કર્ક | ગુરુ ૫° | ચં૦ | શનિ | મંગળ ૨૮° |
| સિંહ | | રવિ | શનિ | |
| કન્યા | બુધ ૧૫° | બુધ | ગુરુ | શુક્ર ૨૭° |
| તુલા | શનિ ૨૧° | શુ૦ | મંગળ | રવિ ૧૯° |
| વૃશ્ચિક | હરશલ | મંગળ | શુક્ર | ચંદ્ર ૩° |
| ધન | કેતુ ૧° | ગુરુ | બુધ | રાહુ ૧° |
| મકર | મંગળ ૨૮° | શનિ | ચંદ્ર | ગુરુ ૫° |
| કુંભ | | શનિ | રવિ | |
| મીન | શુ૦ ૨૭° | ગુરુ | બુધ | બુધ ૧૫° |

**શનિ** ને મકર તથા કુભ એ ભુવનો, **ગુરૂ** ને ધન તથા મીન, **મંગળ** ને મેષ તથા વૃશ્ચિક, **શુક્ર** ને વરખ તથા તુના, **બુધ** ને મિથુન તથા કન્યા એ પ્રમાણે એક રાતનું ઘર અને એક દિવસનુ ઘર એ પ્રમાણે બબ્બે રાશિઓ ગ્રહોને આપી છે હવે ગ્રહોને ઊંચની પદવી આપી છે, જે કોઠામા ઊંચના કોનમ હેઠળ જોવામા આવશે, કે જ્યારે મેષ રાશિમા રવિ ૧૯°નો થાય ત્યારે તે સપૂર્ણ ઊંચનો ગણાય ૩° ચદ્ર વરખનો થાય ત્યારે સપૂર્ણ ઊચનો કહેવાય એ જ પ્રમાણે કોઠામા નીચના ગ્રહોના કોનમ આપેલા છે, જેમા મેષ રાશિમા જ્યારે શનિ ૨૧° અશનો થાય ત્યારે સપૂર્ણ નીચનો ગણાય એ પ્રમાણે શુક્રનો ગ્રહ જ્યારે મેષ રાશિમા આવે ત્યારે તે બળહીન, શત્રુ ગણાય, કારણકે શુક્રનુ પોતાનુ ઘર તુના રાશિનુ છે, ને મેષ રાશિ બરોબર તેના ઘરની સામે ૧૮૦° અશને છેટે ઓપોઝીશનમા હોવાથી, શુક્ર પોતાના શત્રુના ભુવનનો કહેવાય, કે જ્યા દુશ્મનના ઘરમા તેનુ કાઈ જોર ચાલી શકે નહીં ત્યાર પછી **ત્રીપ્લીસીટી** યાને અગ્નિ (Fiery) ખાસીયતની ત્રણ રાશિ મેષ, સીંહ ને ધન એ અગ્નિ તત્વવાળી, વરખ, કન્યા, મકર એ પૃથ્વી (Earthly) તત્વવાળી, મિથુન, તુના, કુભ, એ પવન (Airy) તત્વવાળી અને કર્ક, વૃશ્ચિક નેમીન એ પાણીના (Watery) તત્વવાળી **ત્રીપ્લીસીટીઓ** છે

ત્યાર પછીના કોનમમા **ડેટ્રીમેન્ટ** (Detriment) યાને નિર્બળતા અથવા શત્રુના ભુવનમા જઈને ગ્રહનુ બેસવુ, જેમકે મેષમા શુક્ર, વરખમા મગળ વગેરે શત્રુ ગ્રહ જાણવા, તે પછીના કોનમમા ગ્રહો નીચબળના થાય છે વગેરે ઉપલા કોઠામાથી જોઈ જાણી લેવુ ગ્રહો ઊંચના હોય તે તથા પોતાની માલેકીની રાશિમા સ્વગ્રહી થઈ રહ્યા હોય તે પૂરતું સારૂં ફળ આપે, બાકી પછી તો નીચના અને બળહીન હોય તે કાઈ ફળ આપતા નથી, ખરાબી કરે છે એ પ્રમાણે ઉપના કોઠા ઉપરથી સર્વે જાણવુ

**રાશિનો માલેકઃ**—જે રાશિ, જે કોઈ ભુવને જન્મકાળે આવી હોય, તે રાશિનો કોઠામા જણાવેલો માલેક જો કુડળીમા પોતાનીજ રાશિનો થઈને બેઠો હોય તો તે ઘણો સારો જાણવો

**ઊંચનો ગ્રહ**—કોઠામા દેખાડવા પ્રમાણે જે ગ્રહ પોતાની રાશિનો નહીં પણ ઊચનો થઇને રહ્યો હોય, જેમકે રવિ મેષનો, ચદ્ર વરખનો, ગુરુ કર્કનો, બુધ કન્યાનો, શનિ તુલાનો, હરશલ વૃશ્ચિકનો,

મંગળ મકરનો, શુક્ર મીનનો હોય તો તે ગ્રહ જે ભુવનમાં બેઠો હોય, તે ભુવનને લગતું સંપૂર્ણ સુખ આપે, પણ જો તે કોઈ બીજા પાપગ્રહના સમાગમમાં આવે તો તે પ્રમાણેનું ફળ વધુ ઓછું સારૂં નરસું તેના ગુણ પ્રમાણે થાય એમ જાણવું.

**નીચનો ગ્રહ**—જે ગ્રહ કોઠામાં નીચનો જણાવ્યો છે, યાને કુંડળીમાં નીચનો ગ્રહને બેઠો હોય, જેમકે મેષનો શનિ, વૃષભનો હરશલ, કર્કનો મંગળ, કન્યાનો શુક્ર, તુલાનો રવિ, વૃશ્ચિકનો ચંદ્ર, મકરનો ગુરુ, મીનનો બુધ નીચનો કહેવાય છે. જે રાશિમાં જે ગ્રહ ઊંચનો ગણાય તે રાશિથી સાતમે સામા ઓપોઝીશનની રાશિમાં તેજ ગ્રહ નીચનો ગણાય છે.

**ખાડાનો બળહીન ગ્રહ**—જે ગ્રહ પોતાની માલેકીની રાશિથી સાતમી રાશિએ આવે, યાને શત્રુની રાશિનો થાય ત્યારે તે તદ્દન બળહીન થાય છે.

ઊંચનો ગ્રહ સારૂં ફળ આપે, નીચનો ગ્રહ કમજોર ગણાય, પણ ખાડાનો ગ્રહ તો સૌથી વધારે નિર્બળ ગણાય છે.

**ફાયદો કરતા ગ્રહ**—જેમકે કર્કનો શુક્ર, ધન અને સિંહનો મંગળ, તુલા અને કુંભનો બુધ, તુલા અને કુંભનો ગુરુ, કુંભનો શનિ, તુલાનો હરશલ, ધનનો રવિ, મીનનો ચંદ્ર એ પ્રમાણે જ્યારે ગ્રહો બેઠેલા હોય તો તે ગ્રહો સહેજ સારા ગણાય છે, કારણકે તેઓ જે જે રાશિમાં બેઠેલા છે, તે તે રાશિઓ, તેઓના ખુદ ગુણદોષ તથા અસરને બરોબર મળતી હોવાથી ફાયદો કરતા ગણાય છે.

**અચૂક ઊંચપણું**—ચોક્કસ ભુવનમાં ગ્રહ આવવાથી તેનું બળ વધે છે; તેને અચૂક ઊંચ ગ્રહ કહે છે. **પહેલું** તથા **દશમું** ભુવન સૌથી વધારે બળવાન છે, તેથી ઉતરતું **સાતમું**, **અગીયારમું** અને **ચોથું** છે. સર્વેથી નીચનું અને ખાડાનું ઘર તે છઠું ભુવન છે. એ પ્રમાણે ભુવનોમાં ગ્રહો આવે તો તેઓ પોતાના ભુવનની જગ્યાના બળથી વધુ બળવાન બને છે, વળી કેટલીક વખતે ચોક્કસ ગ્રહો ચોક્કસ પોઝીશનમાંજ વધારે બળવાન બને છે, જેમકે રવિ, મંગળ, ચંદ્ર અને ગુરુ દશમા ભુવનમાં, શનિ અને બુધ પહેલા ભુવનમાં, બુધને ત્રીજું ભુવન પણ ઘણું સારૂં છે, શુક્ર સાતમા ભુવને અને હરશલ નવમા ભુવને ઘણા સારા લેખાય છે.

### બાળકના જન્મ ટાઈમનો વખત

બાળકનો જન્મ થતાંજ તેનો વખત જોઈને, તે વખતે રાશિ મંડલમાં ગ્રહો કઈ કઈ રાશિમાં હતા, તેની એક કુંડળી ગણિત મારફતે ગણી કાઢવામાં આવે છે, તેને જન્મ કુંડળી કહે છે. હવે એ બાબત માટે ઘણું ચોક્કસ રહેવાની જરૂર છે. મુંબઈમાં જો જન્મ થયો હોય તો, મુંબઈના ટાઇમ પ્રમાણે ગણિત કરવાની જરૂર છે. વળી ટાઇમ જન્મ વખતે આપણા ઘડીયાળમાં બરાબર હતો કે નહીં, તેની તપાસ અત્રેની જાણીતી ઘડીયાળની મોટી અંગ્રેજી પેઢી લુન્ડ એન્ડ બ્લોકલીને ત્યાંથી બરોબર ચોખ્ખો વખત હર કોઈ મુલકનો મળી શકે છે, માટે બાળકનો જન્મ થતાં આપણા ઘડીયાળ પ્રમાણે ટાઈમ જોઇ, તુરત ઉપલી પેઢીવાળાને ત્યાં જઈ ટાઇમ સરખાવી, ચોખ્ખો ટાઇમ મેળવવાની જરૂર છે. વળી બાળકનો જન્મ થયો તેનો કયો ચોક્કસ ટાઈમ લેવો, તે ઉપર ધ્યાન આપવાની જરૂર છે, કારણ કે બાળક કોઈ વખતે જન્મતાં વીસ ત્રીસ મીનીટ લે છે, કોઈ બચ્ચું ગર્ભસ્થાનમાં અટકી રહે છે, કોઈ બચ્ચાના પગ પહેલા બહાર નીકળે છે, ને માથું ઘણેક વખતે બહાર આવે છે. એવા ઘણા અણધાર્યા સંજોગો બને છે. તે વખતે બચ્ચાંના જન્મનો ટાઇમ લેવામાં ઘણી ભૂલ પડે છે. માટે સર્વેથી સહેલો અને ખરો ઈલાજ એજ છે કે બચ્ચું આખું બહાર આવ્યા પછી તુરત રડે છે. **એ રડવાના પહેલા અવાજનો વખત, તે બાળકના જન્મનો ખરો વખત જાણવો.** કારણ કે વિદ્યા મારફતે એવું સિદ્ધ થયેલું છે કે, બાળક જેવું પેદા થઈ, આ જગતમાં અજવાળું જોઇને, **જે પહેલો દમ ખેંચે છે, તે પહેલા દમ સાથેજ તે ઘડી પળના સિતારાઓનાં વાઈબ્રેશનો યાને અસર, તે બચ્ચામાં આમેજ થાય છે, એવી રીતે વિદ્યાને આધારે ઉપલી રીત ઘણી ચોખ્ખી** અને ખરી છે.

હવે જન્મ કુંડલી કાઢવા માટે પંચાંગની જરૂર છે, માટે દર સાલનું અંગ્રેજી પંચાંગ યાને "એફીમરી" ( Ephemeris ) અંગ્રેજી પુસ્તકવાળાઓને ત્યાંથી મેળવવી જોઇયે.

એ "એફીમરી" યાને અંગ્રેજી પંચાંગમાં ઘણી બાબતો છે, ને અંગ્રેજીમાં છાપેલી હોય છે, પણ તે વાંચવાની સમજણ અમો આગળ આપીશું, જેથી ગુજરાતી વાંચનારાઓ પણ, જો તેઓએ આ

પુસ્તકમાં આગળ લખેલી રાશ ગ્રહ તથા એસપેક્ટસોની નિશાનીઓ ધ્યાનમાં બરાબર રીતે ઉતારી હશે, તેઓ તે પંચાંગ, અમારી લખેલી સમજણ પ્રમાણે ઉકેલી શકશે.

## (૧૨) એફીમરી (Ephemeris) યાને અંગ્રેજી પંચાંગ

અંગ્રેજી પંચાંગ ઘણા જ્યોતીષીઓનાં આવે છે, જે માંહેનાં ઝેડકીલ અને **રાફાએલનાં** સૌથી સરસ લેખાય છે, અને ખાસ કરીતે **રાફાએલની એફીમરી** જે અત્રે બુકસેલરોને ત્યાં મળે છે, જે જ્યોતિષનો શોખ ધરાવનારને તથા સાધારણ માણસને પણ ઘણી ઉપયોગી થઇ પડે છે; અને જે વાપરવાની અત્રે ભલામણ કરવામાં આવે છે. એ બુક અંગ્રેજીમાં છાપેલી છે, અને તેની સમજણ અત્રે સંપૂર્ણ રીતે આપી છે, જેથી અંગ્રેજી નહીં જાણનારા પણ ફક્ત તે માંહેલા અંગ્રેજી આંકડાઓ જોઇને પોતાનું કામ ચલાવી શકે તેમ છે.

એ એફીમરીમાં અંગ્રેજી ઓબઝરવેટરીમાંથી તપાસ કરીને **ગ્રીનીચની** લેટીત્યુદ પ્રમાણેના ગ્રહોની ચાલ, ગતિ વગેરે તથા લેટીત્યુદ, લૉંજીત્યુદ અને ડેકલીનેશન વગેરે, સર્વે નોંધેલું હોય છે. એ ચોપડી વગર કદીપણ જ્યોતિષની ગણતરી કોઇપણ રીતની થઇ શકતી નથી, માટે દરેક માણસે દર વર્ષે એક એફીમરી ખરીદવાની જરૂર છે, જે તેને ઘણીજ ઉપયોગી થઈ પડે છે.

### એફીમરીની સમજણ

રાફાએલની એફીમરીના પેહેલા પાનામાં મથાળે નેપચ્યુન, હરશચલ, શનિ, ગુરુ, મંગળ, શુક્ર, બુધ તથા રાહુ વગેરે ગ્રહોના ડેકલીનેશન અને લેટીત્યુદના હરેક તારીખના અંશ યાને ડીગ્રી નોંધેલી છે. તથા આખા માસમાં તેઓ એક બીજા સાથે શું એસપેક્ટસમાં આવે છે, તે સર્વે બાબત નોંધેલી છે, પણ તેની સાથે સાધારણ શીખાઉને કશું કામ નથી, માટે તે પડતું મૂકી, તેની જે મ્યુચ્યુઅલ એસપેક્ટસ (Mutual aspects) છે, તે જોવામાં કામ લાગે છે. કારણ કે ગ્રહો એક બીજા સાથે જે એસપેક્ટસ કરે છે, તે જાણવી જરૂરની છે. એસપેક્ટસો તેની અંગ્રેજી નિશાની પ્રમાણે ટૂંકમાં જમણી બાજુએ મથાળે નોંધેલી છે. વળી ડેક્લીનેશન પણ ગણતરીમાં લેવાને કામ લાગે છે. એ પાનાના નીચલા ભાગમાં પહેલા કોલમમાં મહિનાની દરેક તારીખ, બીજા કોલમમાં અઠવાડીયાના દીવસો, ત્રીજા કોલમમાં **સાઇડ્રીયલ ટાઇમ**, ચોથા કોલમમાં **રવિની** લૉંજીત્યુદ,

રાશિ, અને અંશ, પાચમા કોનમમા રવિનુ ડેક્લીનેશન, છઠ્ઠા કોનમમા ચંદ્રની લૉજીત્યુડ, રાશિ, અંશ, સાતમા કોનમમા ચદ્રની લેતીત્યુડ, આઠમા કોનમમા ચદ્રનું ડેક્લીનેશન, નવમા તથા દશમા કોનમમા ચદ્રનુ મધરાતનું ડેકલીનેશન તથા લૉજીત્યુડના અંશ આપેલા છે, તેની પાસેના પાનામા ચાનુ પહેલા કોનમમા તારીખ, બીજા કોનમમા નેપચ્યુનપ્લેનેટની લૉજી ત્યુડના અંશ, ત્રીજા કોનમમા હરશચલ, ચોથા કોનમમા શનિ, પાચમા કોનમમા ગુરુ, છઠ્ઠા કોનમમા મંગળ, સાતમા કોલમમા શુક્ર, આઠમા કોનમમા બુધ એ પ્રમાણે ગ્રહોની લૉજીત્યુડ યાને રોજની ચાલના અંશ ડીગ્રીઓ તથા રાશિઓ જણાવેલી છે, એ રાશિઓમાની કોનમમા જે ઠેકાણે ( R ) લખેલો હોય તે ગ્રહ રીટ્રોગ્રેડ ( Retrograde ) યાને વક્રી સમજવો, અને જ્યા ( D ) લખેલો હોય, ત્યા ડાઇરેક્ટ ( Direct ) યાને સીધી ચાલનો થયેલો જાણવો નવમા કોનમમા લ્યુનર એસપેક્ટસ ( Lunar aspects ) આપેલી છે, જેમા ચદ્ર દરેક ગ્રહો સાથે પોતે તે દિવસે કેવી કેવી એસપેકટસ યાને દૃષ્ટિ કરે છે, તે તુરત માલૂમ પડે છે, સાઈડ્રેલ ટાઇમ ગ્રીનીચના બપોરના મધ્યાહ્ન બાર વાગ્યાનો આપેલો હોય છે, જેથી દરેક મુનષ્ય વાળાએ પોતપોતાના ટાઇમ પ્રમાણે તેમા કલાકોનો ફરક ઉમેરી કે બાદ કરીને કુડળી કાઢવાના ઉપયોગમા લેવામા આવે છે, જે આગળ સમજાવીશુ રવિની કોનમમા તેના અંશ અને રાશિ ડેકલીનેશનના અંશ તેમજ ચદ્રના કોનમમા ચદ્રની રાશિ અંશ જોતા તથા ચદ્રના મધરાતના કોનમનુ અભ્યાસીને ઘણુ કામ નથી, કારણ કે લૉગેરીથમ ( Logarithms ) નુ કોષ્ટ આપ્યુ છે, તેમા દિવસના ચદ્રના કોનમ પ્રમાણેના અંશ લઈ કોઈ પણ વખતનો ચદ્ર ક્યા રાશિમા છે, તે ગણી કાઢી શકાય છે બીજા કોનમમા બીજા ગ્રહોના અંશ રાશિઓ જોઇ લેવા કે જેથી કુડળીમા તમો ગ્રહો તેની અમુક જગ્યા અને રાશિ પ્રમાણે ગોઠવી શકો

એફીમરીના ૨૬ મા પાનામા દર મહિનાની દરેક તારીખે મુખ્ય ગ્રહોની કેટલી **ગતિ** હતી, યાને આખા ચોવીસ કલાકમા તેઓ કેટલી ડીગ્રી ચાલ્યા તે નોધેલુ છે, ૨૯ મા પાનામા ગ્રહો વિષુવવૃત્ત (ઇકવેતર) યાને દુનિયાની મધ્યરેખાથી, કેટલા દૂર છે, નજદીક છે, વગેરે ( **ફીનામીના** Phenomena ) દર્શાવેલુ છે ૩૦ મા પાનાથી દરરોજની કલાકે કલાકની ગ્રહોની એસપેકટસ નોધેલી છે, જે હરપળના મહુરતો

તથા સારૂં માઠું જોવાને ઘણી ઉપયોગની છે, જે કલાકે G લખેલો હોય છે, તે ઘણું સારૂં સમજવું, નાનો g લખેલો હોય તો સહેજ સારૂં સમજવું, મોટો B લખેલો હોય તો ઘણું ખુરૂં જાણવું, નાનો b લખેલો હોય તો સહેજ ખુરૂં જાણવું. હવે જો દશ વાગે એક એસપેકટ સારી થતી હોય અને ત્યાં મોટો G લખેલો હોય અને તેની પછી સાડા દશ વાગે એક ખરાબ એસપેકટસ થતી હોય ને ત્યાં મોટો B લખેલો હોય, તો જાણવું કે જે કાંઇ કામ દશ વાગે કરવા ધારેલું હોય તેનો અંજામ ખુરો આવશે. હવે એ પ્રમાણે મહુરત જોવું. પણ એ તો સાધારણ દુન્યવી, દરરોજના ગ્રહની ચાલનું મહુરત થયું, જેથી કાંઇ હરેક વખત તેમાં જોએલું ઠીક પડે નહીં. વખતે મહુરત જોનારના જન્મકાળના ગ્રહો કાંઇ સારી અસર તે વખતે કરતા હોય તો ફળ આપવામાં ફરક પડે, માટે વિચાર પહોંચાડીને કામ કરવું. ૨૯ મા પાનામાં, ચંદ્ર તથા રવિ કઇ તારીખે, કયા મહિનામાં, કઈ રાશિમાં, કેટલે વાગે દાખલ થાય છે, તેનો કોઠો આપેલો છે. ૩૮ મા પાને મોટી એસપેકટસો જેવી કે કંજંગશનો તથા ઓપોઝીશનો લખેલાં તથા તેઓ કેટલો વખત અમલ કરશે, તે જણાવેલું છે. ૪૨ મા પાનેથી લંડન, લીવરપુલ, ન્યુયોર્ક વગેરે મુલકોની કુંડળી કાઢવાનું **લગ્નપત્ર** લખેલું છે અને બીજા મુલકોના **લગ્નપત્રીઓની** ખાસ રાફાએલે બીજી ચોપડી પ્રકટ કરેલી છે, જેમાં મદ્રાસ, કલકત્તા, વીગેરેની પણ લેટીત્યુડની લગ્નપત્રીઓ આવે છે. છેલ્લાં પાનાંમાં **લાગેરીથમનું** કોષ્ટક આપેલું જે અત્રે અમોએ આ પુસ્તકમાં પણ વધારા સાથે આપ્યું છે, કે જે મારફતે ગ્રહ અમુક વખતે કયા સ્થાનમાં અને કેટલો અંશ હતો તેનો હિસાબ કરી શકાય છે, જે આગળ સમજાવીશું.

આ પ્રમાણે અંગ્રેજી પંચાંગનો ખુલાસો છે, જે ખુલાસો ખુદ પંચાંગમાં વટીક આપવામાં આવ્યો નથી, જેથી અત્રે લખવાનું વાસ્તવિક વિચાર્યું છે. એ પંચાંગ દરેક માણસે પોતાની પાસે નોંધ બુકમાં રાખવાથી હર વખતે સારૂં નરસું વાર વખત જોઈ શકાશે. હિંદુસ્તાન માટે ૨૨°-૩૩' અંશાંશનું **લગ્નપત્ર** અત્રે આ પુસ્તકમાં આપેલું છે.

## (૧૩) જન્મકુંડળી કાઢવાની રીત

પહેલાં રાફાએલની એફીમરીમાંથી જે દિવસ, ને જે મહિનાની કુંડળી કાઢવી હોય તેનો **સાઈડ્રીઅલ** ટાઇમ શોધીને જુદો માંડવો. પછી

જો જન્મ બપોરના બાર વાગ્યાની અગાઉ થયો હોય તો, બાર વાગવાને જેટલો વખત થયો હોય તેટલો વખત સાઇડ્રીઅલ ટાઇમમાંથી બાદ કરવો, અને જો બપોરના બાર વાગ્યાની પછીનો જન્મ હોય તો, બાર વાગ્યાથી જેટલા કલાક વધુ થયા હોય, તેટલા કલાક સાઇડ્રીઅલ ટાઇમમાં ઉમેરવા. જો બાદ કરતી વખતે બાદબાકી ન થતી હોય તો ૨૪ કલાક વધુ લેવા યાને ઉમેરવા ને તેમાંથી પછી બાદ કરવું વળી ઉમેરતાં જો ૨૪ કલાક કરતાં વધુ થાય તો, તેમાંથી કલાક ૨૪ બાદ કરીને બાકી રહે તે ખપમાં લેવું.

દાખલા તરીકેઃ—એક બાળકનો જન્મ તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ ને દિને રાત્રે (સૂર્ય અસ્ત થયા પછી) ૧૧–૨૫ (સ્ટા. ટા.) થયો છે. જન્મ સ્થળ મુંબઇ છે.

આ જન્મ સ્ટા. ટાઇમે મુંબઇ મધ્યે ૧૧–૨૫ રાત્રે થયો છે. કોઇ પણ સ્થળના સ્ટા. ટાઇમને હંમેશ તે સ્થળના લોકલ મીન ટાઇમ એટલે અહીં મુંબઇ ટાઇમમાં ફેરવવા માટે (૩૯) મીનીટ જન્મના સ્ટા. ટા.માંથી બાદ કરતાં જન્મનો સ્પષ્ટ લોકલ મુંબઇ ટાઇમ (L. M. T.) કહેવામાં આવશે-તે ૧૦–૪૬ આવે છે. આપણી પાસે રાફેલનું અંગ્રેજી પંચાંગ છે. જે પંચાંગમાં લંડનના બપોરના બાર વાગ્યાની ગણત્રી કરેલા ગ્રહો સ્પષ્ટ કરી રાશિ સુદ્ધાં માંડેલા હોય છે. એટલે મુંબઇમાં જન્મેલાં બાળકનો જન્મ ટાઇમ ગ્રીનીચ મીન ટાઇમમાં ફેરવવાની જરૂર છે. મુંબઇ અને લંડન વચ્ચે ૭૨°–૫૦' (અંશ–મીનીટ) લોંજીટયુડનો ફરક છે, જેથી મુંબઇનો ટાઇમ લંડન કરતાં ૪ કલાક ૫૧ મીનીટ આગળ છે. હવે જન્મના સ્પષ્ટ લોકલ મીન ટાઇમ ૧૦–૪૬ માંથી ૪ કલાક ૫૧ મીનીટ (મુંબઇ–લંડન વચ્ચેનો ફરક) બાદ કરતાં લંડનનો ગ્રીનીચ મીન ટાઇમ ૫–૫૫ સાંજનો આવ્યો એટલે આ બાળકનો જ્યારે મુંબઇમાં રાત્રે ૧૦ કલાક ૪૬ મીનીટે જન્મ થયો હતો ત્યારે તે જ વખતે લંડનમાં **સાંજના** ૫ કલાક ૫૫ મીનીટનો ટાઇમ થયો હતો.

હવે નીચે મુજબ નોંધ માંડવીઃ

(૧) જન્મ તા. ૨૧–૩–૧૯૧૧

(૨) જન્મ ટાઇમ (*L. M. T.*) રાત્રે ૧૦ ક. ૪૬ મી.

(૩) લંડન ટાઇમ (G. M. T.) સાંજે ૫ ક. ૫૫ મી.

**નોંધ** (મુંબાઈ અને લંડન વચ્ચે જે ૪ ક. ૫૧ મી. નો ફરક છે તેનું કરેકશન=(Correction)=કલાકની ૧૦ સેકન્ડ મુજબ ૪૮ સેકન્ડ હંમેશ લેવી અને મુંબાઈ શહેર લંડનથી પૂર્વે હોવાથી આ ૪૮ સેકન્ડ લંડનના સાઇડ્રીયલ ટાઈમમાંથી બાદ કરવી.)

| | ક. મી. સે. |
|---|---|
| તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ ના દિને રાફેલના પંચાંગમાં સાઇડ્રીઅલ ટાઈમ | ૨૩—૫૧—૩૨ |
| મુંબાઈ–લંડન વચ્ચેના ટાઇમના તફાવતનું કરેકશન બાદ કરવું. | —૪૮ |
| | ૨૩—૫૦—૪૪ |
| હવે બપોરના બાર પછી ૧૦–૪૬ કલાકે જન્મ થયો તેથી બપોરના બારથી ૧૦–૪૬ સુધીનો તફાવત ઉમેરવો. | +૧૦—૪૬—૦ |
| | ૩૪—૩૬—૪૪ |
| હવે એક કલાકની ૧૦ સેકન્ડના હિસાબે ૧૦–૪૬ નું કરેકશન ૧ મીનીટ અને ૪૬ સેકન્ડ ઉમેરવું. | + ૦—૧—૪૬ |
| | ૩૪—૩૮—૩૦ |
| હવે ૩૪–૩૮–૩૦ ચોવીસ કલાકથી વધુ છે માટે ૨૪ કલાક બાદ કર્યો. | ૨૪—૦—૦ |
| R. A. M. C. (રાઈટ એસેનશન ઓફ ધી મેરીડીયન.) | ૧૦—૩૮—૩૦ |

હવે જન્મનો સાઇડ્રીઅલ ટાઈમ લગ્નપત્રના સાઈડ્રીઅલ ટાઇમના કયા અંકમાં સમાય છે તે શોધવું. દેશે દેશ ને મુલકે મુલકના લેટીત્યુદ પ્રમાણેનાં લગ્નપત્રોની બુક જુદી મળે છે, પણ સરળતાને માટે આ પુસ્તકમાં પહેલા ભાગના છેડે અત્રે હિંદુસ્તાન માટે સાઇડ્રીઅલ ટાઈમ મુંબાઈના ૧૮°–૫૬′ અંશાશનું લગ્નપત્ર આપેલું છે તેમાં જોવું કે, આપણે ઉપર શોધી કાઢેલો જન્મનો સાઇડ્રીઅલ ટાઈમ ૧૦°–૩૮′–૩૦″, લગ્નપત્રના કયા અંકમાં સમાય છે. જે અંકમાં તે સમાય, તે અંકની સીધી લાઈનમાં જે કોલમો છે, તે માંહેથી જોઇને બાર ભુવનવાળી કુંડળી પાડી તેમાં લગ્ન (યાને પહેલા ભુવનની રાશિ) વગેરે માંડવું.

* ઉપલા ગણિતમાં ફરક બાદ છે તેનો ખુલાસો આગળ આપ્યો છે; જો પૂર્વના મુલક હોય તો ફરક બાદ કરવો અને પશ્ચિમના મુલક હોય તો ફરક ઉમેરવો. વધુ ખુલાસો ટાઈમ બાબતના પ્રકરણમાં જુઓ

એ લગ્નપત્રના ૧૦°–૩૮′–૪૦″ અંકમાં, આપણે ઉપજાવેલો જન્મનો સાઇડ્રીઅમ ટાઇમ ૧૦°–૩૮′–૩૦″ સમાય છે, જેની પાસેના કોલમમાં ૧૦ મા ભુવનને માટે રાશિ ને તેનો અંશ ( કન્યા ૮° ) લખેલો છે. પછી તેની પાસેની કોલમમાં ૧૧ મા ભુવનમાં આવેલી ( તુલા ૧૦° ) રાશિ

## આકૃતિ બીજી

M C. દક્ષિણ




N. ઉત્તર

તથા તેનો અંશ, પછીના કોલમમાં ૧૨ મા ભુવનની રાશિ ( વૃશ્ચિક ૯° ) અને તેનો અંશ, તેની પછીની કોલમમાં ( Ascendant ) એસેનદંત યાને જન્મ લગ્ન, પહેલા ભુવનની રાશિ ( ધન ૪°–૪′ ) અને તેનો અંશ, લખેલો છે, તેની પછીનાં કોલમોમાં બીજા તથા ત્રીજા ભુવનની રાશિ ( મકર ૪° તથા કુંભ ૫° ) તથા તેના અંશ લખેલા છે, જે ઉપર મુજબ એ ૭ ભુવનોની રાશિ તથા અંશ કુંડળીમાં માંડવા, અને તેની સામેના ૭ ભુવનોમાં તેની સામેની ૭ રાશિ તેટલાજ અંશે માંડવી, જેમકે પહેલા

ભુવનની રાશિ ધન ૪°-૪' છે, હવે પહેલા ભુવનની સામે સાતમું ભુવન આવે છે. માટે સાતમા ભુવનમાં ધન રાશિની સામેની રાશિ એટલે મિથુન રાશિ તેટલાજ અંશની માંડવી, એજ પ્રમાણે બીજા ભુવન સામે આઠમું, ત્રીજા સામે નવમું, ચોથા સામે દશમું, પાંચમા સામે અગીયારમું, અને છઠ્ઠા સામે બારમું ભુવન જાણવું, અને પહેલાં એક, બે અને ત્રણ તથા દશ, અગીયાર અને બાર, એ ૭ ભુવનોમાં લગનપત્ર પ્રમાણે રાશિ તથા અંશો માંડી, તેજ અંશો તેની સામેના ભુવનોનાં માંડવાં. ઉપલી આકૃતિમાં રાશિઓ બાહેરના પહેલા કુંડાળામાં માંડી છે.

આ પ્રમાણે તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ ની રાતના ૧૦-૪૬ કલાકે મુંબઈમાં જન્મેલા બાળકની કુંડળીનું લગ્ન આવ્યું. ગુજરાતી ટપકાઓમાં મથાળે પહેલું ભુવન ગણવામાં આવે છે, પણ અંગ્રેજી પ્રમાણે જ્યાં પૂર્વ ફરીને લખ્યું છે ત્યાંથી પહેલું ભુવન શરૂ કરતાં ડાબા હાથ તરફ હેઠે ઊતરતાં ભુવનો ગણવામાં આવે છે.

હવે એ પ્રમાણે જો સવારના ૧૦ ક. ૪૬ મી. નો જન્મ થયો હતે તો, સાઇડ્રીઅલ ટાઈમમાંથી બપોરના ૧૨ અને ૧૦-૪૬ વચ્ચેનો તફાવત યાને ૧°-૧૪' બાદ કરતે અને જે આવતે, તે આંક લગનપત્રમાં જોતે. વર્ષો વર્ષનો સાઇડ્રીઅલ ટાઇમ એકજ હોય છે, ખાસ તેમાં ફેરફાર થતો નથી.

કેટલીક વખતે કુંડળીમાં રાશિઓ ગોઠવતાં એક ભુવનમાં બે રાશિનો અમલ સાથે આવે છે, જેને **ગલિતભાવ** કહે છે. તેવે વખતે જે રાશિ કશ ઉપર નહીં આવે, તે રાશિ તે ભુવનના મધ્યમાં મૂકવી. એમ થવાનું કારણ એ છે કે નોર્થ લેટીત્યુદ તરફની ડીગ્રીનું લગ્ન કાઢતાં મોટે ભાગે બે રાશિનો અમલ એક ભુવનમાં આવી પડે છે. એ પ્રમાણે જન્મલગ્ન માંડયા પછી જન્મકુંડળીમાં ગ્રહો ગોઠવવા.

## (૧૪) જન્મકુંડળીમાં ગ્રહો ગોઠવવાની સમજણ

ગ્રહો ગોઠવવાને માટે જે મુલકને લગતી કુંડળી હોય, તે મુલકનો ટાઈમ લેવાની જરૂર છે, કારણ કે એફીમરીમાં ફક્ત ગ્રીનીચ ટાઈમથી ગ્રહો ગણેલા હોય છે, અને દેશ પરદેશના ટાઈમમાં ફરક હોવાથી દેશ પરદેશના ટાઈમનો જે કોઠો આપેલો છે, તે પ્રમાણે તે મુલકના ટાઇમને ગ્રીનીચ ટાઈમમાં ફેરવવો જોઇએ. ઘણું કરીને એફીમરીમાં લખેલા તે દિવસના ગ્રહોના અંશમાં એથી સહેજસાજ ફરક પડે છે. પણ ખાસ

કરી ચદ્ર કે જે બીજા ગ્રહો કરતા ચાર ગણી વધારે ઝડપથી ચાને છે, તેથી તેનો ફરક વધારે હોય છે ચદ્ર આખા દિવસમા ૧૩° થી ૧૪° અ શ ચાને છે અને દર કનાકે લગભગ ૩૦ મીની૮ જેટલો ચાને છે રવિ અને બીજા ગ્રહો કાઈ ઘણો ફરક આપતા નથી, જેથી સાધારણ હરેક બાબત માટે ગ્રીનીચનાજ ગ્રહો જે એફીમરીમા લખ્યા હોય તેટની ડીગ્રીના કુડળીમા નોધવામા કાઈ હરકત નથી, સિવાય કે ચદ્ર હવે ખાસ સ્પષ્ટ ગ્રહનું ગણિત કરવાને માટે ગ્રહનું ગણિત કરવુ પડે છે એફીમરીમા ગ્રીનીચ ટાઈમથી ગ્રહોની લેટીત્યુદ, લૉન્જીત્યુદ અશ વિગેરે સર્વે ગણીને તૈયાર આપેલ છે, જે ગ્રીનીચ બપોરના મધ્યાહ્નના બાર વાગ્યાના વખતનુ છે. તે ઉપરથી ત્રિરાશી કરીને જે કોઈ વખતના ગ્રહ ગોઠવવા હોય તે ઘણી સહેલ ગણતરીથી ગોઠવી શકાય છે

પહેલા જે દિવસના જે કલાકનુ ગ્રહ ગણિત કરવુ હોય, તે દિવસના જો બપોરના બાર વાગ્યાની અગાઉનો ટાઈમ હોય અથવા જન્મ થયો હોય તો, તે દિવસની આગમચના દિવસના ગ્રહોની લૉન્જીત્યુદ જન્મ દિવસ ના ગ્રહની લૉન્જીત્યુદમાથી બાદ કરવી જે ફરક આવે, તે તે ગ્રહની તે દિવસના ૨૪ કલાકની ગતિ સમજવી જો બપોરના બાર વાગ્યા પછી જન્મ થયો હોય તો, જન્મના દિવસના ગ્રહની લૉન્જીત્યુદનો અશ, જન્મ પછીના બીજા દિવસના ગ્રહની લૉન્જીત્યુદના અ શમાથી બા૦ કરવો, જે ફરક આવે તે ૨૪ કલાકની તે દિવસની ગતિ સમજવી દાખલા તરીકે તા ૨૧ મી માર્ચ ૧૯૧૧ ની રાતના કનાક ૧૦°-૪૬' ના વખતની આપણે કુડળી ઉપર કાઢી છે હવે જન્મ લડન ટાઈમ સાજે ૫-૫૫ હોવાથી ઉપર લખવા પ્રમાણે તા ૨૨ મી માર્ચના રવિની લૉન્જીત્યુદના મેષ રાશિના ૦°-૪૪'-૫૩' અ શમાથી તા ૨૧ મી માર્ચના રવિની લૉન્જીત્યુદના મીન રાશિના ૨૯°-૪૫'-૨૦" અ શ બાદ કરતા, બાકી ફરક ૦°-૫૯'-૩૩" કલા વિકલાનો આવ્યો, જે તા ૨૧મીના રવિની ૨૪ કલાકની ગતિ થઈ (જે જો ગણવા બદલ આર્ટતીજ રીતે મેળવવી હોય તો, એફીમરીમા ૨૬મા પાનેથી ૭૮મા પાના સુધીમા મુખ્ય ગ્રહોની ગતિ આખા વર્ષની દરેક તારીખની તૈયાર આપેની છે તેમાથી જોઈ લેવુ) હવે ગ્રહ ગણવાને માટે ત્રીરાશી માંડવી કે ૨૪ કનાકમા ૦°-૫૯'-૩૩ ગતિ છે, તો ૫°-૫૫ કનાકમા કેટલી? જવાબ ૦°-૧૪', જે તા ૨૧ મી માર્ચ ૧૯૧૧ ના દિવસે રવિની લૉન્જીત્યુદના અ શ ૨૯°-૪૫'-૨૦ મીન રાશિમા, ત્રિરાશીથી મેળવેની (અ શ, કના, વિકલા) ૦°-૧૪-૦"

ઉમેરતાં, તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ સાંઝના ૫°-૫૫' કલાકે **મીનનો** રવિ ૨૯°-૫૮'-૨૦" અંશનો ચોખ્ખો થયેલો જાણવો. એ પ્રમાણે ચંદ્ર, તેમજ બીજા બધા ગ્રહોની પહેલા ૨૪ કલાકની ગતિ શોધી કાઢીને ત્રિરાશી મારફતે જેટલી ગતિ બાર વાગ્યાની અગાઉ અથવા પછીથી વધુ કે ઓછી થઈ હોય, તે પ્રમાણે જાણવી. ચોકસ ખરા ગણિત માટે ઉપલી ત્રિરાશીની રીતજ હમેશાં લેવી. પણ ચાલુ ઉતાવળ માટે જ્યોતિષની ખરી અંગ્રેજી ગણતરી યાને **લોગેરીથમની** સહેલ રૂઢી છે તે વાપરવી.

## (૧૫) લૉગેરીથમ (Logarithm)

લૉગેરીથમ (Logarithm Proportion) કે જેનો કોઠો પહેલા ભાગનાં છેલ્લાં પાનાંઓ પર આપવામાં આવ્યો છે, તે કોઠાની ગણતરીથી તદ્દન સ્પષ્ટ ગ્રહ મીનીટે મીનીટના મેળવી શકાય છે, જે ચોકસ જ્યોતિષ ગણતરી કરવાને માટે, તે મારફતે ગણેલા ગ્રહો સ્પષ્ટ હોય છે. જે રીત નીચે પ્રમાણે છે:—

એ માટે જુવો **પ્રોપોરશનલ લૉગેરીથમનો** કોઠો. એ કોઠામાં મથાળે ૦ થી ૨૩ નો અંક લખેલો છે, જે આંક **ડીગ્રી** અથવા **કલાક** સમજવા. પહેલી તેમજ સર્વેથી છેલ્લી કોલમો જેની ઉપર **મીનીટ** લખી છે, તે આંક ૫૯ સુધી છે, તેને **મીનીટ** અથવા કલા સમજવી.

હવે આપણે તા. ૨૧ મી માર્ચની રવિની ગતિ ૫૯'-૩૩" કલાની યાને ૫૯ મીનીટ ને ૩૩ સેકન્ડની જે ગણીને મેળવી છે, તે એ કોઠામાં જોઇને તેને લગતો આંક જુદો માંડવો. જેમકે ૫૯ મીનીટ કોઠાની સૌથી છેલ્લી લીટીમાં છે. હવે એ કોઠામાં ઉપર કલાકો આપેલા છે પણ આપણને તો કાંઈ કલાક માટે જોવું નથી, પણ ૫૯ મીનીટ ને ૩૩ સેકન્ડ માટે જોવું છે. હવે ૩૦ સેકન્ડ જ્યારે હોય ત્યારે તે ગણવી નહીં પણ જો ૪૦ ની ઉપર સેકન્ડ હોય તો તેને એક મીનીટ ગણવી. એ પ્રમાણે આપણને ૫૯ મીનીટ ને ૩૩ સેકન્ડને બદલે ૫૯ મીનીટ પૂરી લેવી પડે છે. હવે કોઠામાં ૫૯ મીનીટનું લૉગેરીથમ જોવાનું છે, જેથી મીનીટના ઉભા કોલમને છેક છેડે ૫૯ મીનીટ છે, તથા એના કોઈ કલાક નથી, જેથી મથાળાના આડા કોલમમાં જ્યાં કલાકો છે, ત્યાં ૦ વાળા કોલમમાં જ્યાં ૫૯ નો આંક છે. ત્યાં એ મથાળાનાં ૦ તથા જમણા હાથના ૫૯ એ બન્ને વચ્ચે જે આંક આવેલો છે (૧.૩૮૭૫) તે જુદો માંડવો. જો ૬૦ મીનીટ કરતાં વધારે હોત તો આપણે એક કલાકવાળી બીજી કોલમમાં જોતે, ને તે આંક લેતે,

પણ અત્રે તો ફક્ત ૫૯ મીનીટ હોવાથી ઉપલો આંક લેવો. હવે એમાં જેટલા કલાકે જન્મ થયો હોય તેનો આંક કોઠામાંથી મેળવવો, જેમકે સાંજના ૫–૫૫ નો ટાઈમ છે. હવે કોઠામાં પહેલી લાઈનમાં કલાકો છે, તેમાં પાંચ નંબરના કોલમમાં જુવો અને ઊભી લીટીમાં મીનીટ છે, તેથી ૫૫ મીનીટવાળા કોલમમાં જોતાં ૫–૫૫ નો આંક ·૬૦૮૧ છે, એ બેઉ લૉગેરીથમના આંકનો સરવાળો કરો, જેમકે:

૧·૩૮૭૫
·૬૦૮૧

૧·૯૯૫૬

હવે એ સરવાળો કરતાં મેળવેલા આંક ૧·૯૯૫૬ તે પાછો લૉગેરીથમના–કોઠામાં જુવો, કે એ (૧·૯૯૫૬) કયા આંકમાં સમાય છે, અને તેના કલાક અથવા ડીગ્રી, અને કલા અથવા મીનીટ કેટલાં છે. જુવો કોઠાના બીજા કોલમમાં, ૧૪ મીનીટની પાસે ૧·૯૯૫૬ છે, તેને મથાળે છેક ઉપર ૦ અંશ છે, અને એ આંકમાં આપણો સરવાળો ૧·૯૯૫૬ સમાય છે, જેથી ૧૪ કલા આવેલી જાણવી. હવે એ ૧૪ કલા યાને મીનીટ, જે સૂર્યના તે દિવસની લૉંજીત્યુડના રાશિ અંશમાં ઉમેરી દેવા, અને જે આવે તે રાશિ અંશ કુંડળીમાં જોઈને માંડવો. એ પ્રમાણે દરેક ગ્રહની પહેલાં **ગતિ** કાઢવી અને પછી **લૉગેરીથમથી** અથવા તો **ત્રિરાશી**-નાં પદ માંડીને જન્મ વખત અને બપોરના બાર વાગ્યાના ગ્રીનીચ ટાઈમ વચ્ચે, જેટલો ફરક હોય તેટલા ફરકમાં, તે ગ્રહ કેટલો ચાલ્યો તે મેળવી, એફીમરી યાને પંચાંગના તે દિવસે આપેલા તે ગ્રહના અંશ કલાકમાં ઉમેરી દેવાથી સ્પષ્ટ ગ્રહ થશે. **મોત** અને અગત્યના સવાલ સિવાય સાધારણ કામ માટે લૉગેરીથમ ગણિત ઘણું સહેલ ને સારૂં છે. ચોક્કસ ગણિત માટે તો ત્રિરાશીથી દરેક, કલા વિકલા, પણ મેળવવી જરૂરની છે. અત્રે આ ચોપડીમાં જે દાખલાઓ, અને ગણિતો આપ્યાં છે, તે ફક્ત શરૂઆતના શીખાઉને સમજ પાડવાને માટે છે, **જેથી તે તદન સ્પષ્ટ કરવામાં આવ્યાં નથી.** અંગ્રેજી શાસ્ત્રમાં વિકલા જો ૩૦,થી ઉપર ગઈ હોય તોજ તેનો અડસટ્ટો લેવામાં આવે છે. એ ઉપલી સમજણ પ્રમાણે લૉગેરીથમના કોઠામાંથી અત્રે દર્શાવેલી ૫ʰ–૫૫ʹ કલાકની સાંઝની કુંડળીને લગતા ગ્રહો નીચે પ્રમાણે ગણેલા છે:

ક. મી. સે.

*રવિ તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ ની રાત્રે ૫°–૫૫'–૦"

કલાક=.૬૦૮૧ લૉગેરીથમ

તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ રવિની ગતિ

૫૯'–૩૩"=૧.૩૮૭૫ ,,

૧.૯૯૫૬ ,,

આ આંક ૦°–૧૪'–૦" વાળા લૉગેરીથમમાં સમાય છે. હવે એ દિવસે રવિ બપોરે ગ્રીનીચ ટાઇમ મીન રાશિ ૨૯°–૪૫'–૨૦" અંશનો હતો, તેમાં લૉગેરીથમ ૦°–૧૪'–૦"ઉમેરતાં, મીન રાશિ ૨૯°–૫૯'–૨૦" થયા.

| ચંદ્ર | ક. મી. | લૉગેરીથમ. |
|---|---|---|
| વખત | ૫°–૫૫' = | .૬૦૮૧ |
| ગતી | ૧૧°–૪૯'–૫૦"= | .૩૦૭૧ |

.૯૧૫૨ = ૨°–૫૫'—૦

તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ ચંદ્ર બપોરે ધન રાશી ૧૩—૧૬ —૪૬

,, સાંઝે ૫–૫૫ ચંદ્ર થયો ૧૬—૧૧—૪૬

તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ ચંદ્ર ૫°–૫૫° સાંઝે ધન ૧૬°–૧૧'–૪૬"

મંગળ

વખત ૫—૫૫ = .૬૦૮૧

ગતિ ૦°–૪૫'=૧.૫૦૫૧

૨.૧૧૩૨ = ૦°–૧૧'–૦"

તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ બપોરે મંગળ કુંભ રાશિ ૫°–૩૩–૦

,, સાંઝે ૫–૫૫ ,, ૫—૪૪—૦

તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ મંગળ સ્પષ્ટ ૫°–૪૪' કુંભનો થયો.

* અત્રે આપેલી ગ્રહ તથા રાશિ વગેરેની સર્વે ગણતરી, શીખનારને સમજણ આપવા માટે, સાધારણ તેની રૂઢી દેખાડવા ગણિત કર્યું છે, જે **સ્પષ્ટ નથી.** વધુ વિગત આગળ સમજાવી છે.

બુધ

વખત ૫–૫૫ = ·૬૦૮૧
ગતી ૨°–૦–૦″=૧·૦૭૯૨

૧·૬૮૭૩ = ૦°–૩૦′–૦″
બુધ બપોરે મેષનો ૦–૪૩–૦

બુધ ૫–૫૫ સાંઝે મેષનો ૧–૧૩–૦

તા. ૨૧–૩–૧૧ બુધ મેષ રાશિ ૧–૧૩–૦ થયો.

શુક્ર વખત ૫–૫૫ = ·૬૦૮૧
ગતી ૧′–૧૩′–૦″=૧·૨૯૫૦

૧·૯૦૩૧ = ૦°–૧૮′–૦″
બપોરે શુક્ર મેષનો ૨૬–૫૯′ = ૨૬°–૫૯′–૦

સાંઝે ૫–૫૫ શુક્ર મેષનો ૨૭–૧૭–૦

તા. ૨૧–૩–૧૧ શુક્ર મેષનો ૨૭–૧૭–૦ થયો.

હવે ગુરુ, શનિ, હરશચલ, અને નેપચ્યુન, વગેરે ગ્રહો ૨૪ કલાકમાં ઘણાજ જુજ ચાલે છે, જેથી તેઓ એફીમરીમાં જેટલા અંશે તે દિવસે લખેલા હોય તેટલા અંશે ગોઠવી દેવા. હવે રાશિ માંડેલી આગળ બતાવેલી કુંડળીમાં ગ્રહો ગોઠવી દેવા, જેમકે રવિ મીન રાશિનો છે, અને એ રાશિ કુંડળીના ચોથા ભુવનની કશ ઉપર ૮° અંશની છે. હવે રવિ અત્રે મીન રાશિનો ૨૯°–૫૯′–૨૦″ નો છે, જેથી ચોથા ભુવનમાં રવિને મૂકવો, ને તેના અંશ તેની બાજુએ લખવા. ચંદ્ર ધન રાશિનો ૧૬–૧૧–૪૬ નો છે, અને પહેલા ભુવનનો કશ ફક્ત ૪° અંશનો છે. એટલે ચંદ્ર પહેલા ભુવનનો અંશ કુદાવીને તે ભુવનમાં આગળ વધેલો છે, તેથી ચંદ્ર પહેલા ભુવનમાં મૂકવો. એ પ્રમાણે સર્વે ગ્રહ ગોઠવવા. હવે જેઓને બીલકુલ ગણિત કોઈપણ જાતનું કરતાં આવડતું ન હોય, તો તેવાઓને ફક્ત મોઢેથી ગણી લેવા માટે ગ્રહોની ચાલનો દર કલાકનો આશરો નીચે પ્રમાણે લખ્યો છે. રવિ દર કલાકે ૨॥ મીનીટ જેટલો ઝોડીઅકમાં ચાલે

છે. ચંદ્ર દર કલાકે ૩૦ થી ૪૦ મીનીટ જેટલો લોંજીટ્યુડમાં ચાલે છે. બીજા ગ્રહો માટે એફીમરીમાં જોવાની તથા ગણવાની જરૂર છે, કારણ કે તેઓ કેટલાક વખતે સ્થૂલ થાય છે, વક્રી થાય છે અને પાછા હઠે છે. ખાસ કરીને મોટેનો હિસાબ એ રાખવો કે જે ૨૪ કલાકમાં એક અંશ ચાલે તે દર કલાકે રાા કલા યાને મીનીટ ચાલે, જે અરધો અંશ ૨૪ કલાકે ચાલે, તે દર કલાકે સવા કલા ચાલે. જે બે અંશ ૨૪ કલાકે ચાલે તે, પાંચ કલા એક કલાકમાં ચાલે. એ પ્રમાણે અડસટ્ટો લેવો.

જુઓ નીચેની આકૃતિ ત્રિજીમાં સર્વે ગ્રહો તેના અંશ સાથે ગોઠવીને માંડયા છે.




## [૧૬] ગ્રહોની ડેક્લીનેશન

હવે ઉપર પ્રમાણે સર્વે રાશિ તથા ગ્રહ તથા તેના અંશ આકૃતિમાં દેખાડયા પ્રમાણે ગોઠવવા. કેટલીક વખત એક ભુવનમાં બે રાશિ આવી

જાય છે, યાને ગલિતભાવ થાય છે. એમ થવાનું કારણ દુનિયાની ગોળાઇને લીધે છે, અને નૉર્થ લેટીત્યુદના મુલકોની ડીગ્રી અંશ એવી રીતે ગલિતભાવ ઘણી વખત કરે છે. જો કોઇ વખત એ પ્રમાણે એક ભુવનમાં બે રાશિ આવે, તો જે રાશિ ગલિત થઈ હોય તે રાશિ તે ભુવનના મધ્ય ભાગમાં લખવી, અને તેજ પ્રમાણે સામેના ભુવનમાં પણ એક રાશિ ગલિત થશે, તે જાણવું.

હવે ગ્રહની લૉંજીત્યુદના અંશ સાધારણ કામ માટે હમેશાં લૉગેરીથમથી જોઇ કાઢવા. જો અંશ, કલા, વિકલા સર્વેની જરૂર હોય તો ત્રિરાશીની રીત પ્રમાણે કાઢવા. હવે એજ પ્રમાણે ગ્રહોની ડેકલીનેશન પણ કાઢવાની જરૂર છે. જે એફીમરીના ઉપરના ભાગમાં આપેલી છે, તે પ્રમાણે તપાસવી. તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ ને દિને બપોરે નેપચ્યુન પ્લેનેટની ડેકલીનેશન ૨૧°–૩૧ ની છે, અને તે છેક ૨૫ મી માર્ચ લગણુ તેટલીજ રહેશે. એટલા માટે એફીમરીમાં જે ડેકલીનેશન છે, તેજ રાખવી; કારણ કે નેપચ્યુન ઘણું કરીને રોજ ૨૪ કલાકે થોડી વિકલા યાને સેકન્ડ ચાલે છે, માટે નેપચ્યુનનું ડેકલીનેશન તે દિવસનું જે હોય તે જ માંડવું. હરશચલ ગ્રહ ઘણું કરીને ૨૪ કલાકે અરધી કલા યાને અરધી મીનીટ ચાલે છે, જેથી તેનાં પણ અંશ કલા જે હોય તે જ ડેકલીનેશન માંડવી, તથા એ ડેકલીનેશન (N) નોર્થ કે (S) સાઉથ છે તે પણ માંડવું. શનિ ફક્ત ૨૪ કલાકે બે કલા જેટલો ડીકલાઇન થાય છે, જેથી તેનો, તેમજ ગુરુ કે જે પણ ફક્ત ૨૪ કલાકમાં થોડી કલા જેટલોજ ચાલે છે, જેથી એ બન્ને પણ જે અંશ કલાના હોય તે અંશ કલામાં જો નોર્થમાં (ઉત્તર) હોય તો ૨૪ કલાકની એક કલાને હિસાબે ઉમેરવું, અથવા જો સાઉથના (દક્ષિણના) હોય તો બાદ કરવું કારણકે સાઉથના ડેકલીનેશનમાં અંશ ઓછા થતા આવે છે. એ પ્રમાણે ૨૧ મી માર્ચ ૧૯૧૧ ને દિને એ ચાર ગ્રહનું ડેકલીનેશન નીચે પ્રમાણે હતું

ડેકલીનેશન (Declination) નેપચ્યુન ૨૧'–૩૧' N, હરશચલ ૨૦°–૫૭' S, શનિ ૧૧°–૧' N, ગુરુ, ૧૪°–૪૩' S, મંગળ ૧૯°–૪૯' S.

હવે રવિ, ચંદ્ર, મંગળ, બુધ, શુક્ર એઓનાં ડેકલીનેશન ગણવાની જરૂર છે કારણ કે, એઓ પોતાની ચાલમાં વારે વારે ફરક કરે છે. મંગળ ઘણુ કરીને ૧૪ કલા જેટલો ચાલે છે, તેથી ત્રિરાશી પ્રમાણે ગણવું. જેમ ગ્રહની લૉંજીત્યુદ માટે આપણે ત્રિરાશી ગણીએ છીએ. તેમ

તા. ૨૧મી તથા તા. ૨૨મીના મંગળના ડેકલીનેશનના અંશમાંથી બાદ કરતાં ૧૦' કલા યાને મીનીટ ફરક રહે છે, માટે એ ગતિ ૨૪ કલાકે ૧૦' કલાની થઈ. હવે ત્રિરાશી ગણવી કે, જો ૨૪ કલાકમાં ૦°–૧૦'–૦" તો ૫–૫૫ માં (કે જે જન્મનો વખત છે) કેટલી? જવાબ આવે તે ૨૧મીના ડેકલીનેશનના અંશમાં ઉમેરી દેવા, જે આવે તે ડેકલીનેશન ગણાય, જેમકે:

મંગળનું ડેકલીનેશન = **ત્રિરાશી** = ૨૪ : ૫–૫૫ : : ૧૦'=૨'–૧૫"
અથવા મંગળનું ડેકલીનેશન **લૉગેરીથમના** કોઠા પ્રમાણે:

| | | |
|---|---|---|
| **લૉગેરીથમ** ડેકલીનેશન | મંગળના અંશની ગતિ ૧૦'= | ૨.૧૫૮૪ |
| | જન્મ વખતના કલાક ૫–૫૫ | .૬૦૮૧ |
| | | ૨.૭૬૬૫ |

હવે ૨.૭૬૬૫ લૉગેરીથમના કોઠાની ૨ મીનીટવાળી કોલમમાં સમાય છે, એટલે ૨' કલા ડેકલીનેશન આવી, જે તે દિવસના મંગળની ડેકલીનેશન ૧૯°–૫૩' માંથી ૨' કલા બાદ કીધી, કારણકે ડેકલીનેશન (S) સાઉથનું છે, જેથી ગતિ ઓછી થતી જાય. એટલે મંગળની નક્કી ડેકલીનેશન તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ ની સાંજે ૫–૫૫ વાગે ૧૯°–૫૧ અંશ કલાનું થયું, જે ઉપર જેમ હરશચલ, શનિ વગેરે ગ્રહોનું માંડેલું છે તેમ માંડવું. એજ પ્રમાણે બુધ, શુક્ર ને ચંદ્રનાં ડેકલીનેશન કાઢવાં. ગમે તો ત્રિરાશીથી કાઢવાં, અને ગમે તો લૉગેરીથમના કોઠા પ્રમાણે કાઢવાં, અને સર્વે ગ્રહોની સાથે તે પણ માંડવાં. હવે કુંડલીની નીચે એક કોઠો બનાવી તેમાં બધા ગ્રહોની એસપેકટસો તથા ડેકલીનેશન તથા પહેલા અને દશમા ભુવનના અંશ પણ માંડવા. એ પ્રમાણે અંગ્રેજી **હોરોસ્કોપ** યાને ટપકો નીચે પ્રમાણે માંડવો:* (*)

(*) મુલક–લેટીત્યુદ તથા વખત ચોક્કસ કરીને સ્પષ્ટ ગણિત, ગુંચવાડાને લીધે અત્રે આપ્યું નથી, પાછળ દરશાવ્યું છે. જુઓ ભાગ બીજો. અત્રે ફક્ત રૂઢી યાને રીત સમજાવી છે.

## હોરોસ્કોપ Horoscope

નંબર..................તારીખ=૨૧ મી માર્ચ ૧૯૧૧ વાર=મંગળ.

નામ.................................... મરદ/ઓરત = { છોકરાનો જન્મ ....................

ઠેકાણું (મુલક) = મુંબઈ (Lat.) લેટીત્યુડ = ૧૮–૫૬ N
(Lon) લોંજીત્યુદ ૭૨–૫૦ E.

જન્મનો ટાઇમ = { ક. મી. સે. / ૧૦–૪૬ – ૦ રાત્રે

જન્મનો સાઇડ્રીયલ ટાઇમ=૧૦°–૩૮′–૩૦″ (R. A. M. C.)
G. M. T. ૫–૫૫ સાંજે.

ASC જન્મ લગ્ન=૪°–૪′ ધન રાશિ

MC ૧૦મું ભુવન=૮° કન્યા રાશિ

ડેકલીનેશન

| | | | | |
|---|---|---|---|---|
| નેપચ્યુન<br>૨૧″–૩૧′ N | હરશચલ<br>૨૦°–૫૭′S | શનિ<br>૧૧°–૧′N | ગુરુ<br>૧૪°–૪૩′S | |
| મગળ<br>૧૯°–૫૧′S | રવિ<br>૦°–૯′ N | શુક્ર<br>૧૦°–૧૪′N | બુધ<br>૦°–૪૦S | ચંદ્ર<br>૨૫–૪૦ S |

એસપેક્ટસ

નેપચ્યુન =૧૨૦° રવિ, પેરેલલ હરશચલ,

હરશચલ =૪૫° ચંદ્ર, ૪૫° શુક્ર, કંજંગશન મંગળ, P નેપચ્યુન, P મંગળ.

શનિ =૧૩૬° ચંદ્ર, ૩૦° બુધ, કંજંગશન શુક્ર, ૩૦° રવિ, ૯૦° મંગળ, P શુક્ર.

ગુરુ =૩૬° ચંદ્ર, ૪૫° બુધ, ૯૦° મંગળ, ૧૪૪° રવિ.

મંગળ =કંજંગશન બુધ હરશચલ, ૯૦° શનિ, ૬૦° બુધ, ૯૦° ગુરુ P હરશચલ.

રવિ =કંજંગશન બુધ, ૩૦° શુક્ર, ૩૦° શનિ, ૪૫° રાહુ, ૧૨૦° નેપચ્યુન, ૯૦° હરશચલ, P બુધ.

શુક્ર =કંજંગશન શનિ, ૪૫° હરશચલ.

બુધ =કંજંગશન રવિ, ૬૦° મંગળ, ૩૦° શનિ, ૪૫° ગુરુ, P રવિ.

ચંદ્ર =૪૫° મંગળ; ૧૩૬° શની, ૩૬° ગુરુ.

એ પ્રમાણે ગ્રહ તથા તેની ડેકલીનેશન, કુંડલીના ચક્કરની નીચે માંડવાં તથા તેમાં સાથે સાથે ગ્રહની એસપેકટસ પણ માંડવી. ગ્રહની એસપેકટસને લગતો કોઠો આપેલો છે, તેમાં જોવાથી ગ્રહોની દૃષ્ટિ તુરત માલમ પડે છે. સાધારણ કામ માટે તો એક ભુવનમાં ગ્રહો સાથે હોય તો તેઓને એક બીજાના **કંજંગશન**માં જાણવા. જો એક ઘરને છેટે હોય તો **સેમી–સેક્ષટાઇલ** યાને ૩૦°ની દૃષ્ટિ અથવા એસપેકટસ જાણવી. જો સાતમા ભુવને હોય તો **ઓપોઝીશન** યાને ૧૮૦°ની એસપેકટ જાણવી. જો ચોથે ભુવને હોય તો ૯૦° અંશની પાપ દૃષ્ટિ જાણવી. એ પ્રમાણે અડસટ્ટો ગણી લેવો, નહીં તો (પાનું ૨૦) **એસપેકટસ જોવાના કોઠામાં** જોઇને એસપેકટસો ગોઠવવી, અથવા તો ડીગ્રીએ ડીગ્રીનું છેટું ગણવું. જેમકેઃ—તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ની રાત્રે ૧૦°–૪૬' કલાકની કાઢેલી કુંડલીમાં ચંદ્ર ૧૬° ધન રાશિનો છે, અને હરશચલ ૨૮° મકરનો છે, એટલે ચંદ્રને હરશચલ ગ્રહ તરફ ૪૨°–૩૦' અંશનું છેટું છે. હવે ૪૨°–૩૦' અંશની કોઈ એસપેકટ થતી નથી, એટલે ચંદ્ર હરશચલ સાથે કંઈ એસપેકટ કરતો નથી, એમ જાણવું, જો કે દેખીતી રીતે તો તેઓ ૩૦ અંશની એક ઘરની દૃષ્ટિ કરતા છે, પણ જ્યારે ચંદ્ર ૨૯° નો થશે તે દિવસે તેઓ એક બીજા સાથે ૩૦ અંશની દૃષ્ટિમાં આવેલા કહેવાશે, કારણ કે, હરશચલ ગ્રહ ઘણોજ ધીમો છે, અને ચંદ્રની ચાલ ઝડપી છે. તેથી એફીમરીમાં જોતાં જન્મ પછી બીજે દિવસે રાત્રે બાર વાગે ચંદ્ર હરશચલ સાથે **સેમી–સેક્ષટાઈલ** થશે, જેનું ફળ એ જન્મેલા બાળકને તેના બીજા વર્ષની અધવચ્ચે ડાઇરેકશનથી મળશે. એ પ્રમાણે જન્મ કાલે ચંદ્ર હરશચલ સાથે કંઇ એસપેકટ કરતો નથી, કારણકે જન્મની પાંચ કલાક અગાઉ ચંદ્ર તથા હરશચલ એક બીજાથી ૪૫ ડીગ્રીએ **સેમી–સ્કવેરની** એસપેકટ કરીને છૂટા પડયા છે. હવે ચંદ્રથી મંગળ ૪૯ ડીગ્રી પર છે એટલે ૪૫ ડીગ્રીની **સેમી–સ્કવેર** એસપેકટ થઈ. એસપેકટ ગણવાના કોઠામાં જુવો. ચંદ્ર ૧૬ ડીગ્રી ધનનો છે, તેની સીધી લાઇનમાં ૪૫ ડીગ્રીના એસપેકટના કોલમમાં મકર–તુલા **કુંભ**–વૃશ્ચિક લખેલાં છે, તેમાં કુંભ રાશિ જણાવેલી છે, મંગળ કુંભ રાશિમાં છે જેથી ચંદ્ર મંગળને ૪૫° ની દૃષ્ટિ થઈ. હવે એ દૃષ્ટિ બરાબર છે કે, તે અંશ તપાસી જોવા, જેમકે એજ કોલમની નીચે અંશો છે, તેમાં ૧૬°મા અંશની સીધી લાઇનમાં જોતાં કુંભની ઉભી લાઈનમાં ૧° લખેલા છે, એટલે કે ૧૬° અંશનો ધન રાશિનો ચદ્રં ૧° અંશે કુંભ રાશિ સાથે ૪૫ ડીગ્રીની સેમી–

સ્કવેર એસપેક્ટ કરે છે હવે ચંદ્ર રવિથી ૧૦૪° અંશે દૂર છે જેથી કંઇ એસપેક્ટ કરતો નથી. બુધ પણ ૧૦૫° દૂર છે, એટલે કંઇ એસપેક્ટ કરતો નથી શુક્ર ૧૩૦° ડીગ્રી દૂર છે, એ ૧૨૦° ગણાય નહીં, શનિ ચંદ્રથી ૧૩૮° અંશ દૂર છે, એટલે સેક્વી-ક્વૉડ્રેટની એસપેક્ટ થઈ છે એ પ્રમાણે ચંદ્ર બીજા ગ્રહો સાથે ઉપર પ્રમાણે એસપેક્ટમાં છે એ પ્રમાણે એસપેક્ટ ગણવાના કોઠાપરથી દૃષ્ટિ ગણવી

હવે ચંદ્ર પછી બુધની એસપેક્ટસો ગણવી એસપેક્ટ ગણવાના કોઠામાં બુધ મેષ રાશિનો જોતા મીન તથા વરખ સાથે ૩૦° અંશની એસપેક્ટ કરે છે, પણ કુંડળીમાં મીનમાં કોઈ ગ્રહ નથી બુધ અને રવિ સાથે છે એટલે કંજગશન થયું એમ જાણવું મંગળથી બુધ ૫૭° છે એટલે મંગળની લગભગ ૬૦°ની દૃષ્ટિ બુધ પર પડે છે બુધથી શનિ ૩૫° પર છે એટલે ૩૦°ની એસપેક્ટ થઈ બુધ અને શુક્ર જોકે એક રાશિમાં છે અને બુધ કંજગશન કરવા માટે શુક્ર તરફ એપ્લાઇ થાય છે, પણ લગભગ ૨૫° અંશનો ફરક છે, એટલે કંજગશન કહેવાય નહીં એ પ્રમાણે બુધની એસપેક્ટમાં થઈ છે જે ઉપર લખી છે

હવે **શુક્રની** એસપેક્ટસો ગણવી શુક્રથી શનિ ૭° દૂર છે, હવે શુક્રનો તથા શનિનો **ઓરબ** ૮° નો છે, બેઉનો ટોટલ કરી તેના અરધા કરતા ૮° આવે છે જેના કરતા શનિના અંશ ઓછા છે એટલે શુક્ર શનિનું કંજગશન થયું એજ પ્રમાણે શુક્રથી હરશયન ૪૫° સેમી સ્કવેર થાય છે એ પ્રમાણે સર્વે ગ્રહોની એસપેક્ટસો ગણવી એ પછી રવિ, મંગળ ગુરુ, શનિ હરશયન એ સર્વેની એસપેક્ટસો ગણીને માંડવી

આ પ્રમાણે કુંડળીની સર્વે **એસપેક્ટસો** માંડી, પછી તેના ફળ શુભ કે નેષ્ટ જે હોય તે પ્રમાણે જોઈને અનુમાન કરવું

હવે કયા ગ્રહો એક બીજા સાથે **પેરેલલ** છે તે, તેના ડેકલીનેશનના અંશ ઉપરથી જોવા જે ગ્રહો એક બીજાના સરખે અંશે હોય અથવા એકાદ અંશનો હેરફેર હોય તેઓ એક બીજા સાથે **પેરેલલ** એસપેક્ટમાં ગણાય છે

નેપચ્યુન તથા હરશયલ લગભગ એકજ અંશે છે તેથી તેઓનું **પેરેલલ થયેનું** જાણવું વળી મંગળ અને હરશયલ લગભગ એકજ અંશે સરખાં છે તેથી તેઓનું પેરેલલ થયેનું જાણવું એજ પ્રમાણે શનિ, શુક્ર રવિ, બુધ, પેરેલલ થયા છે જે સર્વે એસપેક્ટમાં સાથે ઉપર માંડયા છે એ પ્રમાણે આપણે તા ૨૧ મી માર્ચ ૧૯૧૧ ના દિવસે રાત્રે

૧૦°-૪૬' કલાકે જન્મ થયલા બાળકની **કુંડલી** પહેલાં તેનું **એસેનડંટ** (Asc.) યાને **જન્મ લગ્ન** એફીમરીમાંથી સાઇડ્રીયલ ટાઇમ મારફતે મેળવી, તેમાં **ગ્રહોને** તેના અંશો સાથે ત્રિરાશી અથવા તો લૉગેરીથમથી ગણીને ગોઠવ્યા છે, ત્યાર પછી તેઓ એક બીજા સાથે કેવી દૃષ્ટિ કરે છે, તથા કેવી કેવી સારી માઠી એસપેકટસોમાં આવે છે, તે સર્વે એસપેકટસો, ડેકલીનેશન, પેરેલલ, વગેરે સર્વે કેવી રીતે ગણવું તે સમજાવ્યું છે.

**નોંધ:**—આ સર્વે કુંડલીનું **ગણિત** વિગેરે **ફક્ત સાધારણ** પ્રાઇમરી શરૂઆતના જ્ઞાનને માટે, જેમ બને તેમ સહેલી રૂઢીથી સમજાવવાની કોશિષ કરી છે, એ ગણિત જો તદ્દન સ્પષ્ટ રીતે અને ઘણી સાયન્ટીફીક રીતે ગણવું હોય તો તે માટે બીજી ઘણી જુદી જુદી રીતો છે, જે ચઢતા અભ્યાસને લગતું સર્વે પાકું ગણિત અત્રે જગ્યાના સંકોચને લીધે, તેમજ આ પુસ્તક પ્રાઇમરી જ્ઞાન માટે સાધારણ અભ્યાસીઓને માટે હોવાથી અઘરાં ગણિતથી, શીખાઉ વાંચક વર્ગને ગુંચવણમાં નહીં નાખવા માટે આપવામાં આવી નથી. આ છેલ્લા પ્રકરણમાં જે ગણિત કરવામાં આવ્યું છે તે **સાધારણ** છે પણ **સ્પષ્ટ** નથી. અભ્યાસીને ભલામણ કરવામાં આવે છે કે, દરેક શરૂઆતનાં કોષ્ટકો તથા તેનાં નામ, નીશાન, ઉપયોગ, ગુણ, દોષ વગેરે સર્વે બાબત ઘણા જ ધ્યાનથી શીખવાની જરૂર છે, કારણ કે આ સાહિત્યમાં એ સર્વે નીશાનો હરદમ જુદી જુદી ઢબે આવ્યા કરે છે, તથા તેના ગુણદોષ વગેરે પર મોટો આધાર રાખવામાં આવે છે. વળી કેટલાક શબ્દો ગુજરાતી ભાષાની સંકડાશને લીધે અંગ્રેજી લખવામાં આવ્યા છે, જેથી ખાસ ભલામણ કરવામાં આવે છે, કે **આ પુસ્તકમાં જે ગ્લોસરી Glossary આપવામાં આવી છે, તેમાં સર્વે ખુલાસો વિસ્તારથી લખ્યો છે**, તે જરૂર વાંચીને ધ્યાનમાં રાખવાની જરૂર છે. એ પ્રમાણે ચોકસાઇથી અભ્યાસ કરતાં કોઇ પણ માનવી સાધારણ રીતે સર્વે બાબતનું ખાતરીપૂર્વક અનુમાન કરી શકશે. અંગ્રેજી જ્યોતિષ ફક્ત અંશ કલા અને ગતિના હિસાબ ઉપરજ છે, તથા ગતિનું પ્રમાણ મોટી મોટી ઓબઝરવેટરીઓ મારફતે, અંગ્રેજી પંચાંગ યાને એફીમરી મારફતે આપણને ઘણી સહેલાઇથી વગર મહેનતે મળે છે. જે ગણતરી ભરૂસેદાર છે, અને તે પ્રમાણે જે કંઇ જ્યોતીષી ફળ આપવામાં આવે છે, તથા વર્તારા કાઢવામાં આવે છે, તે લગોલગ ખરા પડવાની વકી રખાય છે, છતાં અત્રે મારા અભિપ્રાય પ્રમાણે જણાવું તો, “જ્યોતીષ વિદ્યા તથા ગ્રહોની અસર માનવીની મનોવૃત્તિને ચોક્કસ બાબતપર ખેંચે છે, જેમકે

ગ્રહોની સારી દૃષ્ટિ સારી બાબતોની મનોવૃત્તિ આપે છે, ને નેષ્ટ દૃષ્ટિ યાને એસપેકટો, તેના ગુણ પ્રમાણે માઠી મનોવૃત્તિ તરફ માનવીને ખેચે છે, જેથી જો માનવી એ બાબતનું જ્ઞાન મેળવી, સારી અસર તરફ પોતાના **વીલપાવરથી** વળગી રહે, તો તે માનવી પોતાની ઉપર થતી ગ્રહોની માઠી અસરને તોડી શકે છે, અને ભલી તથા બુરી અસરો ઉપર સમતોલ પણું મેળવી, કર્મના કાયદાને તોડીને, સારા કર્મો મારફતે આગળ વધી શકે છે, એ નિશ્ચય છે ''

## (૧૭) જન્મ વખતે જે રાશિ એકલી પહેલા ભુવનમાં (એટલે જન્મ લગ્નમાં) આવે છે, તે રાશિ કેવી જાતનો ખ્વાસ, રૂપ રંગ, અને ખાસિયત, તે જન્મેલા બચ્ચામાં આપે છે, તેની વિગત

**મેષ**—જો મેષ રાશિ જન્મ લગ્ને યાને પહેલા ઘરમા, જન્મ વખતે પડી હોય તો, તે માણસ સાધારણ, જરા પાતળો, લાબુ મોઢુ અને ગરદન, મજબુત અવયવો, હેઝલ ( Hazel ) રંગની આખો, સહેજ ખરબચડા વાળ, કાળુ સહેરાબળુ અથવા લાલ મોઢુ, અને ઝડપી નજરનો, ખવાસ ગુસ્સાવાળો, કજીયાખોર, લોભી, મક્કમ વિચારનો અને ઝડપી હોય છે.

**વરખ**—જો વરખ રાશિનું લગ્ન હોય તો ઠીંગણો, જાડો, ભરેલો ચહેરો, ટુકી જાડી ગરદન મોટુ નાક અને મોઢુ, પહોળા મજબુત ગોળ ખભા, કાળી આખ, કોઈ વખત કરચલીદાર વાળ. જો સ્ત્રીની જન્મ કુંડળીએ વરખ લગ્ન હોય તો તે સ્ત્રી ખુબસુરત વધારે હોય, પણ સહેજ જાડી ને કુલેલી, તથા કાળા કરચલીદાર વાળ અને આખ તથા સાધારણ ખુબસુરત દેખાવ હોય વરખ રાશિવાળાનો ખવાસ, સહેજ ગુસ્સાવાળો, બેદરકાર, ખાઘરો, પોતાનીજ સગવડ જોનારો, જરા દારૂડી ને છોકરાં, તથા ધણી કે સ્ત્રી સાથે ખટપટ કર્યા કરનારો હોય છે.

**મિથુન**—ઊંચો સીધો દેખાવ, લાબા હાથ, ચહેરો સહેજ શામળો અને ટરેલ, કાળા ભુરા વાળ, હેઝલ આખ, ઉતાવળી નજર, ઝડપી ચાલ, ખવાસ,—વિદ્વાન તથા વાચનનો શોખીન, માન મેળવવાનો લાલચુ, મિતાહારી, સાધારણ ખાનાર પીનાર, મુખ્ય કરીને આબરૂવાળો અને સોસાયટીમા ભેળાનારો હોય

**કર્ક**—મધ્યમ કદનો, મોટુ ગોળ વાડકા જેવુ, ચહેરો સફેદ પણ ફીકાસદાર, નાનો ચહેરો, સહેજ ભુરુ આખ, નબળો બાંધો, બીહીકણ, આળસુ, બેદરકાર, કોઇને નુકસાન નહીં પુગાડનારો, અને દયાળુ હોય છે.

**સિંહ**—મોટાં હાડકાંનો, પહોળો અને દમામદાર ઊંચો, પહોળા ખભા, ગ્રે કલરની આંખ, ઉતાવળી નજર, ફીક્કા ભુરા વાળ અને ભવાં, મોટું માથું અને ગોળ, લાલ અને દરેલ ચહેરો, ખવાસમાં બહાદુર, મક્કમ ઠરાવનો, ઉદાર દીલનો, અને આગળ વધવાને આતુરતાવાળો, નરમાશવાલો, છુટા વિચારનો, ઉતાવળે ઉશ્કેરાઇ જનારો, પણ તુરત નરમ પડી જનારો, રમત ગમત અને કસરતનો શોખીન, ઘણા મક્કમ વિચારનો, અને ઉદ્યોગી હોય છે.

**કન્યા**—જો કન્યા રાશિનું લગ્ન યાને પહેલું ઘર હોય તો, પાતળું દુબળું શરીર, સહેજ સાધારણ ઊંચાઇનો, લાલ ચહેરાનો જરા શામળો, ચહેરો ગોળ, કાળા વાળ, કાળી આંખ, સારા છોગાવાલો, ખવાસમાં ચતુર, અજાયબ વસ્તુ અને વિદ્યાનો શોખીન, ઉદ્યોગી, દરેક ભાષાનો અભ્યાસ કરનારો, મીઠાં વચન બોલનારો, અને મધુર હોય છે.

**તુલા**—જો તુલા રાશિનું જન્મ લગ્ન હોય તો, તે માણસ લાંબા ઊંચા કદનો, જરા ફાવળો, સુંવાલા ભુરા વાળનો, કોઈ વખત તદન કાળા વાળનો, ગોળ શોભિતો નિર્મળ ચહેરો, કાળી આંખ. જો આ રાશિમાં સ્ત્રીનો જન્મ હોય તો તે સ્ત્રી ખુબસુરત હોય, સ્વભાવ ઘણો બોલકણો, ઉત્સાહી, મિત્ર અને ઓળખાણ પીછાણનો શોખીન, અને સમતોલ સ્વભાવનો હોય છે.

**વૃશ્ચિક**—જો આ રાશિમાં જન્મ થયેલો હોય તો, તે માણસ મધ્યમ કદનો, જાડો, ભરેલા અંગનો, મજબુત ને જોરાવર, ચહેરો મોટો અને ગોળ, શામળો ચહેરો, કાળા ભુરા ઘણા જથામાં અને વીતવાળા વાળ, ટુંકી જાડી ગરદન, બેડોળ પગ, કેટલીક વખત પગ ઘુંટણ આગળથી તીરની કમાન માફક વળેલા, સ્વભાવ એકમાર્ગી, ગુસ્સાવાલો, અને ઉશ્કેરાય તો મારફાડ કરનારો, લુચ્ચાઇમાં હુશિયાર, તાલતલાવટ કરવામાં એક્કો, કપટી, બહાદુર, હુલ્લડ અને સખ્ત હૈયાંનો હોય છે.

**ધન**—આ રાશિનું જો જન્મ લગ્ન હોય તો તે માણસ જરા ઊંચો, ઊંચું કપાળ, લાંબું નાક, ઘાટઘટમવાળો, ખુબસુરત, હેઝલ કલરની આંખ, સહેજ રતાશદાર ચહેરો, હસમુખો અને ભોળો દેખાવ, સુનેરી અથવા ફીક્કા ભુરા વાળ, મોઢું લંબાચું, ખવાસમાં બહાદુર, ઉદ્યોગી, ભોળો, ઉદાર, ખુલ્લા દીલનો અને ભોળા જીગરનો, કસરત, અને મોજમજાહનો શોખીન, માનપાન મેળવવાને ઉમેદવાર, ભલાં કામ કરનારો, હક વાજબી, અને ભરુસો મૂકવા લાયકનો હોય છે.

**વરખમાં મંગળ**—મધ્યમ અને જરા ઠીંગણું કદ, ગ્રે આંખ, ગોળ ચહેરો, લાલ દેખાવ, કાળા બાલ, ખુલ્લા હોઠ, હવસી, ખાધરો અદેખો, મારફાડ કરનારો અને બાતલ, ખરાબ સ્વભાવનો હોય છે.

**વરખમાં રવિ**—ઠીંગણો, ફીક્કા ભુરા બાલ, ગ્રે આંખ, મોટું નાક, મોટું મોઢું, ઉતાવળો મત બાંધનાર, મગરૂર, વિચાર વગરનો અને બહાદુર હોય છે.

**વરખમાં શુક્ર**—મધ્યમ ભરાવદાર, ઘણોજ ખુબસુરત, ગોરો, ફરેલ ચહેરો, ફીક્કા ભુરા બાલ, સ્વભાવ સારો, મન છતી લેનારો, સ્ત્રીઓમાં ભેળાનારો, કે જેઓ તરફથી ઘણો પ્યાર અને માન મેળવનારો, દારૂડી અને મોજીલો હોય છે.

**વરખમાં બુધ**—મધ્યમ કદ, ભરેલો ચહેરો, ભુરા બાલ, ગ્રે અને હેજલ આંખ, ખવાસમાં બોલકણો, પોતાનીજ મોજ જોનારો, અને ઘણોજ દારૂડી હોય છે.

**વરખમાં ચંદ્ર**—જરા ઠીંગણો, મજબુત, ફીક્કો ચહેરો, ભુરા બાલ, ગ્રે આંખ, નરમ અને ભોળા તથા પરગજુ ખવાસનો, ઘણું કરી મોભા અને માનવાળો, પણ જરા વ્યભિચારી હોય છે.

"મિથુન રાશિમાં ગ્રહો."

**મિથુનમાં હરશચલ**—ઉંચો, પાતળો, ગ્રે આંખ, ફીક્કા ભુરા બાલ, ઘટમદાર કદ, ઉતાવળે ચાલનારો, ઉત્સાહી, ચાલાક, વિદ્યાનો શોખીન, સારા સ્વભાવનો, કોઇક વખત ચસકેલો, શોધક બુદ્ધિવાળો, અને પરગજુ ભોળો ભલો હોય છે.

**મિથુનમાં શનિ**—જરા ઉંચો, લંબગોળ ચહેરો, કાળા ભુરા બાલ, જુક્તો ચહેરો, ચાલાક, દુનિયાઈ ચીજોનો શોખીન.

**મિથુનમાં ગુરૂ**—ઘટમદાર શરીર, ઉંચો, દાવકું મોઢું, ભુરા બાલ, ભરેલી આંખ, છુટા વિચારનો અને સભ્યતાવાળો ભોળો, વિદ્યા અને સોસાઇટીનો શોખીન હોય છે.

**મિથુનમાં મંગળ**—જરા ઉંચો, ભુરા બાલ, ગ્રે આંખ, લાલ અને દમામદાર ચહેરો, મજબુત શરીર, મોટાં હાડકાં, લાંબા હાથ, હુલડ, છુટા વિચારનો, ભોળો અને ઉત્સાહી હોય છે.

**મિથુનમાં રવિ**—ઘટમદાર શરીર, દાવડો ચહેરો, ફીક્કા ભુરા બાલ, મોટી ગ્રે આંખ, સારો સ્વભાવ, સારો ખવાસ, સભ્યતાવાળો, વિદ્યાનો શોખીન અને પારકાનું ભલું કરનારો હોય છે.

**મિથુનમાં શુક્ર**—મધ્યમ કદ, પાતળો ખુબસુરત ચહેરો, ખુલ્લા ભુરા બાલ, અને મુખ્ય કરીને બ્લુ આંખ, સ્વભાવ નરમ અને સારો, માયાળુ અને છુટા વિચારનો, ઘણા લોક તેને ચાહે ને માન આપે એવો હોય છે.

**મિથુનમાં બુધ**—ઉંચો પાતળો, પણ સરખો, કાળા ભુરા બાલ હેઝલ રંગની આંખ, ઉંચું નાક, લાંબા હાથ, ને પ્હોંચા, તથા લાંબાં આંગળાં, ઘણોજ ઉતાવળીઓ, ઘણોજ વિદ્વાન, અને ભાષણ કર્ત્તા, હુન્નર-મંદી અને ચિત્રકળાનો શોખીન, વિદ્યા અને ભાષાઓનો શોખીન અને સાધારણ સારા ખ્વાસનો હોય છે.

**મિથુનમાં ચંદ્ર**—ઘટમદાર શરીર, જરા ઉંચો, ભુરા બાલ, સારો દેખાવ, જરા ફીક્કો, લાયક અને બોલીદરાજ, ઘણોજ હોંશિયાર અને ચંચલ, કોઈ વખત દાવકો અને સાવચેત હોય છે. જો એવી વખતે મિથુનનો ચંદ્ર જો ફક્ત શનિનીજ દૃષ્ટિમાં હોય છે, તો એ માણસ ઘણો મીઢો, ચોક્કસ અને સાવચેત હોય છે.

## "કર્ક રાશિમાં ગ્રહો."

**કર્કમાં હરશચલ**—ઠીંગણો, જાડો, અને ફીક્કા ચહેરાવાળો, કાળા ભુરા બાલ, ગ્રે આંખ, દારૂડી, તોફાની, ચક્રમ, અને હુલ્લડી સ્વભાવનો હોય છે.

**કર્કમાં શનિ**—મધ્યમ કદ, પાતળો, કાળા બાલ, સીકલી અને નબળા બાંધાનો, બેવિશ્વાસુ, લુચ્ચો, ખરાબ ચાલચલગતનો, દારૂડી અને કમનસીબ કંગાળ માણસ હોય છે.

**કર્કમાં ગુરૂ**—મધ્યમ કદ, ફીક્કો ચહેરો, લંબગોળ મોહું, કાળા ભુરા બાલ, ભુરી આંખ, સખી અને પરગજુ, માયાળુ, સભ્યતાવાળો, પણ જરા વહેમીલો, નબળા બાંધાનો, અને સીકલી હોય છે.

**કર્કમાં મંગળ**—બેડોળ શરીર અથવા નાના મોટા બેડોલ કદનો ફીક્કો ચહેરો, ભુરા બાલ, ગ્રે આંખ, ભારી અંગ, ચોર, છાકટો દગાબાજ, અને વેરી હોય છે.

**કર્કમાં રવિ**—ઠીંગણો, સીકલી, ફીક્કો ચહેરો, ભુરા બાલ, ગ્રે આંખ, વ્યભિચારી, બૈરાંઓમાં ભેળાનારો, મોજ મજાહનો શોખીન, પણ ખુલ્લા ભોળા જીગરનો, ઘણોજ ભોળો અને દારૂ પીને તદન બેશુદ્ધ છાકટ થનારો હોય છે.

**કર્કમાં શુક્ર**—ઠીંગણો, જરા ભરેલો ગોળ અને ફીક્કો ચહેરો, બ્લુ

## "તુલા રાશિમાં ગ્રહો."

**તુલામાં હરશચેલ**—મજબુત, ભરેલા દેખાવનો, ગોળ મોઢું, ખુલ્લા બાલ, વિદ્વાન, ઉત્સાહી, લાલચુ, જલદી તપી જાય તેવો સ્વભાવ, અને વિચિત્ર રીતભાતનો હોય છે.

**તુલામાં શનિ**—ઊંચો, જરા ખુબસુરત, સુનેરી બાલ, લંબાચુ ગોળ મોઢું, લાંબુ નાક અને ઊંચુ કપાલ, મગરૂર, સાવચેત અને વાદ-વિવાદ કરવાનો શોખીન હોય છે.

**તુલામાં ગુરૂ**—સરખું શરીર, જરા ઊંચો અને પાતળો, ભરેલી આંખો, ખુલ્લા ભુરા બાલ, સાફ ચહેરો, ખુલ્લો સ્વભાવ, ઉદાર જીવનો, ઉમંગી, અને સર્વેનું કામ કરનારો હોય છે.

**તુલામાં મંગળ**—સાધારણ ઊંચો, લંબાચો ગોળ ચહેરો, લાલ મોઢું, જલદી તપી જનારો, પણ ખુશનુમા સ્વભાવનો, લાલચુ, અને મોજ-શોખ અને રમતગમતનો શોખીન હોય છે.

**તુલામાં રવિ**—મધ્યમ કદ, ગોળ ચહેરો, લાલ મોઢું, ભરેલી આંખ, ખરચાળ, હીંમતવાન, ઉદાર, હાથનો ઘણો છુટો, મગરૂર, પોતામાં ઘણો વિશ્વાસ, ને મોટાં માણસમાં ખપવાનો અભખરો હોય છે.

**તુલામાં શુક્ર**—ઊંચો, ખુબસુરત, સર્વેને મદદ આપનારો, નરમ ખવાસનો, લોકનો ચાહ મેળવનારો અને આબરૂવાળો હોય છે.

**તુલામાં બુધ**—સમતોલ કદ, ગ્રે આંખ, લાલ દમામદાર ચહેરો, ઉમંગી, ચાલાક અને ચપલ, હસમુખો, વાકયચાતુર, બોલીદરાજ, તથા વિદ્યા હુનરનો શોખીન હોય છે.

**તુલામાં ચંદ્ર**—સમતોલ કદ, ખુલ્લા ભુરા બાલ, લાલ મોઢું, તથા સાધારણ સારો દેખાવ, સ્વભાવમાં માયાળુ, મળતાવડો અને નરમ, રમુજ કરવાનો શોખીન સર્વેનો વ્હાલો અને માન પામનારો હોય છે.

## "વૃશ્ચિક રાશિમાં ગ્રહો."

**વૃશ્ચિકમાં હરશચલ**—ઠીંગણો, જાડો, પહોળા ખભાવાળો, અને બેડોળ હાથનો, કાળો ચહેરો, કાળા બાલ, કાળી આંખ, અદેખો, દગાબાજ, લુચ્ચો, દારૂડી અને છંદી તથા દરેક રીતે બદમાસ હોય છે.

**વૃશ્ચિકમાં શનિ**—ઠુંકું શરીર, જાડો, મજબુત બાંધાનો, પહોળા ખભાનો, કાળી ઝીણી આંખનો, અદેખો, તોફાની, ચોર અને ફેસાદી માણસ હોય છે.

**વૃશ્ચિકમાં ગુરૂ**—મધ્યમ કદ, કાળા બાલ, ભરેલો ચહેરો, ઉંઘણુસી દેખાવ, સ્વભાવમાં ઉલટમંદ, ઉમંગી, લાલચુ પણ મોટામાં ખપવા માંગનારો હોય છે.

**વૃશ્ચિકમાં રવિ**—ચોરસ કદ, ભરેલું મોઢું, ખુલ્લા હોઠ, કાળો ચહેરો, ભુરા બાલ, સાધારણ માંસવાળો, ઉમંગી, ચાલાક, લોભી, ડાક્તરી અથવા દવા દારૂના કામમાં હોંશિયાર અને ડાક્તર વિદ્યામાં પ્રવીણ હોય છે.

**વૃશ્ચિકમાં મંગળ**—મધ્યમ સાધારણ સારૂં કદ, પહોળો ચહેરો, કાળો દેખાવ, કરચલીવાળા કાળા બાલ, હવસી, ઉતાવળીયો, વેરી, લોભી તથા દરેક કામમાં ફત્તેહ પામનારો તથા પુંઠ પકડી કામ પાર પાડનારો હોય છે.

**વૃશ્ચિકમાં શુક્ર**—સાધારણ શરીર, પહોળો ચહેરો, ભુરા બાલ, બલુ અથવા ગ્રે આંખ, દારૂડી, છંદી, ખરાબ સંગતમાં ફરનારો, અને પોતે પોતાની આબરૂ તથા લાભનો દુશ્મન થાય તેવા સ્વભાવનો હોય છે.

**વૃશ્ચિકમાં બુધ**—ટુંકું શરીર, પહોળા ખભા, જુઠો અને દારૂડી, ચોર, તથા દુનિયાને હાની કરનારી ઘણી બાબતોના ખવાસવાલો, અને દવા દારૂનું સારૂં જ્ઞાન ધરાવનારો હોય છે.

**વૃશ્ચિકમાં ચંદ્ર**—બેડોળ કદ, ટુંકો, જાડો, ભરેલા માંસનો, કાળા બાલ, ઘણીક ખરાબ ચાલચલણવાલો, હવસી અને પુષ્કળ વ્યભિચારી હોય છે.

## "ધન રાશિમાં ગ્રહો."

**ધનમાં હરશચલ**—લાંબો, ફીક્કા બાલ, ભુરી આંખ, ઉંચું કપાળ, સારો દેખાવ, સ્વભાવમાં ખુલ્લો, ઉદાર, રમતગમતનો શોખીન, અને ઉત્સાહી અને ઉત્તેજક હોય છે.

**ધનમાં શનિ**—મોટું કદ, ભુરા બાલ, જરા ખુબસુરત, પણ પાતળો, લાલ ચહેરો, એકમાર્ગી, પરોપકારી અને ઠંડા સ્વભાવનો હોય છે.

**ધનમાં ગુરૂ**—ઊંચો, સાચો સુનેરી બાલવાળો, લાલ ચહેરાનો, ગોળ લંબાચો, દેખાવ, ભુરી આંખ, ખુબસુરત, નાજુક અને મન જીતી લેનારો, ખવાસમાં માયાળુ, ઉદાર તથા નીચ ખવાસને ધીક્કારનારો, સારાં કામ કરનારો, રમતગમત અને કસરતનો શોખીન હોય છે.

**ધનમાં મંગળ**—જરા ઊંચો, સમતોલ શરીર, લાલ મોઢું, ભુરા બાલ, ખુલ્લો દેખાવ, ઝડપી આંખ, ઉતાવળીયો સ્વભાવ ભોળો, ઉદાર તથા ચોપગાં જાનવર, ઘોડા, ગાય, વિગેરેનો વેપાર કરનારો હોય છે.

ધનમાં રવિ—ઊંચો, મધ્યમ ગોળ લંબાચો ચહેરો, ફીક્કા ભુરા બાલ, ઊંચા અને ઉમંગી તથા મોટા મોટા વિચારવાળો, ઉલટમંદ, પરગજુ, ઉદાર અને ભલો હોય છે.

**ધનમાં શુક્ર**—મધ્યમ કદ, સાફ દેખાવ, ભુરા બાલ, ઉંચો ગોળ ચહેરો, જરા લંબાચો, ઉદાર, ભલો, પરોપકારી, અને મોજમજાહનો શોખીન હોય છે.

**ધનમાં બુધ**—ઊંચો, સારા દેખાવનો, મોટાં હાડકાંનો, ભુરા બાલ, લાલ ચહેરો, મોટું નાક, હવસી, પણ હવસને મારનારો, ઉતાવળીયો અને ફુર્તી હોય છે.

**ધનમાં ચંદ્ર**—ખુબસુરત, લંબાચો ચહેરો, રતાસદાર દેખાવ, શે આંખ, ભલો; ઉદાર, પરોપકારી, જુસ્સાવાળો પણ માફ કરનારો, લોભિયો પણ ભલો હોય છે.

"મકર રાશિમાં ગ્રહો."

**મકરમાં હરશચલ**—મધ્યમ કદ, સારો બાંધો, ટુંકી ગરદન, પહોળી પેશાની, કાળા બાલ, જુકતી આંખ, મગરૂર, લુચ્ચો અને ઘણીક વાતની ખરાબ ચાલનો હોય છે.

**મકરમાં શનિ**—પાતળો, ઠીંગણો, ખરબચડી ચામડી, કાળો ચહેરો; ઝીણી આંખ, લાંબો ચહેરો, દિલગીર દેખાવ, બેવિશ્વાસુ, લોભી, અને ગંભીર દેખાવનો હોય છે.

**મકરમાં ગુરૂ**—ટુંકા પાતળા અને ફીક્કા ચહેરાનો સીક માંદો, નાનું માથું, કાળા બાલ, અશક્ત અને નબળો, મુખ્યત્વે બધી રીતનો દુખી હોય છે.

**મકરમાં મંગળ**—ટુંકુ કદ, પાતળો ચહેરો, જરા રેતાશવાળો, નાનું માથું, કાળા બાલ, ઉમંગી, બહાદુર, ચાલાક, અક્કલવાળો અને મક્કમપણે કામ કરનારો, પક્કા વિચારનો હોય છે.

**મકરમાં રવિ**—નાજુક બાંધો, ફીક્કો ચહેરો, ભુરા બાલ, લંબાચો દેખાવ, પાતળું શરીર, સાચ્ચો, ભલો, આબરૂદાર અને હસમુખો, તથા રમુજ કરી માન મેળવનારો હોય છે.

**મકરમાં શુક્ર**—ઠીંગણો, સીકલી, ફીક્કા ચહેરાનો, પાતળો ચહેરો, કાળા બાલ, ભ્રુ આંખ, નરમ સ્વભાવ, માયાળુ અને પરોપકારી, વ્યભિચારી અને વ્યભિચારમાંજ પોતાનો નાશ કરનારો હોય છે.

**મકરમાં બુધ**—હલકો દેખાવ, પાતળો ચહેરો, ભુરા બાલ, પગનો ફલ્લો, કેટલીક વખત લંગડો થાય. જ્યારે હરશચલ, શનિ કે મંગળના સમાગમમાં આવે ત્યારે જરૂર લંગડો દેખાય, ખવાસમાં ચીરડાઉ, ચંચળ, ઉતાવળિયો, તથા ભીતરમાં આગળ વધનારો હોય છે.

**મકરમાં ચંદ્ર**—ઠીંગણો, નીચો અને બેડોળ, મોઢું અને શરીર પાતળું, કાળા ભુરા બાલ, નબળા ગુંદણુ, ચંચળ, હલકા સ્વભાવનો, નીચ અને વ્યભિચારી હોય છે.

### "કુંભ રાશિમાં ગ્રહો"

**કુંભમાં હરશચલ**—મધ્યમ કદ, ભુરી આંખ તથા બાલ, ખુબસુરત, પહોળો ચહેરો, ઘણોજ હુશીયાર, હુન્નરમંદ, વિદ્યા તથા હુન્નરનો શોખીન, વિચિત્ર ચીજોનો શોખીન, સારા સ્વભાવનો અને વીજળીક ઝડપવાળો, પણ વિચારમાં વિચિત્ર હોય છે.

**કુંભમાં શનિ**—મધ્યમ કદ, મોટું માથું અને પહોળો ચહેરો, કાળા ભુરા બાલ, મોટી આંખ, મિતાહારી, અક્કલવાળો, વિદ્યાનો શોખીન, ઉદ્યોગી અને ખંતથી કામ કરનારો હોય છે.

**કુંભમાં ગુરુ**—મધ્યમ કદ, સફાઇદાર ચહેરો, કાળા ભુરા બાલ, ખુશ મીજાજનો અને પરગજુ, કોઇને પણ દુઃખ નહીં દેનારો, સાચો, માયાળુ અને મોજશોખનો શોખીન હોય છે.

**કુંભમાં મંગળ**—મધ્યમ કદ, સારો બાંધો, જરા રતાશદાર બાલ, રતાશદાર સફાઈદાર ચહેરો, ઘણા ગુસ્સાવાળો અને તાબે નહી થઈ શકે તેવા સ્વભાવનો અને તકરાર તથા વાદવિવાદ કરનારો, પણ ભોળો, ઉદાર અને સાચો હોય છે.

**કુંભમાં રવિ**—મધ્યમ કદ, શોભીતા ઘાટઘટમનો ગોળ ચહેરો, ફીક્કા ભુરા બાલ, સફાઇદાર ચહેરો, સાચ્ચો, ભલો, પરગજુ, જરા મગરૂર અને ઉદાર ખવાસનો હોય છે.

**કુંભમાં શુક્ર**—ખુબસુરત, ઘટમદાર ચહેરો, સારા દેખાવનો ભુરા બાલ, નરમ સુંવાળાં જુલફાં, ખુલ્લા, પરગજુ અને ભોળા સ્વભાવનો, માયાળુ અને માન પામેલો હોય છે.

**કુંભમાં બુધ**—અચોક્કસ કદ, સારો દેખાવ, કાળા બાલ, ભરેલો ચહેરો, ઉદ્યોગી, શોધક બુદ્ધિવાળો, વિદ્યા, હુન્નર તથા આર્ટનો શોખીન, વિદ્યાનો અભ્યાસી, શોધક અને ઇનવેનશન તથા નવી ચીજો શોધી કાઢ-

પ્રમાણે વૈરી માટે સાતમા ભુવનમા, વૈરીના બાપ માટે દશમા ભુવનમાં, વૈરીના ભાઈ માટે નવમા ભુવનમા, અને એજ પ્રમાણે જેમ ખુદ ધણીની કુડળી ઉપરથી, જેમ બારે ભુવનને લગતી બાબતોનુ સુખ દુખ જોવામા આવે છે, તેમ તેજ કુડળીપરથી, તેના સગાસ્નેહી, મિત્ર દુશ્મન કે તેને લાગતાવળગતાઓનું પણ ફળ જોઈ શકાય છે, માટે જે કોઈ બાબત માટે જોવુ હોય, તે બાબતનુ ભુવન ચોકસ શોધી કાઢવા પછીજ, તેમા રહેલી રાશિ, ગ્રહ **તેમજ તે ગ્રહ સાથે થયલા બીજા ગ્રહોના સમાગમથી ઉપજતાં ફળો**, વગેરે જોઈ તપાસી, તેમજ અવનથી વિચાર પહોચાડી ફળ કહેવુ, કારણ કે (લૉ ઑફ એસોસીએશન) **જાતિભેદનો ગાયદો** ઘણી બાબતમા લાગુ પડે છે જેમકે રાજાને ત્યા ફરજદ થાય તો તે રાજાજ થાય, પણ જો તેવાજ ગ્રહમા કોઈ નીચ હલકાને ત્યા ફરજંદ થયુ હોય તો, તે કાઈ રાજા થઈ શકતો નથી, પણ પોતાના ઊચા ગ્રહ ફળને આધારે, પોતાની જાતમા, અથવા પોતાના ધધામા, રાજાશી જેવી ઉચ્ચ પદવી ધરાવી શકે છે એવી રીતે **સમજશક્તિ, તર્કશક્તિ અને પ્રશ્નકારની હાલત**, જાત, વગેરે સર્વે બાબતનો વિચાર કરવા પછીથીજ ફળ જણાવવુ, નહીં તો ફળાદેશ ખાટુ ઠરશે, અને વિદ્યા સાચી અને ખરી હોવા છતા, મનમા મુઝવણ, અને અસતોષ ઉત્પન્ન થશે, માટે આ ચેતવણી ઉપર ખુબ ધ્યાન પુગાડ્યા પછીજ, સવાલોના જવાબો કહેવાની ભલામણ કરવામાં આવે છે

## (૧૯) ગ્રહોની ખાસીયતો

ગ્રહોની પોતીકી ચોક્કસ ખાશીયતો અને અસરો હોય છે, અને જ્યારે માનવી જન્મે છે તે વખતે ગ્રહો જેટલા બળના હોય છે તેટલા બળના પોતાના ગુણદોષની અસરની ફુરણી માનવીમા થાય છે, જેથી તેનુ બધારણ અને ગુણદોષ, તેવીજ રીતે આગળ વધે છે તે જન્મ કુડળી અથવા પ્રશ્ન કુડળીના **સમાગમો**, અથવા **એસપેકટસો** પ્રમાણે સમજી લેવુ.

### હરશચલ

આ ગ્રહ દડો પુરષત્વવાળો અને મધ્યમ કદ, મજબુત નાના હાડકાઓવાળો, ખાસ કરીને શરીરનો નીચલો બાધો મજબુત, ઊચુ કપાળ, કાળા બાલ, ઝીણી તેજદાર આખ, નાના કાન, પાતળી દાઢી, અને ચહેરાનો દેખાવ, છુટાપણ અને દમામદાર, મત બાધવામા ચોક્કસ,

મનન કરનારો, કોઇના પણ તાબામાં નહીં રહે એવો, ઘણો મોભાવાળો, દોસ્ત કે દુશ્મન કોઇનીબી પરવા વગરનો, માબાપ અને સગાંવ્હાલાંથી છુટો, ભેજાનો ફાટેલ, અને જરાકમાં તપી જનારા ખવાસનો બનાવે છે. જો પાપ ગ્રહોની સાથે ખરાબ એસપેક્ટસમાં બેઠો હોય, તો ઘણો પાપી, ખુની વિચારનો, ઘાતકી, અને હરેક જાતની બદી કરનારો અને ઉતાવળીઓ અને દરેક રીતનું નખ્ખોદ વાળનારો હોય છે. પણ જો સારી એસપેક્ટસમાં હોય તો, વિદ્યાનો અભ્યાસી, યોગવિદ્યાપર શોખ રાખનારો, બાતેનના ભેદ મેળવનારો, અને વિચિત્ર અને અજાયબ ચીજોનો શોખીન હોય છે. એ ગ્રહ જ્યોતીષ અને યોગ કર્ત્તા છે, કારણ કે માનવીના ભેજા ઉપર એની પુષ્કળ અસર છે, અને ભેજા માંહેલા અજાયબી, ઊંચા વિચાર, અને અદ્‌ભુત જ્ઞાનને લગતા જ્ઞાનતંતુઓ ઉપર એની ખાસ અસર હોય છે.

**દરદો**—હરશયલ ગ્રહ જેબી કંઈ જાતનું દરદ ઉત્પન્ન કરે છે, તે દરદ કોઇથી પારખી કે સારૂં કરી શકાતું જ નથી. દરેક ગુંચવણવાળાં દરદો, અને ખાસ કરીને પેટના સાંચાકામનો બગાડો, અને પવનનાં દરદો તે ઉત્પન્ન કરે છે. એ દરદોનો ઇલાજ મેસમેરીઝમ અથવા સાઇકીક વિદ્યાથીજ દરદ સારૂં કરી શકાય છે.

**ધંધો**—દરેક જાતનો વિચિત્ર ધંધો, જેવો કે નજુમી, જ્યોતીષી મેસમેરાઇઝર, ફ્રેનોલૉજીસ્ટ યાને મસ્તક વિદ્યા જાણનારો, ગાંધી, કોતરકામ કરનારો, અને ગુપ્ત વિદ્યા અને યોગ સાધના કરનારો હોય છે, ચઢતી કળાનાં વીજલીક સાંચાકામ અને યંત્રોને લગતો ધંધો હોય છે.

**રહેઠાણ**—રેલવે સ્ટેશન, મેડ હાઉસ, સ્ટીમ એન્‌જીન હોય તેવી જગ્યાઓ, ગ્યાસ બનાવવાનાં કારખાનાં, અને હરેક જગ્યા કે જ્યાં કાંઇબી એનજીનને લગતું કામ ચાલતું હોય છે, અથવા કોઇ એકાંત વિચિત્ર જગ્યા હોય છે.

## શનિ.

**શનિ**—ઠંડો, સુક્કો દિલગીર, ખાકી, પુરુષ, એકલવાયો, એવા તત્વનો છે, અને એ ગ્રહ બધા ગ્રહોમાં સર્વેથી નીચ, પાપી અને હલકો ગ્રહ ગણાય છે. દેખાવમાં મધ્યમ કદ, કાળો ચહેરો, કાળી ઝીણી ઘુરકતી આંખ, નીચાં ભવાં, જાડું નાક અને જાડા હોઠ, મોટા કાન, કાળા બાલ, પહોળા ખભા, પાતળી દાઢી, ટુંકી જાંગ અને ટુંકા પગ, અને બળીઅલ ખવાસ આપે છે. જો ઊંચનો હોય તો, અથવા સારા ગ્રહોના સમાગમમાં

આવેલો હોય તો, સારા તેમજ માઠા બેઉ કાર્યો ચાનુ કર્યા કરે, અદેખાઈ તેમજ બનાઈ પણ કરે, ગભીર, મિતાહારી પણ ચોક્કસ નજરને અને બુદ્ધિવાળો, ઉડા ભેદ જાણનારો, હઠીલો અને લોભી હોય છે જો નીચનો કે ખરાબ એસપેકટસોમા બેઠો હોય તો, નીચ, હલકો અદેખો, હીચકારો, જુઠો, દગાબાજ, ચોર અને અભણ, દરેક ચીજની ઊલટીજ બાજુ, પકડનારો, કંઇપણ સારૂ તેનાથી થાયજ નહીં બ્હીકનો, વહેમી, બેવિશ્વાસુ, વેષધારી, હલકો, તુચ્છ, કર્પીણુ, અધમ અને બગીઅથ ખવાસનો હોય છે

શરીરમા શનિનો અમલ, તલ્લી, જમણો કાન હાડકા તથા પ્રતી બધન કાર્યો ઉપર છે

**દરદો**—શનિના મુખ્ય ભાગે દરદો શરદી, ટડક અને પસીનાના અટકાવથી થતા દરદો દિલગીરી તથા ગમથી ઉત્પન્ન થતા દરદો, શીફરે, કાળો કમળો, ખરપસુ, ભગદર, ગધીવા ગાઉગ બ્હેરાપણુ, મેડનેસ, ર્‌હમેતીઝમ, હાથપગની કનતર, રગોની કમતાકાતી, બોબડાપણુ અને મૂગાપણુ હોય છે

**ધધો**—ચપરાસી, ખેડુત, જમીનની ભીતરમા ખોદાણ કરનાર, પત્રાનુ કામ કરનાર, કુભાર ઝાડુવાળો, નળવાળો, ઈંટ બનાવનાર, ઘા' કરનાર, ચીમની સાફ કરનાર, દેવળનો રખેવાળ, ખાપ્યો, ગાડાવાળો, બામમાન, કાળા કપડા રગનારો, ભરવાડ, ભગી, ઘોડાવાળો, મીણબત્તી બનાવનાર વગેરે ધધો અથવા ખાસ કરી નોકરી કરનારો હોય છે

**રહેઠાણુ**—જગન, ખેતર, ખીણ ગુફા ખાડા ખાબોચિયા, પહાડ, અથવા કબ્રસ્તાન, ખડીયરો, કોલસાની ખાણો, અને દરેક દુર્ગંધી અને વાસ મારતી જગ્યાઓમા રહેવાનો શોખ હોય છે

## ગુરુ

**બૃહસ્પતિ**—બીજા બધા ગ્રહોમા સર્વેથી જોરાવર અને શુભ ગ્રહ છે ગરમ, તેમજ હવાયનો અને ચોક્કસ અને દીનસોજ ગ્રહ છે દેખાવ સીધો, ઉચ્ચો, સારા ચહેરાનો, લબગોળ ઊચુ કપાળ ભરેલી ગ્રે અથવા બુરા રગની આખ, જાડા બાન, ખુબસુરત પણ મજબુત, અને જો ઉચનો હોય તો, ઘણો દીન લોભાવનારો, અને મળતાવડા સ્વભાવનો, મોભાવાળો, સાચો અને એકવચની હોય છે જો નીચનો કે પાપ ગ્રહની દૃષ્ટિમા આવેલો હોય તો, વેષધારી કાજીજી કહેનેકે પણ કરનેકે નહીં તેવો ડર

સિયો;' હવસી, આળસુ, જુલમી, મગરૂર, ગરમ સ્વભાવ, અને ખરચાળ, ખુશામતીઓ, અને અભિમાની હોય છે.

એનો અમલ શરીરમાં, ફેફસાં, કલેજું, નસો લોહી, પાચનશક્તિ અને શરીરની ગતિઓ છે.

**દરદો**—અંદરના ભાગોનો બિગાડો, દરેક લોહીના બિગાડાથી થતાં દરદો, અનિયમીતપણાથી થતાં દરદો, ફેફસાનાં દરદો, માથે લોહી ચઢવું, લોહીની નસોને લગતાં દરદો, અને બરડાને લગતી વ્યાધિઓ થાય છે.

**ધંધો**—જડજ, કાઉન્સીલર, વકીલ, પાદરી, ધર્મગુરુ, ડાકટર, સિવીલ સરવંટ, વિદ્વાન, માસ્તર, પંડિત, કોલેજનો વિદ્યાર્થી, કપડાંનો ધંધો કરનારો, અને ગરમ કાપડનો વેપાર કરનાર, અને બેરીસ્ટર વિગેરે એવા ઉંચી કેળવણીના અને રાજવંશીઓની નજદીકમાં રહેનારા, તેમજ રાજ્ય કે ધર્મને લગતી નોકરી કરનારા હોય છે.

**રહેઠાણ**—દેવળો, ધર્મની જગ્યાઓ, જાહેર મોટાં મકાનો, કોલેજો, કોર્ટો, ભાપણ કરવાની જગ્યાઓ, મિજલસો, મેળાવડાઓ, અખાડાઓ, મંડળીઓ, એસોસીએશનો, પાર્લામેન્ટ અને ધર્મની સભાઓ વગેરે છે.

## મંગળ

**મંગળ**નો ગ્રહ ગરમ, આતશી, સુક્કો, પુરુષ, ઝનુની એવા તત્વનો છે, અને દેખાવ, મજબુત, સારો બાંધો, મધ્યમ કદ, જાડો નહીં, પણ ગાંઠદાર, મોટાં હાડકાંનો, ઘઉં વરણો, બહાદુર ચહેરો, લાલ અથવા રતાશદાર ભુરા બાલ, તેજદાર આંખ; જ્યારે ઊંચનો હોય ત્યારે, બહાદુરી, ભય વગરનો, દુશ્મનોને જીતનાર, મોભા ને દમામવાળો, તેમજ ખાનગી બાબતોમાં અક્કલ રાખનારો, લડાઈમાં બેધડક આગળ વધનારો હોય છે; પણ જ્યારે નીચનો કે બીજા પાપ ગ્રહોના સમાગમમાં હોય છે ત્યારે, જુસ્સાદાર, ભયંકર દેખાવનો, નીતિની દરકાર વગરનો, સારા ખવાસને બાજુ મુકનારો, મારફાડ, દગો ફટકો, ચોરી, લુચ્ચાઇ, ખુના મરકી, રાજદ્રોહ અને દરેક જાતનું ઘાતકીપણું અને માણસ કે ખોદાથી પણ નહીં ડરનારો હેરતમંદી થાય છે.

શરીરમાં એનો અમલ પિત્ત, મોઢું, ડાબો કાન, ડાબો હાથ, નાકની ઇંદ્રિય અને તર્કશાસ્ત્ર, લાંબી પહોંચ વગેરે પર છે.

**દરદો**—તાવ, પ્લેગ, સોજાનાં દરેક દરદો, પિત્તવિકાર, કમળો, ઊડતા રોગો, ઊડતી જાતનાં ચામડીનાં દરદો, મીઠી પીસાબ, પીસાબ ટીપે ટીપે થાય તેવાં દરદો, કાપ, ઘા, ઘસારા, અને જખમ વગેરે છે.

ધ ધો— ઈજનેર, લશ્કર ખાતામા, જેનરલ કમાન્ડર, કેપટન, અથવા લશ્કરની ઉપરી, દરેક રીતે લશ્કરને લગતીજ અને લડાઇને લગતીજ બાબતોના ઓહ્દાઓ, ડાકટરી, વહાડકાપનો ડાક્ટર, વૈદ, દવા વેચનાર, તોપ ખાતામા નોકરી, કસાઇ, બેલીફ, ખાસીગર, ચોરીનો ધધો, લુહાર, પદરખાનાવાળો, બખ્તર બનાવનારો, ઘડીઆળા, તલવાર, છરી વગેરે વેચનારો, હજામ, રગારો, ભઠીયારો, બમરચી, સુથાર, શિકારી, ચમાર જાસુસ, ચપરાશી વગેરે મગળ જેમ ઉચ કે નીચનો હોય, તેમ ઉચ નીચનો ધધો આપે

રહેઠાણ—કારખાના લુહારની ભઠ્ઠી, બમરચીખાનુ, કસાઈખાનુ, ઇંટની ભઠ્ઠી, નાનબધીના કારખાના, ઇનિજન, લડાઇના મેદાન, લશ્કરની છાવણી વગેરે છે

## રવિ

રવિ—પુરુષ, ગરમ અને સુક્કો, અને ઘણુ કરીને મોગ હાડકા વાળો, અને મજબુત શરીરનો, છાનકા ચહેરાનો, ઊંચા કપાળનો, કરચલી વાળા બાનનો, જુવાનીમા બાન ખરી જાય, ખુબસુરત હેજ્લ રગની આખ, લાબા અવયવો અને ધટમદાર દેખાવ હોય છે જો ઉચનો કે સારા ગ્રહોના સમાગમવાળો રવિ હોય તો, ખવાસ ઘણોજ ઉદાર, દમામદાર, છુટા હાથનો, માણસાઈ ખવાસનો, પરગજુ, સાચી મિત્રતાવાળો, સાચો ને સુદ્ધ, વચન પાળનારો, પણ વચન ધીમે ધીમે પાળે, ઘણો વિચારવત, ભેદી, એકમાર્ગી, રાજવશી દમામવાળો મોટાઈ અને મોટા માણસોના જેવી ખાસિયત ને રોફ તથા દેખાવ રાખવાને તત્પર રહેનારો, દરેક ખરાબ જુક્તી અને નીતિથી ઊલટી ચીજોને ધિકકારનારો હોય છે જો રવિ નીચનો કે પાપ ગ્રહોની દૃષ્ટિમા સપડાયલો હોય તો ખરચાળ, ભરમભોલ ને માહેપોન, મગરૂર, બેચેન, ટટાખોર, ડામાડોળ વિચારનો, ઘાતકી તોફાની, મ્ઢગા સ્વભાવનો, પોતાના શેઠોની ખુશામત તથા દયાની કરનારો, તેમજ વળી તે લોકોને અતરખાનેથી ધિક્કારનારો હોય છે

રવિનો અમલ હૃદય, મરડો, જમણી આખ પુરુષની, અને ડાબી આંખ ઓરતની, તથા ગુરદા અને કમરના પાછલા ભાગો ઉપર છે

દરદો—હૃદયના ધબકારા, હાર્ટડીસીઝ, નજરમા ખામી, તાવ, ભેજાના દરદો, આકરા, ગળા અને મોઢાના દરદો અને બેફામી, બેશુદ્ધિ, વગેરે છે

ધંધો—રાજા, રાજકુંવર, ગવરનર, અર્લ. લોર્ડ લેફટેનન્ટ, માજીસ્ટ્રેટ, ગૃહસ્થ, દરબારી, નવાબ, મેયર, શેરીફ, કમીશનર, મોટા રાજવંશીઓ અથવા પૈસાવાળાનો કારભારી, સોની, કંસારો, માસ્તર, પિત્તળનો સામાન બનાવનાર વગેરે છે.

રહેઠાણ—દરબાર, મહેલો, નાટકશાળાઓ, અને મોટી મોટી દમામદાર બીલડીંગો, જમવાના રૂમો, મોટાં દિવાનખાનાંઓ અને જાહેર દમામદાર ભપકાવાળી જગ્યાઓ છે.

શુક્ર

શુક્ર—ઠીંગણો, ભીનો, સ્ત્રીઆકાર, ખુબસુરત, સારા બાંધાનો, શોભિતી બ્લુ આંખ, ખુબસુરત ચહેરો, સોનેરી બાલ, અને મધુર અવાજવાળો હોય છે. જ્યારે ઊંચનો હોય છે ત્યારે, શાંત, ખેંચાણકારક, મધુર ખવાસ, ઘણોજ હુંશિયાર, ચંચળ, તથા ઘણી ચીજો જાણનારો, મળતાવડો, સ્ત્રીઓની મંડળીનો શોખીન, સ્ત્રીઓમાં છુટથી ભેળાનારો, અને મોજશોખમાં એક્કો હોય છે; પણ જ્યારે નીચનો અથવા બીજા પાપગ્રહોના સમાગમનો હોય છે, ત્યારે બેતમા, આબરૂની દરકાર વગરનો, દારૂડીઓ, વ્યભિચારી અને વ્યસની થાય છે.

શુક્રનો અમલ ગુરદા, બરડાનો કાંઠો, ગર્ભસ્થાન, ગળું, ગરદન, અને આંચળ તથા છાતીનો ભાગ, વગેરે પર છે.

દરદો—બરડાનાં દરદો, ગુરદાનાં દરદો, છાતીમાં દાઝ, છાતીના ધબકારા, અવયવોનું મોરચાવું, તથા ખાસ કરીને વ્યભિચાર અને દારૂડીઆપણાથી તેમજ ખરાબ સંગતમાં થતાં હરેક જાતનાં દરદો છે.

ધંધો—ગવૈયો, જુગારી, રેશમી કાપડનો વેપારી, સુતરાઉ કાપડનો વેપારી, પેન્ટર, ઝવેરાત વેચનાર, એકટર, ભરતકામ કરનારો, બૈરાંનાં કપડાં શીવનાર, દાઇનો ધંધો કરનાર, ધવાડનારી, કુમારીકાઓ, સારંગી વગાડનાર, વાજાંવાળા, વગેરે હોય છે. વળી જ્યારે ચંદ્રની સાથે હોય છે ત્યારે સેન્ટ અત્તરનો વેપારી, દરજીનાં કપડાં વેતરનાર, આર્ટીસ્ટ, એનગ્રેવર, મોજાંની દુકાનવાલો તથા બૈરાંને લગતી સર્વે ચીજો, તથા બૈરાંના ચહેરા અને ખુબસુરતીને લગતી ચીજો, તથા બૈરાંને કામની અને ઉપયોગની હરેક ચીજો વેચનારો હોય છે.

રહેઠાણ—નાટકશાળા, છબીની દુકાનો, મોજમજાહનાં ઠેકાણાંઓ, તાડી, દારૂની દુકાનો વગેરે છે.

## બુધ

બુધ—ઠંડો, સુકો, અને ગંભીર દિલગીરી ભરેલો ગ્રહ છે. દેખાવ ઊંચો, સીધો, પાતળો, લાંબુ મોઢું, લાંબુ નાક, પાતળા હોઠ અને પાતળી અણીવાળી દાઢી, ઘઉં વરણુની ચામડી, હેજલ રંગની આંખ, તથા અવયવો દરેક લાંબા તથા પાતળા હોય છે. જો ઊંચનો હોય છે તો, મજબુત ઉંડાણુ વિચારવાળો, ઘણુાજ બહોળા જ્ઞાનવાળો, બેસુમાર અક્કલવાળો, અને ભેદભરેલી યાદદાસ્ત શક્તિવાળો, પણ જો બુધ નીચનો અથવા પાપગ્રહોના સમાગમવાળો હોય તો, અલ્પ બુદ્ધિ, ભેજામાં બુસું, નિંદાખોર, ડંફાસિયો, જુઠો, ખુશામતીઓ, અને ખાસ કરી નાની ચોરી લુચ્ચાઈ કરનારો હોય છે.

એનો અમલ ભેજા પર, જ્ઞાનતંતુઓ પર, હાથ અને પગ પર છે.

**દરદો**—દરેક ભેજાનાં દરદો, યાદદાસ્ત શક્તિને લગતાં દરદો, બોલવાને લગતાં દરદો, માથાના દુઃખારાઓ, ગાઉટ અને જ્ઞાન તથા અભ્યાસ અને ભેજાની દરેક ખાસીઅતોને લગતાં દરદો થાય છે.

**ધંધો**—દરેક અભ્યાસી, લખવા વાંચવાનો ધંધો, મહેતાગીરી, શીક્ષક, હિસાબશાસ્ત્રી, વેપારી, સેક્રેટરી, વેટર, કવિ, ભાષણકર્ત્તા, વકીલ, સ્કુલ માસ્તર, પુતળાં કોતરનાર, છાપખાનાવાળો, મનીચેન્જર, સોલીસીટર, નાની ચોરીઓનો કરનારો, એકાઉન્ટંટ, ટપાલખાતાંવાળો, ચીઠ્ઠી લાવ લઈજાવ કરનારા સીપાઈ, મહેતાજી, ચપરાસી, ચોબદાર વગેરે છે.

**રહેઠાણુ**—નિશાળો, મક્તબો, મદરેસાઓ, ભાષણુની જગ્યાઓ, તથા એકેડેમીઓ, મંડળીઓ ને કમીટીઓની જગ્યાઓ છે.

## ચંદ્ર

ચંદ્ર—ઠંડો, ભીનો, સ્ત્રી આકાર, પાણીવાળો, તથા ભવિષ્ય જોવામાં અને ભવિષ્યની વાત કહેવામાં આ ગ્રહ, બીજા ગ્રહો કરતાં ઘણોજ કામનો છે. દેખાવ, ખુબસુરત ચહેરો, ગોળ મોઢું, ગ્રે આંખ, ટૂંકા હાથ, જાડા હાથ અને પગ, અને બેડોલ, ઢંગધડા વગરનું શરીર, અને જો સૂર્યની દૃષ્ટિથી દબાયલો હોય તો આંખનો અચોક્કસ, તથા આંખમાં ખામી હોય છે. જો ઊંચનો ચંદ્ર હોય તો દિલ જીતી લેનારો, જરા જરામાં બીહનારો, સારા ખવાસનો, અજાયબ ચીજોનો શોખીન, અને મુસાફરી કરનારો હોય છે. નીચનો હોય તો આળસુ, છાકટો, ભીખારી, નોકરી નહી કરનારો, અને નીચ ખવાસનો હોય છે.

એનો અમલ ભેજા પર, પેટ પર, આંતરડાં પર પુરુષની ડાબી આંખ, તથા સ્ત્રીની જમણી આંખ ઉપર છે.

**દરદો**—દરેક જાતનાં રૂમેટીઝમ, સંધીવા, ખડી, આંતરડાંની અને ઝાડાની બીમારીઓ ને દરદો, નારગોળ, પેટમાં પાણી, જલંદર, ભગંદર, ઘેલાપણું, તથા બચ્ચાંઓને થતાં હરેક જાતનાં દરદો છે.

**ધંધો**—રાણી, કાઉન્ટેસ. લેડી, અને દરેક જાતની ઓધ્ધેદાર અને ગૃહસ્થી સ્ત્રીઓને લગતાં કામ, મુસાફર, જાત્રાળુ, ખલાસી, માછીમાર, દારૂની ભઠ્ઠીવાળો, દારૂવાળો, ઘોડાવાળો, શિકારી, દર્યાવર્ધીખાતાનો અમલદાર, દળનારો, દારૂડીઓ, માછણ, સ્ત્રી ટાઇપીસ્ટ, વેસ્યા સ્ત્રી, દાઇ, આયા, તથા દરેક સ્ત્રી જેઓ કંઇપણ ધંધો કરતી હોય તે, ભીસ્તી, ભાડુતી ગાડીવાળો વગેરે એ પ્રકારના ધંધા અને હાલતવાળાં માણસોના હોય છે.

**નોંધ**:—આ ઉપર લખેલા સર્વે ગ્રહો જે ભુવનમાં જે રાશિમાં ઊંચ કે નીચના બેઠેલા હોય, તે તે પ્રકારની તે તે ભુવનને લગતી ખાસીયત માનવીમાં ઉત્પન્ન કરે છે. **ખાસ કરીને જો એ ગ્રહો પહેલા ઘરમાં હોય છે, તો આ સર્વે લખેલા સિદ્ધાંત પ્રમાણેના ગુણદોષ તે માનવીમાં મુખ્ય ભાગે હોય છે.** અથવા જો કુંડળીનાં બીજાં ભુવનોમાં હોય છે, તો તે પ્રમાણે તે ભુવનને લગતા આસામી કે ચીજને માટે એને લગતા ખવાસ કે ગુણદોષ જાણવા.

## (૨૦) રાશિઓનો શરીરના અવયવોપર અમલ તથા તેના રંગો

**મેષ** રાશિ–માથું તથા ચહેરો, રંગ સફેદ રતાશ સાથ મળેલો.
**વરખ**–ગરદન તથા ગળું. રંગ સફેદ, પીળાશ સાથ જરા મળેલો.
**મિથુન**–હાથ, પોંહોચા, અને ખભા. રંગ સફેદ લાલ સાથ મળેલો.
**કર્ક**–છાતી અને પેટ. લીલો રંગ.
**સિંહ**–પાંસળાં અને બરડાનો ઉપલો ભાગ. રંગ લાલ અથવા લીલો.
**કન્યા**–પેટ અને આંતરડાં. રંગ કાળો સફેદ બ્લુ સાથ મળેલો.
**તુલા**–ગુરદા અને બરડાનો પાછલો ભાગ. રંગ કાળો અને ઘેરો લાલ.
**વૃશ્ચિક**–શરીરના છુપા ભાગ તથા ઇંદ્રિયો. રંગ બ્રાઉન.
**ધન**–જાંગ અને જાંગની પાછળનો ભાગ. રંગ પીળો.
**મકર**–ગોઠણ અને તેની ઉપરનો ભાગ. રંગ કાળો, ઝાંખો ભુરો.
**કુંભ**–પગ અને ગોઠણની નીચેનો ભાગ. રંગ આસમાની બ્લુ.

**મીન**—અગુંઠો અને પગના તળીઆ રંગ સફેદ

## રાશિઓનાં દરદો તથા જગ્યાઓ અને દિશાઓ

**મેષ રાશિ—દિશા** પૂર્વ, દરદો—ફોલ્લા, સોજો, ખીલ, શીતળા, સ્ત્રીના ગર્ભસ્થાનમા **પોલીપસ** યાને ગાઠ થાય છે તે, દરાજ, શીક્કુ, મગજે લોહી ચઢવુ, દાતનો દુખાવો, માથાનો દુખાવો અને મોડકુ માથુ હોય છે

**રહેઠાણ**—ગાય ચકરાના કોઠારા રેતાળ અથવા પહાડી જમીન, એકાત જગ્યાઓ, રહેઠાના ઘરો, તુરતનુ ખેડેલુ ખેતર, નવી જમીન, અથવા તો ચુનો કે ઇંટ પકાવવાની જગાઓ

**વરખ—દિશા** દક્ષિણ અથવા દક્ષિણ પૂર્વ **દરદો**—નકવો ગળાનો સોજો, ગળાના હરેક દરદો ભરણીધરો વગેરે છે

**રહેઠાણ**—ઘોડાનો તબેલો, નીચા ઘર, ખેડુતોના કોઠારા, જાનવરોને ચરવાની જગ્યાઓ કે જ્યા ઘરો બાધેલા નહી તેવી, મેદાનો, ખેતરો, નીચા ઓરડાઓ, ભોયરાઓ વગેરે છે

**મિથુન—દિશા** પશ્ચિમ અને જરા દક્ષિણ તરફ **દરદો**—નાના અકસ્માતો હાથની ખોડ, ખભા હાથ, બીગડેલુ લોહી, નસોમા પવનનુ ભરાવુ, વિચારોમા બેભાન જેવો, અને રગોની કમતાકાતી વગેરે છે

**કર્ક—દિશા** ઉત્તર **દરદો**—આખા શરીરમા વ્યાધિ, છાતી, પેટ, આચળ વગેરેના દરદો નબળી પાચનશક્તિ, પેટમા શરદી, ખડી, બનગમ, જૂનો દાસો, પેટમા પાણી, પેગનો ગુડગુડાટ, તથા ઘણુખરા મુખ્ય કરીને છાતીના દરદો હોય છે

**સિંહ—દિશા** ઉત્તર પૂર્વ **દરદો**—પાસળા અને છાતીની પડીઓમા થતા દરેક જાતના દરદો, ફેફસામા પરૂ પાકવુ, ઉપજવુ, બેશુદ્ધિ, બરડામા દુખાવો ગુસ્સામા ધ્રુજવુ અથવા હૃદયનુ કાપવુ, સુજેલી આખ, પ્લેગ, પીળો કમળો, અને દુનિયામા આવી પડતી આફતોના ભીડતા રોગો વગેરે છે

**કન્યા—દિશા** દક્ષિણ જરા પશ્ચિમ તરફ **દરદો**—કરમ, પવન, ચુંકો, આતરડાને લગતા સર્વે દરદો, છુપા ભાગની ગોળીને લગતા દરેક દરદો તેમજ જનન ઇંદ્રિયના દરદો વગેરે થાય છે

**તુલા—દિશા** પશ્ચિમ **દરદો**—પથરી, રેતી વગેરે પિસાબમા થાય છે તે દરદો, ગુરદાના દરેક જાતના દરદો, ગરમી પીસાબ, કમરના દરદો, ધાતને લગતા દરદો, ગરમીના દરદો, ઇંદ્રી અને ગુરદામા પડતા નાસુરો,

પીસાબના ફુક્કા તથા ઇંદ્રી અને બરડાના પાછલા ભાગમાં થતી અનેક વ્યાધિઓ તથા લોહીનો બગાડો વગેરે છે.

**વૃશ્ચિક—દિશા** ઉત્તર જરા પૂર્વ તરફ. **દરદો**—રેતી, પથરી, ગોળીના અને દરેક છુપા ભાગનાં દરદો, સ્ત્રીનાં દરદો, દસ્તાનના મરજો, ભગંદર, અંતરગળ, મસા, આંતરડાંનું પીસાબની કોથલીમાં ઊતરી પડવું, મરદ તેમજ સ્ત્રીના છુપા ભાગોનાં અનેક દરદો, ગર્ભસ્થાનનાં દરદો વગેરે છે.

**ધન—દિશા**—પૂર્વ પણ જરા દક્ષિણ તરફ. **દરદો**—ભગંદરો તથા ઝાડાના માર્ગોમાં થતાં દરદો, લોહીનું ગરમ થવું, ઘોડાપરથી પડી જવું, અને તેથી દરદ થવાં, ચારપગાં જંગલી જાનવરોથી હેરાન થવું, આગથી બળવું, ગરમીનાં દરદ તથા પુષ્કળ મહેનતથી થાક ચઢીને થતાં દરદો છે.

**મકર—દિશા** દક્ષિણ. **દરદો**—પગનાં ગોઠણનાં દરદો, અને પગનાં ગોઠણ આગળના સાંધાઓમાં અતિ મહેનત, અથવા ઘસારા કે કોઈ પણ પ્રકારથી ઉપજતાં દરદો, ખરપસું, ખુજલી, અને બેદરકારી, તથા અસ્વચ્છતાથી થયલાં હઠીલાં દરદો છે.

**કુંભ—દિશા** દક્ષિણ—ઉત્તર. **દરદો**—પવનનાં દરદો, આંકરાં આવતાં દરદો, રગોમાં ધ્રુજરી થતાં દરદો, તથા પગના અંગુઠાની નીચે પગનાં ટેટાંઓમાં થતાં દરદો, તથા તે ભાગની ખોડખાંપણ વગેરે છે.

**મીન—દિશા** ઉત્તર—પશ્ચિમ. **દરદો**—પગનાં તળિયાંનાં દરદો, ગાઉટ, પગનું લંગડાપણું, ધાતુનું જવું, બલગમ પડવા, ઝાડા વાટે અથવા પગનાં તળિયાંમાંથી રસી ઝરવી, ગડ ગુમડાં, ખુજલી, શરદી અને ઠંડકનાં દરદો, પેટના ભાગનાં દરદો, લોહીના બીગાડાનાં દરદો વિગેરે છે.

**નોંધ**—જન્મ કુંડળીમાં પહેલા ઘરમાં તેમજ છઠા ઘરમાં ઉપલી રાશિઓ માંહેલી કોઈપણ રાશિ એકલી બેઠી હોય, તો તેને લગતી દિશા, અને દરદો જાણવાં, પણ જો તેમાં કોઈ ગ્રહ બેઠેલો હોય તો, એ દિશા અને દરદો ઉપરાંત, ગ્રહ જે હોય, તેની દિશા તેમજ દરદો પણ જરૂર ગણત્રીમાં લેવાં.

## (૨૧) હરશચલ ગ્રહનું દરેક રાશિમાં ફળ

**હરશચલ મેષ** રાશિમાં હોય તો તદન નવીન વિચારોથી મન ભરપૂર હોય; આઝાદીને ચાહનાર; ઉલટમંદ; મીકેનીકલ અને ઇલેક્ટ્રીક બાબતોમાં રસ લેનાર; ઘણી વખતે તદન ઉતાવળિયો અને વગર વિચારે

કોઇની સાથે અથડામણમા નિતરી પડનારો હોય છે. એક સ્થળે ઠરીને રહે નહિ અને નોકરી ધંધા બદલ્યા કરે

**હરશચલ વૃષભ** રાશિમા મજબુત મનશક્તિ આપે છે એક વખતે અમુક બાબતનો નિર્ણય કે વિચાર કર્યો હોય તો તે બાબતને દૃઢ મનથી વળગી રહી ગમે એટલી મુસ્કેલીઓ છતા તે પાર ઉતારે. પાપ દૃષ્ટિથી દબાયલો હોય તો વહેમીલો અને અદેખો સ્વભાવ હોય અને ઘણી વખતે પૈસાની મોટી નુકશાની ભોગવે પણ શુભ દૃષ્ટિમા હોય તો પૈસાનુ સારૂ સુખ ભોગવે.

**હરશચલ મિથુન** રાશિમા હોય તો ચતુર, ચચળ અને હોશિયાર બનાવે, તીવ્ર અક્કલ આપે, વિમાન તેમજ હવાઈ યન્ત્રનુ જ્ઞાન સપાદન કરે, નવીન શોધો કરે, ગુપ્તજ્ઞાનનો શોખ વધે. શુભ દૃષ્ટિમા હોય તો ભાઈ ભાંડુઓનો માનીતો હોય, પણ જો પાપદૃષ્ટિમા દબાયલો હોય તો મગજના ધખારા વિશેષ હોય અને ચક્રમપણુ બતાવ્યા કરે, ભાઈબ્હેનો અને ભાડુતો અને નજદીકના સગા સ્નેહીઓની સાથે અથડામણ થાય નાની મુસાફરીમા અકસ્માત થાય

**હરશચલ કર્ક** રાશિમા શુભ દૃષ્ટિમા હોય તો સાઈકીક પાવર વિશેષ હોય જેથી ફાવતો થાય, પણ પાપ દૃષ્ટિમા હોય તો નરવસ ત્રબલ થાય. પાચન ઇન્દ્રિયો બરાબર કાર્ય કરે નહિ, કુટુબ કબીલામા મારામારી અને જુદાઈ ઊભી થાય, જરાકમા ગુસ્સે થઈ જાય અને વિચિત્ર સ્વભાવથી વર્તાવ કરે.

**હરશચલ સિંહ** રાશિમા દૃઢ, આકરો અને બળવાખોર સ્વભાવ આપે, સમાજના કાયદાનુ ઉલ્લઘન કરે, પોતાનો જ કક્કો ખરો કરે જેથી સમાજમા હીણાય, પ્યાર મહોબતમા વિશ્વાસ મુકવા લાયક નહિ હોય, સ્ત્રીઓની કુંડળીમા સિંહનો હરશચલ બચ્ચાને અકસ્માતથી મારે, હાર્ટ પર ખરાબ અસર કરે, પણ જો શુભ દૃષ્ટિમા હોય તો સાહિત્યનો શોખીન, શિક્ષણ પદ્ધતિમા રસ લેનાર, જર્નાલીસ્ટ થાય, જાહેર મોજશોખના સ્થળોમા માન પામેલો હોદ્દો ભોગવે

**હરશચલ કન્યા** રાશિમા જો શુભ દૃષ્ટિમા હોય તો સાયન્ટીફીક, મીકેનીકલ અને નવીન વીચારથી ભરપૂર મનશક્તિ ખીલવે, ધધામા ફત્તેહ થાય, પણ જો પાપદૃષ્ટિથી દબાયલો હોય તો ચક્રમ સ્વભાવ, જરા જરામા ઉશ્કેરાઈ જનાર, સર્વેને હેરાનગતી પુગાડનાર, છદગીમાં નિષ્ફળતા મળે, નોકરી ધંધામા હાડમાર થાય.

**હરશચલ તુલા** રાશિમાં શુભ દૃષ્ટિમાં હોય તો સાહિત્ય, શિક્ષણ-પદ્ધતિ અને આર્ટીસ્ટીક બાબતોમાં પ્રવીણતા મેળવે, આત્મજ્ઞાનમાં પણ આગળ વધેલો હોય, અંતર આવાજ વિશેપ ખીલેલો હોય, ધંધાનો ભાગીદાર કે સુખ દુઃખની ભાગિયણથી લાભ મેળવે, પણ જો પાપદૃષ્ટિમાં દબાયલો હોય તો જીંદગીમાં દિલગીરી, નાસીપાસી, ધણી કે ધણીયાણી વિચિત્ર બીમારીથી પીડાય અને મરણ પામે અથવા છૂટાછેડા મેળવે. રાજકારી બાબતમાં સામ્યવાદી અથવા બળવાખોર મનોવૃત્તિથી હેરાનગતી ભોગવે.

**હરશચલ વૃશ્ચિક** રાશિમાં શુભ દૃષ્ટિમાં હોય તો હોશિયાર, ચંચળ, તીવ્ર અક્કલવાળો, ખરાં ખોટાનું ઝટ તોલ કરનાર, મુશ્કેલીથી કદીબી ડરે નહિ, હિંમતથી અનેક મુશ્કેલ કામો પાર ઉતારે, મીકેનીકલ અને સાયન્ટીફીક બાબતો સારી રીતે શીખે, આત્મજ્ઞાનનો શોખ રહે. પણ જો પાપ-દૃષ્ટિથી દબાયલો હોય તો અકસ્માતિક મરણ નીપજે, છૂપા ભાગોની પીડાકારી ભોગવે.

**હરશચલ જો ધન** રાશિમાં હોય તો સ્વપ્નામાં આગાહી થાય, તીવ્ર અક્કલ હોય, ચંચળ, બુદ્ધિશાળી અને હોશિયાર હોય, આત્મજ્ઞાનનો વિશેષ શોખીન, જ્યોતિષ વિદ્યા અને પામીસ્ટ્રીમાં પ્રવીણતા મેળવે, જો બીજા ગ્રહોની શુભ દૃષ્ટિમાં હોય તો સમાજની શિક્ષણ પદ્ધતિ, ધાર્મિક ચળવળ અને પરમાર્થી કાર્યોમાં આગળ પડતો ભાગ લે. પ્રોફેશનલ જોશી બને. પણ જો પાપદૃષ્ટિમાં હરશચલ ધન રાશિમાં હોય તો કાયદાની બાબતો તેમજ ધાર્મિક અને ઓકલ્ટ વિદ્યામાં ચક્રમ વિચારો ધરાવે અને સમાજમાં ધાર્મિક બાબતમાં પોતાના માની લીધેલા ધખારા ભરેલા વિચારો ઠસાવવા જતાં હાડમાર થઈ નામોશી ભોગવે. જ્યોતિષ વિદ્યાનો પોકળ પટપટારો કરે.

બીજા ગ્રહોની શુભ દૃષ્ટિમાં જો હરશચલ **મકર** રાશિમાં હોય તો સમાજમાં આગળ પડતો ભાગ લેનારો સ્વભાવ હોય, અગત્યના કાર્યોમાં ગંભીરતા સાચવે તેમજ હીંમત હારી નહિ જાય અને પોતાની જોખમદારી સારી રીતે સમજી વર્તે. ધંધામાં નવીન વિચારો પ્રમાણે ચાલનાર અને ખાસ કરી ઇલેકટ્રીક અને એરોપ્લેનના ધંધામાં કે લાઇનમાં ફત્તેહ મળે. પણ જો હરશચલ પાપદૃષ્ટિથી દબાયલો હોય તો તદ્દન ચક્રમ, હુજ્જતી, એકલપેટો, ખટપટી અને વિચિત્ર સ્વભાવ આપે, સોસાયટી કે મિત્રમંડળમાં કોઈ સાથે બને નહિ તેમજ સગાં સ્નેહીઓ સાથે વેરભાવ રહે. પોતાના હાથે પોતાના પગમાં કુહાડી મારે, જેથી જીંદગીમાં હાડમારી ભોગવે અને નાસીપાસ થાય તેમજ ધંધા–નોકરીમાં નડતરની થાય

હરશચલ કુંભ રાશિમા બીજા ગ્રહોની શુભ દૃષ્ટિમા હોય તો ઘણુ સારૂં ફળ આપે છે અંતરચક્ષુ ખીલેના હોય છે નવીન વિચારોથી મગજ ભરપુર હોય, દુ ખીઓને મદદ કરનાર અને પરમાર્થી સ્વભાવ હોય સમાજમા તેથી માન મરતબો મેળવી પોતાની અભિનાષાઓ પાર પડેલી જુએ છે, મીકેનીકલ શક્તિ વિશેષ આપે અને શોધખોળમા આગળ પડતો ભાગ ભજવે જો પાપદૃષ્ટિથી આ રાશિમા દબાયનો હોય તો પોતાની અભિલાષાઓ પાર પડવામા હરકત નડે મિત્રો વિશ્વાસઘાત કરે જેથી દુ ખ અને નાસીપાસી મળે

મીન રાશિમા હરશચલ જો શુભ દૃષ્ટિમા હોય તો આત્મજ્ઞાનનો શોખીન નીકળે અને તેમા પ્રવીણતા મેળવે મિત્રમંડળ પણ આત્મજ્ઞાનના વિકસિમા તેને મદદ કરે, પણ જો આ રાશિમા હરશચલ પાપ દૃષ્ટિથી દબાયલો હોય તો ગુજર પામેનાઓ સાથે વાત કરવાની રીયાસમા જવુ નહિ કે મીડયમ થવાના ચેડા કાઢવા નહિ, નહિ તો મગજ ઉપર ખરાબ અસર થાય એકાએક નુકશાની, આફત અથવા નામોશી મળે મનશક્તિ નબળી પડે તો આપઘાત કરવાની પ્રેરણા થાય. મનમા હમેશ બીકી ધાસ્તી રહે

## હરશચલ ગ્રહનું દરેક ભુવને જુદું જુદું ફળ

### હરશચલ

પહેલા ભુવનમા—જો પહેલા ભુવને યાને જન્મ લગ્ને હરશચલ મેષ સિંહ કે ધન રાશિમા બેઠેલો હોય તો તે માણસ ઘણુ ફુલ્લડ, બેઅદબ, લોભી, વિચિત્ર ચીજો અને અજાયબ ચીજોનો શોખીન, બેચેન, જ્યોતીષ વિદ્યાનો શોખીન, તથા મોટાઈ અને મોટા કામોનો અભરખો રાખનારો, શોધક બુદ્ધિ, તથા વાદવિવાદનો શોખીન હોય છે જો મિથુન, તુલા અને કુંભ, એ રાશિઓમા હરશચલ બેઠા હોય તો, ઘણો હુંશિયાર, શોધક બુદ્ધિ, ઊંડા ભેદ જાણનારો, વિદ્વાન, વિદ્યાઓનો શોખીન, ખાસ કરીને ઓકલ્ટ યાને આસમાની અને ગેબી વિદ્યાઓ શીખવાનો શોખીન, સાચો અને મગરૂર હોય છે જો વરખ, કન્યા કે મકર રાશિનો હોય તો, બેઅદબ, દગાખોર, લુચ્ચો, જનાવરની હેરાનગતભરી ખાસીયતવાળો, ખાઉધરો, અને ઘણો લુચ્ચો હોય છે જો કર્ક, વૃશ્ચિક અને મીન રાશિમા હોય તો દારૂડીઓ, તથા ઘણો નીચ, ખવાસનો છાવકા મનનો, બેવકૂફ, અદેખો, પોતાનો સ્વાર્થ સાધનારો, બદમાસ, વ્યભિચારી હોય છે ઘણુ કરીને હરશચલ પહેલા ભુવને હોય તો તે માણસ ઘણો જીદ્દી, ફુલ્લડ,

કંઇક ચાલાકીને સમજવાળો, મગરૂર, બોલીદરાઝ, અદેખો હોય છે, તથા ઘણું કરીને એવો માનવી પોતાના કુટુંબ સાથ તરછોડ કરીને, એકલો અટુલો અને ભટકતી જીંદગી ગુજારનારો હોય છે.

**બીજા ભુવનમાં**—એકાએક પૈસા જતા રહે, અથવા તો એકાએક પૈસાનો લાભ આપે, તથા પૈસા સંબંધી ઘણો ગોટાળો કરાવે, તથા પૈસાની મોટી ખોટો આપે, અને અસાધારણ તથા એકાએક પૈસા સંબંધી ફેરફાર કરી નાંખે છે.

**ત્રીજા ભુવનમાં**—હરશચલ ત્રીજા ભુવને બેઠો હોય તો વિદ્યાનો ઘણો શોખીન, જ્યોતિષ વિદ્યા જાણનારો, ગાયેબની વિદ્યા તથા આસમાનની વિદ્યા શીખનારો, વિચિત્ર ચીજો અને વિચિત્ર કિતાબોનો સંગ્રહ કરનારો, ઘડી ઘડી પોતાનું રહેઠાણ ફેરબદલ કરનારો, તથા નાની નાની રેલ્વેની મુસાફરીઓ કરનારો હોય છે, તેમજ એ માણસ કાગળ પત્રના લખાણ બાબે વરવાંધામાં તથા ખટપટમાં આવી પડે છે.

**ચોથા ભુવનમાં**—માબાપ સાથ ખટપટ થાય, તથા જમીન જગ્યા અને માલમિલકત માટે વાંધો ઉઠે, તથા પાછલી જીંદગીમાં ઘડપણ વખતે હાડમારી અને તંગીમાં આવી પડે.

**પાંચમા ભુવનમાં**—ફરઝંદ થાય નહીં, અથવા જો થાય તો મરી જાય. ફરઝંદો તરફથી ઘણી હાડમારી પડે. સરત, સોરટી, સટ્ટો વગેરેમાં હમેશાં ખોટ અને નુકશાન થાય. જો સ્ત્રીને જન્મ કુંડળીએ હરશચલ પાંચમા ભુવને પડયો હોય તો નાની ઉમ્મરથીજ તે સ્ત્રી આફતમાં આવી પડે.

**છઠ્ઠા ભુવનમાં**—આ ભુવનમાં કાંઈ ઝાઝી અસર કરતો નથી, પણ ચાકરો અને હલકા માણસોથી દુઃખ ખમવું પડે, નોકરો લુચ્ચા નીવડે. જો વરખ રાશિમાં હરશચલ છઠ્ઠા ભુવને હોય તો ડીપથેરીઆ (Diphtheria) યાને ગળાનો સોજો તથા ગળાનું દરદ થાય.

**સાતમા ભુવનમાં**—હરશચલ સાતમે ભુવને ઘણોજ ખરાબ, લગ્ન થવામાં ઘણીજ અડચણો, બૈરી સાથે અણબનાવ, વખતે છૂટાછેડા પણ થાય, બૈરી અથવા મરદ જેને કોઈને સાતમે હરશચલ પડયો હોય તો તે લૂચ્ચો, છીનાળવો અને ખૂની ઘાતકી હોય, ખાસ કરીને ગુસ્સાવાળો તો જરૂરજ હોય, વળી મોટા જોરેમદ દુશ્મનોથી પણ દુઃખ ખમવું પડે, તથા જાહેરમાં લોકો સાથે ખટપટ થાય. હરશચલ સાતમે હોય તો તે સ્ત્રી અથવા મરદને ઘણુંજ ખરાબ છે.

**આઠમા ભુવનમાં**—ધણી અથવા બૈરી પૈસો ઉડાવે, ફાળો રિસો મળે નહીં, વારસો મેળવવામા અડચણ પડે, અને મુવેનાના માન દોનત બાબત બહુજ ખટપટમા ઊતરવુ પડે

**નવમા ભુવનમા**—વિદ્યા તથા જ્યોતિષ શાસ્ત્રનો શોખીન થાય, તથા ગુપ્ત વિદ્યા શીખે, મોટો નજુમી થાય, મુસાફરી કરે, વિદ્યાનો શોખ ધરાવે, ધર્મ સંબધી ઘણાજ વિચિત્ર વિચારો રહે, ઇજ્જતી અને હઠીલો હોય છે

**દશમા ભુવનમા**—ચઢતી તેમજ પડતી આપનારો છે, જેટલી ચઢતી કરે તેટલીજ પડતી કરે, લોકોમા માન અપાવે, ને પછી અપજશ કરાવે મોટા માણસો સાથે, શેઠ સાથે ખટપટ કરાવે મુસાફરીમા ભટકયા કરે, અને ધધો રોજગાર એક જાતનો કરે નહીં, અને હરઘડી નવો નવો ધધો કર્યા કરે, તેમા કોઈ વખત મોટો લાભ મેળવે, તો કોઈ વખત મોટી ખોટ આવે મેરેડીયનના એ ઘરમા હરશચલ સારો નહીં

**અગિયારમા ભુવનમા**—દોસ્તો મદદ કરનારા હોય તેમ વળી કેટનાક દોસ્તો મદદ માગવા પણ આવે ઓળખાણપીછાણવાળાઓથી હેરાનગતી થાય અને જેટના પીછાણવાળા ઓછા હોય તેટના સારા, નહીં તો તેઓ ખોટમા લાવી નાખશે

**બારમા ભુવનમા**—ખાનગી દુશ્મનો ઘણા હોય, ને તેઓ છૂપી રીતે નુકશાન પુગાડે, તથા ખરચ ઘણો થાય, અને દુશ્મનોથી ઘણુ નુકશાન પહોચે

**નોધ**—આ સર્વે ફળ હરશચલ જે જે ભુવને એકલો બેઠો હોય, તે તે ભુવનમા ઉપર લખ્યા પ્રમાણેનું ફળ આપે છે પણ જો બીજા ગ્રહોના કજકશનમા બેઠો હોય તો તે ગ્રહના કજકશન પ્રમાણેનુ ફળ આપે છે.

## શનિ ગ્રહનું દરેક રાશિમાં ફળ

શનિ મેષ રાશિમા હોય તો નબળો ગણાય છે કેમકે આ રાશિમા શનિ નીચનો થાય છે, છતા પણ શનિ ધીરજ, ઉદ્યોગીપણુ, તેમજ સમય જોઈ વર્તવાની અક્કલ આપે છે પણ જો અહીં પાપદષ્ટિમા હોય તો જલદીથી ઉશ્કેરાઈ જનારો, કપટી, વેરભાવ રાખનારો અને અદેખો કિસમ હોય છે

શનિ વરખનો હોય તો વિચારશીલ, ધીમુ પણ વજનદાર બોલનાર હોય છે અગત્યની બાબતનો લાબે વખતે નિર્ણય કરનાર પણ ઇજ્જતી

સ્વભાવનો હોય છે; ઘણું થોડું બોલનાર અને ઘણુંકોની ખાનગી બાબતો પેટમાં રાખનાર હોય છે. પણ જો શનિ વૃષભમાં રહી બુધની પાપદૃષ્ટિમાં હોય તો બોલવામાં ખોડખાંપણ નડે અને મંગળની નેષ્ટ દૃષ્ટિમાં હોય તો ઘણો જ આકરો સ્વભાવ બતાવે છે.

શનિ **મિથુન** રાશિમાં હોય તો તે વિચારશીલ, હોશિયાર, હરેક મુશ્કેલીને પુગી વળનાર, ચંચળ અને સાયન્ટીફીક મગજનો માણસ હોય છે. ગણિતનો વિશેષ શોખીન હોય છે અને ઊંચ કીસમની કોઈ પણ વિદ્યામાં નામના મેળવે છે. પણ જો પાપગ્રહોની દૃષ્ટિથી દબાયલો હોય તો તે માનવી કાયદાની ચુંગાલમાં સપડાય, ભાઈ ભાંડુઓથી હેરાનગતી ભોગવે, અને મુસાફરીમાં હેરાનગતી ભોગવે. દમ હાંફણથી પીડાકારી ભોગવે. શરદીથી ખાસ સંભાળ લેવી.

**કર્કનો** શનિ શત્રુ રાશિનો હોવાથી નબળો ગણાય છે. જો બીજા ગ્રહોની શુભદૃષ્ટિમાં હોય તો થોડી સુખ સગવડ ભોગવે અને કરકસરીઓ હોય, પણ જો ગ્રહોની પાપદૃષ્ટિમાં હોય તો ઉદાસી, બેચેન અને સંસારથી દુ:ખી હોય છે. જીંદગીમાં ઘણી બાબતોમાં નાસીપાસી મળે છે. તબિયત વિશેષ નરમ રહે. દાંતમાં પરૂ થાય; જેથી તબિયતે હેરાનગતિ ભોગવે.

**સિંહ** રાશિનો શનિ પણ નબળું ફળ આપે છે પણ જો બીજા ગ્રહોની શુભ દૃષ્ટિમાં હોય તો તે માણસ મોટો ઓદ્દો ભોગવી શકે છે અને તબિયત સારી રહે, પણ જો ગ્રહોની પાપ દૃષ્ટિમાં હોય તો તે ઇન્સાન ઘણોજ કપટી, અદેખો, કાવાદાવાથી ભરેલો અને હલકા સ્વભાવનો હોઇ જરા-જરામાં ઉશ્કેરાઇ જાય છે. દુનિયાના ડીકટેટરોને સિંહનો શનિ ઘણું કરી દશમે હોય છે, જેઓ પોતાની અભિલાષા પાર પાડવા અર્થે દુશ્મનોનો ઘણી જ ક્રૂર રીતે નાશ કરવા મથે છે—પણ પછી પોતેજ નાશ પામે છે.

**કન્યા** રાશિનો શનિ ઇન્સાનને વિચારવંત, ઊંડો અભ્યાસ કરનાર અને કરકસરીઓ બનાવે છે, પણ જો પાપદૃષ્ટિથી દબાયલો હોય તો મનશક્તિ બગાડે છે અને ચક્રમપણું આપે છે. જાતજાતની પેટન્ટ દવા લેવાના ધખારા હોય છે અને આંતરડાની બીમારી ભોગવે છે.

શનિ **તુલા** રાશિમાં ઊચનો થાય છે અને સમાજમાં માનં ઇજ્જત અને આબરૂવાળો બનાવે છે; પતિવ્રતા સ્ત્રી મળે છે. સારી તબિયત અને લાંબી જીંદગી ભોગવે છે. પણ જો પાપદૃષ્ટિથી દબાયલો હોય તો પરિણીત

જીંદગીમાં દગો થાય અને તેનો ધણી કે સ્ત્રી જલદીથી મરી જાય. કોર્ટ દરબારમાં મોટી હાર ખમે અને પિસાબના દર્દોથી પીડાય છે.

વૃશ્ચિક રાશિનો શનિ માનવીને હોશિયાર મીકેનીક બનાવે છે; શુભ-દષ્ટિમાં હોય તો ઘણોજ ધીરજવાળો, બુદ્ધિશાળી અને મોટો ઇજનેર થાય. વારસો હીસ્સો મળે, કરકસરથી સારા પૈસા ભેગા કરે અને સારી તબિયત ભોગવે. પણ જો ગ્રહોની પાપદૃષ્ટિમાં હોય તો સ્ત્રી અથવા ધણી ગરીબ, કમઅક્કલી અને કોઇ વખતે આકરા સ્વભાવનો હોય છે. આવો માણસ ખોટી ફીકર ચિંતા કરવાથી તબિયતે હેરાન થાય છે. કબજિયાત અને મસાથી પીડાય છે.

શનિ ધન રાશિમાં હોય તો કાયદા કાનૂનો જાણનાર અને ધર્મ અભ્યાસી બનાવે છે. લોકસેવા કરવાની ધગશ હોય છે. દયાળુ અને પરમાર્થી જીવન ગુજારે છે જેથી સમાજમાં માન મરતબો સારો ભોગવે. પણ જો શનિ બીજા ગ્રહોની પાપદૃષ્ટિથી દબાયલો હોય તો એકલપેટો, દગાખોર દોસ્ત અને ઘણોજ કપટી દુશ્મન નીવડે. લોકોને ટાણાટપલા મારવામાં હોશિયાર હોય અને કાયદાની ચુંગાલમાં સપડામણ થતાં હારી જાય અને નામોશી મેળવે છે. ઠંડી અને શરદીથી ફેફસાં નબળાં પડી છાતીની પીડા-કારી ભોગવે.

શનિ **મકર**નો સ્વગૃહી હોવાથી મજબુત બને છે. પ્રમાણિક અને દઢ મનનો બને છે અને હરેક મુશ્કેલીનો સામનો બળવાન રીતે કરી ફત્તેહ મેળવે છે. પણ શનિ આ રાશિમાં બીજા ગ્રહોની પાપદૃષ્ટિમાં હોય તો ગમગીન અને ઉદાસી મનનો હોય છે અને હરેક બાબતમાં કાળું દેખે છે જેથી માનસિક સ્થિતિ બગડે; સ્વભાવમાં લુચ્ચાઇ અને એકપેટાપણું ભોગવે.

શનિ કુંભ રાશિનો બળવાન ગણાય, કેમકે આ રાશિમાં પણ તે સ્વગૃહી કહેવાય છે. બીજા ગૃહોની શુભદૃષ્ટિમાં હોય તો દયાળુ ઉમરનો મીલનસાર અને કોઇનું પણ કામ કરી આપનાર હોય છે. સર્વેનો તે મહેરબાન દોસ્ત રહે છે, પણ જો બીજા ગ્રહોની પાપદષ્ટિ હોય તો લુચ્ચો, ફીત્તાખોર અને કાવાદાવાથી ભરપૂર હોય છે. હૃદય પર ધબકારા થાય તેમજ પગની ફુલેલી અથવા ગંઠાયલી નસોથી હેરાનગતી ભોગવે.

**મીન** રાશિમાં શનિ હોય અને બીજા ગ્રહોની શુભ દૃષ્ટિ હોય તો એકાંત જીંદગી ભોગવે; લેબોરેટરીમાં શોધખોળ કરે; પણ જો પાપ દૃષ્ટિથી દબાયલો હોય તો લાંબી માંદગી ભોગવે અથવા જેલ જાત્રાએ જાય. મોટા દુશ્મનો થાય જેઓ વિશેષ હેરાનગતી આપે.

## શનિ ગ્રહનું દરેક ભુવને જુદું ફળ

**પહેલા ભુવનમાં**—પહેલા ભુવનમાં શનિ હોય તો તે માણસ બીચકારો, અવિશ્વાસુ, બ્હીકણુ, એકમાર્ગી, વિચારવંત, અદેખો, કીનાખોર, અને લોભી હોય છે. જો મેષ, સિંહ કે ધન રાશિનો હોય તો જરા સારો છે, કારણકે તેથી તે માણસ જરા ખૂલ્લો, સીધો તથા સાચો, પણ તકરારીઓ, હુલ્લડ અને કડક સ્વભાવનો હોય છે. જો વરખ, કન્યા કે મકર રાશિમાં હોય તો, દગાબાજ, મીંઢો, બેવકુફ, હઠીલો, ચોર, લૂચ્ચો અને વહેમીલો હોય છે. જો મિથુન, તુલા કે કુંભ રાશિનો હોય તો વિચારવંત, મનન કરનારો, ઘણો કંજુસ, અને ધર્મને લગતી બાબતો જાણનારો, અને પાદરી અથવા બ્રાહ્મણ કે મોબેદીનો ધંધો કરનારો થાય. જો કર્ક વૃશ્ચિક કે મીન રાશિનો હોય તો, લોભી, આળસુ, નાઉમેદ, ગમગીન, લુચ્ચો, દગાબાજ, વેષધારી તથા ધર્મને લગતી ખટપટો કરનારો, એકાંતવાસી તથા બળીએલ સ્વભાવનો થાય છે. ખાસ કરીને શનિ પહેલા ભુવનમાં એકલો પડયો હોય તો તે માણસ, શરમાળ, તથા એકાંતવાસ પસંદ કરનારો, મંડળીમાં નહીં ભેળાનારો, મનન કરનારો, આકરા સ્વભાવનો, કંજુસ, ગમગીન, કપટી, દગાબાજ, ધર્મને લગતા વિચિત્ર વિચાર ધરાવનારો, પોતાનું તથા પોતાના કુટુંબનોજ લાભ સાચવનારો, સ્વાર્થી, જીદ્દીલો, તથા કેટલીક વખતે જબાનનો ખોબડો પણ હોય છે.

**બીજા ભુવનમાં**—પૈસાની પુષ્કળ તંગી આપે, પૈસા ખોવડાવે, તથા વેપારમાં બીલકુલ લાભ નહીં આપે.

**ત્રીજા ભુવનમાં**—મુસાફરીમાં ભય રખાવે, મુસાફરીમાં મારામારી, ખટપટ તથા જીવ રંજીદા કરે, અને નાણું ખોવડાવે, ભાઈ બાઈ તથા પાડપડોસી પૈસાની ખોટમાં લાવી નાંખે, ગુપ્ત વિદ્યાનો શોખીન રહે, ઘણો વિચારવંત અને ગંભીર થાય.

**ચોથા ભુવનમાં**—માબાપને ભારી છે, વખતે બાપ ઘણો સીક પડે અથવા તો મરી જાય, જો ઉંચનો હોય તો જરૂર મા કે બાપને મારે, યાને મોત કરે, પણ જમીન ખેતરનું સુખ આપે.

**પાંચમા ભુવનમાં**—બચ્ચાં ફરઝંદોને મારી નાંખે, અથવા દુઃખી દરદી કરે, કુટુંબમાં દુઃખ ઉપજાવે, તથા શેર સટ્ટો અને સોરટી સરતમાં ખોટ આપે.

**છઠ્ઠા ભુવનમાં**—જો વરખ, સિંહ, વૃશ્ચિક કે કુંભ રાશિમાં હોય તો રેતી, પથરી, હાર્ટડીઝીઝ, ગુરદાને લગતાં દરદો, ગળાને લગતાં દરદો કરે

છે જો મિથુન, કન્યા, ધન, મીન એ રાશિમા હોય તો દમ, હાફણુ, ખલી કરે છે. મેષ, કર્ક, તુલા મગ્ર એ રાશિમા શનિ છઠ્ઠે ભુવને બેઠો હોય તો, છાતીમા દુ ખાવો, આતરડાના દરદ, રૂમેટીઝમ નીચના ભાગોમા, એવા દરદો આપે છે. વળી છઠ્ઠે ભાગે શનિ નોકરોનુ સુખ આપતો નથી, નોકરો લુચ્ચા, ચોર અને દગાબાજ નીવડે છે

**સાતમા ભુવનમા**—ઘણા જાહેર અને દગાબાજ દુશ્મનો હોય, તથા એ માણસનો ખાવિંદ અથવા સ્ત્રી ગમગીન, શરદીની દેહવાળી એકમાર્ગી હોય, અને જો સાતમા ભુવનમા મિથુન કન્યા, ધન કે મીન રાશિમા હોય તો ધણી કે મરદ મરે અથવા બે સ્ત્રી અથવા બે મરદ સાથ લગ્ન કરે, અથવા તે પણ મરે તો ત્રીજીવાર પણ લગ્ન કરે જો ઊંચનો હોય તો લગ્નથી પૈસા મળે, અથવા જાગીરી મળે, માલમિલ્કત મળે, નીચનો હોય તો રંડાયલી સ્ત્રી સાથ લગ્ન કરે, અથવા તો ઘરડો નપુસક ખાવિંદ મળે

**આઠમા ભુવનમા**—લગ્નથી કાઈપણ હાસલ મળે નહીં તથા વારસો હીસ્સો મેળવવામા અડચણો પડે જો ઊંચનો હોય તો સહેજ સારો લાભ આપે

**નવમા ભુવનમા**—ઘણો ધર્મી, વિચારવત, એકમાર્ગી અને મનન કરનારો, ગુપ્ત વિદ્યાનો શોખીન, જાદુગર, તથા વિચિત્ર ચીજોનો જાણનારો, વામમાર્ગી થાય છે અને લાબી મુસાફરીમા તેમજ પાણીમા મુસાફરીમા નુકશાન પુગાડે છે, ઘાત કરે છે

**દશમા ભુવનમા**—જીદગીમા ફતેહ આપે તેમજ આફત અને નાસીપાસીમા પણ લાવી નાખે ધધામા અતે ખરાબ કરે માબાપને દુ ખી કરે અથવા મારે, યાને મોત કરે એકાએક ઉંચી સ્થિતિએ ચઢાવે ને એકાએક સત્યાનાશ વાળી નાખે

**અગિયારમા ભુવનમા**—જુઠા લુચ્ચા મતલબી મિત્રો હોય છે, અને તે દોસ્તોથી તેનુ સત્યાનાશ થઈ જાય છે

**બારમા ભુવનમા**—ખાનગી પુષ્કળ દુશ્મનો હોય છે જે છૂપુ ઘણુ નુકશાન પુગાડવાની કોશીષ કરે છે, કેટલીક વખત તેમા ફાવે છે, છૂપુ ઝેર લાગવાનો પણ સભવ રહે છે, તથા મિત્રોથી ઘણીજ ખોટ ખમવી પડે છે

**નોધ**—એ પ્રમાણે શનિ દરેક ભુવનમા એકલો હોય ત્યારે ફળ આપે છે

# સૂર્યનું દરેક રાશિમાં જુદું ફળ

સૂર્ય (મેષ) (માર્ચ ૨૧ થી એપ્રિલ ૨૦).

મેષ રાશિમાં સૂર્ય ઉંચનો કહેવાય છે. આ વખતે જન્મેલો માણસ બહુજ આગેવાનીભર્યો ભાગ જીંદગીમાં ભજવે છે. એની અભિલાષાઓ બહુજ ઉંચી હોય છે; સાહસિક કાર્યોમાં બહુજ આગેવાની ભર્યો ભાગ ભજવે છે અને ઘણી વખતે ઉતાવળ્યો પણ બને છે. મજબુત, દૃઢ મનનો અને પોતાનુંજ સૂઝયું કરનારો હોય છે. કોઈ પણ સંસ્થામાં મેનેજર કે ઉપરી હોય તોજ તે પોતાનું ખમીર સારી રીતે બતાવી શકે છે. જીંદગીમાં અનેક ચઢતીપડતીમાંથી તેને પસાર થવું પડે છે, પણ એકંદરે સમાજમાં સારો દરજ્જો ભોગવે છે.

સૂર્ય (વરખ) (એપ્રિલ ૨૧ થી મે ૨૧)

વરખ રાશિનો સૂર્ય શુક્રના ઘરની રાશિનો હોવાથી માનવીને સંસારી બાબતમાં કમનસીબ બનાવે છે. પરણેલી જીંદગીમાં ખટપટ, કજીયો, કંકાસ અને નાસીપાસી આપે છે. આ રાશિમાં જન્મેલાં સ્ત્રી-પુરુષો સમાજમાં જાહેર હોદ્દો ભોગવે છે અને મોટા કારોબારીઓ તરીકે નામના કાઢી શકે છે. અવલોકન કરવાની શક્તિ બહુજ સારી હોય છે અને પોતાનું મ્હોંડું બંધ રાખી ગાડું ગબડાવ્યા કરે છે. દુઃખ સહન કરવાની શક્તિ વિશેષ હોય છે. સ્વભાવે ધીરજવંત, શાંતિ અને સબુરીને ચાહનાર અને કાર્યસાધકપણું જાળવી કામ કરનાર હોય છે. અગત્યનાં કામો લાંબી દૃષ્ટિ અને ધીરજ રાખી પાર ઉતારે છે.

સૂર્ય (મિથુન) (મે ૨૨ થી જુન ૨૧)

મિથુન રાશિમાં સૂર્ય હોય તો જીંદગીમાં પોતાના સગાં વ્હાલાં અને મિત્રોની મદદથી આગળ વધે છે. નાની મુસાફરીઓ કરે છે અને સેલસમેનશીપની લાઈનમાં પ્રવીણ હોય છે. મીકેનીકલ બાબતમાં પ્રવીણ હોય છે. મન વિશેષ ચંચળ અને ચતુર હોય છે અને દુઃખ કે સુખ વખતે આવાં સ્ત્રી-પુરુષો ઉપર ભરોસો રાખી શકાય છે. મોટી મોટી અભિલાષા રાખનાર, વિચિત્ર વિચારવાળો, મુશ્કેલ બાબત ઝડપથી સમજી શકનારો અને લખવા વાંચવાનો શોખીન હોય છે. હંમેશાં ઉદ્યોગી અને કામ કરનારો અને એકથી અનેક ધંધામાં પ્રવીણ હોય છે. સ્ત્રીની કુંડળીમાં મિથુન રાશિનો રવિ નેષ્ટ દૃષ્ટિમાં હોય તો તે સ્ત્રી Flirt નીકળે છે.

## સૂર્ય (કર્ક) (જુન ૨૨ થી જુલાઈ ૨૨)

જીદગીમા રણમગ્રામમા કર્કનો સૂર્ય ખાસ મદદગાર બનતો નથી તબિયત નબળી હોય છે સ્વભાવે આળસુ બનાવે છે, અને પાણીની મુસાફરી કરવાનો શોખ વિશેષ હોય છે થોડુ બોલનાર, શાત પ્રકૃતિ, એકાતવાસ ચાહનારો છતા જાહેરમા માન મેળવવાનો અભખરો રાખે છે ચચળ અને હોશિયાર પણ ઘડીઘડીમા વિચારો ફેરવનાર હોય છે ચઢતી પડતી ઘણી જુએ છે અને નોકરી ધધા બદલાયા કરે છે સુદર કપડા અને મોજમજાનો શોખીન રહે છે વિચારશક્તિ ફળદ્રુપ હોય છે અને સીનેમા નાટકનો શોખીન રહે છે

## સૂર્ય (સિંહ) (જુલાઈ ૨૩ થી ઓગસ્ટ ૨૩)

સિંહ રાશિમા સૂર્ય સ્વગૃહી અને બળવાન થાય છે આ રાશિમા જન્મનાર ઈન્સાન જીદગીની મનોકામના અને અભિલાષાઓ પાર ઉતારી શકે છે જો કે જીગર દયાળુ હોય છે છતા સર્વોપરીપણુ ભોગવનાર, બીજાઓ ઉપર હુકમ ચલાવનાર, દૃઢ અને મજબુત મનનો, પોતામા અધિક વિશ્વાસ રાખનાર અને પોતાના બળે પોતાની સઘળી બાબતો પાર પાડનાર બને છે, મોઢા પર ખુલ્લેખુલ્લુ બોલનાર, પ્રમાણિક અને આકરા સ્વભાવનો હોય છે મહોબ્બતમા પ્રમાણિક અને Sincere હોય છે, પોતાના આકરા સ્વભાવને લીધે દુશ્મનાવટ ઊભી કરે છે, પણ સર્વે દુશ્મનોને પોતાની શક્તિથી પહોચી વળે છે માનચાદનો શોખીન અને મોટી પદવી ભોગવે છે.

## સૂર્ય (કન્યા) (ઓગસ્ટ ૨૪ થી સપ્ટેમ્બર ૨૩)

જો રવિ કન્યાનો હોય તો મનમા છુપી નિરાશાઓ અને ફીકર ચિંતા ઘેર રાખે છે ખાનદાનની કાઈક નબળી વાતો હોય, સ્વભાવનો આકરો અને ઉતાવળીયો પણ લડત આપી શકે નહિ અને ખટપટ પચાતીનો શોખીન પથી તો. શોધી કાઢનાર હોય છે વ્યવસ્થાને ચાહનાર, કરકસરીઓ અને વિચારવત અને બ્હીકણુ હોય છે જીદગીના મધ્ય અથવા છેવટના ભાગમા સુખી થાય છે, લગ્ન મોડા થાય અને તેની સ્ત્રી શરીરે કોઈક જાતની દુ ખી હોય છે

## સૂર્ય (તુલા) (સપ્ટેમ્બર ૨૪ થી ઓક્ટોબર ૨૩)

તુલા રાશિમા સૂર્ય નીચનો થતો હોવાથી તેની અસર નબળી છે જો શુક્રની રાશિનો રવિ હોવાથી તે સુનેહને ચાહનારો, પ્રમાણિક, દયાળુ, મોજી, નમનતાઈવાળો, સુદર વસ્ત્ર પહેરનારો હોય છે ઊચ કીમમની

સૌંદર્યવાન, સુંદર, સુગંધી ચીજોને ચાહનારો બને છે. લગ્ન નાનપણમાં થઈ જાય છે પણ શત્રુ રાશિના ઘરનો નીચનો રવિ હોવાથી ઘણી વખતે પરણેલી જીંદગીમાં હાડમાર અને દુઃખી થાય છે. સ્ત્રી મરી જાય અને ઘણી વખત બીજી વખતના લગ્નનો જોગ ઊભો થાય છે. બચ્ચાંની તબિયત માટે વિશેષ ચિંતા રહે છે અને તેઓનું સુખ કમી કરે છે.

## સૂર્ય (વૃશ્ચિક) (ઓકટોબર ૨૪ થી નવેમ્બર ૨૨)

સૂર્ય વૃશ્ચિક રાશિમાં શુભ દૃષ્ટિમાં હોય તો નવીન વિચારનો, ડાહ્યો, હીંમતી તેમજ સાહસિક મનોવૃત્તિથી ફત્તેહ મેળવી શકે છે અને મોટો ઇજનેર, ડોકટર, ડીટેકટીવ અથવા કેમીસ્ટ થઈ શકે છે. અશુભ દૃષ્ટિથી સૂર્ય દબાયલો હોય તો તે માનવી અભિમાની, એકલપેટો, ખારીલો, વેરીલો અને ઝેરીલો હોય છે. આવો નેષ્ટ સ્વભાવ સુધારવાની કોશિષ જરૂર કરવાની છે. ઉપરીઓ સાથે મારામારી અને ચાલુ અથડામણ થાય છે, ઘડીમાં ચઢતી અને ઘડીમાં પડતી ભોગવવી પડે છે. જો આ માનવીના ટપકામાં બુધ પણ માર ખાયેલો હોય તો સાહસિક વૃત્તિથી પોતાનું સર્વસ્વ ગુમાવી દેવાની ધાસ્તી ધરાવે છે.

## સૂર્ય (ધન) (નવેમ્બર ૨૩ થી ડીસેમ્બર ૨૧)

**ધન** રાશિના સૂર્ય વાળો માનવી સુખચેન અને આરામને ચાહનારો હોય છે. રીતભાતમાં આકર્ષક અને પોતે સુખમાં રહી બીજાઓને સુખમાં રહેવા દેનાર થાય છે. પ્રમાણિક, કાળજીવાળો અને તેજસ્વી સ્વભાવ આપે છે અને હરેક રીતે ઉદ્યોગી હોય. આવતા બનાવોની આગાહી કરનારો, રમત ગમત, ઘોડાની સરત, શેર સટ્ટામાં ખેલનારો હોય છે. નાની ઉંમરમાં લગ્ન થાય, પણ પરિણીત જીવનમાં ખટપટ વિશેષ રહે.

## સૂર્ય (મકર) (ડીસેમ્બર ૨૨ થી જાન્યુઆરી ૨૦)

મકર રાશિમાં સૂર્ય હોય તો તે માનવીનું મન વીચારશીલ, સંભાળ-પૂર્વક કામ કરવાવાળું અને શાંત હોય છે. વળી આવા ટપકામાં ગુરુ પણ બળવાન હોય તો હરેક કાર્યમાં ફત્તેહ આપે છે. પણ મકરનો રવિ ઇનસાનને પોતાની અભિલાષા પાર પાડવામાં ઘણી વખતે મોટો ખતરો ઊભો કરે છે. ધીરજ, શાંતી અને સબુરીથી તે કાર્યને વળગી રહેવાથી આયંદે ફત્તેહ મળે છે. સ્વભાવે કરકસરીઓ અથવા કંજુસ હોય છે અને સામે આવતી દરેક તકોનો બરાબર લાભ ઉઠાવી શકે છે. ટપકામાં જે ઘરમાં સૂર્ય હોય તે ઘરની બાબતોમાં ખટપટ પંચાતી જરૂર ઊભી થયા કરે.

**સાતમા ભુવનમાં**—જે મરદ ઓરતને સાતમા ભુવનમાં રવિ પડયો હોય, તે મગરૂર હોય છે, તોપણ દયાળુ અને આબરૂદાર હોય છે, ઊંચા ખવાસનાં હોય છે, અને ઘણાં ભલાં હોય છે, પણ ઘણા જોરમંદ અને મોટાં માણુસો તેનાં જાહેર દુશ્મન થાય છે, ને તેથી તેને ઘણી નડતરો ખમવી પડે છે.

**આઠમા ભુવનમાં**—ખાવિંદ અથવા ઓરત પૈસા પુષ્કળ ખરચે છે, તથા ઉડાવે છે. જો રવિ મંગળની સાથે અથવા તો મંગળની પાપદૃષ્ટિમાં હોય છે, તો અકસ્માતથી અથવા કાંઇક ભયભીત રીતનું મોત કરે છે.

**નવમા ભુવનમાં**—આબરૂદાર, માન પામેલો, હરેલ, સાચો તથા પ્રમાણિક હોય છે, મોબેદી અથવા ધર્મગુરુનો ધંધો કરનારો હોય છે. જો કર્ક કે મીન રાશિમાં હોય છે તો ઘણી લાંબી દરિયાની મુસાફરી કરનારો થાય છે.

**દશમા ભુવનમાં**—હરેક કામમા તથા જીંદગીમાં ફત્તેહ મળે છે. ઘણોજ ભાગ્યશાળી, રાજદ્વારી, મોટો માનપાન મેળવનારો, તથા આપખુદ અને આપઅખત્યાર વૈભવ ભોગવનારો, મોટા માણસોમાં બેસનારો, હરેક કામમાં ફત્તેહ મેળવનારો થાય છે.

**અગિયારમા ભુવનમાં**—ઘણાજ વિશ્વાસુ અને સાચા મિત્ર હોય છે. જો ઊંચનો રવિ, અગિયારમા સ્થાનમાં હોય છે, તો તે માણસને મિત્રો તરફથી ઘણોજ લાભ થાય છે. તેના મિત્રો રાજવંશી જેવા હોય છે. મોટા માણસો હોય છે, અને તેઓથી પુષ્કળ લાભ તે મેળવી શકે છે.

**બારમા ભુવનમાં**—જો રવિ બારમા ભુવનમાં પાપગ્રહની દૃષ્ટિમાં સપડાયલો હોય તો તે માણસ બંદીખાને પડે છે, તે સિવાય જો રવિ ઊંચનો કે સારી દૃષ્ટિનો બારમે બેઠો હોય તો, રોગશત્રુનો નાશ કરી, ફત્તેહ આપનારો છે.

**નોંધ:**—આ ઉપર પ્રમાણે રવિની અસર હમેશાં જાણવી, પછી સાથે બીજા ગ્રહ હોય કે ન હોય, તો પણ જન્મકાળનો રવિ જે સ્થિતિમાં, માનવીની કુંડળીમાં પડેલો હોય, તેવોજ તે માનવી ખાસ કરીને વૈભવ ભોગવે છે રવિ તો જીંદગીનો રાજા છે, રવિનો ઉદય થતાં માનવી પેદા થઇ, રવિના અસ્તે માનવી મરે છે, માટે અંગ્રેજી જ્યોતીષનો મોટો આધાર ખાસ રવિ ઉપર રાખેલો છે. તેટલા સારૂ રવિનું ફળ અંશે અંશનું હવે પછી આગળ આપેલુ છે. તે જેટલા અંશનો જે રાશિનો રવિ હોય,

તેટલા અંશનું તે રાશિનું ફળ તેમાં જોવાથી માલમ પડશે, અને તે ફળ જીંદગીમાં હમેશાં પૂરેપૂરું મળશે, એ નક્કી જાણવું.

## ગુરુ ગ્રહનું દરેક રાશિમાં જુદું ફળ

**ગુરુ મેષ રાશિમાં** હોય તો જીંદગીમાં બે જાતના ધંધા કરે; લાગવગવાળા મિત્રોથી લાભ થાય; કાયદાશાસ્ત્રી હોય, સમાજમાં આગેવાની ભર્યો ભાગ ભજવે તેમજ ધંધાદારી સરકલમાં માનીતો હોય; મંદવાડ આવ્યા પછી ઝડપથી સારો થાય. વારસા હિસ્સો મળે; સ્ત્રીની કુંડળીમાં મેષનો ગુરુ મોડેથી પણ પોતાને મનગમતા ધણી સાથે લગ્ન કરી આપે. જો આ રાશિમાં ગુરુ બીજા ગ્રહોની પાપદૃષ્ટિથી દબાયલો હોય તો ખર્ચ ઉડાઉ રાખે; અને ઉતાવળિયો બને જેથી કોઈક વખતે આબરૂ ઈજ્જતને ધોક્કો પુગે.

**વરખ રાશિનો ગુરૂ** શુભ દૃષ્ટિમાં હોય તો તે દયાળુ અને દિલસોજ હોય અને ગરીબો પ્રત્યે ઘણોજ મદદગાર બને. પૈસાની આવક સારી રાખે અને સખાવતી જીગર ધરાવે. ઉડાઉ ખર્ચ રાખતો નથી, પણ કરકસરિયો હોય છે. ૩૦ વરસ પછી તેનો ભાગ્યોદય જરૂર થાય છે. પોતાની સ્થિતિ કરતાં ઊંચ કુળ અને પૈસાવાળી સ્ત્રી સાથે લગ્ન થાય પણ જો વરખ રાશિમાં ગુરુ બીજા ગ્રહોની પાપદૃષ્ટિથી દબાયલો હોય તો ખોટા દેખાવ અને ભપકો રાખવામાં પૈસાની બરબાદી કરે. ઊંચ કીસમનો ખોરાક ખાવાનો શોખ હોય છે; કરજદારીમાં ડૂબે અને બદહજમીની પીડાકારી ભોગવે.

**ગુરુ મિથુન રાશિમાં** જો શુભ દૃષ્ટિમાં હોય તો શીખેલો, ભણેલો અને બુદ્ધિશાળી હોય છે. દાખલામાં ઘણો હોશિયાર અને આત્મજ્ઞાનની વીદ્યા તરફ ઘણું ખેંચાણ હોય છે. શોધક બુદ્ધિ વિશેપ હોય; મુસાફરીથી આનંદ મેળવે; પણ જો ગુરુ મિથુન રાશિમાં બીજા ગ્રહોની પાપ દૃષ્ટિથી દબાયલો હોય તો મુસાફરીમાં હેરાનગતી અને હાડમારી ભોગવે. જરાજરામાં લાગણીવશ (Sensitive) થાય અને અકસ્માતથી સહેજે બચાવ થાય. કાયદાની ગુંચવણમાં ફસે. ધર્મી કાર્યોથી અપજશ અને નજદીકના સગાં વ્હાલાંઓથી હેરાનગતી ભોગવે.

**ગુરૂ કર્ક રાશિમાં** ઊંચનો થાય છે. આ રાશિમાં ગુરુ શુભદૃષ્ટિમાં હોય તો તે માનવી દયાળુ, માયાળુ અને સુલેહનો ચાહનારો હોય છે. આત્મજ્ઞાનનો શોખીન; ફળદ્રુપ અને ઊંચ વિચારશક્તિ ધરાવે છે. દુનિયાની અંદર આગળ વધવાની અભિલાષા રાખે છે અને ઘર, જમીન, વાડી વજીફા મેળવી મોટા વૈભવમાં રહે છે. આ રાશિમાં ગુરુ બીજા ગ્રહોની

## ગુરુ ગ્રહનું દરેક ભુવનનું ફળ

**પહેલા ભુવનમાં**—જો પહેલા ભાવે ગુરુ, મેષ, સિંહ કે ધન રાશિમાં આવે તો ઘણો ઉદાર, ભલો, હીંમતવાન અને ફત્તેહમંદ તથા દોસ્ત અને દુશ્મન બેઉનું ભલું ચાહનારો, જરા ટેકવાળો, સહેજ મગરૂર, કસરતનો શોખીન, ઉમંગી અને વિશ્વાસલાયક પ્રમાણિક-હોય છે. જો વરખ, કન્યા, કે મકર રાશિમાં હોય તો, ભેદી, ખાનગી, અને લોભી, મગરૂર અને છાલકાં મનનો હોય છે. જો મિથુન, તુલા, કુંભ રાશિમાં હોય તો, સાચો, ઉદાર, અને ઘણી સારી ચાલચલણનો હોય છે, તથા પ્રમાણિક અને મદદ કરવાને તૈયાર, પરગજુ, અને ઘણું કરીને નસીબદાર હોય છે. જો કર્ક વૃશ્ચિક કે મીન રાશિમાં હોય છે, તો મોજીલો, શોખીલો, ખાવા પીવાનો શોખીન, રમતગમતનો શોખીન, પૈસાનો ખૂબ ખરચ કરનારો, પણ ઘણોજ નસીબવંત યાને ફત્તેહમંદ હોય છે. ખાસ કરીને ગુરુ જો માનવીને પહેલા ભુવને હોય, તે માણસ, બહાદુર, મોજીલો, ભલો, ઉદાર, અક્કલમંદ, સાવચેત, સાચો, પ્રમાણિક, ધર્મી, અને ભલાંજ કામ કરનારો થાય છે.

**બીજા ભુવનમાં**—પુષ્કળ પૈસા આપે, અને જીંદગીમાં ઘણું સુખ આપે, પૈસાવાળો થાય, આબરૂ ઘણી વધે, અને લોકોમાં વખણાય, માન મળે, પ્રખ્યાત અને ફત્તેહમંદ માણસોની કુંડળીમાં હંમેશાં ગુરુ ઊંચનો બીજે કે દશમે ભુવને હોય છે.

**ત્રીજા ભુવનમાં**—ભાઈ બેનનું સુખ, તથા નાની રેલવેની મજાહ સાથની મુસાફરીઓ કરે.

**ચોથા ભુવનમાં**—બુઢાપામાં ઘણું સુખ મળે, અને ગુરુ ઊંચનો કે સારી દૃષ્ટિનો હોય તો જાણવું કે માબાપનું સુખ સારું રહે.

**પાંચમા ભુવનમાં**—જો માનવીને પાંચમા ભુવને ગુરૂ ઉંચનો હોય, તેનાં ફરઝંદ ઘણાં મોટાં માણસ નીવડે, અને ફરઝંદથી ઘણું સુખ મળે, તેમજ તે માણસને સોરટી, સટ્ટો, સરત, અને વેપારમાં ઘણો લાભ મળે.

**છઠ્ઠા ભુવનમાં**—સાધારણ તબીયત ઘણી સારી રાખે, રોગશત્રુનો નાશ કરે, જો મિથુન, કન્યા, ધન કે મીન રાશિનો હોય તો, પેટમાં દરદ કરે. છાતી નબળી કરે, ફેફસાંનું દરદ કરે છે. નોકરચાકરનું સુખ સારું આપે, ને નોકરો પ્રમાણિક નીવડે.

**સાતમા ભુવનમાં**—કોર્ટના કેસ કજીયામાં ફત્તેહ મળે, જાહેર ફત્તેહ મળે, અને લગ્નનું સંપૂર્ણ સુખ આપે.

**આઠમા ભુવનમાં**—લગ્નથી પૈસા મળે, બૈરીને પૈસા મળે, અને જો ગુરુ ઊંચનો હોય તો કોઇનો ફાળો હિસ્સો પણ મળે.

**નવમા ભુવનમાં**—ઘણોજ ધર્મી, ઘણોજ નીતિમાન અને પહરેજગાર, ઘણોજ આબરૂવાળો, દયાળુ અને ઘણોજ નેક માણસ થાય છે.

**દશમા ભુવનમાં**—દરેક બાબતમાં ફત્તેહ, વેપારમાં ફત્તેહ ને મોટો લાભ, મોટું માન મળે, સરકારી માન મળે, જે માણસને દશમે અથવા બીજે ભુવને ગુરુ હોય તે માણસ નસીબવંત અને દરેક કાર્યમાં ફત્તેહમંદ નીવડે છે.

**અગીયારમા ભુવનમાં**—ભલા અને પ્રમાણિક મિત્રો હોય છે, કે જેઓ મારફતે ઘણી સારી મદદ મળે છે, ને તેથી તે માણસનું ઘણું સારૂં થાય છે.

**બારમા ભુવનમાં**—થોડા ખાનગી દુસ્મનો હોય, જેઓ કદીબી ફાવે નહીં, તેમજ દુ:ખ પુગાડે નહી, એ માણસ પોતાના દોસ્તોને જ પોતાના દુશ્મન ગણવાનો ધખારો રાખે છે.

**નોંધ:**—આ ગુરુનું ફળ જ્યારે દરેક ભુવનમાં ગુરુ એકલો હોય, અને ઊંચ કે નીચનો હોય, તે પ્રમાણે સારૂં નરસું ફળ જાણવું. પણ જ્યારે બીજા ગ્રહોની સાથે હોય ત્યારે તે પ્રમાણે કંજંગશનનાં ફળમાં જોઇને ફળાદેશ વિચારવું.

## મંગળ ગ્રહનું દરેક રાશિનું ફળ

**મંગળ મેષ** રાશિમાં ઉદ્યોગી, ઉલટમંદ અને ઉતાવળીયો સ્વભાવ આપે છે. પોતાના માર્ગમાં ગમે એટલી મુશ્કેલીઓ હોવા છતાં હીંમતથી આગળ વધે છે. મુશ્કેલીમાં સમયસૂચકતા વાપરે છે. મીકેનીકલ કામમાં હોશિયારી અને ચંચળતા બતાવે છે. સખ્ત મહેનત કરી શકે છે અને સ્પોર્ટમાં હરદમ આગળ પડતો ભાગ ભજવે છે. જો આ રાશિમાં મંગળ પાપદૃષ્ટિથી દબાયલો હોય તો અગ્નિવાળા પદાર્થોથી ઇજા પામે; ઓપરેશન થાય; આકરો સ્વભાવ અને શરીર ગરમ રહે. બેહદ સ્વતંત્ર વિચારવાળો અને હુજ્જતી હોય. બુધ અને શનિની શુભદૃષ્ટિ હોય તો કોઈ પણ પ્રોફેશનમાં નામના કાઢે.

**મંગળ વરખ** રાશિમાં શત્રુના ઘરનો કહેવાય છે. હુજ્જતી અને દાદાગીરીથી કામ લેનાર હોય છે; જ્યારે છેડાય તો કોઈનો પણ થાય નહિં; વેરની વસુલાત જરૂર કરે: પૈસા કમાવાની શક્તિ સારી હોય છે,

કુંભ રાશિમાં મંગળ જો સારી દૃષ્ટિમાં હોય તો ચબરાક, હોશિયાર, નવીન વિચારવાળો અને કોઈ પણ અગત્યનું કામ પોતાની હોંશિયારીથી પાર પાડે; મિત્રો મદદ કરે; ટેકનીકલ, ઇલેક્ટ્રીકલ અને સાયન્સમાં હોશિયાર નીવડે છે. પોતાની સોસાયટી અને જાહેર કામકાજને લગતી કંપનીમાં હોદ્દો ભોગવે છે. પણ જો આ રાશિમાં મંગળ પાપગ્રહોની દૃષ્ટિથી દબાયેલો હોય તો ઘણો જ સ્વતંત્ર વિચારનો, ફેંકમફેંક કરનારો અને જરાજરામાં રીસાળ મનોવૃત્તિવાળો હોય છે, આવા દુર્ગુણને લીધે સમાજમાં તે આગળ વધી શકતો નથી; શેરસટ્ટામાં માર ખાય, આંખને નુકશાન કરે. ઘણી વખતે નાનપણમાં મા અથવા બાપનું મરણ નીપજાવે છે.

મંગળ મીન રાશિમાં સારી દૃષ્ટિમાં હોય તો ડીટેકટીવ અથવા જેલ ખાતાનો વડો હોય અથવા હોસ્પીટલનો વડો થાય. છૂપો પ્યાર મહોબ્બત બંધાય. ધંધામાં મોટી નામના નહિ મેળવી શકે; છતાં ધંધામાં ફત્તેહમંદ થાય; પોતાની હોશિયારી અને કારસાજીથી સારી આવક મેળવી શકે. પણ જો મંગળ મીન રાશિમાં પાપદૃષ્ટિથી દબાયેલો હોય તો ગરમ પાણી અથવા પ્રવાહી પદાર્થોથી ઇજા થાય. છૂપી મહોબ્બતના પરિણામથી નામોશી મેળવે; છૂપા દુશ્મનો હેરાન કરે અને કાવાદાવા કરી જેલમાં પણ મોકલાવે. કેફી પીણું પીવાનો શોખ વિશેષ હોય અને જુઠું બોલવાથી બહું મુશ્કેલી પેદા થાય છે.

## મંગળ ગ્રહનું દરેક ભુવનમાં જુદું ફળ

**પહેલા ભુવનમાં**—જે માણસને પહેલા ભુવનમાં મંગળ કોઈપણ રાશિમાં પડયો હોય, તો તે માણસ ઘણો હીંમતવાન, મક્કમ વિચારનો, ખમતર, કોઈની પણ દરકાર વગરનો, યાને બેતમા, હદબહારની હીંમતવાળો, જરા છાકટ અને સ્વૈચ્છિક, ખુનામરકી જોવાને તથા તેમાં હાથ અજમાવવાને તૈયાર, લશ્કરી સિપાહી મરદની હીંમત જેવો બહાદુર, કસરતમાં એક્કો, માથાપર કે મોંઢાપર કંઈ ઘા અથવા નિશાન કે તલ હોય, લોભી, બેદરકાર અને તોફાની તથા છેડતી કરનારો હોય છે.

**બીજા ભુવનમાં**—પુષ્કળ ખરચાળુ, પૈસા ઉડાવી દેનારો, પણ મક્કમપણે પૈસા મેળવવાનોજ દૃઢ વિચાર રાખનારો, તથા પુષ્કળ ઉદાર અને મોટા દિલથી પૈસા લોકોને આપનારો, અને પૈસાની દરકાર વગરનો હોય છે.

**ત્રીજા ભુવનમાં**—ઘણો તોફાની, કડક સ્વભાવનો, ભાઈ બેન સાથે અણબનાવ રાખનારો, નાની રેલવે મુસાફરીથી નુકસાન મેળવનારો, હઠીલો અને સહેજમાં ઉશ્કેરાઈ જનારો હોય છે.

**ચોથા ભુવનમાં**—માબાપનું સુખ નહીં, મા કે બાપ મરે, ખાસ કરીને બાપ સાથે કજીયો થાય, અને પાછલી જીંદગીમાં બીલકુલ સુખ મળે નહીં ને બુઢાપામાં હાડમારી પડે.

**પાંચમા ભુવનમાં**—તોફાની, નાતાબેદાર ફરઝંદ, કેટલાંક ફરઝંદ મરી જાય. શેર, સટ્ટો, સોરટી, સરત, જુગારનો શોખીન. જો મંગળ ઉંચનો અને સારો હોય તો લાભ આપે, નહીં તો પૈસા ખુવે. સ્ત્રીની જન્મોત્રીમાં પાંચમા ભુવને મંગળ હોય તો ઘણો ખરાબ, તે સ્ત્રી જુવાન વયમાંજ આફતમાં આવી પડે છે.

**છઠ્ઠા ભુવનમાં**—જો વરખ, સિંહ, વૃશ્ચિક કે કુંભ રાશિમાં મંગળ છઠ્ઠા ભુવનમાં પડેલો હોય તો ગળાનાં દરદ, રેતી, પથરી, છાતીનાં દરદ, હાર્ટડીઝીઝ, છાતીમાં પરૂ વગેરે દરદો કરે છે. જો મિથુન, કન્યા, ધન, મીન એ રાશિનો હોય તો જરૂર ખહીનો મરજ લાગુ પડે છે, છાતી તથા ફેફસાનાં દરદ થાય છે. જો મેષ, કર્ક, તુલા, મકર રાશિનો હોય તો દાઝવાથી ઈજા પામે, ગુરદાનાં દરદ થાય, મીઠી પીસાબનાં દરદ થાય, રૂમેટીક તાવ આવે, મસા થાય, એવાં દરદો આપે છે. નોકર ચાકરનું સુખ નહીં, નોકરો ચોટ્ટા ને ચોર મળે, જેઓ પૈસા ખાઈ જાય, ને નુકસાન પુગાડે છે.

**સાતમા ભુવનમાં**—પરણેલી જીંદગીમાં ખટપટ હોય, ધણી-ધણિયાણીને ચાલુ ખટપટ અને બોલાચાલી થયા કરે, મનપસંદ જોડું હોય નહીં. જાહેરમાં ઘણા દુશ્મનો હોય, જેઓથી ઘણું નુકસાન પુગે. બે સ્ત્રીનો જોગ થાય, સ્ત્રીને દાસ્તાનનો મરજ થાય છે.

**આઠમા ભુવનમાં** ધણી અથવા સ્ત્રી પુષ્કળ ખરચાળુ નીવડે. કોઈ વખત અકસ્માતથી મોત થાય છે.

**નવમા ભુવનમાં**—ભેજાફાટેલ, હુજ્જતી, અદેખો, અને જુઠો હોય, અધર્મી અને લુચ્ચો હોય, જો મંગળ કર્ક કે મિન રાશિનો હોય તો દરિયાની મુસાફરી અને લાંબી મુસાફરીમાં જરૂર નુકસાન કે અડચણ કરે અથવા અકસ્માત કરે.

**દશમા ભુવનમાં**—હીંમતવાન અને હુજ્જતી, મત ઉચ્ચારવામાં ઉતાવળો, ઘણો હવસી અને પોતે લાયક હોય કે નહીં હોય તોપણ લોક-

નિંદામાં આવી પડે, બધા સાથે કજીઓ કંકાસ થયા કરે. માબાપ સાથે ખટપટ થાય.

**અગીયારમા ભુવનમાં**—લુચ્ચા અને દગાબાજ મિત્રોના હાથમાં દબાયલો રહે, તથા તેઓ તેને દબાવીને પૈસા ખાય, તથા તેનું નુકસાન કરે. લુચ્ચા, દગાબાજ, રંડીબાજ મિત્રો હોયે.

**બારમા ભુવનમાં**—બંદીખાને જવાનો ભય રહે. છુપા દુશ્મનો ઘણા હોય, તથા તે દુશ્મનોનાં કાવતરાંમાં ફસી પડે, ને હેરાન થાય. બારમે મંગળ ઘણોજ ખરાબ જાણવો.

**નોંધઃ**—મંગળ જ્યારે એકલો હોય ત્યારે એવી રીતે દરેક ભુવનનું ફળ આપે એમ જાણવું.

## બુધ ગ્રહનું દરેક રાશિનું ફળ

બુધ **મેષ** રાશિમાં હોય તો બુદ્ધિ બહુજ ચંચળ બનાવે અને મનોવૃત્તિ સ્વાર્થી અને લુચ્ચી રહે છે, જેથી ચીલઝડપ કરી મુશ્કેલીમાંથી સહેલાઈથી પસાર થઈ શકે છે. ઉદ્યોગ ઉમંગથી કામ પાર પાડવાની શક્તિ કમી હોય છે; ચળવળિયો પણ કામકાજમાં વ્યવસ્થા વગરનો હોય છે. ઘણી વખતે નરવસ બને અને નાનપણમાં ટાઇફૉઇડની બીમારી ભોગવે.

**વરખ** રાશિનો બુધ દમામદાર દેખાવ અને ખુશાલ મન આપે છે. વિચારશીલ હોવાથી કોઈ પણ બાબતનો તોડ સારો સૂજ પાડે. ઘણી વખતે જક્કી બને છે અને પસંદ કે નાપસંદ બાબતોની છાપો મન પર મજબુત હોય છે. કાંઈક આર્ટીસ્ટીક હુન્નર ઉદ્યોગથી પૈસાનો ફાયદો મેળવે; દોસ્ત આસ્નાવો તેને ચાહે છે અને પાંચ પૈસે સુખી ઠેકાણે વિવાહ થાય છે.

**મિથુન**નો બુધ સ્વગૃહી હોવાથી મગજશક્તિ અને બુદ્ધિબળને વધારનારો છે. ફત્તેહમંદ ધંધાદારી કાયદાશાસ્ત્રી થાય છે. મિત્રો જરૂર મદદ કરે, ખુશમીજાજી અને ઉદાર મનોવૃત્તિનો હોય છે. ચતુર અને અઘરાં કામ સારી રીતે પાર પાડી શકે. મુસાફરી અને ફેરબદલીનો શોખીન હોય છે.

**કર્ક**ના બુધવાળા માનવી પોતાની આસપાસના વાતાવરણમાં ઝડપથી ભેળાઈ જાય અને સીફતથી પોતાના મતો ફેરવી નાખે. સમાજનો વ્હાલો થાય. મુસાફરીનો શોખીન. જો કર્ક રાશિના બુધ ઉપર મંગળની પાપ-દૃષ્ટિ હોય તો મુસાફરીમાં જોખમ રહે. પોતાની હોશિયારીથી આગળ વધે. કર્કનો બુધ સમજદારી વાપરી કામ લેનારો, ફળદ્રુપ ભેજાંવાળો બનાવે છે અને પોતાની બાબતો પૂરતી રીતે સમજનારો હોય છે. પોતાની હોશિયારીથી

મુશ્કેલીમાંથી સહેલાઈથી પોતાનો માર્ગ લઈ શકે છે. કોઈક વખતે છૂપાં લગ્નના ગાંઠથી જોડાય છે.

સિંહના બુધવાળો પોતા ઉપર પૂરતો વિશ્વાસ રાખે છે. આકરો વીફરો હોય છે. ગમે તેવી દવાદારૂ લેવાથી હાર્ટ પર ખરાબ અસર કરે છે. મિત્રો મદદગાર હોય છે. નાટક–શીનેમાનો મેનેજર અથવા મોટો આર્ટીસ્ટ બને છે.

કન્યા રાશિનો બુધ ઊંચનો હોવાથી તે બહુજ ઉત્તમ ફળ આપે છે. ખુદાઈ રાહે ચાલનારો, અને દરેક ચીજના ગુણદોષમાં બારીકીથી ઉતરનાર, ગણિતશાસ્ત્રી અથવા મોટો વિદ્વાન થાય છે. અને જે જે અઘરાં કામોમાં હોશિયારી અને હુન્નરમંદીની જરૂર હોય તેવાં કામો આસાનીથી પાર ઉતારે. માનચાંદ પામે, પણ ખાસ દૌલતમંદ બનાવે નહિ.

તુલાનો બુધ ચતુર અને વિદ્વાન બનાવે છે. સમાજના કાયદામાં તેમજ રાજદ્વારી બાબતમાં સારી પ્રવીણતા મેળવી ઝડપથી આગળ વધે છે. આ રાશિમાં જો બુધ બીજા પાપગ્રહોની દૃષ્ટિમાં હોય તો બુધ જે ઘરમાં બેઠો હોય તે ઘરની બાબતમાં નિરાશાજનક ફળ આપે.

વૃશ્ચિક રાશિનો બુધ માનવીને પોતાનો સ્વાર્થ પૂરતી રીતે સંભાળવાની પ્રેરણા આપે છે. વહેમીલો, કોઈ પર વિશ્વાસ મૂકે નહિ અને તકરારી હોય છે. જીંદગીમાં ઘણી નાશીપાસી મળે છે. લુચ્ચાઈ, ઢોંગાઈ અને કાવત્રાંથી મુશ્કેલીઓને પુગી વળે છે. છેતરપીંડી થાય અને માલમિલકત લુંટાઈ જાય.

બુધ ધન રાશિમાં હોય તો તે માનવીને ઘણોજ ચળવળિયો ખટપટિયો અને હોશિયાર બનાવે છે. મનની વલણ ઝડપથી ફેરબદલ કરનાર પણ જીંદગીમાં સારો વિકાસ કરી શકે છે. સખ્ત મહેનત અને મુસ્કેલીથી પૈસો પેદા કરે. પરદેશ સાથે વેપાર કરે. પરદેશી માલની આયાત કરી તેમાંથી લાભ ઉઠાવનારો થાય છે.

બુધ જો મકર રાશિમાં હોય તો તે માનવી ઘણી પ્રબળતા પામતો નથી અને બુધ જે ઘરમાં હોય તે ઘરની બાબતોમાં મુશ્કેલી અને અપજશ ઊભો થાય. ખુદાઈ જ્ઞાન તેમજ સૂક્ષ્મ બાબતોમાં પ્રવીણતા મેળવે છે પણ તેથી પૈસા ટકાની બાબતોનો કાંઈ સુધારો થતો નથી. કરકસરિયો, સંભાળપૂર્વક કામ કરનારો, હમેશાં મન કોઈ પણ બાબતમાં રોકાયલું રહે,

મહેનતુ અને વિદ્યાભ્યાસમાં ચંચળ હોય છે. સ્ત્રીઓ તરફ પ્રેમ ઓછો હોય છે અથવા તેઓ સાથે અણુબનાવ રહે.

બુધ કુંભ રાશિમાં હોય તો તે માનવી સોસાયટી અને મિત્રમંડળમાં મોજશોખ મેળવનાર થાય છે. બચ્ચાં છોકરાં અને માતા માટે સારૂં. દુન્યવી બાબત સમજવામાં હોશિયાર, નવીન વિચારો ધરાવનાર હોય છે તેમજ જ્યોતિષ.અને પામિસ્ટ્રીની વિદ્યાનો શોખીન હોય; પૈસાવાળી વૈરી અથવા ધણી મળે પણ પરિણીત જીંદગીમાં ખટપટ પંચાતી રહ્યા કરે.

મીન રાશીનો બુધ નીચનો થાય છે જેથી આ માનવીને અહીંનું ત્યાં કરવાની ટેવ પડી હોય છે. ખોટી ખરી વાતો કરી પોતાના હક્કમાં નુકશાન કરે છે; પોતાની ધણીયાણીને દગો દેય અથવા તેણી તેને બેવીશ્વાસુ નીવડે. મોજશોખ, એશઆરામ તેમજ પાણીની મુસાફરીનો શોખીન હોય છે. કોઈ પણ બનાવનો મગજ પર ઘણી જ ઉંડી છાપ બેસી જાય અને સમય જોઈને વર્તાવશક્તિ વાપરે છે.

## બુધ ગ્રહનું દરેક ભુવનમાં જુદું ફળ

પહેલા ભુવનમાં—જો પહેલા ભુવનમાં બુધ હોય તો તે માણસ ઘણો ચતુર હોય છે. જો મેષ, સિંહ, કે ધન રાશિનો હોય તો, ચતુર, આકરા સ્વભાવનો, ગુસ્સાવાળો, નાટકનો શોખીન, તથા બુદ્ધિશાળી હોય છે. ખાસ કરીને મેષ અને સિંહમાં એવા ગુણ ઘણા હોય છે, કારણકે એ રાશિઓમાં તે ચપળ, ઉતાવળો, અને હદબાહેર બહાદુર હોય છે, તેમજ સહેજ તોછડો પણ હોય છે. જો વરખ કે મકર રાશિમાં હોય છે તો આળસુ, ખાઉધરો, લોભી, અદેખો, લુચ્ચો, ભેળ-ફટિલ, તથા પોતાનું જ સુખ જોનારો હોય છે. જો મિથુન, કન્યા, તુલા, કુંભ, એ રાશિમાં હોય છે, તો ઘણોજ બુદ્ધિશાળી, પ્રોફેસર, વિદ્વાન, ચાલાક, ઉંડી સમજ ધરાવનારો, બાપણકર્તા, અને સાયન્સનો શોખીન, તથા જેવી વિદ્યા શીખવા ચાહે તે જલદી શીખે તેવો હોય છે. જો વૃશ્ચિક રાશિમાં બુધ હોય તો, મોટા હકીમ થાય, દવાદારૂનું કામ જાણે, ડાક્તરી વિદ્યામાં નામ કાઢે, અખબારના અજમાયશોને ઘણો શોખીન, પણ ભીરૂ ને લુચ્ચો હોય છે. એવા માણસથી ચેતીને ચાલવું જોઇએ. જો કર્ક કે મિન રાશિનો હોય તો જાણવું કે બેવકુફ, છાલકાં મનનો, અક્કલ વગરનો, વિદ્યા વગરનો, જ્ઞાનનો બેળાડો, ચુપચુ વિચારનો, પોતાને વાત્તે પોતે ઘણો મોટો વિચાર ધરાવનારો, એવા માણસપર બીલકુલ વિશ્વાસ રાખવો નહીં.

**બીજા ભુવનમાં**—આ ભુવનમાં બુધ ઉપયોગી નથી, પણ એ સારા ગ્રહોની દૃષ્ટિ અને સમાગમમાં બેઠો હોય તો પૈસાનો સહેજ લાભ આપે છે.

**ત્રીજા ભુવનમાં**—વિદ્યા શીખવે, હુન્નર આવડે, તથા કલમબાજ હોય, દરેક રીતનાં લખાણ સારાં કરી શકે, કલાર્કનો ધંધો કરે, ઘડીઘડી મુસાફરી કરે, મનનો ઢચુપચુ, એક ચીજ પૂરી કરે નહીં તેટલામાં બીજી ચીજ પકડે એવા ઊતાવળા ખવાસનો હોય છે.

**ચોથા ભુવનમાં**—બુધ ચોથા ભુવનમાં કાંઇ ખાસ ફળ આપતો નથી, કોઇ વખતે વિદ્યા શીખવે છે.

**પાંચમા ભુવનમાં**—મિથુન, સીંહ કે કન્યારાશિમાં ફરઝંદ આપતો નથી, ને આપે તો એક આપે છે, અથવા તો ફરઝંદનો નાશ કરે છે. જો કર્ક, મિન, કે વૃશ્ચિક રાશિમાં હોય તો લંગડાં, લુલાં, અને એબીયલ બચ્ચાં આવે. પાંચમે બુધ હોય તો તે માણસ શેર, સટ્ટો, જુગાર, સરત વગેરે કરવાનો ઘણો શોખીન હોય છે.

**છઠા ભુવનમાં**—લુચ્ચા અને દગાબાજ તથા બોલીદરાજ નોકરો હોય છે. જો બુધ પહેલા ઘરનો માલેક હોય, અને ત્યાં નહીં બેસતાં, જન્મ કુંડળીમાં છઠ્ઠા ભાવે ધન કે મિન રાશિનો થઈને બેસે તો જરૂર ખહીનો રોગ આપે, ને ખહી થાય, અને છાતી, ફેફસાંનાં દરદ આપે, ને જીંદગીભર તબીયત માંદી રાખે.

**સાતમા ભુવનમાં**—ઘણા જાહેર દુશ્મનો હોય છે. સ્ત્રી બોલીદરાઝ હોય છે, જેથી સંસાર ખટપટીઓ જાય છે.

**આઠમા ભુવનમાં**—બુધ કાંઈપણ વાસ્તવિક ફળ આપતો નથી.

**નવમા ભુવનમાં**—મુસાફરીનો શોખીન બનાવે છે, વિદ્વાન બનાવે છે, અજાયબ વિદ્યા અને ચીજોનો શોખીન હોય છે, ચાલાક, ચપળ અને હાજરજવાબી તથા હસમુખો હોય છે.

**દશમા ભુવનમાં**—વેપારમાં ઘણો લાભ આપે, અથવા તો રાજદારી બાબતમાં વકીલ બારીસ્ટર થાય, અથવા તો ભાષણકર્તા થાય, વિદ્વાન પ્રોફેસર થાય, શોધક બુદ્ધિ હોય, વિદ્યાથી ધન મેળવે, અને ઘણો ભાગ્યશાળી થાય.

**અગિયારમા ભુવનમાં**—મોટા વિદ્વાન મિત્રો હોય, અને જો બુધ ઊંચનો હોય તો તે મિત્રો જરૂર મદદ કરનારા અને સારા નીવડે.

**બારમા ભુવનમાં**—છુપા દુશ્મનો ઘણા હોય, રાજદ્રોહી ભાષણો કરનારો, તથા ડંફાસ હાંકનારો હોય, છુપા દુશ્મનોથી હેરાન થાય, ખરાબ ચાલનો નીવડે. એવું બુધનું ફળ જાણવું.

## શુક્ર ગ્રહનું દરેક રાશિમાં જુદું ફળ

**મેષ** રાશિમાં શુક્ર હોય તો તે શત્રુની રાશિનો કહેવાય છે નાની ઉમ્મરમાં ઉતાવળે મહોબત કરી લગ્ન કરવાથી જલદીથી પસ્તાવું પડે છે. સંસારમાં ખટપટ રહે અને બીજી વારનાં લગ્ન થવાનો સંભવ છે. પોતા તરફથી પ્રમાણિકપણે ચાહ બતાવશે, પણ તેમાં જશ મળવો મુશ્કેલ છે. કોઈપણ જાતની મદદની માગણી થાય તો તુરતજ હૈયું પીગળી જાય અને વગર વિચારી મદદ કરી નાંખે. ખર્ચમાં બેદરકાર રહે.

**શુક્ર વરખ** રાશિમાં સ્વગૃહી અને બળવાન થાય છે, જે પૈસો ટકો અને વૈભવ આપે છે. જાતમહેનતે ધંધામાં અથવા આર્ટીસ્ટીક પ્રોફેશનમાં લાભ થાય છે. ભાગીદારીથી લાભ થાય તેમજ વારસો હીસ્સો મળે; કોઈક વખતે લગ્ન મોડાં થાય છે, પણ એકંદરે લગ્નનું સુખ સારૂં હોય છે, પણ જો શનિની નેષ્ટ દૃષ્ટિ વરખ રાશિમાં રહેલા શુક્ર ઉપર હોય તો મહોબતમાં અનેક નિષ્ફળતા મળે છે. એકંદરે સ્વભાવ સારો અને મળતાવડો હોય છે. વરખ રાશિનો શુક્ર માનવીને સમાજમાં માનીતો બનાવે છે કેમકે સમાજમાં તેનું વર્તન ઘણું ચોક્કસ અને સહનશીલતાવાળું હોય છે.

**મીથુન** રાશીમાં જો શુક્ર હોય તો સુંદર, સર્વેને મનપસંદ મધુર વાણી બોલવાની આપે છે ઘણી વખતે કવિત્વશક્તિ આપે છે. વિદ્યાભ્યાસ ઘણો સરસ રહે અને સર્વે બાબતમાં આર્ટીસ્ટીક ટેસ્ટ રહે છે. અનેક ધંધામાંથી આવક ઊભી કરે છે. લખવાવાંચવાનો શોખ વિશેષ રહે; ભાઈબ્હેનો અને નજદીકનાં સગાંઓનો ચાહ સારો રહે; ઘણી વખતે એકથી બીજીવાર લગ્ન થવાનો સંભવ રહે છે. લાંબી મુસાફરી કરવાથી વિશેષ ફાયદો થાય.

**શુક્ર કર્ક** રાશિમાં હોય તો ઘણી જ ફળદ્રુપ વિચારશક્તિ આપે છે; ઉપલી દુનિયા સાથે વાતચીત કરવાનો શોખ રહે અને સીયાંસ તેમજ બીજી એવી બાબતોમાં રસ લે. પણ જો શુક્ર પાપ દૃષ્ટિથી દબાયેલો હોય તો આવી બાબતોમાં ખાસ ચેતીને ચાલવું જરૂરી. મહોબત બંધાય છે અને ઘણી વખતે વિધવા અથવા રંડાયલા સાથે લગ્ન કરાવે. મા-બાપ તરફથી

અથવા પૈસા સંબંધી મુશ્કેલીને લીધે લગ્નની બાબતમાં હરકત પણ ઊભી થાય. જો શુક્ર ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો આ બાબતની સર્વે મુશ્કેલીઓ ટળી જાય.

શુક્ર સિંહ રાશિમાં હોય તો નરમ અને હેતવંતુ હૃદય હોય છે. મહોબતમાં પ્રમાણિકતા અને અંતરમાં દયા અને રહેમ પુષ્કળ રહે. ખુદાબી એક અને ધણીબી એક એવો વિચાર બંધાય. સમાજમાં મોજશોખ અને મિત્રમંડળમાં માનચાંદ મેળવે છે; સંગીત, કલા, કવિતા, નાટક, સીનેમા વીગેરે તરફ મન ખેંચાયલું રહે. સામી જાતિનો પ્રેમ જીતી શકે અને સંસાર સુખી રહે.

શુક્ર કન્યા રાશિમાં હોય તો બળહીન બને છે; મહોબતમાં નીષ્ફળતા મલે; પોતાનાં દરજ્જાથી ઊતરતી સ્થિતિવાળા સાથે પરણે; દયાળુ અને નરમ જીગર રહે છે જેથી દુઃખીઓની બરદાસ્ત અને માવજત કરે. જેથી કન્યાનો શુક્ર નર્સના ધંધામાં ફાયદો કરે. પરિણીત જીવનમાં હોવા છતાં બીજી જુદી છૂપી મહોબત બાંધે. કન્યાનો શુક્ર કેમીસ્ટ બને અથવા ખોરાકી બનાવવાના ધંધામાં કુશળ હોય છે. હાથ તળેના માણસો તરફ સારો પ્રેમ રહે.

તુલા રાશિનો શુક્ર સ્વગૃહી અને બળવાન બને છે. બહોળું મિત્રમંડળ આપે. સમાજમાં માન આબરૂ આપે. પરિણીત જીવનમાં ફત્તેહ આપે અને બચ્ચાંનું સુખ સારૂં રહે. ખુદાઇ પ્યાર વિશેષ રાખે; અને લગ્નથી પૈસા મળે. સંગીત અને કલાથી પૈસાનો લાભ મળે. સીનેમા—નાટકમાં સ્ટેજની એક્ટીંગથી માન મેળવે.

શુક્ર વૃશ્ચિક રાશિમાં હોય તો સારૂં ફળ આપતો નથી. સામી જાતિ તરફ અણઘટતું ખેંચાણ હોવાથી મુશ્કેલી, ખટપટ અને કજીયો ઊભો કરે છે, જેથી પરિણીત જીવન દુઃખી બને છે; સમાજમાં માન આબરૂ પર હુમલા થાય અને ઘણું કરી બે લગ્નનો જોગ રહે છે અને બીજાં લગ્નથી પણ ખાસ સુખ મળતું નથી. નીતિરીતિ માટે લોક હલકું બોલે. માટે સમાજમાં ઘણું ચોક્કસાઇથી વર્તવું. લગ્નની બાબતમાં અદેખાઇથી ઝગડા ઊભા થાય. જેથી આબરૂ ઇજ્જતને નુકશાન થાય.

શુક્ર ધન રાશિમાં હોય તો આર્ટીસ્ટીક હોય છે અને તેઓને સમાજમાં માન આબરૂ અને પૈસા અપાવે છે. એકથી વધુ રીતે પૈસા મળે છે. સત્તામાં પૈસા કમાય છે; વારસો હીસ્સો સારો મળે; લગ્ન કોઇ વખતે

મોડાં થાય અને રંડાયેલા સાથે અથવા પોતાંથી મોટી ઉંમરની સ્ત્રી સાથે લગ્ન થાય.

શુક્ર **મકર** રાશિમાં હોય તો પૈસા ખાતર અથવા સમાજમાં ઊંચે સ્થાન શોધવા ખાતર સગવડના લગ્ન કરવાની પ્રેરણા થાય, જેથી તે ઘણાખરાં સુખી નીવડતાં નથી. એઉની વચ્ચે ઉમ્મરનો પણ મોટો તફાવત રહે છે. મિત્રોની મહેરબાનીથી ઊંચી પોઝીશન પર ચઢે, પણ તે ઘણો વખત ટકી રહે નહિ, જેથી મોટી નિરાશા ઉત્પન્ન થાય; જો શુક્ર આ રાશિમાં થાય દૃષ્ટિથી દબાયલો હોય તો મોટો દગોફટકો થાય અને પૈસા ગુમાવે.

શુક્ર **કુંભ** રાશિમાં હોય તો લગ્નની બાબતમાં સમાજના કાયદાનું બંધન તોડી કામ કરે; પોતાના આત્માને અનુસરતીજ સ્ત્રી અથવા ભરથાર શોધવા મથે છે; મિત્રોને ખરા જીગરથી ચાહે છે અને કદી પણ તેઓ સાથે વિશ્વાસઘાત કરતા નથી. તેથી મિત્રોની મદદથી તેઓ આબાદ અને સુખી થાય છે, મોટી ઉમ્મરે લગ્ન થાય છે પણ તે ઘણુંખરૂં સુખી નીવડે છે અને સંસારમાં પોતાના મનની મુરાદ પાર પડે છે.

શુક્ર **મીન** રાશિમાં ઊંચનો થાય છે. દુ:ખીઓનાં દુઃખ જોઈ જીગર જળે છે; હોસ્પીટાલોમાં કામ કરતી "દયાની દેવીઓને" મીનનો શુક્ર મોટી પદવી આપે છે; સમાજમાં સોશ્યલ કાર્ય કરતી સ્ત્રીઓને મીનનો શુક્ર નામના આપે છે; મ્યુઝીક આર્ટનો શોખ વિશેષ આપે છે. જો શુક્ર આ રાશિમાં પાપદૃષ્ટિથી દબાયલો હોય તો દગાફટકાથી પૈસાની હાનિ થાય; બે લગ્નનો યોગ થાય; સારી સ્થિતિવાળો પણ મોટી ઉમ્મરનો ધણી મળે.

## શુક્ર ગ્રહનું દરેક ભુવનમાં જુદું ફળ

**પહેલા ભુવનમાં**—જો પહેલા ભુવનમાં શુક્ર હોય તો સ્ત્રીઓ તે માનવીને ઘણો ચાહે, તથા સ્ત્રીજાતિ સાથે સારૂં લહેણું હોય અને તેથી લાભ પણ થાય. મોજમજાહનો શોખીન હોય છે. હસમુખો, ઉદાર, સારા ખવાસનો, અને ગાયનકળામાં હોશિયાર હોય છે જો શુક્ર મંગળના કંજંગશનમાં હોય છે, અથવા સારી દૃષ્ટિમાં હોય છે, તો આર્ટીસ્ટ અથવા પેન્ટર અથવા ચિત્રકળામાં હોશિયાર થાય છે. એ માણસનું આયુષ્ય ઘણું લાંબું રહેતું નથી, તથા શરીરનો બાંધો પણ કાવળો અને સ્ત્રી જેવો હોય છે, સરોદ ઘણો મધુર હોય છે, સ્ટેજ ઉપર તેઓ માન મેળવી શકે છે,

તથા જાહેર મેળાવડા અને રમતગમત જ્યાં થતાં હોય, ત્યાં તે માણસ ઘણો વખણાય છે.

**બીજા ભુવનમાં**—ધંધાવેપારમાં અને જીંદગીમાં ફાયદો આપે, પૈસા આપે, સારાં કપડાં તથા ઘરેણાં પહેરવાને મળે, અને કપડાં તથા ઘરેણાં પાછળ પુષ્કળ પૈસા ખરચે, ઉડાઉ અને મોજમજાહ પાછળ પૈસા ખરચે. જો શુક્ર ઊંચનો હોય તો એ સર્વે ખરચ પૂરતું મળ્યા કરે, પણ પણ જો નીચનો કે પાપગ્રહથી ઘેરાયલો હોય તો કદી પણ પૈસાવાળો થાય નહીં.

**ત્રીજા ભુવનમાં**—હસમુખો, ઢોંગીલો, તથા હાસ્યરસભરેલાં લખાણો કરનારો, ભાઈ બેનનાં સુખવાળો, તથા ભાઈ બેન અને લાગતાંવળગતાંઓથી મદદ મેળનનારો, તથા નાની રેલવે મુસાફરી ફત્તેહમંદીથી કરનારો યાને ફાયદો મેળવનારો થાય છે.

**ચોથા ભુવનમાં**—પાછલી જીંદગી ઘણી ફત્તેહમંદ અને સુખી નીવડવાનો સંભવ રહે છે. બાપ તરફથી સારો લાભ મળે છે, અને બુઢાપાના વખતમાં શાંત અને સુખવાસી જીંદગી ગુજારે.

**પાંચમા ભુવનમાં**—જુગાર, શેર, સટ્ટો, સરત, પાનાંની રમત અને મોજમજાહ કરનારો હોય છે. મુખ્ય ભાગે ફરઝંદમાં છોકરીઓ ઘણી અવતરે, ફરઝંદો તબેદાર હોય, અને પાછળ સુખ દેખાડે, જો શુક્ર ઊંચનો હોય તોજ, શેર, સટ્ટો, અને સરતમાં જીતાડે, અને લાભ આપે.

**છઠ્ઠા ભુવનમાં**—તબીયત સારી રાખે, પણ શુક્ર છઠ્ઠા ભુવનમાં કાંઇ વધારે ફળ આપતો નથી. સિવાય કે, તે માણસના નોકરો તાબેદાર અને સારા નીવડે.

**સાતમા ભુવનમાં**—નાનાપણમાં લગ્ન થાય, તથા પરણેલી જીંદગી સુખી નીવડે, અને સંસાર ઘણોજ આનંદમાં ગુજારે, વળી જાહેર દુશ્મનો મારફતે લાભ થાય.

**આઠમા ભુવનમાં**—લગ્ન કરવાથી પૈસા મળે, અથવા સ્ત્રીને ફાળો મળે, અથવા તો કોઇ મરતો માણસ દોલત આપી જાય.

**નવમા ભુવનમાં**—મોટી મુસાફરી કરે, ધર્મ ઉપર પૂરી આસ્થા રાખે, અને જો દશમા ઘરના કશ (Cusp) થી શુક્ર ઘણો દૂર હોય, તો મોટાં ખાનદાનમાં તેનો વિવાહ થાય, અને પૈસો મળે, અથવા પોતાના કરતાં ઘણો ઊંચ કળાનો મરદ કે સ્ત્રી મળે.

સદામા ઝપલાવે, મુસાફરીનો શોખીન, જાનવરો પાજે, ધર્મ, કાયદો તેમજ ફિલસુફિ સારી શીખે હમેશા આનંદી અને ઊમંગી હોય છે પણ જો પાપ દષ્ટિથી દબાયલો હોય તો હદ બહારનો મોજીલો હોય અને તબિયત બગાડે

મકર રાશિનો ચંદ્ર શત્રુના ઘરનો ચંદ્ર ગણાય છે પણ જો શુભ દષ્ટિમા હોય તો મિત્રમંડળ ખાસ મદદ કરે અને જેથી લાભ થાય. સ્વભાવે ઉદાસી રહે મકર રાશિ શનિની રાશિ હોવાથી તેમા જો ચંદ્ર બેસે તો માનવીને શકાશીલ અને વહેમીલો પણ બનાવે, બીજા ગ્રહોની પાપદષ્ટિમા દબાયેલો હોય તો પીડ પાછળ નિંદા નાનેથી થાર પાચન ઇંદ્રિયોને બીગાડે છે ખોટી ધાસ્તી અને ફીકર કર્યા કરે અને જેથી કરકસર કરવા જતા વિશેષ કંજુસ બની સઘળુ એકઠુ કરે પોતે કષ્ટ ભોગવે અને બીજાઓ તરફ પણ સખ્ત રીતે વર્તે

ચંદ્ર કુંભ રાશિમા હોય તો વિચાર અને કલ્પનાશક્તિ અદ્ભુત જોરમંદ હોય છે અક્કલ અને બુદ્ધિ કરતા પોતાના અંતર અવાજથી વિશેષ દોરવાય. દયાળુ, માયાળુ અને સમાજમા સારી રીતે વખણાઈ જાય મિત્રમંડળ મદદ કરે જો પાપદષ્ટિમા ચંદ્ર દબાયેલો હોય તો ચક્રમ સ્વભાવ આપે

**મીનનો** ચંદ્ર નબળો અને પોચો સ્વભાવ આપે મનમા શેખ ચલ્લી જેવા તરંગો બાંધે, જેથી દિલગીરી અને નિરાશા ભોગવે મીડિયમ શીપ બનવા ખેંચાય, અને નેપચુનની જો પાપદષ્ટિ હોય તો આ બાબતમા ખોટે રસ્તે દોરવાય. શુક્ર અથવા બુધની શુભ દષ્ટિ હોય તો સંગીતનો ભારે શોખીન થાય અને નામના મેળવે ચંદ્ર આ રાશિમા પાપદષ્ટિથી દબાયલો હોય તો મહેનતમા ફસી જાય અને દુખી થાય.

ચંદ્ર બારમે હોય તો મા-બાપ દારૂડિયા હોય અને બચ્ચાના ભવીષ્યનું નખોદ વાળે અને બચ્ચાને સખાવતી ખાતા પર નીભી ઉધરવુ પડે

## ચંદ્રનું દરેક ભુવનમાં જુદું ફળ

/ પહેલા ભુવનમાં—જો ચંદ્ર પહેલા ભુવનમા હોય તો તે માણસનું મન ભમતું રાખે, એક જગ્યાએ બેસે નહિ, સ્ત્રીઓ તરફથી માન મેળવે ને સ્ત્રીઓથીજ ફાયદો થાય સારો ખવાસ રાખે, સભામા વખણાય, મંડળીઓમા ભેળાય. પોતાનું સુખ જોવાને તત્પર મહેનત કરે નહિ, બીજાના ખુલા વિચારનો, તથા બધાનું ભલું કરવાના મોટા મોગ વિચાર ધરાવનારો, ખાસ કરીને આવો માણસ હલકા માણસો, યાને કામદાર

મજુર વર્ગના માણસોમાં ઘણો માનીતો થાય છે. ચાલાક, ઉતાવળીયો, માયાળુ, પણ લોભી અને સહેજ ઉદાર પણ રહે છે. મેષ રાશિમાં લોભી અને મન ફેરવી નાંખનારો હોય છે. વૃશ્ચિક કે મકર રાશિમાં કુજાતી, આળસુ, વ્યભિચારી, બેઆબરૂ, બેશરમ, હલકા લોકોમાં વસનારો, નીચ હોય છે. જો મિથુન, કન્યા, તુલા, કે કુંભ રાશિનો હોય છે તો વિદ્યાનો શોખીન, નજુમીનો શોખીન અને જ્યોતિષ શીખનારો થાય.

**બીજા ભુવનમાં**—જો ઊંચનો થઈને બીજા ભુવનમાં બેઠો હોય તો ઘણોજ સારો, ફ્રતેહ આપે, પૈસા આપે, બીજી કોઈબી રાશિમાં સાધારણ પૈસા આપે, જો કોઈની પાપદૃષ્ટિમાં હોય તો સારો નહિ.

**ત્રીજા ભુવનમાં**—રેલવેની નાની મુસાફરીઓ ઘણી કરે, વિદ્યાનો શોખીન હોય, ગુપ્ત વિદ્યા શીખે, અને જો ઊંચનો હોય તો ભાઈબેનથી ફાયદો મેળવે.

**ચોથા ભુવનમાં**—જો ઊંચનો ચંદ્ર ચોથા ભુવનમાં હોય તો ખેતીવાડીમાં લાભ આપે, માબાપનું સારૂં સુખ આપે, પણ એ માણસ ઠરીને એક ઠેકાણે રહે નહિ, પોતાનું રહેઠાણ બદલ્યા કરે.

**પાંચમા ભુવનમાં**—જુગારી અને મોજમજાહનો ઘણો શોખીન હોય છે, ઘણાં છોકરાં થાય, જો મીન રાશિમાં હોય તો વખતે જોડ છોકરાં સાથે થાય.

**છઠ્ઠા ભુવનમાં**—તબીયત ઘણી નાદુરસ્ત રાખે, ઘણી લાંબી માંદગી આપે, મિથુન, ધન, કે મીનનો ચંદ્ર હોય તો છાતીનાં દરદ કરે, ફેફસાનાં દરદ આપે, વરખ, સિંહ, વૃશ્ચિક, કે કુંભ રાશિમાં હોય તો, ગળાનાં દરદ, છાતીનાં દરદ, રેતી, પથરી, કે ગુરદાનાં દરદો આપે. ઠાંસો ચાલુ કરે, જો છઠ્ઠા ભુવનમાં ચંદ્ર ઊંચનો હોય તો દુઃખ કમતી કરે અને શત્રુનો નાશ કરે.

**સાતમા ભુવનમાં**—પરણેલી જીંદગીનું સારૂં સુખ આપે. ચંદ્ર જે રાશિમાં હોય તે રાશિના ખવાસનો ધણી અથવા સ્ત્રી મળે. ભાગીદારીમાં ફાયદો થાય અને મુસાફરીએ ઘડીઘડી જવાનું થાય.

**આઠમા ભુવનમાં**—એ ઊંચનો હોય તો લગ્ન થવાથી પૈસા આપે, જો શનિ કે મંગળ સાથે કંજંગશનમાં હોય તો ગંભીર અકસ્માતિક મોત કરે

**નવમા ભુવનમાં**—લાંબી મુસાફરીએ જવું પડે. જો ઊંચનો હોય તો તેથી ફાયદો મળે, વિદ્વાનો શોખીન હોય, ધર્મ સંબંધી હુન્નર કરનારો, અને ચસકેલા વિચારનો હોય છે.

**દશમા ભુવનમાં**—જાહેરાત અને જીંદગીમાં ફત્તેહ આપે, કુટુંબનાં મોટાં માણસોથી મદદ મળે. જો ઊંચનો હોય તો જાહેર લોકોથી માન મળે, અને કીર્તિવાન, ધનવાન થાય.

**અગિયારમાં ભુવનમાં**—ઘણા સારા મિત્રો હોય છે. જો નીચનો હોય તો મિત્રો ઘણા ખરાબ મળે, અને તે મિત્રો નુકશાન પુગાડે.

**બારમા ભુવનમાં**—સ્ત્રીદુશ્મનો ઘણા હોય, તથા સ્ત્રીઓના હાથથી નુકશાન પહોંચે, સ્ત્રીઓ છેતરે, અને વિશ્વાસઘાત થવાનો સંભવ રહે છે.

**નોંધઃ**—ચંદ્ર ઘણી ઝડપી ચાલનો છે, અને તેથી અઢી દિવસમાં એક રાશિ પસાર કરી જાય છે, જેથી ટ્રાનઝીટ ચંદ્ર ઘણા ગ્રહો ઉપરથી પસાર થાય છે, તેવે વખતે, તે હરેક ભુવનમાં પોતાની અસર તે દિવસે કરે છે. જે અંગ્રેજી પંચાંગ યાને એફીમરીમાં દરરોજની તારીખમાં આપેલું હોય છે.

## નેપચુન

**પહેલા ભુવનમાં** હોય તો આત્મજ્ઞાનનો શોખીન; વાણી ખરી પડે; અને ધાર્મિક કાર્યોમાં ભાગ લેનારો થાય. કુદરતની લીલાને પિછાની શકે, પણ નેપચુન પહેલા ઘરમાં કોણ કોણ ગ્રહોની શુભ યા અશુભ દૃષ્ટિમાં છે તે ખાસ જોવાનુ છે. અને તે પ્રમાણે ફળ ઓછું વધતું કરે છે. જો સૂર્ય, હરશલ કે ગુરુની શુભ દૃષ્ટિ હોય તો આધ્યાત્મિક જ્ઞાનમાં કુશળ બને છે, પણ જો ગ્રહોની પાપદૃષ્ટિમાં હોય તો ઘણી જ હલકી અને નીચ મનોવૃત્તિ ધરાવે છે અને કુકર્મો કરે છે; અપ્રમાણિક અને ધર્મધૂતારાપણું વિશેષ હોય છે.

**બીજા ભુવનમાં** હોય અને શુભ દૃષ્ટિમાં હોય તો પ્રવાહી વસ્તુઓના ધંધામાંથી પૈસા પેદા કરાવી આપે. મીસ્ટીક સોસાયેટીઓ સાથે સંબંધ ધરાવે અને તેમાંથી પણ પૈસો પેદા કરે; પણ જો બીજે બેઠેલા નેપચુન ઉપર ગ્રહોની પાપદૃષ્ટિ હોય તો પૈસાની આવક અચોકસ રહે અને ઘણી વખતે પૈસા સંબંધી હાલત બરગેસ્તે થઈ મોટો ગુંચવાડો ઊભો કરે.

**ત્રીજા ભુવનમાં** હોય અને શુભ દ્રષ્ટિમાં હોય તો મનોબળ બહુ મજબુત બનાવે. આત્મિકબળથી લખાણો કરે અને ઊંચ આદર્શ ધરાવે. પણ જો ત્રીજે નેપચુન અશુભ દ્રષ્ટિમાં હોય તો લુચ્ચો, અને કેટલીક વખત મૂર્ખ માનવી બનાવે છે. હલકી મનોવૃત્તિ ધરાવે અને કુછંદી હોય પાણીની મુસાફરી ઘણી વખત કરાવે.

**ચોથા ભુવનમાં** હોય અને શુભ દ્રષ્ટિમાં હોય તો ઘરનું વાતાવરણ પવિત્ર અને આત્માની વૃદ્ધિ સારી રીતે થઈ શકે, પણ જો પાપદ્રષ્ટિથી આ ઘરમાં દબાયલો હોય તો છળકપટ અને કાવાદાવામાં ફસેલો; દુઃખી અને ઘડી ઘડી ઘરો બદલ્યા કરે. જીંદગીના છેડે ગરીબાઇમાં સબડે અને લોકોની સખાવત પર વખત પૂરો કરે.

**પાંચમા ભુવનમાં** હોય અને શુભ દ્રષ્ટિમાં હોય તો આત્મિક શકિતમાં આગલ વધેલી બાઈ સાથે મહોબત કરે; ગુપ્ત જ્ઞાનમાં પ્રવીણ હોય તેવી બાબતો શીખવે. તરવાની અને પાણીની રમતગમતમાં નામ કાઢે. પાંચમે નેપચુન અશુભ દ્રષ્ટિમાં હોય તો ઉપર લખ્યું તેથી ઊલટું ફળ આપે છે.

**છઠ્ઠા ભુવનમાં** શુભ દ્રષ્ટિમાં હોય તો ગુપ્તજ્ઞાનમાં પ્રવીણ બનાવે અને તે જ્ઞાનથી લાભ થાય, પણ જો અશુભ દ્રષ્ટિમાં હોય તો ખુદાઈ અને ગુહ્ય જ્ઞાનનો દુરુપયોગ કરે અને સીયાંસમાં ફાંફાં મારે અને ઘણી વખતે ભૂતપ્રેત અંગમાં ભરાય જેથી મનશકિત નબળી બનાવે અને હાડમાર થાય. નોકર ચાકરોથી હેરાનગતિ ભોગવે અને ચાલુ શારીરિક નબળાઇથી હેરાન થાય. શરીરે ખોડખાંપણ હોય. કુછંદી જીંદગી ભોગવે.

**સાતમા ભુવનમાં** શુભ દ્રષ્ટિમાં હોય તો કોઈ ઘણી ભલી અને આત્મિક શકિતમાં આગળ વધેલી બાઈ સાથે લગ્ન થાય અને કુદરતમાં નીરમાન થયેલું એકસંપી અને સુખી જોડું નીવડે અને ઘણી વખતે હવસ વગરના (Platonic) લગ્નની ગાંઠથી જોડાય. પણ જો અશુભ દ્રષ્ટિમાં હોય તો હલકી મનોવૃત્તિ અથવા નબળી મનશકિતવાળી સ્ત્રી અથવા ધણી મલે અથવા લગ્નની બાબતમાં દગોફટકો રમાય. અને જીવતી બાઇડી કે ધણી હોવા છતાં બીજા સાથે-પરણે. લેવડદેવડમાં લોકોનું લોહી ચૂસે અથવા દગાફટકાનો પોતે ભોગ બને.

**આઠમા ભુવનમાં** શુભ દ્રષ્ટિમાં હોય તો લગ્નથી પૈસો મલે અને ગુપ્ત જ્ઞાનની બાબતમાં આગળ પડતો અભ્યાસી હોય, પણ જો અશુભ દ્રષ્ટિમાં હોય તો પરણેતરના પૈસાની બાબતમાં દગોફટકો રમાય અને અજાયબ રીતે મોત આવે.

**નવમા ભુવનમાં** આત્મિકશક્તિ ખીલવવો માટે ઘણી જ ફાયદાકારક છે. ઘણા અજાયબ પ્રકારના આવતા બનાવોની આગાહી કરતાં સ્વપ્નમાં આવે અને લાંબી મુસાફરીમાં લાભ કરે પણ આ સઘળું જ્યારે નેપચ્યુન શુભ દૃષ્ટિમાં હોય ત્યારે ફળ આપે છે.

જો **નેપચ્યુન** ૯મા ઘરમાં પાપદૃષ્ટિથી દબાયલો હોય તો મનને ધાસ્તી લાગ્યા કરે અને ખોટી ફીકર ચિંતાએ મુન્ઝ્યા કરે. લાંબી મુસાફરીમાં હાડમારી ભોગવે અને કોર્ટ દરબારના કેશોમાં ગુંચવાઈ જાય.

**દશમા ભુવનમાં** શુભ દૃષ્ટિમાં હોય તો ઘણો ઊંચ ખવાસ અને આદર્શોવાળા માનવી હોય છે. સમાજને સારી રીતે ભલે રસ્તે દોરવી શકે છે જેથી માન આબરૂમાં વધારો થાય છે. સાયન્ટીફીક અથવા સ્પીરીચ્યુઅલ સોસાયટીઓ સાથે સંબંધ ધરાવે છે. મા—અથવા—બાપને નાનપણમાં પાણીમાં અકસ્માત નીપજાવે.

જો નેપચ્યુન જન્મકાલે ૧૦મે હોય અને તેની ઉપર સૂર્ય અથવા ચંદ્ર શુભ દૃષ્ટિ હોય તો જરૂર અંતરચક્ષુ ખીલેલી હોય અને મોટો યોગી બને. પણ જો દશમે નેપચ્યુન પાપ દૃષ્ટિથી દબાયલો હોય તો છળકપટ અને કાવાદાવામાં સપડામણ થાય અને દુઃખી થાય. નિંદાનાલેશી થાય.

**અગિયારમા ભુવનમાં** હોય અને દૃષ્ટિમાં હોય આત્મજ્ઞાનમાં આગળ વધવાની ઈચ્છા ધરાવે અને એવા જ માણસોની મિત્રતાથી પોતાની આ બાબતની ઈચ્છા પાર પડે. પણ જો નેપચ્યુન અશુભ દૃષ્ટિમાં હોય તો લુચ્ચા મિત્રોથી દગો થાય અને હેરાનગતીમાં ઉતરવું પડે જે પૈસાની પણ હાનિ ભોગવે, માટે દોસ્તી કરવી તો જોઈ તપાસી કરવી.

**બારમા ભુવનમાં** શુભ દૃષ્ટિમાં હોય તો સાયન્ટીફીક અથવા ઓકલ્ટ બાબતની શોધખોળમાં ફત્તેહ મલે અને એક ખૂણામાં બેસી પોતાનું કાર્ય ગુપચુપ પાર ઉતારે. છુપી મહોબત બંધાય પણ તે પવિત્ર પ્રકારની હોય અને જેથી ફાયદો થાય. પણ જો નેપચ્યુન અશુભ દૃષ્ટિમાં હોય તો હોસ્પીટલ, દીવાનાશાળા કે જેલખાનામાં ગોંધાય; છુપા દુશ્મનો પુષ્કળ હેરાનગતિ આપે. મગજથી બેમગજ થાય.

## નેપચ્યુન ગ્રહનું દરેક રાશિનું ફળ

નેપચ્યુન મેષ રાશિમાં હોય તો ધાર્મિક મનોવૃત્તિ આપે છે, પણ હંમેશા તે ઓરથોડાક્ષ એટલે જુની ઢબની હોતી નથી; આગળ પડતી

ભાગ લે; પ્રજાના સુખને માટે ધગશ ધરાવે અને ગરીબોને મદદ કરે છે, જેથી સમાજમાં હંમેશા આગળ પડતો ભાગ ભજવી માન ઈજ્જત મેળવે છે; પણ જો નેપચ્યુન મેષ રાશિમાં માર ખાધેલો હોય તો ભાંગફોડની મનોવૃત્તિ વિશેષ હોય છે; સમાજને સુખી કરવાના સ્વપ્ના સેવે, પણ તે મનોદશા પાર પાડવા માટે હદપારનો ઉપયોગ કરી હિંસક અને બળવાખોર ચળવળમાં ભાગ લે અને બંડ ઉઠાવવા માટે જેલમાં પણ જાય.

**વરખ** રાશિનો નેપચ્યુન દયાળુ અને મળતાવડો સ્વભાવ આપે છે અને કુદરતની લીલાને પીછાનવાની શક્તિ હોય છે. સંગીત અને આર્ટનો શોખીન, બનાવે છે અને શુભ દૃષ્ટિમાં હોય તો વાડીવજીફાનો ધણી થાય છે, પણ જો પાપ દૃષ્ટિમાં દબાયલો હોય તો હલકા ખવાસવાલો અને વ્યસની, હોય છે; તેમજ ખાઉધરો હોય છે. ઘડી ઘડી મુશ્કેલીમાં આવી પડે છે.

**મિથુન** રાશિમાં નેપચ્યુન શુભ દૃષ્ટિમાં હોય તો મગજ શક્તિ બહુ જ તીક્ષ્ણ આપે; આત્મજ્ઞાનનો શોખ અને અંતરચક્ષુ ખીલેલી હોય છે. આગાહી શક્તિ વિશેષ હોય છે. વિદ્વત્તાની એ નીશાની છે. છટાદાર બોલનાર અને મોટો મીકેનીક અથવા ગણિતશાસ્ત્રી બનાવે; પણ શનિ, ગુરુ કે હરશચલથી માર ખાધેલો હોય તો કોઈપણ હાથમાં ધરેલી બાબત પાર ઉતારી શકે નહિ. મન ઢચુપચુ અને ગુંચવાયલું રહે; લુચ્ચાઈગીરી, દગો ફટકો રમનાર હોય અથવા એવી મનોવૃત્તિના લુચ્ચા માણસોની છેતરપીંડીનો પોતે ભોળો હોવાથી ભોગ થઈ પડે. ભાઈ બ્હેનો તેમજ આડોસી-પાડોસીઓ સાથે અથડામણ થાય.

નેપચ્યુન કર્ક રાશિમાં શુભ દૃષ્ટિમાં હોય તો દયાળુ જીગરનો સર્વેનો ચાહનાર અને દિલસોજ હોય; અંતરચક્ષુ ખીલેલી હોય. સર્વેના દુઃખ સુખમાં ભાગ લેનારો જેથી સમાજમાં માનીતો અને માન પામેલો હોય છે. આત્મજ્ઞાનનો વિકાસ સારી રીતે કરી શકે. જો પાપ દૃષ્ટિથી દબાયલો હોય તો એકલપેટો અને ઘરસંસારમાં નિંદાનાલેશી થાય. ખાવાપીવામાં મધ્યમ નહિ રહેવાથી શરીરે વ્યાધિ અને દર્દ થાય અને ગમે તેવી દવા અને ગોળીઓ લેવાનો શોખ હોય જેથી એકંદરે તબીયતને નુકસાન કરે.

નેપચ્યુન **સિંહ** રાશિમાં શુભ દૃષ્ટિમાં હોય તો દયાળુ અને દિલસોજ તેમજ ગરીબો તરફ પ્રેમની લાગણી ધરાવનારો, હોય છે. મોજીલો સ્વભાવ; રમતગમતમાં ભાગ લેનારો હોય છે. વિદ્યાભ્યાસમાં આગળ પડતો ભાગ લે છે અને શિક્ષણ પદ્ધતિનું સારૂં જ્ઞાન મેળવી શકે છે. અજ્ઞાનોને બોધ

આપી શકે છે ખરા અતઃકરણથી સર્વેને મદદ કરે છે. માર ખાધેલો હોય તો પ્યાર મહોબતની બાબતમાં નિષ્ફળ નીવડે છે લાગણીથી દરેક બાબતમાં દોરવાઈ જાય બીજાનું અને બાયનો સ્વભાવ હોય છે

નેપચુન કન્યા રાશિમા મન શક્તિ બળવાન કરે છે અતરચક્ષુ ખીલેલી હોય અને કુદરતની લીનાને પીછાની શકે છે નમનતાઈવાનો અને સારૂ વર્તન બતાવે છે લગ્નની સસ્થા તરફ માન મરતબો ધરાવે છે, પણ જો નેપચુન આ રાશિમા બીજા ગ્રહોની અશુભ દૃષ્ટિમા હોય તો ધખારા માસ્તર હોય છે મરી ગયેનાઓ સાથે સીયાસમા વાતચીત કરવા જતા મગજનુ સમતોલપણુ ગુમાવી દે છે જેથી હાડમાર થાય છે

નેપચુન તુલા રાશિમા શુભ દૃષ્ટિમા હોય તો મ્યુઝીક આર્ટ અને કવિતાનો શોખીન હોય છે અને આત્મજ્ઞાનનો વિશેષ શોખ આપે પણ જો માર ખાધેલો હોય તો છૂપા લગ્ન કરવા પ્રેરાય છે લાગણીવશ થાય છે અને પોતાની હલકી રીતભાતથી સમાજમા હીણાય છે

નેપચુન વૃશ્ચિક રાશિમા બીજા ગ્રહોની શુભ દૃષ્ટિમા હોય તો ઓગ્કલ્ટ સાયન્સમા સારી પ્રવીણતા મેળવે અને સાયન્સની કોઈક બાબતમા હોશિયાર અને વિદ્વાન હોય છે પણ પાપદૃષ્ટિથી દબાયેલો હોય તો ઘણો જ કરડો અને આકરો સ્વભાવ આપે હવસી અને વ્યસની હોય. ગમે તેવી દવા અને ગોળીઓ લેવાનો શોખીન હોય છે અને પાણીમા ડુબી મરવાનો મજોગ ઉભો થાય છે

નેપચુન ધન રાશિમા શુભ દૃષ્ટિમા હોય તો અતર અવાજ થાય આવતા બનાવોની આગાહી થાય અને ધાર્મિક મનોવૃત્તિવાળો હોય છે મુસાફરીનો શોખીન જેથી મોજ મેળવે જો પાપ દૃષ્ટિમા દબાયેલો હોય તો ખોટી ફીકર અને દહેશત ધરાવે આફતના સ્વપ્નાઓ આવે જેથી મન પર માઠી અસર થાય મુસાફરીનો શોખ ધરાવે પણ મુસાફરી થવી મુશ્કેલ પડે અને જો થાય તો હાડમાર થાય.

નેપચુન મકર રાશિમા જો શુભ દૃષ્ટિમા હોય તો ગભીર અને વિચારવત થાય અને જે પણ બાબત હાથમા ધરે ત પર ધ્યાન લગાડી પાર પાડે જેથી આવા માનવીઓ દૂરઅદેશી વાપરી વેપારમા સારો લાભ ઉઠાવી શકે રાજકીયની કારકિર્દીમા પણ ઘણો જ ફતેહમદ નીવડે છે અને ઓકલ્ટ સાયન્સના ગુચવાડા ભરેલા સવાલોનો સહેજે ઉકેલ કરવાની શક્તિ ધરાવે છે પણ જો પાપ દૃષ્ટિથી દબાયેલો હોય તો ઉદ્ધામી અને દગાખોર

હોય. આવાઓને એકાંતમાં રહેવું ગમે છે અને સોસાયટીની જીંદગી ધિક્કારે છે.

**કુંભ** રાશિમાં નેપચ્યુન શુભ દૃષ્ટિમાં હોય તો દુન્યાને સદ્‌માર્ગે ચલાવી આર્થિક, નૈતિક અને સામાજીક સુધારાઓ કરાવવાની ધગશ ધરાવનાર હોય છે. આવા માણસોના વિચારો ઘણા આગળ વધેલા હોય છે, જેથી તેઓને ધખારા માસ્તરો કહેવામાં આવે છે. પણ સુધારક સોસાયટીમાં ઘણું માન પામે છે. જો પાપ દૃષ્ટિમાં હોય તોપણ ઉપર મુજબના જ હવાઈ આદર્શો આપે છે, પણ તેઓ સોસાયટીમાં માન ઈજ્જત ખોઈ બેઠેલા અને હીનસપતીમાં આવી પડનારાઓ બને છે.

નેપચ્યુન **મીન** રાશિમાં હોય તો એકલ વિદ્યાનો શોખીન હોય છે. પોતાની આત્મિક શક્તિ વિશેષ ખીલેલી હોય. દુઃખીઓ તરફ વિશેષ રહેમદીલી રાખનાર હોય છે. ઠંડો અને એકાંત સ્વભાવનો હોય છે. પણ મીન રાશિમાં રહી પાપ દૃષ્ટિથી દબાયલો હોય તો મીડયમશીપના ધખારાથી અને છૂપા દુશ્મનોથી હાડમાર થાય. કેફી પીણા અને પેટન્ટ દવાઓ લેવાનો શોખ હોય છે તથા ખોટાં કામો કરવા માટે જેલ જાએ પણ જાય.

## (૨૨) ગ્રહોની એસ્પેક્ટસોનાં વિગતવાર ફળો

**નોંધ:**—સાયન પદ્ધતિથી બનાવેલા ટપકામાં દૃષ્ટિ ફળને ઘણું જ અગત્યનું સ્થાન આપવામાં આવે છે. આગલા ભાગમાં આપણે દરેક નવ ગ્રહોનું રાશિ ફળ અને સ્થાન ફળો વિગતવાર તપાસી ગયા. હવે આ પ્રકરણમાં ગ્રહોની એકમેક ઉપર પડતી અનેક શુભ–અશુભ દૃષ્ટિઓનાં ફળો આપ્યાં છે. સર્વેથી પહેલાં સૂર્યની શુભ–અશુભ દૃષ્ટિઓ બીજા બાકીના આઠ ગ્રહો ઉપર હોય તો તેનું ફળ શું છે તે વિગતવાર જણાવ્યું છે. ત્યાર પછી ચંદ્ર, બુધ, શુક્ર, મંગલ, ગુરુ, શનિ, હરશચલ અને છેવટે નેપચ્યુન ગ્રહની શુભ–અશુભ દૃષ્ટિનાં ફળો અનુક્રમે ગોઠવી વિસ્તારીને આપ્યાં છે. જુની ચોપડીમાં આવી રીતે એસપેક્ટોના ફળોની કોતાઇને લીધે આ અગત્યની બાબત અધુરી રહી ગઈ હતી તે હવે પદ્ધતિસર, અનુક્રમે ગોઠવી આપવામાં આવી છે, જે સુજ્ઞ વાંચકોને ઘણી જ આવકારદાયક થઈ પડશે. ગ્રહોની યુતિ અને કંજનકશનો શુભ કે અશુભ કયાં કયાં હોય છે તેની વિગતવાર નોંધ આપી છે. ઓપોઝીશનો યાને ૧૮૦ અંશની આસપેક્ટ સાયન પદ્ધતિ અનુસાર હમેશ અશુભ ફળ આપે છે એ ધ્યાનમાં રાખવું, નિર્યાણ પદ્ધતિ પ્રમાણે તેમ નથી. ઓપોઝીશનવાલા બેઉ ગ્રહો જો

પાપ ગ્રહો હોય તો આ ઓપોઝીશન વિશેષ નેષ્ટ ફળદાતા નીવડે છે. એક પાપ અને બીજો શુભ ગ્રહ હોય તો તેથી ઊતરતું નેષ્ટ ફળ આપે છે પણ જો બેઉ શુભ ગ્રહો વચ્ચે ઓપોઝીશનનો આસપેક્ટ હોય તો મધ્યમ રીતે અશુભ ફળ આપનાર છે. આવાં ઓપોઝીશનવાળો માનવી તેને મલતી અનેક તકો અને લાભોનો પોતે જ દુરુપયોગ કરી દુ ખી થાય છે. ઓપોઝીશન આસપેક્ટ Tug-of-war જેવું ફળ આપે છે. ઇનસાનને જેમ જેમ કડવો અનુભવ મળતો જાય તેમ તેમણે સુધરવાની કોશેષ કરવાની છે અને ઘણાક ઇનસાનોએ આવી રીતે સ્કવેર કે ઓપોઝીશનની નેષ્ટ દૃષ્ટિઓમાંથી મળતા કડવા અનુભવોના પાઠો શીખી, ધીરજ, સહનશીલતા, શાંતિ, પ્રમાણિકતા વિગેરેના સદ્ગુણો ખીલવી પોતાની નબળી કેરેક્ટરનું બંધારણ ફેરવી પોતાના જીવનનું સાર્થક કર્યું છે. માટે આવી નેષ્ટ આસપેકટોને " Blessings in disguise " "બુરૂ થાય તે સારાને કાજે" થયુ એમ ગણવાની છે.

## સૂર્ય-નેપચુન દૃષ્ટિ ફળ.

**સૂર્ય-નેપચુન** સાથે યુતિમાં હોય અથવા **અશુભ** દૃષ્ટિમાં હોય તો ભૂતપ્રેત કે અરવઈ આત્મની હલકી શક્તિઓના સમાગમમાં લઈ આવે. છાકટ થવાની પ્રેરણા વિશેષ રહે. સાધુ, બુવા, ફકીરોની દોસ્તી બાંધે. છળ કપટ અને કાવાદાવામાં ફસામણુ થાય. હીપનોટિઝમ, મેસમેરીઝમ કે સીયાંસની બાબતોમાં ચેડાં કાઢવાં નહિ. સ્વપ્નામાં વિચિત્ર બનાવો જોય. આ અશુભ દૃષ્ટિની અસરથી મનને ડામાડોળ બનાવી ઘેલાં ચેડા કઢાવે છે, અને છેવટે મગજની સ્થિતિ અસ્થિર થાય છે.

**સૂર્ય નેપચુન** વચ્ચે **શુભ** દૃષ્ટિ જન્મ કાળે હોય તો અંતર ચક્ષુ ખોલે છે. કુદરતની લીલાને પીછાણી શકે છે. ગુપ્ત અવાજો સંભળાય છે. સ્વપ્નાની તાસીર ખરી પડે. આવતા બનાવોની આગાહી થાય. આ શુભ દૃષ્ટિ સંગીતમા મનને લીન કરી કુદરત તરફનો પ્યાર વધારે છે. આત્મજ્ઞાનનો ખરો શોખીન અને યોગી બનાવે છે.

## સૂર્ય-હરશચલ

જન્મકાળે સૂર્યની સાથે હરશચલની યુતિ પડેલા ઘરમાં થાય તો બહાદુર, હીંમતવાન અને આબરૂદાર બનાવે. જો બીજા ભુવન અથવા દશમા ભુવનમાં સંયોગ થાય તો કોઈ વખત બેસુમાર પૈસો આપે ને વળી કોઇ વખત ઘણો જ ભીખારી પણ બનાવી દે. સ્ત્રીની કુંડળીમાં આ યુતિ

ધણી જ ખરાબ જાણવી. એવી સ્ત્રીઓ ધણી વખતે ખુલ્લો વ્યભિચાર કરે છે અથવા તો જીવતો ધણી મૂકી બીજા સાથે નાસી જાય છે.

**સૂર્યની સાથે હરશચલ** શુભ દષ્ટિમાં હોય તો કોઈ રાજવંશી અથવા મોટા માણસથી દોસ્તી થાય અને તેની મહેરબાનીથી પૈસો તથા આબરૂ મેળવવા પામે. ઘણાક રાજદ્વારી અને વખણાયલા નરોની જન્મ કુંડળીમાં રવિ અને હરશચલની ૧૨૦ અંશની શુભ દષ્ટિ હોય છે.

**સૂર્ય સાથે હરશચલની** અશુભ દષ્ટિ નેષ્ટ ફળ આપે છે. હરેક બાબતમાં ઘણી જ ખટપટ અને હાડમારી અને બેઇજ્જતી કરે; જીંદગીભર તે માણસ દુઃખ અને દરિદ્રતામાં રહે અને નાસીપાસી અને નામુરાદી તેનો સાથી થાય. જો સ્ત્રીની કુંડળીમાં હરશચલ–રવિનું સ્કેવર અથવા ઓપોઝીશન હોય તો આ પાપદૃષ્ટિ મહા બુરૂં ફળ આપનાર સમજવી અને તેનું કંજકશન જેવું નેષ્ટ ફળ મલે છે.

## સૂર્ય–શનિ

**શનિ સાથે રવિ**—એની અસર તબીયતપર ઘણી છે. જો એ કંજંગશન મિથુન, કન્યા, ધન મીન એ રાશિમાં થાય તો જરૂર છાતી ખરાબ કરે, ખહીનો મરજ થાય, ફેફસાંનો ભાગ બગાડે, અને જરાજરામાં શરદી લાગી જાય. જો વરખ, સિંહ, વૃશ્ચિક કે કુંભ રાશિમાં થાય તો, ડુબી મરે, ગુંગળાઇને મરે, પડી જાય, અથવા એકસીડન્ટ થાય. અને જો મેષ, કર્ક, તુલા, મકર રાશિમાં થાય તો વેપારમાં ઘણી મોટી ખોટો જાય ને પૈસાનું ભારે નુકસાન થાય. જો સ્ત્રીની કુંડળીમાં થાય તો ધણી મરે, અને જો શનિ એક્કી વખતે રવિ તથા બીજા ગ્રહોનાં કંજંગશનમાં હોય એથી ત્રણ ધણી સાથે તે સ્ત્રી લગ્ન કરે.

**સૂર્ય અને શનિની વચ્ચે સારી** દૃષ્ટિ જન્મકાળે હોય તો તે ઇનસાન ઘણો જ ગંભીર, સાવચેત અને હુશિયાર હોય છે. જીંદગીમાં ઘણી ફતેહ મળે, આબરૂ વધે અને સારા માણસોથી લાભ અને ઇજ્જત મલે.

**સૂર્ય અને શનિ** વચ્ચે પાપ દૃષ્ટિ હોય તો ઉપર લખેલાં કંજંકશન જેવું નષ્ટ ફળ મળે છે. જે ભુવનોમાંથી આવી અશુભ દૃષ્ટિ પડે છે, તે ભુવનનું સુખ કમી કરે છે.

## સૂર્ય–ગુરુ

જન્મકાળે **ગુરુ અને સૂર્યની** યુતિ હોય તો જીંદગીમાં ફત્તેહ મલે તથા મોટા અને રાજવંશી માણસો સાથે મેલાપ કરાવે, પૈસા અને મોટાઈ

ત્રીજે, નવમે અને દશમે ચંદ્ર–બુધની યુતી બહુજ અસરકારક બને છે. પરદેશી ભાષાઓ ઘણી ઝડપ અને સહેલાઈથી શીખી શકે છે અને જો લગ્ને મિથુન, કન્યા, તુલા, ધન કે કુંભ રાશિ ટપકામાં હોય અને બુધ–ચંદ્રની ટપકામાં યુતિ હોય તો તે ઘણો તેજસ્વી વકતા થાય છે.

ચંદ્ર–બુધ એકમેક સાથે શુભ દૃષ્ટિમાં હોય તો ઉપર મુજબનું સારૂ ફળ આપે છે. વિદ્વાન બુદ્ધિશાળી અને અક્કલમંદ બનાવે છે.

ચંદ્ર–બુધ એકમેકની પાપ દૃષ્ટિમાં હોય તો નિંદાખોર, ચપળ, લુચ્ચો, તેમજ સર્વે સારા ગુણોને ખરાબ માર્ગે વાપરનારો, ચોરી કરનારો અને આડે માર્ગે જનારો હોય છે.

## ચંદ્ર–શુક્ર

ચંદ્ર–શુક્ર સાથે હોય અથવા એકમેકની શુભ દૃષ્ટિમાં હોય તો દુનિયામા ફતેહ આપે. ઈશ્કી કપડાં અને સારા દેખાવનો શોખીન રહે. સ્ત્રીઓથી ફાયદો થાય. સેન્ટ લવંડર વાપરે; લગ્નનું સુખ સારૂં રહે.

ચંદ્ર–શુક્ર—જન્મકાળે એકમેકની પાપ દૃષ્ટિમાં હોય તો મેલો–ઘેલો ફાટાં તૂટા કપડાં પહેરી ફરનારો, બેદરકાર, ખરચાળુ, છાકટો હોય છે. સ્ત્રીની કુંડળીમાં હોય તો ગર્ભસ્થાનના તથા દાસ્તાનના રોગો આપે છે અને આળસુ બનાવે છે.

ચંદ્ર–મંગળ—જન્મકાળે મંગલ અને ચંદ્ર સાથે હોય તો ઘણોજ બેજા' ફટેલ, ચીડાઉ ખવાસનો, તુંડો અને હુલ્લડ, સારી કે નરસી સ્ત્રી જાતિનો શોખીન અને રંડીબાજ કે જેમાં પૈસા આબરૂ અને તંદુરસ્તીનું મખ્ખોદ વાળનારો, ઘણો ચપળ અને ચાલાક પણ જુઠો, હીંમતવાન અને ભોળો હોય છે.

ચંદ્ર અને મંગળ—એકમેકની શુભ દૃષ્ટિમાં હોય તો ઘણો જ હીંમતવાન, અને મક્કમ વિચારનો, પૈસો મેળવનારો, મોજશોખનો વૈભવ ભોગવનારો હોય છે.

ચંદ્ર અને મંગળ એકમેકની પાપ દૃષ્ટિમાં હોય તો ઉપર જણાવેલાં કંજંકશન જેવું ફળ આપે છે.

ગુરૂ સાથે ચંદ્ર—આ કંજંગશન ઘણુજ સારૂ જાણવું કારણકે બેસુમાર પૈસો અને આખી જીંદગીભર ફતેહ તથા સુખ આપે છે. સ્ત્રીની કુંડળીમાં હોય તો ઘણું સુખ, અને સારી તંદુરસ્તી રાખે.

ચંદ્ર અને ગુરૂની એકમેક સાથે જન્મકાળે શુભ દૃષ્ટિ હોય તો ઉપર મુજબનું સારૂં ફળ જીંદગીભર મળે. આ દૃષ્ટિ બહુ જ ભાગ્યશાળી કહેવાય છે.

ચંદ્ર અને ગુરૂ—એકમેકની પાપ દૃષ્ટિમાં હોય તો ઘણોજ ઉડાઉ અને પુષ્કળ ખરચાળુ જેથી બધી દોલત અને માલમિલકત ફના કરી નાંખે. ફેર સટ્ટો. રેસ જુગારનો શોખીન હોય. લીવર અને પેટની બીમારીથી હેરાન થાય.

## ચંદ્ર અને શનિ

ચંદ્ર અને શનિ—જન્મ કાળે સાથે યુતીમાં હોય અથવા એકમેકની પાપ દૃષ્ટિમાં હોય તો આખી જીંદગીભર પૈસાની તંગી પડે અને પૈસો ખોઈ બેસે. ઉડાઉ, ઝનુની, વહેમીલો હોય છે. જો સાતમે હોય તો સ્ત્રી મરે. જો મિથુન, કન્યા, ધન કે મીન રાશિમાં હોય તો ઘણી સ્ત્રી સાથે લગ્ન કરે, છાતી નબળી કરે, પડવાના એક્સીડન્ટ કરે, પાણીમાં એક્સીડન્ટ કરે, જો અગિયારમે હોય તો, દોસ્તો લુચ્ચા નીવડે ને દોસ્તોથી આફતમાં આવી પડે, દોસ્તો છેતરી જાય, સ્ત્રીઓને એ કંજંગશન ઘણુંજ ખરાબ છે, આખી જીંદગી માંદગી અને દરિદ્રતામાં જાય.

ચંદ્ર અને શની—એકમેકની શુભ દૃષ્ટિમાં જન્મકાળે હોય તો પૈસો સારો મળે, તથા હરેક કામમાં ફત્તેહ આપે, સ્ત્રીની કુંડળીમાં તંદુરસ્તી સારી રાખે અને પૂરતું સુખ આપે, ઉમંગી બનાવે અને સમજદાર બનાવે. ધીરજ, શાંતિ અને લાંબી દૃષ્ટિથી કામ કરનારો હોય જેથી મુસ્કેલ કામ આસાનીથી પાર ઉતારી શકે.

ચંદ્ર હરશચલ—જન્મ કાલે સાથે હોય અથવા એકમેક સાથે પાપ દૃષ્ટિમાં હોય તો ખાસ કરીને પરણેલી જીંદગી માટે ખરાબ છે. જેમ રવિ તથા હરશચલની યુતી, સ્ત્રીને વ્યભિચારી તથા પોતાના ખાવિંદ તરફ બેવફા બનાવે છે, તેમ મરદની કુંડળીમાં આવો સંયોગ તે મરદને પોતાની સ્ત્રી તરફ બેવફા અને વ્યભિચારી ઠેરવે છે, તોપણ ખાસ કરીને એ યુતિથી મરદ ઘણો વ્યભિચાર કરતો નથી, પણ પોતાની સ્ત્રી સાથ રોજ મારફાડ અને કજીયો કરે છે, અને અંતમાં તલાક લઈ છૂટા પડે છે. એવો માણસ પુષ્કળ મુસાફરી કરે છે, તથા પોતાનું રહેઠાણ એક જગ્યાપર કાયમ રાખતો નથી.

ચંદ્ર અને હરશચલ—ટપકામાં એકમેકની શુભ દૃષ્ટિમાં હોય

તોપણ તે પુરુષ વ્યભિચારી નીવડે છે અને તે કારણસર પોતાની સ્ત્રી સા કજીયો કરે, પણ ઘણુ કરી છૂટાં પડતાં નથી. જો આવી શુભ દૃષ્ટિ પહેલે ત્રીજે, નવમે કે દશમે હોય તો પુષ્કળ મુસાફરી કરે ને તેમાંથી લા મેળવે, તેમજ વ્યભિચારીપણા પર પણ સહેજ અંકુશ રહે છે.

**ચંદ્ર સાથે નેપચ્યુન**—જો ચંદ્ર અને નેપચ્યુનની જન્મકાલે યુત હોય તો આત્મજ્ઞાનનો શોખ પેદા કરે; મિથુન, તુલા કે કર્ક રાશિમાં અ યુતિ હોય તો સાયન્ટીફીક મનશક્તિ આપે, અને વિશેષ શોધક બુદ્ધિવાળે થાય. કુદરતની લીલાની પીછાણ કરી શકે.

**ચંદ્ર અને નેપચ્યુન**—બેઉ ગ્રહો શુભ દૃષ્ટિમા હોય તો આત્મિ જ્ઞાનનો વિકાશ પુરતો થાય; અંતરચક્ષુ ખીલે. સ્વમાં ખરાં પડે; આવતા બનાવોની આગાહી થાય: સંગીત આર્ટનો શોખ વિશેષ હોય.

**ચંદ્ર અને નેપચ્યુન**—પાપ દૃષ્ટિમાં હોય તો મેસમેરીઝમ, હીપનો-ટીઝમ કે સીયાંસની બાબતોમાં માથું મારવાથી મગજ અસ્થિર બનાવી મૂકે છે. કોઈ પર સંપૂર્ણ વિશ્વાસ મૂકવાથી દગો થાય. પીઠ પાછળ કાવા-દાવા રમાય. ભૂતપ્રેતના ઓળા દેખાય.

**બુધ અને શુક્ર**—બુધનો ગ્રહ શુક્રથી ૭૬ અંશના અંતરથી વિશેષ દૂર જતો નથી તેથી તે શુક્ર સાથે કંજંકશન, સેમી સેક્ષટાઈલ (૩૦ અંશ); સેમી-સ્કવેર (૪૫ અંશ); સેક્ષટાઈલ (૬૦ અંશ) અને ક્વીનટાઈલ (૭૨ અંશ)ની આસપેક્ટો કરે છે. આ દૃષ્ટિઓમાંની કોઈપણ દૃષ્ટિ માનવીને ખુશાલ બનાવે છે; કવિતા, મ્યુઝીક, આર્ટનો શોખ આપે છે. પહેલા ઘરમાં સારો કવિ બનાવે છે. ૩જા, ૯મા અને ૧૦મા ઘરમાં વાંચવા લખવા અને કવિતાનો શોખીન ખાસ બનાવે છે. કંજંકશન અને ૬૦ અંશની શુભ દૃષ્ટિ ખાસ ઉપયું ફળ આપે છે. ૪૫ અંશની આસપેક્ટ નબળી છે જે ઉપયું ફળ ખાસ આપી શકતી નથી. સ્ત્રીની કુંડળીમાં કંજંકશન અને ૩૦ કે ૬૦ અંશની શુભ દૃષ્ટિ હોય તો વેતરવા, કાતરવાનો તેમજ ઘરસંસારી રાંધણ કળાનો હુન્નર સંપૂર્ણ રીતે આપી હોંશિયાર બનાવે છે, અને જો મંગલ કે ગુરુની શુક્ર અથવા બુધ ઊપર શુભ દૃષ્ટિ હોય, તો વેતરવા કાતરવા તેમજ ભરવા ગુંથવામાં ડીપ્લોમા મેળવી શકે છે; કોઈપણ જાતના ડીઝાઈનનું અઘરૂં કામ પાર ઉતારી શકે છે.

બુધ અને મંગળની રાશામાં યુતી હોય અથવા એકમેકની પાપ દૃષ્ટિ હોય તો મારામારી અને ભાંજગડનો શોખીન, બોલીદરાજ, જુઠું

બોલનારો, ચોરી કરનારો, ખોટી સહી કરનારો, અને એવી નખ્ખોદ વાળનારી અનેક ભૂંડી ટેવવાળો થાય છે. તથા દરેક ભલી કે ભૂંડી હરકોઈ ચીજમાં પહેલો આગેવાન થાય, ગણત્રીબાજ હોય, સારૂં અનુમાન કરી શકનાર હોય, મગજશક્તિ બહુ તેજ અને તીવ્ર હોય પણ તે સારે માર્ગે વાપરે નહીં અને નજીવી બાબતમાં ગુસ્સે થઈ કનાફાતિયા કરી નાંખે. જો બુધ કે મંગળની ઉપર શનિ કે હરશચલની સાથે સાથે નેષ્ટ દૃષ્ટિ હોય તો મહા બુરૂં પરિણામ નીપજાવે છે. તે માણસ પોતાના હાથે પોતાના પગમાં કોદાળી મારી પોતાનું જ નખ્ખોદ વાળે છે. આવા જાહેર પુરુષ કે સ્ત્રીઓ બીજાઓનું સુખ જોઈ બળી મરે છે અને અદેખાઈના અંગારમાં જળી પારકાનું નુકસાન કરવા પ્રેરાય છે.

**બુધ અને મંગળની** એકમેક સાથે શુભ દૃષ્ટિ હોય તો ઘણોજ હુશિયાર હિસાબ કરનારો, ઘણીજ બારીક ને પક્કી ગણત્રી કરનારો, તથા ભેજાનો પુષ્કળ પાવર રાખનારો. ઘણી સ્ટ્રોંગ વીલ પાવરનો, ચાલાક પણ પણ જલદીથી તપી જનારો, ડાકટરી વૈદામાં પ્રવીણ, અને દરેક હાથ ચાલાકીના હુન્નરમાં તથા બોલીદરાજીમાં પ્રવીણ હોય છે.

**બુધ અને ગુરુ**—જન્મકાળે **સાથે** હોય અથવા એકમેકની **શુભ** દૃષ્ટિમાં હોય તો વિચારશકિત અને અક્કલ ઘણી સારી હોય, વિદ્યા તથા શીખવા ભણવામાં પંડિત થાય, કાયદાશાસ્ત્રી થાય; પૈસાની કમાણી સારી થાય, ખુલ્લા દિલનો અને ઉદાર હોય, પણ પોતાની રીતભાતમાં ઘણો સાવચેત અને સાદો હોય. જો આ ગ્રહો ઊંચના હોય તો એવું સર્વે સારૂં ફળ આપે. ધર્મનું જ્ઞાન સંપાદન થાય.

**ગુરુ અને બુધની પાપદૃષ્ટિ**—ખોટા મત આપનારો, બેઈનસાફી અને દરેક ચીજની ઊલટી સમજ લેનારો, ધર્મ ઉપર વિશ્વાસ નહી, તથા પૈસાની ખુવારી કરનારો હોય છે. કાયદાની ચુંગાલમાં સપડામણ થાય અને શિક્ષા ભોગવવી પડે, માટે ઘણું સંભાળપૂર્વક રહેવું.

**બુધ-શનિની** યુતી હોય અથવા એકમેક સાથે **પાપ** દૃષ્ટિ હોય તો ખરાબ અને કડવો સ્વભાવ, અદેખો, નિંદાખોર અને કપટી, ઘણી વખતે બોલતાં જબાન ખેંચાય; પોતાના મીજાસી સ્વભાવથી ઘણા દુશ્મનો ઊભા કરે અને તેનાથી પોતે હેરાન પણ થાય; અપ્રમાણિક, લુચ્ચો અને ખંધો નીકળે; એવા માણસનો વિશ્વાસ કરવો નહિ; દારૂડિયો; ત્રીજે અથવા નવમે કંજંકશન હોય તો આત્મવિદ્યાનાં શોખીન પણ ફત્તેહ મલે નહિ,

ધર્મી ધુતારો નીવડે; (A false friend and a malicious enemy.

**બુધ અને શનિ** એકમેકની શુભ દૃષ્ટિમાં હોય તો વર્તણુંક અને ચારિત્ર્યમાં ઠરેલ અને ડાહ્યો; પોતાની સઘળી બાબતો અને તબીયતમાં સાવચેત રહેનારો; ઘણી અકકલ હુંશિયારી હોય, વિદ્યામાં નિપૂણ થાય; પોતાના કામોમાં ઘણો જ સાવધ રહે; ગંભીર વિચારવંત, શાંત અને લાંબી દૃષ્ટિથી કામ લેનારો ફતેહમંદ નીવડે છે. મહેનતુ, વિચારવંત, નિર્ણય લેનાર. જો હવાઈ રાશિઓ મિથુન, તુલા, કે કુંભમાં હોય તો તે વીશેષ સારૂં ફળ આપે છે જ્યારે પાણીની રાશિમાં હોય તો મધ્યમ ફળ ફળ ઉપર મુજબનું આપે.

**બુધ સાથે હરશચલની યુતી**—જો પહેલા ભુવનમાં થાય તો, તે માનવી મોટો પંડિત અને વિદ્વાન પ્રોફેસર થાય, અને મોટી નામના મેળવે તથા પૈસો મેળવે, અને હુન્નરમંદીમાં ઘણો હુંશીયાર હોય છે, જો ત્રીજે ભુવન કે નવમે ભુવન સંયુતી થાય તો નજુમ અને જ્યોતિષ વિદ્યા શીખે પણ ચાલચલણમાં જરા વિચિત્ર હોય તથા દરેક વિચાર અને દાખલા દલીલમાં અકકલમંદી વાપરે, પણ કેટલીક વખતે લોકોની જાહેર નિંદામાં આવી પડે. જો મીન રાશિમાં એ સંયુતી થાય, તો તે માણસ તદન ડંફાસિયો અને કોઈને પણ કામનો નહીં એવો બેવકુફ સમજવો, કેમકે મીનનો બુધ કમઅકકલ બનાવે છે.

**બુધ-હરશચલ**—એકમેકની શુભ દૃષ્ટિમાં હોય તો વિદ્વાન થાય, અદ્દભુત અને વિચિત્ર વિદ્યાનો શોખીન નીવડે; ભણેલ ગણેલ હોય; પહેલા, ત્રીજા કે નવમા ઘરમાંથી આવી શુભ દૃષ્ટિ હોય તો વિશેષ નામના કાઢે. નવીન વિચારો ઉત્પન્ન થાય.

**બુધ-હરશચલ**—એકમેકની પાપ દૃષ્ટિમાં હોય તો છાપવાની કળામાં, અથવા જર્નાલીસ્ટ તરીકે નિષ્ફળતા મળે; ઝનૂની અને બેવકુફ લખાણો કે ભાષણો કરનારો હોય અને ગમે તેવા બીજા સારા ગુણો હોય તો પણ હાડમાર થાય; બોલીદરાઝ, બીજાની ખોડ ખામી શોધનાર, ટાણા ટપલા મારનાર અને ચક્રમ સ્વભાવ આપે જાહેર સ્ત્રી-પુરૂષ હોય તો સમાજ અને જાહેર છાપામાં તેની બેવકુફ વર્તણુકને લીધે સખ્ત ટીકાઓ થાય.

**બુધ-નેપચુન** સાથે યુતિમાં હોય અથવા એકમેક સાથે શુભ દૃષ્ટિમાં હોય તો આ માનવીની અંતર ચક્ષુ વિશેષ ખીલેલી હોય છે અને

સ્પીરીચ્યુલ બાબદોમાં ઘણો પ્રવીણ નીવડે છે. અંતરનો અવાજ પ્રબળ હોય છે અને આત્મિક શકિતથી સર્વ અગત્યની બાબતોનું અવલોકન કરી શકે છે. સ્વપ્નામાં આવતા બનાવોની આગાહી થાય; બોલેલી વાણી ફળે અને ખુદાઈ રાહે ચાલનારો હોય તો કુદરતની લીલાને ખુલ્લી આંખે જોઈ શકે છે; કુદરતનું સંગીત કાને સાંભળી શકે છે. શોધક બુદ્ધિવાળો હોય તો નવીન શોધખોળમાં કુદરત તરફથી અજબ પ્રેરણા મેળવી નામ કાઢે છે.

**બુધ-નેપ્ચુન**—એકમેકની પાપ દૃષ્ટિમાં હોય તો ટૂંકી યાદદાસ્ત શક્તિ અને આળસુ બનાવે છે. કોઇપણ ઠેકાણે ઠરી ઠામ થાય નહી. મન શક્તિ નબળી હોય અને ફેરબદલીનો શોખ ધરાવે. કાવાદાવા છળ કપટમાં સંડોવાઈ જઇ હેરાન થાય. મનના ધખારાથી બીહામણા દેખાવો જોઈ મન ચકભમ થાય.

**શુક્ર-મંગલ**—ટપકામાં શુક્ર સાથે યુતીમાં મંગલ હોય અથવા મંગલ-શુક્ર એકમેકને **પાપ** દૃષ્ટિમાં હોય તો વ્યભિચારી બેઇજતી અને આબરૂ વગરનો છાકટો અને વ્યભિચારમાં પૈસો ગુમાવનારો હોય; જો સ્ત્રીના જન્મે આવો આસપેક્ટ હોય તો તે સ્ત્રી મોટી વ્યભિચારીણી થાય; અને હલકો ધંધો કરે. જે માટે બીજા ગ્રહો પણ જોવા, તબીયતનો નાશ કરે.

**શુક્ર અને મંગળ** એકમેકની **શુભ** દૃષ્ટિમાં હોય તો ઘણો ખર્ચાળ સ્ત્રીબાજ, તથા સ્ત્રીઓ સાથ ઘણો લાગવગ ધરાવનારો, તથા સ્ત્રીઓ તરફથી માન મેળવનારો, દારૂડી, છાકટો અને પૈસાના ખરચની દરકાર વગરનો હોય છે. સ્ત્રીની કુંડળીમાં આ આસપેક્ટ અશુભ દૃષ્ટિનું ફળ ઘણું કરી આપે છે.

**શુક્ર** અને **ગુરુ** યુતિમાં હોય અથવા એકમેક ઉપર **શુભ દૃષ્ટિ** હોય તો માણસ દયાળુ, ધર્મપ્રિય, સદ્‌ગુણી અને ઉદાર મનનો થાય છે. મોટા વૈભવમાં રહે છે. સુંદર વસ્ત્ર અને સુગંધી વસ્તુઓનો શોખીન બને છે. વિલાસી અને આનંદી પ્રકૃતિ હોય છે. ગુપ્ત સ્નેહ કે પ્રેમમાં પડે. સંગીતનો શોખીન હોય. જ્ઞાની, સારી કેળવણી અને યોગનો અભ્યાસી હોય. વહેવારમાં લોકપ્રિય બને. માન આબરૂ મેળવે, ધાર્મિક કાર્યો કરવા પ્રેરાય. તીર્થયાત્રાઓ કરાવે. સખાવત કરે. ધનની પ્રાપ્તિ થાય. સંસારસુખ સારૂં રહે. મીન અથવા કર્ક રાશિમાં આ યુતિ અથવા શુભ દૃષ્ટિ ઉપર લખેલું ફળ વિશેષ આપે છે.

**શુક્ર** અને **ગુરુ** એકમેક ઉપર અશુભ દૃષ્ટિ કરતા હોય તો અપવિત્ર અને છૂપાં પાપાચરણમાં લપટાય. નૈતિક હિંમતનો અભાવ રહે; સુંદર

કપડાં અને આભૂષણનો શોખીન પણ સ્થિતિ ઉપરાંત ડોળ રાખનારો હોય જેથી પૈસાની તંગી ભોગવે નોકરી ધંધામાં નાણાંની બરબાદી કે હાનિ જુઠ્ઠા મિત્રોથી થાય. ખર્ચાળુ વિશેષ રહે. ગુપ્ત પ્રેમથી ફસામણ થાય જેથી ધનની ખુવારી અને આબરૂની બરબાદી થાય. ખોટા આક્ષેપો દ્વારા ત્રાસ મળે. ખુશામતીઆ મિત્રો જ્યાંસુધી ધન હોય ત્યાં સુધી વળગી રહે, પછી જતા રહે. *

શુક્ર-શનિ—જન્મકાળે શુક્ર અને શનિ સાથે હોય અથવા એકમેકની અશુભ દૃષ્ટિમાં હોય તો પ્યારમાં હાર મળે, ધારેલી સ્ત્રી સાથે લગ્ન ન થાય, સ્ત્રીઓ સાથે ખટપટ થાય અને નુકશાન થાય. છૂપી કુટેવ હોય, ગાળગળોચ કરે; લુચ્ચાઈ અને બેવકાઈ કરે; લગ્નનું સુખ કમી કરે, હદની બહાર ખાવા-પીવાનું હોય; ખાસ કરી મર્દોને વધારે અસર કરે છે.

શુક્ર અને શનિ એકમેકની શુભ દૃષ્ટિમાં હોય તો લગ્નની બાબતમાં ફતેહ અને સુખ મળે; પોતાની ધણીયાણી અને બચ્ચાંઓને પ્રેમથી વળગી રહે; દયાળુ જીગર; મહેનતુ, ઉદ્યમી અને ચેતીને ચાલનારો; સ્ત્રીની કુંડળીમાં આ શુભ દૃષ્ટિ હોય તો પતિવ્રતા, ડાહી અને ભલી હોય છે.

શુક્ર-હરશચલ—શુક્ર અને હરશચલ સાથે હોય અને જો પહેલા ભુવનમાં આ યુતિ થાય તો તે માણસ એક્ટર થાય અથવા ગવૈયો થાય અને તેમાં નામ કાઢે; અથવા તો આર્ટીસ્ટ થાય, અને નામના મેળવે; પણ ઘણીક બાબતમાં દારૂડીઓ, અને વ્યભિચારી હોય; જો પહેલા ઘરમાં નહિ પણ તે સિવાયના બીજા કોઈબી ભુવનમાં આ યુતિ થાય તો પ્યારમાં ખલલ પડે, અને ધારેલી મહેરદાર નહિ મળે; તથા પરણ્યા પછી પણ બીજી સ્ત્રી કે મરદ સાથે આડો વહેવાર કરે; સાતમા ઘરમાં જો મરદની કુંડળીમાં હોય તો તેની સ્ત્રી તેવું કરે, અને જો સ્ત્રીની કુંડળીમાં હોય તો તેનો મરદ તેવું કરે. જો મીડહેવનમાં યાને દશમા ઘરમાં એ સંયોગ થાય તો કોઇ મોટા માણસની સ્ત્રી મારફતે અથવા કોઈ રાજવંશી સ્ત્રી મારફતે ભાગ્યનો ઉદય થાય.

શુક્ર અને હરશચલની એકમેક ઉપર સારી દૃષ્ટિ હોય તો પ્યારમાં ફતેહ મળે, સ્ત્રી જાતિની મહેરબાની મેળવે; ચિત્રકળા, વાજીંત્ર અને સંગીતમાં હોશિયાર હોય. જો શુક્ર ઊંચનો હોય તો એવું ફળ જરૂર મળે.

શુક્ર અને હરશચલની પાપ દૃષ્ટિ હોય તો પ્યારમાં હાર મળે, અદેખાઈ ઉત્પન્ન થાય, સ્ત્રીઓ તરફથી ધિક્કાર મળે તથા નીચ સ્ત્રીની

સંગતમાં ખુવાર થાય. જો ૧, ૨, ૫, ૯, ૧૦ એ ભુવનોમાં હોય તો ઘણો ખરાબ જાણવો.

શુક્ર અને **નેપચ્યુન** સાથે હોય અથવા એકમેકની **પાપ** દૃષ્ટિમાં હોય તો જેઓમાં વિશ્વાસ મૂકે તેઓ વિશ્વાસઘાત કરી હેરાન કરે. સંસારમાં અને પરિણીત જીંદગીમાં દિલગીરી અને હેરાનગતી ભોગવે. શેર, સટ્ટો અને જોખમી વેપારમાં હાનિ થાય.

**શુક્ર-નેપચ્યુન** એકમેકની શુભ દૃષ્ટિમાં હોય તો પવિત્ર પ્યાર; સંગીત કળાનો શોખીન; હવસ વગરના પ્લેટોનીક (Platonic) લગ્ન કરાવે.

**મંગળ-ગુરુ**ની સાથે હોય અથવા એકમેક સાથે **પાપ** દૃષ્ટિમાં હોય તો બેશુમાર ખર્ચાળ, ઘણો જ ઉદાર, બેજાનો ફાટેલ, બેવકુફ અને જીદ્દીલો, મારામારીમાં ઝીપલાવનારો તથા લાંબી સમજદારી નહીં વાપરનારો હોય છે. શેર, સટ્ટામાં, જુગારમાં ઘડી ઘડી મોટી નુકશાની ભોગવે. ચોરો, લુટારૂઓ અને આગથી નુકશાન થાય અને બચ્ચાંનું સુખ કમી કરે.

**મંગળ-ગુરુ** સાથે શુભ દૃષ્ટિમાં હોય તો હિંમતવાન, ઉદાર, ભોળો અને હરેક માણસને મદદ આપે છે. ભાગ્યે જ પૈસા ભેગા કરી શકે કેમકે ખર્ચ ઘણો હોય છે.

**મંગળ સાથે શનિ** હોય અથવા એકમેકની **પાપ** દૃષ્ટિમાં હોય તો ઘણો ગરમ સ્વભાવ કરે, ખરાબ છે, ખૂની બનાવે, મારામારી કરે, ચોરી લુંટફાટ કરાવે, કેદખાને જાય, ખાસ કરીને શનિ અથવા મંગળ દશમે હોય અથવા લગ્ને હોય તો જરૂર કેદખાને જાય. પડીખડી જાય, માર વાગે, હાડકાં ભાંગે, ખાસ કરીને જો, મંગલ અથવા શનિ પૂર્વમાં હોય. જે રાશિમાં આ ગ્રહો હોય તે રાશિ પ્રમાણે શરીરને વ્યાધિ થાય.

**મંગળ અને શનિ** એકમેકની **શુભ** દૃષ્ટિમાં હોય તો હિંમતવાન, બહાદુર, સિપાહી બચ્ચો, તેમજ કસાઈના ધંધામાં ફાયદો અને લાભ આપે, ઘણો મક્કમ વિચારનો અને જીદ્દીલો એ સર્વે ફળ એક, ત્રણ, નવ અથવા દશમા ભુવનમાં હોય તો વધારે આપે. ઉદ્યોગી અને ઊમંગી સ્વભાવ આપે. નિષ્ફળ નીવડે તો પણ હીંમત રાખી, પાછું કાર્ય પાર ઉતારવાની કોશિષ કરે.

**મંગળ સાથે હરશચલ** હોય અથવા એકમેકની **પાપ** દૃષ્ટિમાં હોય તો ઘણોજ અદેખો, લોહીનો તરસ્યો અને બહાદુર, હિંમતવાન, ચોર

અથવા લુટારો, અને મદીખાને જાય જ્યારે ૩, ૯ કે ૧૦ મા ભુવનમા જ સયોગ થાય, ત્યારે એ ફળ જાણવુ જો સાતમા ભુવને થાય તો લગ્નમા નખ્ખોદ વળે, છુટાછેડા થાય, અથવા તો ખૂન થાય.

**મગળ અને હરશચલની** એકમેક સાથે શુભ દૃષ્ટિ હોય તો હિમતવાન, પોતાપર ભરોસો રાખનાર, ભેજા કટેન, ઝનૂની ઉદાર, બહાદુર, ઘણો હોશિયાર સરજને અથવા તો લશ્કરી સિપાઈ થાય અને નામના મેળવે જો મગળ પોતાની રાશિમા અથવા ઊચનો હોય તો ઘણુ સારૂ ફળ આપે છે

**મગળ અને નેપચ્યુન સાથે** હોય અથવા એકમેકની **અશુભ** દૃષ્ટિમા હોય તો હનકો અને હવસી ઉતાવળિયો, ઉડાઉ અને આકરા સ્વભાવ બનાવે ધાર્મિક બાબતમા વિચિત્ર વિચારો ધરાવે અને કોઈ વખતે ખુદાની હસ્તીમા પણ નહિ માને મેસમેરીઝમ, હિપ્નોટીઝમ અને સીયામ જેવી ગુપ્ત જ્ઞાનની બાબતોમા ચોટ મારવાથી મનશક્તિ નબળી પડે ભૂત પ્રેતના કડવા અનુભવો મળે રાજદ્વારી કાવતામા ભાગ લે

**મગલ અને નેપચુન** એકમેકની **શુભ** દૃષ્ટિમા હોય તો આત્મિક વિદ્યા શીખવાની સારી પ્રેરણા આપે અતરચક્ષુ ખીલેલી હોય જેથી અગત્યના કામમા બહુ જ સારી મદદ મળે અને ફતેહમદ નીવડે

**ગુરુ સાથે શનિની** યુતિ શુભ ગણાય છે ગુર અને શનિ સાથે હોય અથવા એકમક સાથ શુભ દૃષ્ટિમા હોય તો વારસો હીસ્સો મળે, માલમિનત મળે, લગ્નથી પૈસો મળે, મિત્રો તરફથી મદદ મળે મોટો ધર્મગુરુ થાય અને ઘણુ માન અને મરતબો વધે નવમે ભુવને હોય તો મોટો ધર્મગુરુ થાય. વિદ્વાન્ હોય સાતમે, બીજે કે આઠમે હોય તો લગ્ન થવાથી પૈસા મળે

**શનિ અને ગુરુ** એકમેકની **પાપ** દૃષ્ટિમા હોય તો પૈસાની ખોટ જાય તેમજ કોર્ટ કેસ થાય, માલમિલ્કત જતી રહે જો સાતમા ભુવનમા હોય તો, તે માણુસ પૈસાદારી સ્રી સાથે પરણવાની ઇચ્છા રાખે, પણ તેમા ફતેહમદ નીવડે નહિ માલમિલકત ખર્ચી નાખે શેરસટ્ટા, જુગારમા મોટી હાનિ ભોગવે ભાગ્યે જ પૈસાદાર થાય.

**ગુરુ સાથે હરશચલ** હોય તો તે શુભ ફળ આપે છે અથવા એકમેકની ઉપર શુભ દૃષ્ટિ હોય તો ફાજીે મળે, જો બીજે કે આઠમે હોય તો સારો. નવમે હોય તો ધર્મના કામમા ફત્તેહ આપે. મોટો હોદ્દો ભોગવે એકાએક પૈસાનો લાભ થાય.

**ગુરુ અને હરશચલની** એકમેક સાથે **પાપ** દૃષ્ટિ હોય તો કોર્ટ દરબારથી મોટી નુકશાની ભોગવે; ફાળો અથવા માલમિલકત માટે મુશ્કેલીઓ ઊભી થાય ધણી કે ધણિયાણીની માલમિલકત માટે તકલીફ ઊભી થાય. ધંધામાં એકાએક નુકશાની આવ્યા કરે ધર્મગુરુઓ મુશ્કેલીમાં મુકાય. શેરસટ્ટો બિલકુલ કરવો નહિ.

**ગુરુ સાથે નેપચ્યુન** અને જો બેમાંથી કોઈ પણ ગ્રહ શનિ, મંગલ કે હરશચલની ખરાબ દૃષ્ટિમાં નહિ હોય તો આ યુતિ નીચે જણાવ્યા મુજબનું ગુરુ–નેપચ્યુનની શુભ દૃષ્ટિવાળું ફળ આપે છે અને આત્મિક વિકાસ સારો કરે છે. પણ જો આ બેમાંથી કોઈ પણ ગ્રહ કન્યા કે મકરમાં હોય અને બીજા ગ્રહોની તેઓ પર અશુભ દૃષ્ટિ હોય તો નીચે જણાવેલી ગુરુ અને નેપચ્યુનની પાપ દૃષ્ટિ જેવું ફળ મળે.

**ગુરુ અને નેપચ્યુનની** સારી દૃષ્ટિ હોય તો આત્મિક શક્તિ વિશેષ ખીલેલી હોય. સ્વપ્નાની તાસીર ઉકેલી શકે અને આવતા બનાવોની આગાહી થાય.

**ગુરુ–નેપચ્યુનની પાપ** દૃષ્ટિ હોય તો મનની લાગણીઓ પર કાબુ રહે નહિ જેથી હાડમાર થાય. મન પર માઠી અસર થાય અને વિચિત્ર તેમજ ચક્રમ સ્વભાવ બનાવે. કાવાદાવા અને છળકપટમાં સંડોવાય જેથી હેરાનગતી ભોગવવી પડે. જોખમદાર હોદ્દો ભોગવનારે ઘણી સાવચેતી આ બાબતમાં રાખવાની છે.

**શનિ સાથે હરશચલ** હોય અથવા એકમેકની **પાપ** દૃષ્ટિમાં પહેલા ભુવનમાં હોય તો લુચ્ચો અને કપટી હોય છે. બીજે હોય તો, પૈસોટકો ગુમાવી દઈ ગરીબ થઈ જાય છે; ત્રીજે જ્યોતિષશાસ્ત્ર અને આત્મિક વિદ્યાનો શોખીન નીવડે છે; પણ ભાઈભાંડુથી નુકશાન ભોગવે. ચોથે ઘડપણમાં દુઃખી; સિવાય કે તુલા, મકર કે કુંભ રાશિમાં હોય. પાંચમે બચ્ચાંથી દુઃખી; છઠ્ઠે લાંબી માંદગી અને નોકરો દુઃખ દે. સાતમે કોર્ટ દરબારથી હેરાનગતી અને પરિણીત જીંદગીનું અસુખ; આઠમે લગ્નથી કે ભાગીદારીથી ફાયદો થાય નહિ; નવમે ધર્મ માટે ચૂસ્ત વિચારો નહિ; બાયડીનાં સગાં-વ્હાલાં દુઃખી કરે. દશમે માન, ઇજ્જત, આબરૂ જાય અને ફનાફાતિયા થઈ જાય. કેદખાને પણ જાય. અગિયારમે મિત્રો દુઃખી કરે. બારમે ચોર લુટારૂઓથી હાડમારી થાય અને છૂપા દુશ્મનો હેરાન કરે.

**શનિ અને હરશચલની શુભ** દૃષ્ટિ હોય તો અંતરજ્ઞાન ખીલવે.

સરકારી હોદ્દા માટે સારૂં, મોટી સ્કીમો ઘડે અને પદ્ધતિસર પાર ઉતારે; મોટા હોદ્દાઓને લાયક નીવડે; ઇલેકટ્રીસીટીનાં ધંધામાં લાભ થાય; હોશિયાર અને ચંચળ નીવડે.

**શનિ સાથે નેપચ્યુન** જો એમાંથી કોઈ પણ ગ્રહ ગુરુ, હરશચલ કે મંગળની પાપ દૃષ્ટિમાં નહિ હોય અને જો નેપચ્યુન અને શનિ તુલા અથવા મકર રાશિમાં હોય અથવા શનિ-નેપચ્યુન મીનમાં હોય તો આ યુતિ નીચે જણાવ્યા મુજબ શનિ-નેપચ્યુન એકમેકની શુભ દૃષ્ટિમાં હોય તેવું ફળ આપે છે. પણ શનિની નબળી રાશિઓમાં એટલે કર્ક, સિંહ કે મેષમાં આ યુતિ થતી હોય તો નેષ્ટ ફળ આપે છે. વધુ માટે જુઓ નીચેના ફકરા.

**શનિ-નેપચ્યુન** એકમેકની **શુભ** દૃષ્ટિમાં હોય તો મક્કમ મન શક્તિ, લાંબી દૃષ્ટિથી કામ લેવું, વ્યવસ્થાપૂર્વક, ધીરજવંતુ અને શાંતિમય સ્વભાવ વગેરે શનિના શુભ ગુણો આપે છે જે વધુ ખીલવવાથી દરેક કામમાં ફતેહ મળે છે. આ શુભ દૃષ્ટિ આત્મિકબળ વિશેષ ખીલવે છે.

**શનિ અને નેપચ્યુન** વચ્ચે **પાપ** દૃષ્ટિ હોય તો છળકપટ અને કાવાદાવાનો ભોગ બનાવે અથવા મેસમેરીઝમ, હિપનોટીઝમ કે સીયાંસ સાથે ચેડાં કાઢવાથી મન શક્તિને નબળી પાડે છે જેથી હેરાનગતી ભોગવવી પડે છે. અંગમાં ભૂત, પ્રેત અને મેલી અરવાઇ શક્તિ ભરાય અને જેથી હલકાં કામો કરવાની અને આપઘાત કરવાની પ્રેરણા થયા કરે.

**હરશચલ-નેપચ્યુન** સાથે હોય અથવા એકમેકની **અશુભ** દૃષ્ટિમાં હોય તો જીંદગી દરમ્યાન દગાફટકા અને કાવાદાવામાં ફસાઇ જાય જેથી આબરૂ ઇજ્જતને ધોકો પુગે. ધંધામાં કે નોકરીમાં એકાએક નુકશાનકારક પલટો આવ્યા કરે. શોધખોળ કરવાની અને મુસાફરી કરવાનો શોખ આપે પણ તેમાં મોટી હરકત ઊભી થાય અને આ બાબતની મનની ઇચ્છા પાર પડે નહિ. આત્મિક જ્ઞાન મેળવવાની પ્રેરણા થાય પણ આ બાબતમાં ઊંધે રસ્તે દોરવાઈ હેરાનગતી ભોગવે જેથી મન અશાંત રહે.

**હરશચલ નેપચ્યુન** એકમેકની શુભ દૃષ્ટિમાં હોય તો આત્મજ્ઞાનનો વિશેષ શોખ ધરાવે અને આ બાબતમાં સારી પ્રગતિ કરાવે; ભૂતખાના (Masonic Lodge)નો સભ્ય બને અને એમાંથી કોઈપણ ગ્રહ દશમે સ્થાને હોય તો ભૂતખાનામાં મોટી ડીગ્રી મેળવી નામ કાઢે. સ્વપ્નાં ખરાં પડે અને આવતા બનાવોની આગાહી સારી રીતે કરી શકે. અંતર ચક્ષુ

વિશેપ ખીલેલી હોય. હિપનોટીઝમથી દુઃખો સારાં કરી શકે. કુદરતની લીલાની પિછાન સારી રીતે કરી શકે.



## (૨૩) જન્મપત્રિકા જોવા તથા ફળ કહેવાની સમજણ

જન્મપત્રિકા હિંદુસ્તાનમાં ગુજરાતી, સંસ્કૃત અથવા તો મારવાડી કે ફારસી મુસલમાની ભાષામાં બનાવવામાં આવે છે, જેમાં ખાસ કરીને મુખ્ય ભાગે, ગુજરાતી જન્મોત્રી ઘણી હોય છે. એ જન્મપત્રિકા અથવા ટપકામાં ઘણીક જાતની જુદી જુદી કુંડળીઓ હોય છે, તથા દશા વિગેરે ઘણી બાબતો લખેલી હોય છે, જે ગુજરાતી ગણિત અને ગુજરાતી જ્યોતીષ વિદ્યાને લગતાં છે, એ ગુજરાતી જન્મપત્રિકા, અંગ્રેજી રૂઢી પ્રમાણે કેમ જોવી તથા તેનું ફળ કેવી રીતે જાણવું તે લખ્યું છે.

હવે **ગુજરાતી જન્મપત્રિકામાં** ખાસ કરીને જે **જન્મ કુંડળી** યાને પહેલું ચક્ર કાઢેલું હોય છે, તે તપાસવું. તે ચક્રમાં, મથાળે પહેલું ભુવન, અને ત્યાંથી ડાબા હાથ ઉપર બીજું, તેના ડાબા હાથ પર ત્રીજું એમ જાણવું. હવે એ ભુવનમાં, પહેલે પહેલું ભુવન યાને જન્મ લગ્ન ખુબ બારીકીથી જોવું. તે ભુવનમાં જે આંકડો માંડેલો હોય, તે આંકડો તેટલામી રાશીનો જાણવો, જેમકે મેષ રાશી માટે એક, વરખ માટે બે, મિથુન માટે ત્રણ, કર્ક માટે ચાર, એ પ્રમાણે હોય છે. હવે વિચાર કરવો કે પહેલા ભુવનમાં યાને જન્મ લગ્ને જે આંકડો હોય, તેને લગતી રાશી જો એકલી પડી હોય, યાને તે ભાવમાં કોઇ ગ્રહ નહીં હોય, તો તે રાશીના ગુણ, રૂપ રંગ જેવો તે માણસ હોવોજ જોઇયે, અને જો કોઇ ગ્રહ તેમાં બેઠેલો હોય, તો તે રાશી અને તે ગ્રહ એ બેઉને લગતી ખાસીયત ને રૂપ રંગનો તે હોવો જોઇયે. જો ઘણા ગ્રહો પહેલા ભુવનમાં સાથે પડયા હોય તો, જે ગ્રહ ઉંચનો અને બળવાન હોય, તે ગ્રહને તે રાશીના જેવો તે શખ્સ હોવો જોઇયે. જો ઉપર પ્રમાણે તે શખ્સનો ચહેરો, કદ અને રૂપ રંગ નહીં હોય તો, પહેલા ભુવનની રાશીના કેટલા અંશ છે, તે અંશ જોવા, અને તે અંશમાં ૨૨°–૩૫' અંશ ઉમેરવા. અને જે રાશી આવે, તે રાશીના જેવું રૂપ રંગ જરૂર માલમ પડશે. તે ઉપરથી અનુમાન પણ કરી શકાશે, કે તે ટપકો ખરો છે, યા ખોટો છે. ૨૨°–૩૫' અંશ તે રવીનો મંદોચ ગુજરાતી ગ્રહને અંગ્રેજી ગ્રહમાં ફેરવવા માટે છે.

૧ ઉદાહરણુ —એક માણુસના ટપકામા જન્મ લગ્ન યાને જન્મ કુન્ડીના પહેલા ભુવનમા, ધારો કે ૧૦ નો આક માંડેલો હોય, તો દશમી રાશી મકરનુ જન્મ લગ્ન જાણુવુ હવે એ મકર રાશીના અશ જન્મકાળે જો સાતની અદર હોય તો, તે માણુસ મકર રાશીના રૂપ રંગ અને ખવાસનો જાણુવો. પણુ જો સાત અશથી વધારે હશે તો, તેમા અશ ૨૨°-૩૫' ઉમેરતા, તે કુભ રાશીના કેટલાક અશે, જન્મ જાણુવો અને તે શખ્સ કુભ રાશીના રૂપ રંગ દેખાવનોજ નીવડવાનો અથવા તે માહેના ગ્રહની ખાસીયતનો નીવડવાનો જો તે શખ્સ તેવો નહીં માલમ પડે, તો પછી પહેલા ભુવનની જે રાશી હોય તે રાશીનો માનેક જે રાશીમા પડ્યો હોય તેના જેવો દેખાવ હોય, જો તેમ પણુ નહીં હોય તો તે ટપકો વખતે ખોટો હોય અથવા તો જન્મ ઘડીમા ફરક હોય, એમ જાણુવુ એવી રીતે ગુજરાતી ટપકો અગ્રેજી રૂઢીથી જોવો.

**નોધ.**—જો ગુજરાતી ટપકાનું જન્મ લગ્ન કોઇપણુ રાશીનુ એકથી પાચ અશની અન્દર હોય, અથવા તો કોઇબી રાશીનું ૨૬ થી ૩૦ અશની અદર હોય તા જરૂર ઉપર પ્રમાણે વિચાર કરીને રાશીનુ બળ જાણુવુ, અને તે પ્રમાણે તે માણુસના રૂપ રંગ, ગુણુ, ખામી, ઓળખવી, તો તમને હરેક બાબતનો પકો ખુલાસો સત્ય મળશે, એજ પ્રમાણે બીજા ભુવનોના પણુ અશ જોઇ તેમા જો ૨૨°-૩૫' અક્ષાશ ઉમેરવો ઘટે તો ઉમેરીને પછીજ તે ભુવનનું બળ નક્કી કરી તે ભુવનનુ ફળ જોવુ તોજ તે ભુવનનો ફાયદો, ગેરલાભ, વિગેરે જણાશે ઘણાક શખ્સો પોતાના જન્મ વખતે ઘણા સારા ગ્રહો છતા તેમજ ભાવચલીત અને નવમાસની ગુજરાતી કુન્ડળીઓમા ઉચ થઇને બેહેલા છતા, તેનુ કશુ ફળ તે લોકને મળતુ નથી ત્યારે તેઓ જ્યોતીષીને ફળ દેખાડે છે તે જ્યોતીષીઓ પણુ સાચ્જ ફળ દર્શાવે છે, પણુ તે ફળ નહીં મળવાથી, તે માનવી જ્યોતીષ વિદ્યાને જુઠી અને ઠગારી લેખે છે પણુ જો ઉપલી અગ્રેજી રૂઢી પ્રમાણે જોવામા આવે તો, કેટલીક વખતે જન્મકાળે બેહેલા ઉંચના ગ્રહો, તદ્દન બદલાઇને નીચના, અને નીચના ગ્રહો વખતે ઉચના થઇ જાય છે ને તે પ્રમાણે દરશાવેલુ ફળ ખરૂ ઠરે છે

૨ ઉદાહરણુ —ધારો કે એક માણુસનો જન્મ મિથુન રાશીના છેલ્લા અશમા યાને ૨૭ થી ૩૦ લગીમા થયો તો તે માણુસ ઘણુ કરીને તેની પછીની કર્ક રાશીને લગતા ગુણો વધારે પ્રમાણુમા પોતાનામા જોશે અથવા જો ધારો કે એકથી પાચ અશની અદર કર્ક રાશીમા જન્મ થયો,

તો તે માણસમાં કર્ક રાશિના સહેજસાજ ગુણો ઉપરાંત અમલ કરી ગયેલી મિથુન રાશિના મુખ્ય ભાગે ગુણદોષ હોવા જોઇયે, હિન્દુ ટપકાંઓ જોવાના અનુભવપરથી, મુખ્ય ભાગે સત્ય ઉપર પ્રમાણે જ માલમ પડે છે.

એ પ્રમાણે પહેલા પાંચ અને છેલ્લા પાંચ અંશે કોઈપણ રાશિમાં જન્મ થયો હોય તો, વિચાર કરીને જન્મલગ્ન માંડવું. જો કોઈ પણ મધ્યમ અંશે જન્મ થયો હોય તો તેવે વખતે એકબારગી જન્મમાં પાંચ મિનિટનો ફરક પડી જાય તો કાંઈ ઝાઝો ફરક પડતો નથી, પણ પહેલા અને છેલ્લા અંશે લગ્ન આવે તો તે વખતે ખૂબ વિચારીને ફળ જણાવવાની જરૂર છે.

હવે પહેલા ભુવનનો માલેક યાને પહેલા ભુવનમાં જે રાશિ બેઠી હોય તેનો માલેક તથા કુંડળીના કયા ભુવનમાં, કેવી રાશિમાં, અને શુભ પાપગ્રહની દૃષ્ટિમાં બેઠો હોય તેનો પણ વિચાર કરવો.

## (૨૪) જીંદગી માટે જોવાની રીત

પહેલાં તો એક બચ્ચાંનો જન્મ થતાં, તેની જન્મ કુંડળી કાઢી તેમાં પહેલી ચીજ એજ જોવાની કે તે બચ્ચું જીવશે કે? એટલા વાસ્તે તે કુંડળીનું પહેલું ભુવન, પહેલા ભુવનની રાશિનો માલિક ચંદ્ર, તથા પહેલા અને આઠમા ભુવનમાં પડેલા ગ્રહો તપાસવાની જરૂર છે.

જો પહેલા ઘરમાં પાપગ્રહ હોય, તથા ચંદ્ર જન્મ કુંડળીમાં નીચનો નબળો કે પાપગ્રહની દૃષ્ટિનો છઠ્ઠા, આઠમા કે બારમા ભુવનમાં બેઠો હોય, તો તે બચ્ચું તરત મરે.

જો પાપગ્રહ જન્મલગ્નમાં હોય, અને તેને આઠમા ભુવનના માલિકની ખરાબ દૃષ્ટિ હોય, અને ચંદ્ર પણ સૂર્યથી ઘેરાયલો હોય તો તે બચ્ચું જીવે નહીં. જો પહેલા ભુવનની રાશિનો માલેક છઠ્ઠા ભુવનમાં પડયો હોય તો તે બચ્ચું માંદલું રહે. જો તેને આઠમા ભુવનના માલેક સાથે પાપદૃષ્ટિ હોય અને બીજા શુભ ગ્રહની મદદ ન હોય તો અંતે બચ્ચું મરી જાય, પણ જો શુભ ગ્રહની મદદ હોય તો જીવે. ચંદ્ર અથવા સૂર્ય એમાંથી એક પણ કેન્દ્ર સ્થાને હોય, અને તેની સાથે કોઇપણ પાપગ્રહ બેઠો હોય, અથવા સૂર્ય, ચંદ્ર, કોઇ પાપગ્રહની પક્કી દૃષ્ટિમાં આવે, અને કોઈપણ સારા ગ્રહની દૃષ્ટિ ન હોય, તો તે બચ્ચું જીવતું જન્મે; પણ થોડા વખતમાં મરી જાય. જો પહેલા અને આઠમા ઘરના સ્વામીઓ નીચ રાશિના હોય તો બચ્ચું જીવે નહીં. જો પહેલા ભુવનનો માલિક આઠમા

ભુવને, અને આઠમા ભુવનનો માલિક પહેલા ભુવને હોય, અને ચંદ્રમા પાપદષ્ટિ અને પાપગ્રહોથી ઘેરાયલો હોય તો તે બચ્ચું જીવે નહીં. જો રવિ, મંગળ, છઠ્ઠા ભુવને, આઠમા ભુવને, અથવા બારમા ભુવને સાથે હોય, અને જન્મલગ્નનો માલિક નીચનો હોય તો બચ્ચું જીવે નહીં, તુરત મરે પહેલા, ત્રીજા, છઠ્ઠા, નવમા, એ ઘરોનો માલિક ચંદ્ર હોય, અને તેના ઉપર કોઈ પાપગ્રહની દષ્ટિ હોય તો તે બાળકનો આવરદા ટૂંકો જાણવો.

જો આઠમા ભુવનનો માલિક નીચનો હોય, અને પહેલા ભુવનનો માલિક પાપગ્રહ સાથે બેઠો હોય, તથા ચંદ્ર પણ કોઈબી સ્થાને પાપગ્રહના કેજંગશનમા હોય તો ટૂંકો આવરદા જાણવો.

જો આઠમા ભુવનનો માલિક નીચનો હોય અને છઠ્ઠા અથવા બારમા ભુવનમાં બેઠો હોય, અને તે જ કુંડળીમાં જો ગુરુ અથવા ચંદ્રની બીજા ભુવન તથા આઠમા ભુવનપર શુભ દષ્ટિ ન હોય, તો તે બચ્ચું તુરત મરે.

એ પ્રમાણે અનેક બીજા યોગો છે, તે સર્વે લખવાને અત્રે પૂરતી જગ્યા નથી.

સૂર્ય અને ચંદ્ર એ બેઉ જીંદગી આપનારા છે, માટે જો કુંડળીમાં સૂર્ય અથવા ચંદ્ર, ૧, ૭, ૯, ૧૦, ૧૧ મા ભુવનમાંથી કોઈબી ભુવનમાં બળવાન ઊંચના થઈને બેઠા હોય, અથવા તો બીજે કોઈ ભુવને બેસી ઉપલા ભુવનો ઉપર પોતાની સારી દષ્ટિ નાંખતા હોય તો જીંદગી લાંબી જાણવી, પહેલા ઘરનો સ્વામી બળવાન હોય, અથવા તેની પહેલા ઘરપર શુભ દષ્ટિ હોય તો લાંબી જીંદગી આપે.

## (૨૫) માબાપને લગતા સવાલો વિષે

અંગ્રેજી જ્યોતીષ પ્રમાણે ચોથું ઘર બાપનું અને દશમુ ઘર માતું લેખવામાં આવે છે. ગુજરાતી પ્રમાણે દશમુ ભુવન બાપનુ અને ચોથું ભુવન માતું લેખવામાં આવે છે. હવે અનુભવપરથી માલમ પડે છે કે એ બેઉ ભુવનો માબાપના સુખ દુખ માટે જોવાનાં છે. એ ભુવનોમાં પાપગ્રહ હોય ને તેને શુભ ગ્રહો દેખતા ન હોય, અથવા તે ભુવનના માલિક નીચના થઈ પાપગ્રહની સાથે અથવા દષ્ટિમા ફસેલા હોય તો, માબાપનું સુખ નહી જાણવું. ચોથા કે દશમા ભુવને હરશચલ, શનિ, મંગળ, રાહુ, કેતુ, નીચનો બુધ એવા પાપગ્રહો હોય, તો તે માબાપને હાનિકર્તા છે.

બાપના આવરદા વિષે, શનિ તથા રવિ જો ઊંચના થઈને ચોથા અથવા દશમા ઘરમાં હોય તો બાપનો આવરદા ઘણો લાંબો જાણવો. માતા માટે શુક્ર અને ચંદ્ર જો ઊંચના બળવાન થઈને દશમે ભાવે હોય તો તેથી માતાનું સુખ વધારે હોય, યાને માતાની જીંદગી લાંબી જાણવી. ઉપલા ગ્રહોની જો આઠમા, છઠ્ઠા અથવા અગિયારમા ભુવન ઉપર વેરભાવ નજર હોય તો, માબાપ કંગાલ અને માંદાં તથા જંજાળમાં જીંદગી કાઢે, અથવા મરે, પણ જો તેઓ શુભ દૃષ્ટિ ઉપલાં ભુવનોમાં નાંખતા હોય તો લાભ કરે, જીંદગી ટકાવી રાખે, તથા તેઓને દેહનું સુખ આપે.

## (૨૬) રોગ તથા તંદુરસ્તી વિષે

મરદને તંદુરસ્તી આપનારો સૂર્ય છે, અને ઓરતને ચંદ્ર જાણવો. જ્યાંલગી એ બે માંહેલો એક નિર્બળ થાય નહીં અથવા બીજા કોઈ ગ્રહની પાપદૃષ્ટિમાં હોય નહીં ત્યાંલગી તંદુરસ્તીને અલવલ આવે નહીં. જો રવિ અથવા ચંદ્ર, શનિના સમાગમમાં આવે અથવા દૃષ્ટિમાં આવે તો તબીયત જરૂર બગાડે, તે માણસ માંદલો હોય. રવિ સાથે મંગળ હોય તો ઘણી તંદુરસ્તી ને જોર આપે, પણ પીત્તો ફાટવાથી અથવા માથે લોહી ચઢવાથી અકસ્માત કરે, ને મરે. જો રવિ સાથી ગુરુ હોય તો રસવિકાર કરે, લોહી બગાડે, ફીકરૂં થાય.

એજ પ્રમાણે સ્ત્રીની તંદુરસ્તી માટે રવિને બદલે ચંદ્રને ઉપર પ્રમાણે તપાસવો.

જો રવિ અને બીજા ગ્રહો મુખ્ય ભાગે ૬, ૭, ૮, મા ઘરમાં પડેલા હોય તો લાંબી માંદગી ભોગવાવે. જે માણસોનો જન્મ દિવસના સૂર્ય ઉદયથી સૂર્ય અસ્તની અગાઉ થયો હોય, તે માણસ સારી તંદુરસ્તી ભોગવી શકે છે, પણ જો તે સુર્યને કોઈ પાપગ્રહનું કંજંગશન હોય છે, તો અકસ્માતિક મોત કરે છે. રોગ માટે જાણવું કે છઠ્ઠા ભુવનમાં જે રાશિ જન્મે હોય, તે રાશિ શરીરના જે ભાગ ઉપર અમલ કરતી હોય, તે ભાગમાં દરદ થાય, તથા જે ગ્રહ છઠ્ઠા ભુવને બેઠો હોય તે ગ્રહ પોતાનું દરદ આપે. જેમકે વરખ રાશિ ગળાનાં દરદો, જેવાં કે ગળાનો સોજો, શરદી, ઠાંસો, ગાંઠ વગેરે. સિંહ રાશિ અને કુંભ રાશિ છાતીનાં દરદો ઉત્પન્ન કરે છે, યાને હાર્ટડીઝીઝ વગેરે થાય છે. વૃશ્ચિક રાશિ પિશાબને લગતાં અનેક દરદો કરે છે. મિથુન તથા ધન રાશિ કમતાકાતી, નબળાઈ, તથા જ્ઞાનતંતુને લગતાં (Nervous) દરદો આપે છે. કન્યા

તથા મીન રાશિ ખડી કરે છે, ખાસ કરીને મીન રાશિ છઠ્ઠા ભુવનમા જરૂર ખડીનો રોગ ઉત્પન્ન કરનારી છે મેષ રાશિ માથાના ભેજાના શ્નેનાપણાના દરદો તથા ભેજાનો તાવ વગેરે આપે છે કર્ક તથા મકર રાશિ, હાજરી પેટ, આતરડા વગેરેના દરદો આપે છે તુના રાશિ બદનની નબળાઇ આપે છે રવિ અને શનિ જન્મમધ્યે પાપદષ્ટિના હોય તો દમ હાફણુ કરે ખાસ કરીને મિથુન, કન્યા, ધન કે મીન લગ્નમા હોય તો જો ગ્રહો બધે વિખરાઇને છુટા છુટા કુડળીમા પડયા હોય તો, છઠ્ઠા ભુવનની રાશિ અને મગળ જે ભુવનમા હોય તેઓની રાશિ જોવી ને તેને લગતા દરદો પીછાણવા, જેમકે મગળ સિંહ રાશિમા હોય તો જાણવુ કે છાતીનુ દરદ હોવુ જોઇયે, જો શનિ વૃશ્ચિક રાશીનો હોય તો જરૂર રેતી અથવા પથરીનુ દરદ આપે જે રાશિ છઠ્ઠા ભુવનમા હોય તે રાશિ બદલના જે ભાગપર અમલ કરતી હોય (જુઓ કોષ્ટક પહેલુ) તે ભાગને લગતા દરદ તે માણસને થાય છે, અથવા થશે એમ જાણવુ દરદને લગતી બાબતોનુ વધુ જ્ઞાન આ પુસ્તકના ચોથા ભાગમા **મેડીકલ એસ્ટ્રૉલૉજીને** લગતી બાબતોમા ખુલાસાથી મળશે

## (૨૭) પૈસા વિષે

પૈસા માટે ખાસ બીજા ભુવનમા જોવાતુ છે અને બીજા ભુવનનો માલિક ઊંચનો, મિત્ર દષ્ટિનો અથવા કુડળીમા સારે સ્થાને બેઠેલો હોય તો પૈસો સારો આપે પહેલા ઘરનો સ્વામી સૂર્ય અથવા શુક્રની સારી દષ્ટિમા હોય અને જન્મ કુડળીમા સારે ભાવે બેઠો હોય તો સારી દોલત મળે પહેલા ઘરનો સ્વામી બળવાન હોય તથા ઊંચનો થઈ બીજા, પાચમા કે દશમા ભુવનના માલેક સાથે બેઠો હોય, અથવા તો પહેલા ઘરનો સ્વામી સ્વરાશિનો પાચમા ઘરના સ્વામીની સાથે ગુરુની શુભ દષ્ટિમા હોય, અથવા ગુરુની સાથે બેઠો હોય તો સારો પૈસો આપે. પૈસા માટે ખાસ પહેલા ઘરનો માલિક અને બીજુ ભુવન બળવાન જોઇયે, અથવા તો રવિ, ચદ્ર કે ગુરુની સારી દષ્ટિમા હોવુ જોઇયે ગુરુ અથવા ચદ્ર દશમા ભુવને અથવા બીજા ભુવને કજગશનમા હોય તો પૈસાવાળો થાય. જો શનિ બીજા ભુવનનો માલિક હોય, અથવા શનિ બીજા ભુવને વક્રી ચાલતો થઇને રહેલો હોય તો તે માણસ ગરીબ અને પૈસાની તગીવાળો રહે જો મગળ બીજા ભુવને બેઠો હોય તો પૈસો ખૂબ ઉડાવે ને તેથી લાચાર થાય એ પ્રમાણે પૈસાને લગતું સુખ જોવુ

## (૨૮) ફરઝંદ વિષે

ફરઝંદ વિષે પાંચમા ભુવનમાં જોવાની જરૂર છે. જો પાંચમા ભુવનમાં તેમજ અગિયારમા ભુવનમાં જે રાશિ હોય તેના પ્રમાણમાં બચ્ચાંનો જોગ હોય છે. જો ઉપલાં ભુવનોમાં **મેષ** રાશિ હોય તો ફરઝંદ થાય નહીં, અને થાય તો એક અથવા બે થાય, **વરખ** રાશિ હોય તો ત્રણ અથવા ચાર. **મિથુન** રાશિ બે અથવા ત્રણ, **કર્ક** રાશિ પાંચ અથવા છ, અથવા કોઈ વખતે સોળથી પણ વધારે, **સિંહ** રાશિ હોય તો બીલકુલ ફરઝંદ થાય નહીં. **કન્યા** રાશિ એક, બે અથવા ત્રણ, **તુલા** રાશિએ ત્રણ અથવા ચાર, **વૃશ્ચિક** રાશિએ ચાર અથવા પાંચ, **ધન** રાશિએ ત્રણ અથવા ચાર, **મકર** રાશીએ બે અથવા ત્રણ, **કુંભ** રાશીએ ફરઝંદ થાય નહીં, **મીન** રાશીએ સાત અથવા આઠ જાણવાં, પણ યાદ રાખવું કે પાંચમા ભુવને કોઇ ગ્રહ નહીં હોય, તેમજ અગિયારમા ભુવને કોઇ ગ્રહ નહીં હોય તો જ ઉપર પ્રમાણે ફરઝંદનો આંક કહેવો. જો રવિ, બુધ, શનિ, મંગળ, હરશચલ એવા પાપગ્રહો હોય તો તે લોક બચ્ચાંનો ઘટાડો કરે છે, પણ જો ચંદ્ર, ગુરુ, શુક્ર હોય, તો ઉપર લખવા કરતાં પણ વધારે ફરઝંદ થાય છે. ખાસ કરીને જો ચંદ્ર પાંચમા ભુવને **કર્ક** અથવા **મીન** રાશિનો હોય તો ઘણાં ફરઝંદ થાય છે. **કન્યા** રાશિનો **ચંદ્ર** હોય તો જોડ-છોકરાં અવતરે, એમ જાણવું. જો પાંચમા સ્થાનમાં ચંદ્ર, શુક્ર, અથવા ગુરુ હોય તો છોકરાં તાબેદાર નીવડે ને માબાપને સુખ આપે, પણ જો પાપગ્રહો હોય તો, તોફાની, નાફરમાન, માંદલાં અથવા માબાપને સંતાપ આપનારાં નીવડે. વળી સારા ગ્રહો પાંચમા અથવા અગિયારમા ભુવનમાં હોય ને તેની ઉપર પાપગ્રહોની દૃષ્ટિ હોય તો, કેટલાંક ફરઝંદ મરે, ને કેટલાંક જીવે. એક માણસને ઘણાં ફરઝંદ હોય તો તે દરેક ફરઝંદ માટે **પાંચમા** ભુવનમાં જોવું નહીં, પણ પહેલું ફરઝંદ તે **પાંચમા** ભુવનમાં જોવું, બીજું ફરઝંદ ( તેનાથી ત્રીજું યાને ) **સાતમા** ભુવનમાં જોવું, ત્રીજું ફરઝંદ ( તેનાથી ત્રીજું યાને ) **નવમા** ભુવનમાં જોવું, ચોથું ફરઝંદ એ પ્રમાણે **અગિયારમા** ભુવનમાં, પાંચમું ફરઝંદ **પહેલા** ભુવનમાં એ પ્રમાણે હરેક બાળક જે જન્મેલું હોય, તે પ્રમાણે અનુક્રમે તેનું સુખ-દુઃખ જોઇ શકાય છે. ચંદ્ર ચોથા ભુવને હોય ને તેના ઓપોઝીશનમાં દશમા ભુવને શનિ શુક્ર સાથે બેઠો હોય તો ફરઝંદનો નાશ કરે. બુધ પહેલા કે બીજા ભુવનમાં ઉંચનો હોય તો ફરઝંદ આપે. પાંચમા ભુવને **મિથુન, સિંહ, અથવા કન્યા** રાશિ હોય તો તેનાં ફરઝંદ જીવે

નહીં, અથવા ફરઝંદ થાય નહીં. એ પ્રમાણે ફરઝંદ વિચાર જાણવો. જો પાંચમા અથવા અગિયારમા ભુવને શનિ અથવા મંગળ હોય તો જાણવું કે ફરઝંદો ઘણો વખત જીવશે નહીં. જો રવિ પાંચમે હોય અને પાપગ્રહ સાથે હોય તો એકબી બચ્ચાને જીવવા દે નહીં. જો શનિ રવિ અને બુધ દશમા ભુવને કંજંગશનમાં હોય અને ચંદ્ર સાથે સ્કવેર કે ઓપોઝીશનમાં હોય તો ફરઝંદ મરે, મંગળે ગુરુના ઓપોઝીશનમાં હોય તો ફરઝંદને મારે અથવા તો તે ફરઝંદનું ઘણું ખરાબ રીતે મોત આવે. એજ પ્રમાણે ગુરૂ અને શનિનું ઓપોઝીશન પણ જાણવું, કારણકે તેથી ઘણાં ફરઝંદોનાં મોત થાય. જો પાંચમાનો માલેક પાપગ્રહ સાથે કંજંગશનમાં હોય, અથવા તો આઠમા ભુવનના માલિક સાથે પાપદૃષ્ટિમાં હોય અથવા કંજંગશનમાં હોય તો ફરઝંદ મરે.

## (૨૯) ધંધારોજગાર તથા નોકરી બાબત

ધંધા રોજગાર માટે પહેલું ભુવન તથા દશમું ભુવન તથા રવિ અને રવિની નજદીકના ઉદયના ગ્રહો જોવા જોઇયે. વળી પહેલા તથા દશમા ભુવનની જે રાશિ હોય, તે પણ ધંધા વેપાર માટે જોવાની છે. જો પહેલા અથવા દશમા ભુવનમાં મેષ, વરખ, સિંહ, અથવા મકર રાશિ હોય તો, લોખંડ વગેરે ધાતુનો, ઘર બાંધવાનો, લુહારનો, સાંચાકામનો વિગેરે ધંધો કે નોકરી કરે. જો મિથુન, તુલા, કુંભ એ રાશિ હોય તો, કલાર્કની ચાકરી, અથવા લખનાર, અને વિદ્યા તથા શિક્ષણને લગતી બાબતો કરે છે. કર્ક, વૃશ્ચિક, અને મીન રાશિ હોય તો, ધર્મશાળાનો ઉપરી, દારૂની ભઠ્ઠીવાળો, ખલાસી, દારૂનો વેપારી, માછલીનો વેપારી, તથા જાહેર દારૂની દુકાનવાળો હોય. જો કન્યા કે ધન રાશી હોય તો, ચોપડી વેચનાર, છાપખાનાવાળા, સ્ટાંપ કોતરનાર, અને સંદેશા પુગાડનાર. થાય છે. વરખ, કન્યા અથવા મકરને ખેતી સાથે પણ ઘણું લેણું છે. મેષ, સિંહ અને ધન રાશિને આતશ, લોખંડ તથા જોખમકારી કામો પસંદ હોય છે. મિથુન, તુલા, કુંભને કાપડની દુકાન, ચોપડીની દુકાન વગેરે શોખ હોય છે. હવે જો એ રાશીઓમાં ઘણા ગ્રહો એકઠા મળે તો તે રાશિની ખાસીયતવાળો ધંધો કે નોકરી તે માણસ કરી શકે. ગ્રહો પણ પોતાની મુખ્ય અસર કરે છે, જે ગ્રહ પહેલા કે દશમા ભુવનમાં ઘણો બળવાન થઇને રહ્યો હોય, તેના ગુણ પ્રમાણે નોકરી કે ધંધો કરે. જેમકે બુધ હોય તો લખનારો થાય, લેખક થાય, હિસાબી મહેતો થાય,

શિક્ષક થાય, ચોપડી તથા લખવાની ચીજોનો વેપાર થાય, અને જો નીચનો હોય તો ગુલામગીરી જેવી લખવાની કે મહેતાગીરીની નોકરી કરે. જો શુક્ર હોય તો, દારૂનો, ગવૈયાનો, નાટકનો, પરફ્યુમરીનો, ફૂલનો, ઝવેરાતનો, સ્ત્રીને લગતાં કપડાંનો, રેશમી કાપડનો વગેરે ધંધો કરે અથવા તેવા કામની નોકરી બજાવે. જો **મંગળ** અને શુક્ર બેઉ સાથે દશમે ભાવે હોય તો બખરચી થાય, કસાઇ થાય, સુથાર થાય, લશ્કરી સિપાઈ થાય. જો **મંગળ** એકલો હોય તો લશ્કરમાં અથવા સાંચાકામમાં અને જ્યાં આગ તથા લોખંડનું કામ હોય તેમાં નોકરી કરે, જેમકે ઈન્જીનડ્રાઇવર, મીલમાં સાંચાકામ વગેરે ઉપર એવી નોકરી કરે. દશમા સ્થાને **ગુરુ** હોય તો વકીલ થાય, બારીસ્ટર, દીવાન ધર્મગુરુ, કપડાંનો વેપારી, દરજી, મહેસુલી-ખાતામાં નોકરી, જડજ, અથવા જાહેર મોટા ઓદ્દાની નોકરી મળે. જો **શનિ** હોય તો, ખેતીનો ધંધો કરે, છાપખાનાવાળો થાય, અને કોઇ વખત ગંભીર ધર્મગુરુ થાય. **હરશચલ** જો દશમા કે પહેલા સ્થાને હોય તો તે માણસને નજુમનો શોખ હોય, ને ખાસ કરીને જો નવમા કે દશમા સ્થાને હરશચલ હોય તો તે માણસ જ્યોતીષીનો ધંધો કરે, વિચિત્ર ચીજોનો ધંધો કરે, વિચિત્ર ચીજોનો સંગ્રહ કરે અથવા મ્યુઝીયમોમાં નોકરી કરે. એ પ્રમાણે અનેક ગ્રહો પોતાના બળ પ્રમાણે જુદા જુદા ધંધા આપે છે. હવે રવિ પણ ધંધા નોકરી માટે જોવાની જરૂર છે. જો રવિ મંગળ સાથે હોય તો લોખંડનો, સાંચાનો, ત્રાંસણનો એવો ધાતુની ચીજોનો ધંધો કરાવે અથવા ફીટર, ટરનર કે લુહારની નોકરી કરે. જો રવિ સાથે ગુરુ હોય તો જરૂર વકીલાત કરે. રવિ સાથે શુક્ર હોય તો, સ્ત્રીને લગતી ચીજોનો અથવા કપડાંનો વેપાર કરાવે. મંગળ સાથે બુધ હોય તો દાકતરી ધંધો કરે અથવા હકીમ બને, મંગળ શુક્ર કંજંગશનમાં હોય તો રંગારો થાય, અથવા તો ગવૈયાનો ધંધો કરે. જો પાપગ્રહો જેવા કે શનિ, હરશચલ, મંગળ અને તેઓની સાથે બુધ પણ હોય તો, ચોરીનો ધંધો કરે, અથવા મોટો લૂંટારો થાય. એ પ્રમાણે નોકરીધંધા બાબત વિચાર પહોંચાડી, બાળકને તે ધંધાને લગતી બાબતમાં નાંખ્યો હોય તો, પ્રવીણ થઇ સુખી થાય છે.

## (૩૦) પુરુષ માટે લગ્નસુખનો વિચાર

અંગ્રેજી પ્રમાણે પુરુષનો લગ્નનો વિચાર ચંદ્ર તથા શુક્ર ઉપર રહે છે. જો ચંદ્ર અથવા શુક્ર [illegible] લો હોય તો

કરે. જો શુક્ર અને હરશચનની પાપદૃષ્ટિ મરદની કુંડળીમા થાય તો તે મરદ જુવાન કુમારિકાઓ સાથ વ્યભિચાર કરે એ જ પ્રમાણે જો રવિ ઓરતની કુંડળીમા હરશચલની પાપદૃષ્ટિમા હોય તો, અથવા તો મગળ કે શનિ સાથે પાપદૃષ્ટિમા હોય તો ધણી મરે, અથવા ધણીને ઘણું જ નુકસાન થાય, એ જ પ્રમાણે જો ચદ્ર સાથે હરશચન, મગળ, શનિ કે બુધનુ જોડાણ થાય તો, અને ચદ્ર તે વખતે ખાસ કરીને મિથુન, ધન કે મીન રાશિમા હોય તો ંરી મરે શુક્ર શનિ સાથે સારિ એસપેકટમા હોય તો પરણેલી જીદગી સુખી જાય જો ગુરુ અને શુક્ર સાતમા ભુવને હોય તો સસાર સુખ સારૂં જાણવુ જો રવિ, બુધ, અથવા ચદ્ર સાતમે હોય તો, તે પણ સારા ગણાય, પણુ પાપદૃષ્ટિથી બચેના જોઇયે, જો રવિ અને શનિ સ્રીના ટપકામા અને ચદ્ર અને શનિ મરદના ટપકામા એક બીજા સાથે સારી એસપેકટસમા હોય તો સસાર સારો જાય અને પતિવ્રતા રહે, પણ જો શનિનું કજગશન હોય તો હમેશા કજીયો કકાસ થયા કરે, ખાસ કરીને જે સ્રીના જન્મે રવિ શનિ સાથે કજગશનમા અથવા ખરાબ દૃષ્ટિમા હોય તો તે સ્રી કદી પણ પરણેલી જીદગીમા ધણીથી સુખી નીવડતી નથી, અને ધણીની નિદા કરવામા અને વાક કાઢવામા જ હમેશા કજીયો કરનારી થાય સ્રીની ખાસીયત રગ રૂપ જાણવાની રીત એ કે, જે ગ્રહને ચદ્ર પહેલો જાઈને મળતો હોય તે ગ્રહની ખાસીયત રૂપ રગ જેવી સ્રી મળે જો ચદ્ર કોઈણી ગ્રહને મળતો નહીં હોય યાને એપ્લાય થતો નહીં હોય, તો પછી સાતમા ભુવનના કસપર જે રાશિ હોય તેની તે ધણીને સ્રી મળે એમ જાણવુ અથવા તો સાતમા ભુવનમા જે ગ્રહ બેરો હોય તેવી તેને સ્રી મળે જો ચદ્ર પહેલે બુધ સાથે એપનાઈ થતો હોય તો સ્રી હુશિયાર, શાણી અને ભણેલી સ્રી મળે, પણ સહેજ ડફાસ કરનારી હોય જો ચદ્ર મગળ સાથે એપ્લાય થાય તો, હીંમતવાળી તીખા સ્વભાવની હોય, જો ચદ્ર ગુરુ સાથે એપ્લાય થાય તો હસમુખી, દયાળુ, ભલમનસાઇવાળી હોય જો શનિ સાથે હોય તો ગભીર, પોતાના કામકાજ પરજ ધ્યાન આપનારી જરા નીચ ખવાસની, એકમાર્ગી હોય જો રવિ સાથે હોય તો ઉદાર, ઉંચા ખવાસની, સરલ સ્રેટફોરવર્ડ ખવાસની, મક્કમ વિચારવાળી હોય. જો સાતમા અથવા આઠમા ભુવનમા શુભ ગ્રહ હોય અથવા શનિ હોય, અને ગુરુ સાથે સારી દૃષ્ટિમા હોય તો પરણવાથી પૈસા મળે ને લાભ થાય જો શનિ અથવા ગુરુ સાતમાના માલેક હોય તો

લગ્નથી પૈસા મળે. સ્ત્રીની કુંડળીમાં રવિ સાથે ઉપલા સર્વે ગ્રહને એપ્લાય થતા જોવા, અને મરદને ચંદ્ર સાથે જોવા.

## (૩૩) લગ્ન થાય, નહીં થાય, ક્યારે થાય, મરદ કે સ્ત્રી કેવી મળશે તે વગેરે બાબતો

શાદી બાબતના સંજોગો સર્વે તપાસવાની ઘણી જરૂર છે, સાતમું ભુવન, તેનો માલેક અને તેમાં રહેલા ગ્રહ તથા તેઓ કેવા સંજોગોમાં છે તે સર્વે જોવાની જરૂર છે, અને ખાસ કરીને શુક્ર અને ચંદ્ર જો મિથુન, સિંહ, કે કન્યા રાશિમાં અથવા ૬, ૯, ૧૨ મા ભુવનમાં અથવા આઠમા ભુવનમાં હોય તો કુંવારી જીંદગી ગુજારે અથવા તો પરણ્યા છતાં, વેગળાં પડે. આ બાબતમાં ખાસ **શનિ** હોય અને **શનિ** બળવાન દૃષ્ટિ નાંખતો હોય તો જ એમ થાય, પણ જો **ચંદ્ર** અને **શુક્ર** બળવાન હોય અને શુભ દૃષ્ટિની મદદમાં હોય તો એમ થવાનો સંભવ નથી. એટલા માટે જે શખ્સની કુંડળીમાં શનિ ઘણો બળવાન હોય અને ચંદ્ર શુક્રને શુભ ગ્રહની મદદ ન હોય તો તે માણસ કુંવારી જીંદગી ભોગવે. જો **ચંદ્ર વૃશ્ચિક** રાશિમાં, **શનિના સ્કવેરમાં** હોય, અથવા શનિની સિંહ કે **વરખ રાશિમાં** હોય, ચંદ્ર રવિથી જલીત હોય, અને શનિના સ્કવેર કે ઓપોઝીશનમાં હોય, અથવા જો ચંદ્ર મકર રાશિમાં હોય, અથવા **કુંભ** કે **તુલા** રાશિમાં હોય, તો તે માણસનાં લગ્ન થતાં નથી. કંઈ કંઈ બહાને પણ વાંધો પડયા જ કરે. શનિ અને શુક્ર એક બીજા સાથે સ્કવેર કે ઓપોઝીશનમાં આવે તો ઘણું કરીને જીંદગી કુંવારી જાય. સાતમા ભુવનની રાશિ શુભ રાશિ હોય, સાતમાનો માલેક શુભ ગ્રહ હોય, અને સાતમા ભુવનમાં શુભ ગ્રહ આવેલા હોય, ચંદ્ર અને શુક્ર કર્ક, વૃશ્ચિક કે મીન રાશિમાં હોય, અથવા ૧, ૫, ૧૦, ૧૧ મા ભુવને હોય, લગ્નનો માલેક સાતમાના માલેકને એપ્લાય થતો હોય, અથવા તેઓ વચ્ચે રીસેપશન થતું હોય, તો લગ્ન કરવાનો વિચાર થાય, અને પરણે. એ પ્રમાણે કંઈપણ જોગ થતો હોય તો માણસ પરણે, અથવા પરણવાનો જોગ થાય. જો ચંદ્ર ૪, ૫, ૬, ૧૦, ૧૧, ૧૨ ભુવને હોય તો નાનપણમાં લગ્ન થવાનો સંભવ છે, અથવા તો જુવાન ઉંમરે લગ્ન થાય, અથવા તો મોટપણમાં કોઈ જુવાન સ્ત્રી સાથે સંબંધ થાય. જો સાતમાનો માલેક અથવા ચંદ્ર ૧, ૨, ૩, ૭, ૮, ૯ માં હોય તો, લગ્ન ઘણી મોટી ઉંમરે થાય, અથવા તો પોતાની જુવાનીમાં કોઈ ઘરડી અથવા મોટી ઉંમરની વિધવા સાથે લગ્ન કરે, જો સાતમાનો માલેક **ઝડપી** ચાલનો હોય તો

લગ્ન જલ્દી થાય, વક્રી હોય તો મોટી ઉમરે થાય, જો શુક્ર ૪, ૫, ૯ ૧૦, ૧૧, ૧૨ ભુવને હોય અને ઉચનો હોય, અને ગુર સાથે એસપેકટસમ હોય તો સ્ત્રી પોતાના ધણીપર હકુમત કરે જો શુક્ર છટ્ઠે હોય તો પોતાની હાનત કરતા હલકી હાનત અને હલકા ખાનદાનની સ્ત્રી સાથે પરણે શુક્ર જો ચોથા ભુવને હોય અને કુભનો ચદ્ર જો સ્કવેર કે ઓપોઝીશનમ હોય તો તેની સ્ત્રી છકેલ નીવડે જો શુક્ર કર્ક રાશિનો હોય અને એ પ્રમાણે થાય તો, તે માણસ ઘણો વ્યભિચારી થાય શુક્ર સાતમા ભુવને વૃશ્ચિક, કર્ક કે મકર રાશિનો હોય તો તે માણસ ઘણો મોડો પરણે તથા જુવાનીમા વ્યભિચારી હલકી સ્ત્રીઓના ફાદમા ફસેલો રહે શુક્ર **૧૧ મા ભુવને હોય** તો ઘણો ખરાબ છે, કારણ **ચોક્કસ સજોગો** વચ્ચે એ માણસ બચ્ચાવાળી સ્ત્રીઓ સાથે આડો વહેવાર રાખે આ **બાબતો ઘણી સંભાળભરી ગણતરી પછીજ વર્તવી,** અને કોઇને માટે એવો મત બાધી દેવા આગમન ખૂબ ચોક્કસ ગણતરીઓ કરવાની જરૂર છે. જો શખ્સને ૧૦ મા ભુવને શુક્ર હોય તેને ઘણી પતિવ્રતા સ્ત્રી મળે, ને જો ગુરુની તે પર દૃષ્ટિ હોય તો ઘણુંજ સારૂ થાય જો **શુક્ર પહેલા ભુવને શનિ સાથે** હોય અને શનિ પોતાનાજ ઘરનો થઈને બેઠો હોય અથવા તો શુક્રના ઘરનો થઇને બેઠો હોય, તો તે ધણીને ઘરડી, ઉમરે પુગેલી અથવા બેવફા, નીચ ધધો કરનારી સ્ત્રી મળે શુક્ર જો બુધ સાથે ચોથે ભુવને હોય, અથવા તો બુધના પોતીકા ઘરમા હોય, શનિ જો દશમે પડેલો હોય તો તેને સ્ત્રી તદન બેવકુફ અને નકામી જેવી મળે જો મગળ તેવામા કાઈ દૃષ્ટિ શુક્રપર નાખતો હોય તો લુચ્ચી હોય અને જાદુ કેતલ કરનારી હોય એ સજોગો જો કર્ક કે મકર રાશિમા હોય તો સ્ત્રી તદન વ્યભિચારી અને નીચ પેશો કરનારી હોય જો ચદ્ર ચોથા ભુવને અને દશમા ભુવનમા **શનિ તથા શુક્ર** સાથે હોય તો તે સ્ત્રી વાઝણી રહે, તેને ફરઝદ થાય નહીં, અને તેનુ કારણ મોટી ઉમરે લગ્ન થવાથી અથવા તો કઇક દુખને સબબે વાઝણી રહે **શુક્ર અને શનિ** જો સાતમા ભુવને સાથે હોય તો તે મરદ નપુસક હોય અને ફરઝદ થાય નહીં જો કુડળીમા શુક્ર, શનિ અથવા ગુરુના કજેગશનમા હોય અથવા બુધના કજગશનમા હોય, તો તે સ્ત્રી ઘણી ઘરરખુ અને પતિવ્રતા તથા ધણીપર જાનફેસાન કરનારી હોય શુક્ર જો મગળ સાથે હોય તો તે સ્ત્રી ઘણી આકરા સ્વભાવની અને બેદરકાર સ્વભાવની ધણિયાણી નીવડે. જો સ્ત્રી અથવા પુરુષની કુડળીમા શુક્ર તથા ચદ્ર, હરશચલની દૃષ્ટિમા સપડાયલા

હોય તે પુરુષ અથવા સ્ત્રી છુપી રીતે પણ આડે માર્ગે અથવા વ્યભિચારમાં ફસે.

**ચેતવણી:—આ ઉપર લખેલા સર્વે યોગો; જેઓ „જ્યોતીષનું પુરૂં જ્ઞાન ધરાવતા હોય, તેઓએજ ગણત્રી કરીને તથા પુખ્ત વિચાર પુગાડીનેજ જાણવા, કારણકે ગમે તેવી ખરાબ ગ્રહની ચાલ છતાં, શુભ ગ્રહોની સહેજ પણ મદદથી ઘણો ફેરક પડી જાય છે, જેથી ઉતાવળા થઈ, એકાએક ઉપલી બાબત વાંચી, અનુમાન કરવું નહીં, પણ ઘણીજ ચોકસીથી એવા વ્યભિચારી યોગો ખાનગીથી જોવા, અને સંસારસુખની સુખસંપત્તિ જળવાય તેવી રીતે વર્તવા.**

મરદને સ્ત્રી અથવા સ્ત્રીને પુરૂષ કેવા ખાનદાનનો અને કેવો મળશે તે જોવા માટે નીચલી થોડી બાબતોપર ધ્યાન આપવું:

**સાતમાનો માલેક બારમા ભુવને અથવા બારમાનો સાતમા ભુવને** હોય તો ગરીબ કુટુંબની, અભણ અને લાયકાત વગરના ખાનદાનની સ્ત્રી મળે. સાતમાનો માલેક દશમે ને દશમાનો સાતમે હોય તો ઘણી સારી સ્ત્રી મળે, એજ પ્રમાણે બીજા ભુવનનો માલેક સાતમે અને સાતમાનો બીજે હોય તો તે પણ ઘણોજ સારો. ચંદ્ર, શુક્ર અને ગુરુ એક બીજાની સાથે સારી દૃષ્ટિમાં અથવા તો રીસેપશનમાં હોય તો, પૈસાવાળી અને રૂડી સ્ત્રી મળે, અને સંસાર સુખી જાય. જો સાતમાનો માલેક સાતમેજ બેઠો હોય તો ઘણી સદ્‌ગુણી ને વફાદાર સ્ત્રી મળે. જો સાતમાનો માલેક આઠમે સ્થાને બેઠો હોય ને ઊંચનો હોય તો સ્ત્રી તરફથી પુષ્કળ પૈસો મળે. ઉપર ચેતવણીમાં જણાવ્યા પ્રમાણે આ નાજુક બાબત ઘણી સંભાળથી જોવી તથા વિચારવી. **ઉતાવળું અનુમાન કદીપણ બાંધવું નહીં,** કારણ કે તેમ કરવાથી ગણત્રી ખોટી પડે છે, **માટે વિચાર, વખત, કારણ, સર્વે જોઈ તપાસીને પછી જ ફળ કહેવું.**

## (૩૪) દોસ્ત અને દુશ્મન

દોસ્ત માટે કુંડળીના અગિયારમા ભુવનમાં જાહેર દુશ્મન માટે સાતમા ભુવનમાં અને ખાનગી છુપા દુશ્મનો માટે બારમા ભુવનમાં જોવું. જો રવિ, ગુરુ કે શુક્ર ૧૧ મા ભુવને બળવાન હોય અને સારી દૃષ્ટિમાં હોય, તો ઘણા સારા મિત્રો થાય અને તેઓની તરફથી મદદ મળે. પણ જો પાપદૃષ્ટિમાં ફસેલા હોય તો મિત્રથી ખોટ ખમવી પડે. ચંદ્ર

અથવા બુધ જો સારી એસપેક્ટસમાં ૧૧ મા ભુવને હોય તો સારા, પણ જો ભુવનના બળથી અથવા નીચના હોય, અથવા પાપદૃષ્ટિમાં દસેલા હોય, તો મિત્રોથી નુકશાન પહોચે. જો શનિ કે મંગળ અથવા હરશચલ ગ્રહ ૧૧ મા ભુવને હોય તો, મિત્રો તરફથી ઘણી ખોટ અને દગો થાય. ચંદ્ર જો શનિ સાથે પાપદૃષ્ટિમાં કોઈપણ ભુવને હોય તો, જાણવું કે જુદા મિત્રો મળવાના, ને તેથી ખોટ ખમવી પડવાની. જો સારા ગ્રહો ચંદ્ર સાથે હોય તો સારૂ. જો લગ્નની સામે પાપગ્રહ હોય તો બુરો, જાહેર દુશ્મનો ઘણા હોય, દાખલા તરીકે જો મંગળ હોય ને સાતમે ભુવને રવિ હોય તો, મોટાં માણસો તરફથી ઘણી મુસીબતો ખમવી પડે, રવિ મોટા અને ઉમરાવી દુશ્મનો દેખાડે છે કે જેઓ મારફતે ઘણી આફત અને દુઃખ તથા ખોટ ખમવી પડે. ચંદ્ર અને બુધનો મુખ્ય આધાર તેઓ કેવી દૃષ્ટિમા છે તે ઉપર જાણવો. શનિ, મંગળ, અથવા હરશચલ બારમા ભુવને હોય તો ઘણા છૂપા દુશ્મનો હોય, અને તે પણ ઘણાજ ખરાબ, અદેખા, દગાબાજ અને છૂપી રીતે નખ્ખોદ વાળવાને ટાપી રહેનાર નીચ હોય. જો ચંદ્ર બારમે હોય તો સ્ત્રી દુશ્મનો ઘણી થાય, જો રવિ, ગુરુ અથવા શુક્ર હોય તો છૂપા દુશ્મનોનુ જોર કમતી હોય. બુધ પાપદૃષ્ટિમા હોય તો ઘણા દુશ્મનો જાણવા. લગ્નની રાશિ તથા ગ્રહો જુદે જુદે સ્થાને હોવાના સમાગમથી પણ મિત્રતા અને દુશ્મનાઈ થાય છે, જેમકે એક જાતની ત્રીપલીસીટીમા જન્મેલા લોકો જેવા કે મેષ, સિંહ ને ધન એક બીજા સાથે મિત્રતા રાખે. જેઓ વરખ, કન્યા અને મકરના લગ્નમાં જન્મે તેઓ એકબીજા સાથે મિત્રતા રાખે. જેઓ મિથુન, તુલા ને કુંભ, તેમજ કર્ક, વૃશ્ચિક અને મીનમા જન્મેલા હોય તેઓ એકબીજા સાથે મિત્રતા રાખે, જ્યારે બે જુદા જુદા ધણીના જન્મ લગ્નની રાશિ એક-બીજાની કુંડળીમા જો ૯૦° અંશની એસપેક્ટમા આવે અથવા તો કન્જંકશન કે ઓપોઝીશનમા આવે તો જાણવુ કે મિત્રાચારીભર્યો વહેવાર કદી રહેશે નહીં. સ્કવેર કરતા ઓપોઝીશન તો એ બાબતમાં ઘણુ ખરાબ સમજવુ, જેમકે એક માણસ જો મેષ રાશિમાં જન્મ્યો હોય તો તુલા રાશિમા જન્મેલા સાથે કદી મિત્રતા રાખે નહીં, તેમ કર્ક કે મકર રાશિવાળા સાથે પણ દુશ્મનાઈ રહે. વળી રવિ તથા ચંદ્ર, જો એકની કુંડળીમા એકબીજા સાથે કંજંકશનમા યાને એક સરખી રાશીનો હોય, અથવા તો મિત્ર દૃષ્ટિનો હોય તો મિત્રતા સારી રહે, પણ જો સ્કવેર કે ઓપોઝીશનમાં હોય તો દુશ્મની, મારામરી, ને તકરાર જલદીથીજ થાય.

જેઓની કુંડળીઓમાં રવિ અથવા તો ચંદ્ર પેરેલલ યાને એક અંશે ડેકલીનેશનમાં આવ્યા હોય તો, તેઓની દોસ્તી ઘણી મક્કમ રહે. વળી ગ્રહોની પણ જગ્યા બેઉની કુંડળીમાં સરખાવી જોવી, કે જો એકની કુંડળીમાં ચોક્કસ રાશિનો શનિ છે, અને બીજાની કુંડળીમાં તેજ રાશીનો રવિ હોય, તો જેને શનિ છે, તે શનિવાળો શખ્સ, પેલા રવિવાળા તરફથી ઘણો ફાયદો મેળવે, તેમજ રવિવાળા પુરુષને કાંઇ ખાસ કરીને શનિવાળાથી ઇજા થાય તેમ નથી. મિત્રોને નુકશાન ક્યારે પહોંચે કે જ્યારે એકની કુંડળીના ગ્રહો ઘણી ખરાબ એસપેક્ટમાં ફસેલા હોય, અને તેથી તે મિત્રનું મન કાંઇક ડામાડોળ થાય, જેથી કાંઇ ખટપટ થાય. મંગળ અને શુક્ર એ બે ગ્રહ સ્ત્રી તથા મરદની મિત્રતા માટે જરૂર જોવાની અગત્ય છે. જો સ્ત્રીની કુંડળીમાં શુક્ર આવેલો હોય તો તે સ્ત્રીમરદને એક વખત નજર મળતાં સાથેજ એક બીજાને ઘણી મિત્રતા બંધાય. જો મંગળ એકની કુંડળીમાં બીજાની કુંડળીના શુક્ર સાથે સ્કવેર કે ઓપોઝીશન કરતો હોય, તો તે સ્ત્રીપુરુષ એક બીજાને ધિક્કારે, અને જો મિત્રતા હોય તો તે પણ તુરત દુશ્મનાઇમાં ફરી જાય. મરદ ઓરતનાં લગ્નો સાંધતી વખતે જે રાસ જોવામાં આવે છે, તે બરાબર નીવડતી નથી, પણ જો અંગ્રેજી પ્રમાણે રાસ જોઇ હોય તો, તે ઘણીજ ખરી પડે છે; લગ્નનું સારૂં થવા અગાઉ બેઉ સ્ત્રી પુરુષના ટપકામાં જોવું, કે ચંદ્ર અને રવિ એક બીજાની કુંડળીમાં મિત્રતાભર્યો સંબંધ ધરાવે છે કે નહિ. જો વરનો ચંદ્ર, સ્ત્રીની કુંડળીમાંના રવિ સાથે ૧૨૦° અંશે અથવા તો ૬૦° અંશે હોય તો ઘણો સારો સંપ ને સુખ રહે. જો ૯૦° કે ૧૮૦° અંશે હોય તો મહા બુરો જાણવો. કજીયો, કંકાસ, કુસંપ અને છુટાછેડા થાય. જો તેમાં કોઇ પાપગ્રહ જેવો કે શનિ, મંગળ, કે હરશચલ દૃષ્ટિ નાંખતો હોય તો ઘણું બુરૂં જાણવું. એકનો ચંદ્ર અથવા રવિ બીજાની કુંડળીના કોઇ પાપગ્રહ સાથે દૃષ્ટિ કરતો હોય તો તે પણ ખરાબ જાણવું. જો પાપગ્રહો સાથે શુક્ર પણ દૃષ્ટિ કરે તો વ્યભિચાર બાબતના તોહમતથી છુટાછેડા થાય, જો ગુરુ અથવા ચંદ્ર એક બીજાની કુંડળીમાં સારી એસપેક્ટસમાં હોય તો ઘણું સુખી જોડું નીવડે.

## (૩૫) અકસ્માત મોત વગેરે

એ બાબત જે ગ્રહ મોતના કારણરૂપ થઈ પડે છે, તે ઉપરથી જોવામાં આવે છે, તેમજ છઠ્ઠા ભુવનને લગતી બાબતો પણ જોવાની

જરૂર છે, કારણકે તેથી માંદગી વગેરે માલમ પડે છે, એ માટે ભાગ ચોથો વધુ વિગત માટે જુઓ.

શનિ–ખડી, શરદી, રૂમેટીઝમ, તાપ, તલ્લી અને જલંદર, લકવો, વગેરે દરદોથી નાશ કરે છે.

ગુરુ–ફેફરૂં, સોજો, લોહીનો જુસ્સો, ફેફસાં, લીવર તથા હૃદયને લગતાં દરદો આપે છે, ને તેથી મરણ નીપજે છે.

મંગળ–તાવ, જખમ, ગુરદા, પીસાબ, દાઝવાથી, લોહી ઓકવાથી, લોહી જવાથી, અધુરે બચ્ચું જણવાથી, ગોવરૂ, શીતળાં વગેરેથી મોત કરે છે. જે રાશિમાં એ ગ્રહો બેઠેલા હોય, તેમજ છઠ્ઠા ભુવન, અને આઠમા ભુવનોના કસપર જે રાશિઓ હોય તે જોવી. વરખ, સીંહ, વૃશ્ચિક તથા કુંભથી ગુંગળાવાથી મોત થાય છે, તેમજ હાર્ટડીસીઝ, ફેફસાંની નળીનો હાંસો, પીસાબનાં દરદો, બરડાના કાંઠાનાં દરદો વગેરેથી મોત થવાનું કારણ મળે છે. મેષ, કર્ક, તુલા, મકર એ દરદો વગેરેથી મોત થવાનું કારણ મળે છે. મેષ, કર્ક, તુલા, મકર એ રાશીઓ શરદી, રૂમેટીઝમ, લકવો, બેશુદ્ધિ, ફેફરૂ, લોહીનો જુસ્સો, હોજરીને લગતાં દરદો મારફતે મોત લાવે છે. મિથુન, કન્યા, ધન, મીન એ રાશિઓ ખાસ કરીને ખડીનાં દરદો, હાંફણુ દમ, કલેજાનાં દરદો, જલંદર, મીઠી પીસાબ વગેરેના દરદોથી મોત લાવે છે. એ પ્રમાણે કુદરતી મોત, રાશિઓ પ્રમાણે આવે છે, અને મોત વખતે, તે રાશિ અથવા ગ્રહના ગુણ પ્રમાણેની અસર તેના મોતનું કારણ થાય છે. જ્યારે રવિ અથવા ચંદ્ર જો મંગળ સાથે રકવેર, ઓપોઝીશન વગેરે પાપદૃષ્ટિમાં હોય, તો મોત ઘણી ભયંકર રીતે દુઃખ સાથે થાય. વળી જો ૧, ૬, ૮, કે ૧૦ મા ભુવનમાં રવિ કે ચંદ્ર જો મંગળ સાથે કંજંગશનમાં હોય તો ઘણીજ બુરી રીતે ભયંકર મોત થાય, જો શનિ એવી કુંડળીમાં વળી ખરાબ દૃષ્ટિ કરતો હોય તો મહા બુરૂં પરિણામ નીપજે. જો શનિ દશમા સ્થાને રવિના ઓપોઝીશનમાં હોય તો ગુંગળાઈ જવાથી અથવા ઘર પડી તેમાં દટાઈ મરવાથી મરણ નીપજે. હરેક વખતે રવિ, ચંદ્ર, મંગળ અને શનિની રાશિ જરૂર જોવી, કારણકે મેષ, કર્ક, તુલા, મકર એ રાશીઓ જાહેરાતમાં મોત કરે છે, જેવું કે ખૂન, બંદુકની ગોળીથી, વીજળીથી, આગથી, રેલવે અકસ્માતથી એવી રીતે મોત થાય, વરખ, સિંહ, વૃશ્ચિક ને કુંભ રાશિ, ગુંગળાવાથી, ફાંસી જવાથી, ડુબી મરવાથી, તેમજ મિથુન, કન્યા, ધન, મીન રાશિઓ આપઘાત, ઝેર, સ્ટીમરમાં ડુબી મરવાથી અથવા હડકવા લાગવાથી તથા

સાપ કે કોઈ જાનવરના કરડવાથી મરણ થાય છે. હરશચલ ગ્રહ અચણુચ મોતનો કરનારો છે, તથા મોત તેની અસરથી વિચિત્ર રીતેજ આવે છે.

## (૩૬) મનઃશકિત અને લાયકાત

આને માટે લગ્નમાં રવિ, બુધ અને ચંદ્ર એટલા મુખ્ય જોવા, જો કે બીજા ગ્રહોની પણ મનઃશકિતપર અસર છે, પણ એઓ મુખ્ય છે. મિથુન રાશિ તથા કન્યા, તુલા અને કુંભ રાશિ સાયન્સ અને શોધક બુદ્ધિ, તથા ઉત્સાહ આપનારી છે. મેષ, સિંહ, ધન, મોટાઇ મેળવવાની લાલચ ઘણો ઊંચો મત, ઊંચી બાબતોનો વિચાર, તેજી, ગુસ્સાદાર, સહેજ અભિમાની, કસરતબાજ તેમજ લડાયક બાબતોનો શોખીન બનાવે છે. કર્ક અને મકર રાજદ્વારી મોટાઈ મેળવવાનો ખવાસ આપે છે. વૃશ્ચિક દાક્તરી, વૈદું, ગાંધી અને છુપી શોધો વગેરેનો ખવાસ આપે છે, અને વરખ તથા મીન મોજીલો, શોખીલો, આળસુ, વેરી, અયાસી ને પોતાનુંજ સુખ ને સવલત જોનારો બનાવે છે. જો એ રાશિઓ માહેલી કોઇમાં ઘણા ગ્રહો બેઠેલા હોય તો, એવી સંપૂર્ણ ખાસીયત આપે. કર્ક અને મીન રાશિમાં જો બુધ હોય તો તે ઘણોજ ખરાબ, કારણકે બુધનો એ રાશિઓમાં ક્ષય થાય છે, ને જેથી માનવીને છાલકાં મનનો, ઢચુપચુ વિચારનો અને તદ્દન બેવકુફ બનાવે છે. સૌથી સરસ રાશિઓ મિથુન, તુલા, કન્યા, કુંભ. એ રાશિઓ ઘણીજ સારી મગજશક્તિ આપનારી છે, તથા વિદ્યા હુન્નર અને સાયન્સમાં ઘણી તેજ હોય છે, તથા વિચારો ઘણાજ ઓરીજીનલ હોય છે. મેષ તથા ધન રાશિ હુલ્લડ અને ઝનૂની બનાવે છે, ને જો મંગળ તેવા સાથ પાપદષ્ટિમાં હોય તો જુઠામાં જુઠો માનવીનો ખવાસ થાય છે. વરખ તથા મકર, દગાબાજ, વેરી, એકલપેટો, અદેખો બનાવે છે, અને સિંહ રાશિવાળાઓ ઘણાજ સ્ટ્રેટફોરવર્ડ હોય છે. વૃશ્ચિક રાશિ ખાનગી, મીંઢો, છુપેથી નુકશાન કરનારો અને ડબલ ડોળ ઘાલુ હોય છે. જો બુધની સાથે મંગળની એસપેક્ટ હોય તો, તે માણસ જુઠાઇ, ચોરી, થાપબાજી, લુચ્ચાઇ, ચંચળાઈ, હિસાબી, હુજતી અને કાબુમાં નહી રહે એવા ખવાસનો થાય છે. જો શનિ ને બુધની સાથે એસપેકટસ હોય તો, સ્થિર, મક્કમ વિચારનો, છુપો ભેદ રાખનારો, ભેદી, તથા ખુદાઇ અને આસમાની વિદ્યાનો શોખીન થાય છે. જો ગુરુ અને બુધને એસપેકટ હોય તો સાચો તથા ઘણોજ અક્કલમંદ હોય છે. જો બુધ ને હરશચલ સાથે એસપેકટ હોય તો, ઘણો કઢંગા

સ્વભાવનો હોય છે, પણ નજુમી અને શોધક બુદ્ધિવાળો પણ અદેખો ને વેરી સ્વભાવનો થાય છે. માનવીના ખવાસની મુખ્ય વલણ રવિ અને ચંદ્રથી માલમ પડે છે, અને જ્યારે તેઓ મંગળની સાથે એસપેકટમાં હોય છે, ત્યારે ભોળો અને ખુલ્લો તથા ઘણોજ ઉદાર ખવાસ બનાવે છે. ગુરુ સાથે મધ્યમ ઉદાર, પણ શનિ અને હરશચલ સાથે તો ઘણોજ નીચ અને કંજુસ ખવાસ રાખે છે. જો મંગળ અને શુક્ર કુંડળીમાં બળવાન હોય તો ઘણો ઉદાર અને મોજશોખવાળો થાય. બુધ અને શનિ માણસને એકમાર્ગી બનાવે છે, અને હરશચલ ગ્રહ કોઇવાર એકદમ ઉદાર તો કોઇવાર તદન કંજુસ બનાવે છે. રવિ પહેલા બુધને ઘણો સારો ખવાસ આપે છે. પણ જો શનિ સાથે એસપેકટસમાં આવ્યો હોય તો, તે માણસ ઘણો દુનિયાની ચીજોનો શોખ રાખે યાને મતલબી, તથા ઘણોજ સાવચેત રહે અને સર્વે પોતા માટે એકઠું કરવાનો શોખ રાખે.

બીજા ગ્રહો દરેક ભુવને મુકવામાં આવે છે તેમ એ તારાઓ પણ તે તે ભુવનમાં મુકવાની જરૂર છે, અને તેઓનું ફળ તે તારાઓ જે ગ્રહના જેવા ગુણદોષ ધરાવતા હોય, તે ગ્રહની ખાસીયતો પ્રમાણે જાણવું. ઝેડકીલની એફીમરીમાં એ તારાઓની દર વર્ષની લોંજીટયુડની ડીગ્રીઓ અને રાશિઓ વગેરે નોંધેલી હોય છે, તે પરથી જોવું.

જો કે એ સ્થિર તારાઓની અસરને હાલના જમાનામાં ઘણી માનવામાં આવતી નથી, પણ ચોક્કસ પોઝીશનમાં જ્યારે એ તારાઓ આવે છે, ત્યારે એઓની અસર ઘણી પ્રબળ હોય છે. એ તારાઓ ફક્ત કંજંગશન અને ઓપોઝીશનથીજ દૃષ્ટિ અમલ કરે છે, તે સિવાય કોઇબી બીજી એસપેકટસોમાં તેઓની અસર થતી નથી.

જ્યારે એક સ્થિર તારો, જન્મકાળના રવિ સાથે કંજંગશન કરે, ત્યારે ઘણો ફેરફાર દર્શાવે છે. દાખલા તરીકે જ્યારે **એલદીબરાન** (Aldebaran), **હરકયુલસ** (Hercules), **એનતેરીસ** (Antares) અથવા કોઈ બીજા સ્થિર તારા સાથે જન્મનો રવિ કંજંગશન કરે છે, ત્યારે ઘણું ભયંકર રીતે મોત થાય છે, અથવા તો ચાલુ માંદગી રહે છે. રવિ સાથે જો **પ્લીએડીસ** (Pleaides), **કેસ્તર** (Castor), **પોલક્ષ** ( Pollux ), અથવા **પ્રેશીપી** ( Presepe ), વગેરે તારાઓ હોય છે, તો તે માણસ ઘણો ઘાતકી, ભેજા ફાટેલો હોય છે, ને તેનું મોત ઘણું જ ભયંકર અને ગંભીર રીતે થાય છે. **એરીસ્તા** ( Arista )-નો તારો જ્યારે રવિની સાથે હોય છે તો, તે માણસને ઘણો જ નસીબવંતો બનાવે છે.

દરેક શનિની ખાસીયતવાળા સ્થૂલ તારાઓ જ્યારે રવિની સાથે આવે ત્યારે જાણવું કે, તે માણસને આફત, બેઇજતી વગેરે ઘણું દુઃખ, ખમવું પડશે. જો એ તારાઓની લેટીટયુડ ચંદ્રની લેટીટયુડની લગોલગ હોય, અથવા તો તેઓ ચંદ્ર સાથે કંજંગશનમાં હોય છે ત્યારે ઘણી અસર કરે છે. જેમકે જ્યારે ચંદ્ર, **એલદીબરાન** ( Aldebaran ) અથવા તો **પોલક્ષ** ( Pollux ) તારા સાથે કંજંગ-શન કરે છે, ત્યારે ગંભીર મોત નીપજે છે. જ્યારે **પ્લીએડીસ** (Pleiades) તારો ચંદ્ર સાથે આવે છે, ત્યારે આંખને નુકસાન પહોંચાડે છે, અથવા તો અંધાપો કરે છે. જ્યારે ચંદ્ર **એનતેરીસ** (Antares)ના તારા સાથે આવે છે, ને જો શનિ તેઓની સામે ઓપોઝીશનમાં બેઠો હોય તો, તે માનવીનું મોત ગુંગળાઇ મરવાથી અથવા ફાંસી જવાથી

સ્વભાવનો હોય છે, પણ નજુમી અને શોધક બુદ્ધિવાળો પણ અદેખો ને વેરી સ્વભાવનો થાય છે. માનવીના ખવાસની મુખ્ય વલણ રવિ અને ચંદ્રથી માલમ પડે છે, અને જ્યારે તેઓ મંગળની સાથે એસપેકટમાં હોય છે, ત્યારે ભોળો અને ખુલ્લો તથા ઘણોજ ઉદાર ખવાસ બનાવે છે. ગુરુ સાથે મધ્યમ ઉદાર, પણ શનિ અને હરશયલ સાથે તો ઘણોજ નીચ અને કંજુસ ખવાસ રાખે છે. જો મંગળ અને શુક્ર કુંડળીમાં બળવાન હોય તો ઘણો ઉદાર અને મોજશોખવાળો થાય. બુધ અને શનિ માણસને એકમાર્ગી બનાવે છે, અને હરશયલ ગ્રહ કોઇવાર એકદમ ઉદાર તો કોઇવાર તદન કંજુસ બનાવે છે. રવિ પહેલા ભુવને ઘણો સારો ખવાસ આપે છે. પણ જો શનિ સાથે એસપેકટસમા આવ્યો હોય તો, તે માણસ ઘણો દુનિયાની ચીજોનો શોખ રાખે યાને મતલબી, તથા ઘણોજ સાવચેત રહે અને સર્વે પોતા માટે એકઠું કરવાનો શોખ રાખે.

## (૩૭) સ્થિર સિતારાઓ (The Fixed Stars)

આસમાનમા ગ્રહ ઉપગત બીજા ઘણાક સિતારાઓ છે. જે માહેલા કેટલાક મોટા સેતારાઓ કે જેઓ, આસમાનમા એક બીજાથી હંમેશ એકસરખે જ છેટે પ્રકાશે છે, અને તે દરેક તારાનો ખવાસ અને ખાસીયત ઘણું કરીને મોટા ગ્રહોની અસર જેવી રહે છે. નીચે એ સર્વે મુખ્ય સ્થૂલ સિતારાઓનો કોઠો આપેલો છે, જે માહેના એક અને બે મેગ્નીટયુડવાળા તારાઓ જ આપણને ઘણી અસર કરે છે, જે તારાની "મેગ્નીટયુડ" ચાર છે, તે તદન થોડી અસર કરે છે. એ તારાઓનો ઉદય તથા અસ્ત મુનકે મુનકમા તે ભૂમિની લેટીટયુડ પ્રમાણે હોય છે. તેઓની ચાલની લોન્જીટયુડ દર વર્ષે ૫૦ સેકન્ડ યાને વિપળ હોય છે, અને તેમા કઇક જુજ ફરક પડે છે. એ સ્થિર સિતારાઓની મતી અંગ્રેજી પચાગમા આપેલી હોય છે. એ સિતારાઓના ગુજરાતી નામો નહીં મળવાથી તેઓને અંગ્રેજી નામથી જ અત્રે જણાવ્યા છે. હાલના અંગ્રેજ જ્યોતીષીઓ એ સિતારાઓની અસરની દરકાર કરતા નથી, પણ અસલના જમાનામાં તેઓની અસરને સ્વીકારવામા આવતી હતી, અને હજી પણ અસલી વિચારવાળાઓ તે જ પ્રમાણે ગણે છે. જ્યારે આ નીચલા કોઠા માહેનો કોઈ તારો, જન્મ કુંડળીના કોઇપણ ભુવનના કશથી પાચ ડીગ્રી જેટલે છેટે આવેલો હોય, અથવા કોઈ પણ ભુવનના કશથી પાચ ડીગ્રીએ ઉદય કે અસ્ત થતો હોય તો, જેમ

બીજા ગ્રહો દરેક ભુવને મુકવામાં આવે છે તેમ એ તારાઓ પણ તે તે ભુવનમાં મુકવાની જરૂર છે, અને તેઓનું ફળ તે તારાઓ જે ગ્રહના જેવા ગુણદોષ ધરાવતા હોય, તે ગ્રહની ખાસીયતો પ્રમાણે જાણવું. ઝેડકીલની એફીમરીમાં એ તારાઓની દર વર્ષની લોંજીટયુડની ડીગ્રીઓ અને રાશિઓ વગેરે નોંધેલી હોય છે, તે પરથી જોવું.

જો કે એ સ્થિર તારાઓની અસરને હાલના જમાનામાં ઘણી માનવામાં આવતી નથી, પણ ચોક્કસ પોઝીશનમાં જ્યારે એ તારાઓ આવે છે, ત્યારે એઓની અસર ઘણી પ્રબળ હોય છે. એ તારાઓ ફક્ત કંજંગશન અને ઓપોઝીશનથીજ દૃષ્ટિ અમલ કરે છે, તે સિવાય કોઇબી બીજી એસપેકટસોમાં તેઓની અસર થતી નથી.

જ્યારે એક સ્થિર તારો, જન્મકાળના રવિ સાથે કંજંગશન કરે, ત્યારે ઘણો ફેરફાર દર્શાવે છે. દાખલા તરીકે જ્યારે **એલદીબરાન** (Aldebaran), **હરક્યુલસ** (Hercules), **એનતેરીસ** (Antares) અથવા કોઈ બીજા સ્થિર તારા સાથે જન્મનો રવિ કંજંગશન કરે છે, ત્યારે ઘણું ભયંકર રીતે મોત થાય છે, અથવા તો ચાલુ માંદગી રહે છે. રવિ સાથે જો **પ્લીએડીસ** (Pleaides), **કેસ્તર** (Castor), **પોલક્ષ** (Pollux), અથવા **પ્રેશીપી** (Presepe), વગેરે તારાઓ હોય છે, તો તે માણસ ઘણો ઘાતકી, ભેજા ફાટેલો હોય છે, ને તેનું મોત ઘણું જ ભયંકર અને ગંભીર રીતે થાય છે. **એરીસ્તા** (Arista)-નો તારો જ્યારે રવિની સાથે હોય છે તો, તે માણસને ઘણો જ નસીબવંતો બનાવે છે.

દરેક શનિની ખાસીયતવાળા સ્થૂલ તારાઓ જ્યારે રવિની સાથે આવે ત્યારે જાણવું કે, તે માણસને આફત, બેઇજતી વગેરે ઘણું દુઃખ, ખમવું પડશે. જો એ તારાઓની લેટીટયુડ ચંદ્રની લેટીટયુડની લગોલગ હોય, અથવા તો તેઓ ચંદ્ર સાથે કંજંગશનમાં હોય છે ત્યારે ઘણી અસર કરે છે. જેમકે જ્યારે ચંદ્ર, **એલદીબરાન** (Aldebaran) અથવા તો **પોલક્ષ** (Pollux) તારા સાથે કંજંગશન કરે છે, ત્યારે ગંભીર મોત નીપજે છે. જ્યારે **પ્લીએડીસ** (Pleiades) તારો ચંદ્ર સાથે આવે છે, ત્યારે આંખને નુકસાન પહોંચાડે છે, અથવા તો અંધાપો કરે છે. જ્યારે ચંદ્ર **એનતેરીસ** (Antares)ના તારા સાથે આવે છે, ને જો શનિ તેઓની સામે ઓપોઝીશનમાં બેઠો હોય તો, તે માનવીનું મોત ગુંગળાઇ મરવાથી અથવા ફાંસી જવાથી

| | તારાનું નામ | મેગ્નીટયુડ | ખવાસ |
|---|---|---|---|
| 17 | The Middle Star in Orion's Belt, ધી મીડલ સ્ટાર ઇન ઓરીયન્સ બેલ્ટ ... ... ... | ૨ | ગુરુ અને શનિ |
| 18 | The Highest Star in the Head of Orion, ધી હાઇએસ્ટ સ્ટાર ઇન ધી હેડ ઑફ ઓરીયન (મિથુન) ... | ૪ | ગુરુ અને શનિ |
| 19 | The Star in the Horn of the Bull, ધી સ્ટાર ઇન ધી હોર્ન ઑફ ધી બુલ ... ... ... ... | ૩ | મંગળ |
| 20 | Propus, પ્રોપસ ... ... ... | ૪ | મંગળ |
| 21 | The Right Shoulder of Auriga, ધી રાઇટ શોલ્ડર ઑફ ઓરીગા ... | ૨ | મંગળ અને બુધ |
| 22 | The Foot of Gemini, મિથુન રાશિનો પગ ... ... ... | ૨ | બુધ અને શુક્ર |
| *23 | Castor, કેસ્ટર (કર્ક રાશિ) ... | ૨ | મંગળ, શુક્ર અને શનિ |
| *24 | Pollux, પોલક્ષ (કર્ક રાશિ) ... | ૨ | મંગળ |
| *25 | The Small Dog star, ... | ૨ | બુધ અને મંગળ |
| *26 | Praesepe પ્રેસીપી, (સિંહ) ... | ૧ | મંગળ અને ચંદ્ર |
| 27 | North Asellus, નોર્થ એસીલસ (સિંહ) | ૪ | મંગળ અને રવિ |
| 28 | South Asellus, સાઉથ એસીલસ ,, | ૪ | મંગળ અને રવિ |
| 29 | Cor Leonis or Regulus, કોર લીયોનીશ, રીગ્યુલસ (સિંહ રાશિ) ... | ૧ | મંગળ |
| 30 | Heart of Hydra, હાર્ટ ઑફ હાઇડ્રા ... ... ... ... | ૧ | શનિ અને શુક્ર |
| 31 | Vindemiatrix, વીનડીમીએત્રીક્ષ ... | ૨ | શનિ, શુક્ર અને બુધ |
| 32 | The Back of the Lion, ધી બેક ઑફ ધી લાયન ... ... ... | ૨ | શનિ અને શુક્ર |
| 33 | The Tail of the Lion, ધી ટેઇલ ઑફ ધી લાયન ... ... ... | ૧ | શનિ, શુક્ર અને બુધ |
| 34 | Crater, ક્રેટર ... ... ... | ૪ | શુક્ર અને બુધ |

| | તારાનું નામ | મેગ્નીટયુડ | ખવાસ |
|---|---|---|---|
| 35 | Arcturus, આરકત્યુરસ ... ... | ૧ | ગુરુ અને મંગળ |
| 36 | The Virgins Spike or Arista, ધી વરજીન્સ સપાઇક, એરીસ્તા ... | ૧ | શુક્ર અને મંગળ |
| 37 | The South Balance, દક્ષિણ (તુલા રાશિ) ... ... ... | ૨ | શનિ અને શુક્ર |
| 38 | The North Balance, ઉત્તર (તુલા રાશિ) ... ... ... | ૨ | ગુરુ અને મંગળ |
| 39 | The Left Hand of Ophiucus, ધી લેફ્ટ હેન્ડ ઑફ઼ ઓફીયુકસ ... | ૪ | મંગળ અને શનિ |
| 40 | The Highest Star in the Head of Scorpis, (વૃશ્ચિક રાશિનો સૌથી ઊંચો તારો) ... ... ... | ૨ | શનિ અને શુક્ર |
| 41 | The Left Knee of Ophiucus, ધી લેફ્ટ નીહ ઑફ઼ ઓફીયુકસ ... | ૩ | શનિ અને શુક્ર |
| 42 | Cor Scorpio, કોર સ્કોરપીઓ ... | ૨ | મંગળ અને ગુરુ |
| *43 | Antares, એનતેરીસ (ધન રાશિ) ... | ૧ | મંગળ |
| 44 | The Right Knee of Ophiucus ધી રાઇટ નીહ ઑફ઼ ઓફીયુકસ ... | ૩ | શનિ અને શુક્ર |
| 45 | The Bright Star of the Vulture, ધી બ્રાઇટ સ્ટાર ઑફ઼ ધી વલચર ... ... ... ... | ૨ | શનિ અને બુધ |
| 46 | The Mouth of Pegasus, ધી માઉથ ઑફ઼ પીગેસસ (મીન રાશિ)... | ૩ | શુક્ર અને બુધ |
| 47 | The Tail of the Goat, ધી ટેઇલ ઑફ઼ ધી ગોટ ... ... ... | ૩ | શનિ |
| 48 | Marchab, મારચ એબ (મીન) ... | ૨ | મંગળ અને બુધ |
| *49 | Fomahant, ફોમાહંત ( ,, ) ... | ૧ | શુક્ર અને બુધ |
| 50 | Seheat-Pegasi શીત પીગાસી (મીન) | ૨ | શનિ |

આગળ પ્રમાણે સ્થિર તારાઓનો વિચાર કરવો, ૧ અને ૨ મેગ્નીટયુડવાળા તારાઓની મુખ્ય અસર હોય છે તે ધ્યાનમાં રાખવું.

## (૩૯) કલીમેકટ્રીકલ (Climactrical) વરસો

કલીમેક્ટ્રીકલ વરસોનો ખુલાસો એ છે કે, દર સાત કે નવ વર્ષ ચંદ્ર, માનવીની જીંદગીમા, ચંદ્રની ચાલ પ્રમાણે મોટા ફેરફાર કરે છે, એ વખતે ચંદ્ર યાને સાત દિવસ ચંદ્ર પોતે પોતાની જન્મકાળે રહેલી જગ્યાથી ૯૦° અંશે આવે છે, યાને જન્મકાળે રહેલો ચંદ્ર ફરતા ચંદ્રની સાથે ૯૦° અંશે એટલે સ્કવેરની એસપેકટસ કરે છે, અને નવમે દિવસે ૧૨૦° અંશની એસપેકટસમા આવે છે, જે હિસાબ ૭ મુ, ૯ મુ, ૧૪ મુ, ૧૮ મુ, ૨૧ મું, ૨૭ મુ, ૨૮ મુ, ૩૬ મુ, ૪૨ મુ, ૪૫ મુ, ૪૯ મુ, ૫૪ મુ, ૫૬ મુ તથા ૬૩ મુ વર્ષ ક્લીમેકટ્રીક કહેવાય છે, અને એ વર્ષોમા સારા અથવા માઠા મુખ્ય બનાવો બને છે એ વર્ષોમા ૪૯ મુ વર્ષ તથા ૬૩ મુ વર્ષ ઘણુંજ ભારી જાણવુ, કારણ કે એ વખતે કલીમેકટ્રીક વર્ષ ડબલ કલીમેકટ્રીક થાય છે, યાને ૭×૭=૪૯, અને (૯×૭)=૬૩, જો એ વર્ષમા કોઇ આસમાની ગ્રહોમા, અથવા તો જન્મકાળના ચાલતા ગ્રહોનો, ડાઇરેકશન મારફતે કોઇ પાપદૃષ્ટિ અથવા ખરાબ એસપેકટસ થઇ તો મોત નક્કી જાણવુ ૬૩ મુ વર્ષ તો ઘણુંજ કઠણ ગણાય છે, કારણ કે જો ધ્યાન કરીને આપણે દુનિયામા જોઇશુ તો ૫૦ થી ૮૦ વર્ષની ઉમરમા મુખ્ય ભાગે ૬૩ મા વર્ષેજ અથવા તો ૬૩ મા વર્ષની સહેજ આજુબાજુમાજ મરે છે કેટલાકો કહે છે એ સાત વર્ષના કલીમેકટ્રીક વર્ષ શનિના ગ્રહની ચાલથી થાય છે, કે જ્યારે સાત વર્ષે શનિ સ્કવેર કે ઓપોઝીશન અથવા કન્જંકશનમા, જન્મકાળની પોતાની જગ્યાની સાથે એસપેકટસ કરે છે, પણ ઘણુ કરીને એ બાબત ચંદ્રને વધુ લાગુ પડતી છે, કારણ કે ચંદ્ર ઘણો ફેરફારો કરનારો અને ઝડપી ગ્રહ છે, અને શનિ કરતા બધી ચીજોને રોજબરોજ ઘણી અસર કરનારો છે કેટલીક વખતે તો શનિ અને ચંદ્ર એ બેઉ ગ્રહો સાથે મળીને કલીમેકટ્રીક બનાવો ઉત્પન્ન કરે છે, કારણ કે તેઓનો સાતવડયો હિસાબ સરખો છે, તો પણ શનિનો હિસાબ સાડાસાત વર્ષપર જાય છે, એટલે શનિનું કલીમેકટ્રીક બીજુ વર્ષ, જન્મના નવમે વર્ષે ગણાય. એ પ્રમાણે મનુષ્ય જ્યારે ૧૪ વર્ષની ઉમરનુ થાય કે જે પછી તે છોકરવાદી વયમાથી આગળ વધે છે, ને ત્યાર પછીના દરેક સાત વર્ષે, કલીમેક્ટ્રીક વર્ષ આવતા, મોટો ફેરફાર થતો જાય છે છોકરા અને છોકરીઓના શરીરિક બાંધા પ્રમાણે જ્યારે તેઓ ૨૧ વર્ષના થાય છે ત્યારે છોકરવાદી ખાસીયત નાબુદ થઇ મરદ કે ઓરતના તબક્કા ઉપર

આવે છે, અથવા તે વખતે તેનું નસીબ ઘણું સારૂં ફળ આપે છે, અથવા તો મહા કષ્ટમાં નાખે છે. વરખ, કન્યા અને મકર રાશિઓમાં જન્મેલાં માણસો પોતાની જુવાની ઘણો વખત ટકાવી રાખે છે, તેઓ ૨૮ મે વર્ષે પોતાની જીંદગીનો સફો શરૂ કરે છે, તથા તેઓનો ચહેરો, દેખાવ અને બાંધો જુવાન લાગે છે. તેઓના નસીબોના બનાવો એ પ્રમાણે સાત વર્ષ મોડે બાહેર જણાય છે. એવા શખ્સોનું નસીબ અને મુખ્ય બનાવો ૩૫, ૪૨, ૫૬ વગેરે વર્ષે ભારી વર્ષે લેખાય છે. એ પ્રમાણે બીજા ગ્રહોની પણ ચાલુ મુખ્ય અસર રહે છે, અને જીંદગી ઉપર તેઓની મુખ્ય અસર થાય છે, જન્મથી પહેલાં ચાર વર્ષમાં ચંદ્રનો અમલ છે, તેવે વખતે જો જન્મકાળે, ત્રાનઝીટમાં, અથવા ડાઇરિકશનમાં ચંદ્ર ખરાબ સંજોગો અને એસપેકટસમાં આવે તો ઘણું ખરાબ પરિણામ નીપજાવે. રીષ્ટકારી નીવડે, એ પ્રમાણે ચોથા વર્ષથી દશમા સુધી બુધ, ૧૦ માથી ૧૮ સુધી શુક્ર, ૧૮ થી ૩૭ સુધી રવિ, ૩૭ થી ૫૨ સુધી મંગળ, ૫૨ થી ૬૪ સુધી ગુરુ અને ત્યાર પછીનાં બીજાં વર્ષોના અંત સુધીમાં શનિ અસર કરતા છે. હરશચલ ગ્રહ પણ સાત વર્ષે એક રાશી ચાલે છે, જેથી સાતમે વર્ષે ૩૦°, ૬૦°, ૯૦°, કે ૧૫૦° અંશની દૃષ્ટિ, પોતાની જન્મકાળની જગ્યા સાથ કરે છે, જેથી ઘણાંક પરિણામો નીપજે છે.

**એ કલીમેકત્રીક વર્ષો ધ્યાન આપીને તપાસવાની જરૂર છે.**

એઉનો સરવાળો કરીએ, ને તેમાં જન્મના રવિનાં રાશિ અંશ, જે ધારો કે મિથુન રાશિનો ૧૧° અંશ ને ૨૬ કળા છે તે ઉમેરીએ, જેમકેઃ

| | રાશિ | અંશ | કળા |
|---|---|---|---|
| જન્મ લગ્ન........................ | ૦ | ૨ | ૩૦ |
| ચંદ્રની લોંજીટયુડના અંશ જન્મકાળે | ૬ | ૧ | ૩ |
| સરવાળો | ૬ | ૩ | ૩૩ |
| તેમાંથી બાદ, જન્મના રવિના અંશ | ૨ | ૧૨ | ૨૬ |
| નસીબના રાશિ અંશ | ૩ | ૨૧ | ૭ |

એ પ્રમાણે કર્ક રાશિના ૨૧° અંશ ૭ નું **નસીબ** (The Part of fortune) થયું, જે કુંડળીના તે ભુવને કે જ્યાં કર્ક રાશિ હોય તેમાં ⊕ આવી નિશાની માંડીને તેનાં રાશિ, અંશ, કળા માંડવાં.

હવે હોરારી સવાલની બાબતોમાં એ ભાગ પુષ્કળ કામનો છે, કારણકે ખોટ, નફો, પૈસા ટકા, ધંધો વગેરે બાબતોનો ખુલાસો એથી ઘણો સરસ મળી શકે છે.

## (૪૨) નસીબનું ફળ

૧. જો ⊕ **નસીબ શનીના** સ્કેવર, કંજંગશન કે ઓપોઝીશનમાં આવે તો જાણવું કે પોતાની દોલત, ઘરબાર વગેરે સર્વે જુગારમાં અથવા તો ચોરાઇ જવાથી અથવા તો શનિની ખાસીયતવાળા લોકોથી સર્વે દોલત ખોઈ બેસે. જો શનિ સાથે ત્રાયન, સેક્ષટાઇલ વગેરે સારી એસપેકટસો જો થાય તો, વારસા હિસ્સાથી અથવા તો કોઇ વૃદ્ધ માણસોથી, ઘરનાં બાંધકામથી, ખેતીવાડીથી, અથવા તો દરિયાઇ વેપારથી અને ઢોરના વેપારથી લાભ થાય.

૨. જો **નસીબ** મંગળ સાથે પાપદૃષ્ટિમાં ( ☌ □ ☍ ) હોય તો, ચોરટિયા ચાકરોથી, લશ્કરીઓથી, ચોરોથી, આગથી, કજીયાકંકાસથી, કોર્ટદરબારથી, પૈસા તથા દોલતની સર્વે વાતે હાનિ થાય, જો શુભ દૃષ્ટિમાં હોય તો હથિયારના વેપારથી લડાયક માણસોથી, ઘોડાઓથી, દરિયાની મુસાફરીથી તથા જાનવરોના સાધારણ વેપારથી ફાયદો મળે.

૩. જો **નસીબ** ગુરુ સાથે પાપદૃષ્ટિમાં હોય તો તે ગૃહસ્થ આદમીથી તેમજ ધર્મગુરુઓથી, વકીલોથી, કંઇક ધંધાના પડી ભાગવાથી,

તથા પૈસાની નાઉમેદીથી સર્વે રીતનું નુકસાન થાય. પણ જો શુભ દૃષ્ટિમાં ( ✳ △ ☍ ) હોય તો ઇનામ, બક્ષીસ, વેપાર ધંધાની ફતેહથી તથા ખુશમિજાજી ને શોખીલાં માણસો તરફથી બેસુમાર લાભ થાય.

૪. જો **નસીબ રવિ** સાથે શુભ દૃષ્ટિમાં હોય તો, મોટા માણસોથી, મિત્રોથી ઘણો ફાયદો થાય. પણ પૈસા બહુ ખરચે, કંઈ બચે નહીં, અને જો પાપદૃષ્ટિએ હોય તો, સરકાર દરબારથી, કોર્ટ કેસ કજીયાથી તેમજ જુઠી નિંદાથી, મોટા માણસોની અદેખાઇથી સર્વે રીતે નુકસાન થાય. ધંધો પડી ભાગે. જો **નસીબ** અને **રવિ**નું કંજંગશન થયું હોય તો તે માણસ પોતે પૈસા ઉડાવે તથા પોતાના પૈસા આબરૂ દરકારથી ખૂએ યાને પૈસા જતા રહે, પણ આબરૂ રહે.

૫. જો **નસીબ શુક્ર** સાથે શુભ દૃષ્ટિમાં હોય તો મોટા લોકની સ્ત્રી તરફથી અથવા મોભાદાર બાનુઓ તરફથી ઇનામ કે બક્ષીસ મળે. કપડાં અને ઝવેરાત પાછળ ખરચ કરે અને વેપારમાં ઘણો લાભ આપે પણ જો પાપદૃષ્ટિમાં હોય તો સ્ત્રીઓ પાછળ પૈસા ખરાબ કરે, પ્યાર મહોબતના પછાડા મારે, અદેખાઈ થાય, અને બેવકુફીથી સર્વે દોલતને ખર્ચી નાંખી કંગાલ બને.

૬. જો **નસીબ બુધ** સાથે શુભ દૃષ્ટિમાં હોય તો કંટ્રાક્ટથી ફાયદો થાય, વિદ્યા, હુન્નર, હિસાબ કીતાબ, વેચાણ સાટાં, સરકારી કાયદાથી, યુનીવરસીટીની ડીગ્રીથી, કાંઇક નવી શોધથી, લખાણથી, પોતાની જાત મહેનતથી, ઉદ્યોગથી, કાંઇક વારસા હિસ્સાથી અથવા મુસાફરી અથવા દરિયાની લાંબી મુસાફરીથી ફાયદો થાય. પણ જો પાપદૃષ્ટિમાં હોય તો, ખોટા હિસાબથી, કોઇના છેતરવાથી વકીલ કે શીખેલા માણસથી, જુવાન મિત્રોથી, જુઠ્ઠી સાક્ષીથી, અથવા તો કોર્ટ દરબારમાં હારી જવાથી. પોતાની આબરૂને ધોકો પહોંચાડે, પૈસા ખૂવે પોતે બેવકુફ બને અને નુકસાનમાં જાય.

૭. જો **નસીબ ચંદ્ર** સાથે સારી દૃષ્ટિમાં હોય તો મિત્રોથી, સ્ત્રીઓથી, સાધારણ પ્રજાથી ઘણો નફો મેળવે, મોટી લાંબી મુસાફરીથી અને ચાલુ ધંધામાં ગુંથાયલા રહેવાથી દોલત ને સુખ મળે, પણ જો પાપદૃષ્ટિમાં હોય તો કંટ્રાકટમાં ખોટ જાય, હલકા માણસોથી દગો થાય, કોઇ મોટા ખાનદાનની સ્ત્રીની અદેખાઈ અને દુશ્મનાઇથી,

ખલાસીઓથી, લાંબી મુસાફરીથી, બેસુમાર કરજથી અને કોર્ટ દરબારથી દોલત, ઈજ્જત અને સર્વે રીતની પાયમાલી થાય.

હરશચલ મહની અસર સારી તેમજ માઠી, બુધ શનિની ભેળ અસર જેવી જાણવી, પણ એકાએક અને અચોક્કસ સમજવી. રવિ અને ચંદ્ર જો હરશચલ સાથે એ ભાગમાં હોય તો વિચિત્ર ચાલચલણનો થાય, તથા છાપાં અને લખાણપત્રની બાબતોથી ઘણો હીણાય, અને મુશ્કેલીમાં આવે.

## (૪૩) વખતનું ગણિત અને તેની સમજણ

જ્યોતીષ વિદ્યામાં વખત અને ઘડીપળ ઉપર મોટો આધાર રહે છે, જેથી તેને લગતી બીના ઉપયોગી થઇ પડશે.

કોષ્ટક

| | |
|---|---|
| ૬૦ સેકંન્ડ.................. | ૧ મિનીટ |
| ૬૦ મિનીટ.................. | ૧ કલાક |
| ૨૪ કલાક.................. | ૧ સાધારણ દિવસ |
| ૭ દિવસ.................. | ૧ અઠવાડિયું |
| ૪ અઠવાડિયાં ૨૮ દિવસ... | ૧ ચંદ્રનો મહિનો |
| ૫૨ અઠવાડિયાં ૧ દિવસ<br>અથવા ૧૩ ચંદ્રના<br>મહિના ને એક દિવસ | ૧ વર્ષ |
| ૩૬૫ દિવસ ૬ કલાક......... | ૧ જુલીયન વર્ષ |
| ૩૬૫ દિવસ ૫ કલાક ૪૮<br>મિનીટ ૫૭.૭૯ સેકંડ | ૧ સૂર્યનું વર્ષ |

સાઇડ્રીયલ દિવસ-હંમેશાં એકજ સરખો હોય છે, લાંબો ટૂંકો થતો નથી. એનો વખત ૨૩ કલાક ને ૫૬ મિનીટ જાણવો.

એસ્ટ્રોનામીકલ દિવસ-યાને જ્યોતિષ ગણિતનો દિવસ યાને સૂર્યનું બે વખત મેરીડીયનપર આવવું થાય તેની વચ્ચેનો વખત, તેને જ્યોતીષી દિવસ કહે છે. એ સાઇડ્રીયલ દિવસ કરતાં ૪ મિનીટ વધારે છે, અને દરેક ઋતુમાં તે વધઘટ થાય છે.

**મીનસોલર દિવસ**–યાને ૨૪ કલાકનો સાધારણ દિવસ, મીન ગ્રીનીચ ટાઇમ, એફીમરી પ્રમાણેનો.

**ચંદ્રનો મહિનો**–(Lunar or Synodic Month) યાને દુનિયાની એક બાજુએ ચંદ્ર તથા સૂર્ય બે વખત મળે, યાને કંજંગશન કરે, તેની વચ્ચેનો વખત.

**કેલન્ડરનો મહિનો**–યાને પંચાગમાં જેમ ૩૦ કે ૩૧ દિવસનો અથવા ફેબ્રુઆરી ૨૮ કે ૨૯ દિવસનો આવે છે તે.

**સાઇડ્રીયલ વર્ષ**–દુનિયાનું સૂર્યની આસપાસ સંપૂર્ણ એક વાર ફરી જવું તે વખતને સાઇડ્રીયલ વર્ષ કહે છે.

**સૂર્યનું વર્ષ**–(Tropical or Solar Year) સૂર્યનું એક ચોક્કસ જગ્યાપર બે વખત આવવું થાય, તેની વચ્ચે જે ટાઇમ રોકાય તેને સૂર્યનું વર્ષ કહે છે. સાઇડ્રીયલ વર્ષ સૂર્યના વર્ષ, કરતાં લગભગ ૨૦ મિનીટ ને ૨૦ સેકન્ડ વધુ છે.

**જુલીયન વર્ષ**–જુલીયન સીઝરના વખતમાં ગોઠવેલું ૩૬૫¼ દિવસનું વર્ષ.

**કોઈ પણ મુલકનો લોકલ ટાઇમ જાણવો હોય તો**, એફીમરીના ગ્રીનીચ ટાઇમમાં નીચે પ્રમાણે ઉમેરવા કે બાદ કરવાથી નક્કી થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | કલાક | દર | ૧૫° | લોંજીટયુડ માટે |
| ૪ | મિનીટ | ,, | ૧° | ,, ,, |
| ૪ | સેકન્ડ | ,, | ૧′ | ,, ,, |

જો ઇસ્ટ લોંજીટયુડ હોય તો ગ્રીનીચ ટાઈમમાં ઉમેરવા ને જો વેસ્ટ લોંજીટયુડ હોય તો બાદ કરવા. યાને જે મુલકની કુંડળી કાઢવી હોય, તે મુલકનો લોકલ ટાઈમ યાને ત્યાં વપરાતો ચાલુ ટાઇમ જે હોય તે ટાઈમ અને ગ્રીનીચ ટાઇમ વચ્ચે જેટલો વધ કે ઘટ હોય તે પ્રમાણે પૂર્વ કે પશ્ચિમ મુલક પ્રમાણે ઉમેરવા કે બાદ કરવા.

## મીન ટાઇમ અને સાઇડ્રીયલ ટાઇમનો ફરક ગણવાનો કોઠો
### દર એક ડીગ્રીએ ૯·૮૬ સેકન્ડ પ્રમાણે ( Correction )

| | કલાક. | | મિનિટ. | | | | સેકન્ડ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મીન ટાઇમ. | ફરક સાઇડ્રીયલ ટાઇમ. | | મીન ટાઇમ. | ફરક સા.ટા. | મીન ટાઇમ. | ફરક સા.ટા. | મીન ટાઇમ. | ફરક સા.ટા. | મીન ટાઇમ. | ફરક સા.ટા. |
| કલાક. | મિનિટ | સેકન્ડ | મિનિટ | સેકન્ડ | મિનિટ | સેકન્ડ | સેકન્ડ | સેકન્ડ | સેકન્ડ | સેકન્ડ |
| ૦ | ૦ | ૦·૦૦ | ૦ | ૦·૦૦ | ૩૦ | ૪·૯૩ | ૦ | ૦·૦૦ | ૩૦ | ·૦૮ |
| ૧ | ૦ | ૯·૮૬ | ૧ | ૦·૧૬ | ૩૧ | ૫·૦૯ | ૧ | ૦·૦૦ | ૩૧ | ·૦૮ |
| ૨ | ૦ | ૧૯·૭૧ | ૨ | ૦·૩૩ | ૩૨ | ૫·૨૬ | ૨ | ·૦૧ | ૩૨ | ·૦૯ |
| ૩ | ૦ | ૨૯·૫૭ | ૩ | ૦·૪૯ | ૩૩ | ૫·૪૨ | ૩ | ·૦૧ | ૩૩ | ·૦૯ |
| ૪ | ૦ | ૩૯·૪૩ | ૪ | ૦·૬૬ | ૩૪ | ૫·૫૯ | ૪ | ·૦૧ | ૩૪ | ·૦૯ |
| ૫ | ૦ | ૪૯·૨૮ | ૫ | ૦·૮૨ | ૩૫ | ૫·૭૫ | ૫ | ·૦૧ | ૩૫ | ·૧૦ |
| ૬ | ૦ | ૫૯·૧૪ | ૬ | ૦·૯૯ | ૩૬ | ૫·૯૧ | ૬ | ·૦૨ | ૩૬ | ·૧૦ |
| ૭ | ૧ | ૯·૦૦ | ૭ | ૧·૧૫ | ૩૭ | ૬·૦૮ | ૭ | ·૦૨ | ૩૭ | ·૧૦ |
| ૮ | ૧ | ૧૮·૮૫ | ૮ | ૧·૩૧ | ૩૮ | ૬·૨૪ | ૮ | ·૦૨ | ૩૮ | ·૧૦ |
| ૯ | ૧ | ૨૮·૭૧ | ૯ | ૧·૪૮ | ૩૯ | ૬·૪૧ | ૯ | ·૦૨ | ૩૯ | ·૧૧ |
| ૧૦ | ૧ | ૩૮·૫૭ | ૧૦ | ૧·૬૪ | ૪૦ | ૬·૫૭ | ૧૦ | ·૦૩ | ૪૦ | ·૧૧ |
| ૧૧ | ૧ | ૪૮·૪૨ | ૧૧ | ૧·૮૧ | ૪૧ | ૬·૭૪ | ૧૧ | ·૦૩ | ૪૧ | ·૧૧ |
| ૧૨ | ૧ | ૫૮·૨૮ | ૧૨ | ૧·૯૭ | ૪૨ | ૬·૯૦ | ૧૨ | ·૦૩ | ૪૨ | ·૧૧ |
| ૧૩ | ૨ | ૮·૧૩ | ૧૩ | ૨·૧૪ | ૪૩ | ૭·૦૬ | ૧૩ | ·૦૪ | ૪૩ | ·૧૨ |
| ૧૪ | ૨ | ૧૭·૯૯ | ૧૪ | ૨·૩૦ | ૪૪ | ૭·૨૩ | ૧૪ | ·૦૪ | ૪૪ | ·૧૨ |
| ૧૫ | ૨ | ૨૭·૮૫ | ૧૫ | ૨·૪૬ | ૪૫ | ૭·૩૯ | ૧૫ | ·૦૪ | ૪૫ | ·૧૨ |
| ૧૬ | ૨ | ૩૭·૭૦ | ૧૬ | ૨·૬૩ | ૪૬ | ૭·૫૬ | ૧૬ | ·૦૪ | ૪૬ | ·૧૩ |
| ૧૭ | ૨ | ૪૭·૫૬ | ૧૭ | ૨·૭૯ | ૪૭ | ૭·૭૨ | ૧૭ | ·૦૫ | ૪૭ | ·૧૩ |
| ૧૮ | ૨ | ૫૭·૪૨ | ૧૮ | ૨·૯૬ | ૪૮ | ૭·૮૮ | ૧૮ | ·૦૫ | ૪૮ | ·૧૩ |
| ૧૯ | ૩ | ૭·૨૭ | ૧૯ | ૩·૧૨ | ૪૯ | ૮·૦૫ | ૧૯ | ·૦૫ | ૪૯ | ·૧૩ |
| ૨૦ | ૩ | ૧૭·૧૩ | ૨૦ | ૩·૨૯ | ૫૦ | ૮·૨૧ | ૨૦ | ·૦૫ | ૫૦ | ·૧૪ |
| ૨૧ | ૩ | ૨૬·૯૯ | ૨૧ | ૩·૪૫ | ૫૧ | ૮·૩૮ | ૨૧ | ·૦૬ | ૫૧ | ·૧૪ |
| ૨૨ | ૩ | ૩૬·૮૪ | ૨૨ | ૩·૬૧ | ૫૨ | ૮·૫૪ | ૨૨ | ·૦૬ | ૫૨ | ·૧૪ |
| ૨૩ | ૩ | ૪૬·૭૦ | ૨૩ | ૩·૭૮ | ૫૩ | ૮·૭૧ | ૨૩ | ·૦૬ | ૫૩ | ·૧૫ |
| ૨૪ | ૩ | ૫૬·૫૬ | ૨૪ | ૩·૯૪ | ૫૪ | ૮·૮૭ | ૨૪ | ·૦૭ | ૫૪ | ·૧૫ |
| ૨૫ | ૪ | ૬·૪૦ | ૨૫ | ૪·૧૧ | ૫૫ | ૯·૦૩ | ૨૫ | ·૦૭ | ૫૫ | ·૧૫ |
| ૨૬ | ૪ | ૧૬·૨૬ | ૨૬ | ૪·૨૭ | ૫૬ | ૯·૨૦ | ૨૬ | ·૦૭ | ૫૬ | ·૧૫ |
| ૨૭ | ૪ | ૨૬·૧૩ | ૨૭ | ૪·૪૪ | ૫૭ | ૯·૩૬ | ૨૭ | ·૦૭ | ૫૭ | ·૧૬ |
| ૨૮ | ૪ | ૩૬·૦૦ | ૨૮ | ૪·૬૦ | ૫૮ | ૯·૫૩ | ૨૮ | ·૦૮ | ૫૮ | ·૧૬ |
| ૨૯ | ૪ | ૪૫·૮૬ | ૨૯ | ૪·૭૬ | ૫૯ | ૯·૬૯ | ૨૯ | ·૦૮ | ૫૯ | ·૧૬ |
| ૩૦ | ૪ | ૫૫·૭૧ | ૩૦ | ૪·૯૩ | ૬૦ | ૯·૮૫ | ૩૦ | ·૦૮ | ૬૦ | ·૧૬ |

આ ઉપલા કોઠા મારફતે જે મુલકમાં જન્મ થયો હોય, અને તે મુલકનો જે લોકલ ટાઇમ હોય, તે લોકલ ટાઇમ ગ્રીનીચ ટાઇમ કરતાં જેટલો વધારે કે ઓછો હોય, યાને ઇસ્ટ લોંજીત્યુદ (પૂર્વ) અથવા તો વેસ્ટ લોંજીત્યુદ (પશ્ચિમ) પર આવેલો હોય, તેને લગતા વધઘટના કલાકો નીચલા ટાઇમના કોષ્ટકમાંથી જોઇ, તે કલાકોનો ફરક ઉપલા કોષ્ટકમાંથી કલાક તેમજ મિનિટ અને સેકન્ડનો તપાસીનેતે ઉમેરવો ઘટે તો ઉમેરવો અથવા બાદ કરવો.

## (૪૪) જુદા જુદા મુલકોના સ્ટેન્ડર્ડ ટાઇમનું કોષ્ટક અને તેની સમજ

**વિશ્વના** વિવિધ દેશોમાં જુદા જુદા "સ્ટાન્ડર્ડ ટાઇમ" પ્રવર્તે છે. સૂર્ય માથા પર આવે ત્યારે સ્થાનિક મધ્યાહ્ન ગણાય. એ વખતે બીજા દેશોમાં સવાર, સાંજ કે મધ્યરાત્રિ પણ હોય. એટલે જુદા જુદા દેશોના સ્ટાન્ડર્ડ ટાઇમમાં કલાકોનો તફાવત હોય છે. દુનિયામાં (૦ રેખાંશ) ગ્રીનીચ સ્ટેન્ડર્ડ ટાઇમ ઉપરથી આ તુલનાત્મક સમયોની ગણના થાય છે. એટલે અહિં જુદા જુદા દેશોના સમયો ગ્રીનીચ ટાઇમથી કેટલા કલાક આગળ પાછળ છે તે આપવામાં આવ્યું છે. કેટલાક દેશોમાં વર્ષના અમુક મહિનાઓ માટે સત્તાવાર સ્ટાન્ડર્ડ ટાઇમને એક કલાક અથવા સામાન્ય ફેરફાર કરી આગળ (ફાસ્ટ) કરવામાં આવે છે અને એ ટાઇમ '**સમર ટાઇમ**'ના નામે ઓળખાય છે. કેટલેક ઠેકાણે દર વર્ષે સમર ટાઇમની તારીખો નક્કી થાય છે. આ ફેરફારની સત્તાવાર ખબર આપવામાં આવે છે. તા. ૧૬ જૂન ૧૯૩૦ થી સોવિયેટ રશિયાએ સાઇબેરીઆ સહિત સોવિયેટ યુનીઅનના તમામ પ્રદેશોમાં ઘડિયાળોને એક કલાક આગળ (ફાસ્ટ) મૂકેલાં છે. અહિં આપેલા સોવિયેટ વિસ્તારના સમયો આ મુજબ જ આપેલા છે.

(તફાવત ગ્રીનીચ ટાઇમથી)

| | ક. | મિ | સે. | પૂર્વ રેખાંશના પ્રદેશો |
|---|---|---|---|---|
| | | | | ઈન્ટર નેશનલ ડેઈટ લાઈન પૂર્વ રે. ૧૮૦° |
| + | ૧૩ | ૦ | ૦ | રેંગલ ( Wrangel ) ટાપુ ઉત્તર સાયબેરિયા (રશિયા) |
| + | ૧૨ | ૧૯ | ૧૨ | ટોંગા ટાપુ ( દક્ષિણ પેસેફિક ) પશ્ચિમ ૧૭૩° થી ૧૭૭° } × |
| + | ૧૨ | ૧૫ | ૦ | ચોથામ ,, (ન્યુઝિલેન્ડ)સ્થા. સ્ટે. ટા. + ક. ૧૧ મિ. ૩૦ છે. } × |
| + | ૧૨ | ૦ | ૦ | સાયબેરિઆ (રશિયા) પૂર્વ રેખાંશ ૧૫૭°. ૩૦'થી૧૭૨°. ૩૦' સુધીનો પ્રદેશ. કામશ્રાટકા જૂશિર (રશિયા) ફિજી, ગિલ્બર્ટ, અને એલિસ-બ્રિટિશ ટાપુઓ (દક્ષિણ પેસેફિક) |
| + | ૧૧ | ૩૦ | ૦ | ન્યુઝિલેન્ડ ( સપ્ટેમ્બરના છેલ્લા રવિવારથી એપ્રિલના છેલ્લા રવિવાર સુધીમાં ક. ૧૨ મિ. ૦. નક્કી થએલ છે.) |
| + | ૧૧ | ૦ | ૦ | સાયબેરિઆ ( પૂર્વ ૧૪૨° ૩૦'થી૧૫૭°.૩૦' સુધી ) દક્ષિણ પેસિફિક સમુદ્રના ટાપુઓ :-સોલોમન, સાંતાક્રૂઝ ( બ્રિ. ) ન્યુ હાબ્રાડિઝ, ન્યુ કેલેડોનિયા ( ફ્રેંચ ) ટાપુઓ |
| + | ૧૦ | ૩૬ | ૦ | લોર્ડ હાર્વે ટાપુ ( ઓસ્ટ્રેલિઆ ) |
| + | ૧૦ | ૦ | ૦ | સાયબેરિઆ પૂર્વ ૧૨૭°-૩૦', થી ૧૪૨°-૩૦' સુધીનો પ્રદેશ તથા દક્ષિણ પેસેફિકના ટાપુઓ :-ગ્વાહેમ ( U. S. A. ) માર્શલ (જા) કેરોલિન (જા), એડમિરેલટિ વિકટોરીઆ, ન્યુગીનિઆ (બ્રિ), ન્યુ સાઉથ વેલ્સ પ્રાંત ( ઓસ્ટ્રેલિઆ ) ટાસમાનિઆ ( U. S. A. ) સીડની, કેનબેરા, મેલબોર્ન ( ક્વીન્સલેન્ડ પ્રાંત-ઓસ્ટ્રેલિઆ ) |
| + | ૯ | ૩૦ | ૦ | ઉત્તર-દક્ષિણ ઓસ્ટ્રેલિઆ અને ઓાકનદિસનો વિસ્તાર. |
| + | ૯ | ૦ | ૦ | સાયબેરિઆ પૂર્વ ૧૧૨°-૩૦' થી ૧૨૭°-૩૦' સુધીનો પ્રદેશ સાખાલિન બેટ, કુરલી (જા) ટાપુઓ, પૂર્વ મંચુરીઆ, કોરિઆ, જાપાન, ફોરમોસા અથવા ટાઇવાન ટાપુ (જા) કેરોલિન ટાપુઓ ( પૂર્વ રેખાંશ ૧૪૮° થી પશ્ચિમ તરફના ) મેરિઆનસ અથવા લેડ્રોનિ (જા) ટાપુઓ. ડચ ન્યુગિનિ. |
| + | ૮ | ૩૦ | ૦ | મોલુકાસ (ડચ) ટાપુઓ, ( પેસેફિક ઇાકેટર. ) |
| + | ૮ | ૦ | ૦ | સાયબેરિઆ પૂર્વ ૯૭°-૩૦'થી ૧૧૨°-૩૦' પોર્ટઆર્થર (જા.) શાંઘાઈ, નાનકિંગ, અને ચીનનો પૂર્વ કિનારો ફુચાઉ, હ્યાંગ, ચુંગકિંગ. હોંગકોંગ (બ્રિ.) મકાઓ, મનીલા, |

| | ક. | મિ. | સે. | પૂર્વ રેખાંશના પ્રદેશો |
|---|---|---|---|---|
| | | | | ફિલિપાઇન્સ (U. S. A.) ટાપુઓ, લેબુઅન–( બ્રિ. ઉત્તર બોર્નિઓ ) શેલેબસ, સુમ્બાવા ( ડચ ) ફ્લેરિસ, ટિમોર (પોરચ્યુગલ), કેલગાર્ડી, કેલગુર્લિ, પર્થ, ફ્રિમેન્ટલ ( પશ્ચિમ ઓસ્ટ્રેલિઆ ) |
| + | ૭ | ૩૦ | ૦ | સારવાક (ઉત્તર બોરનિઓ) ( સપ્ટે. ૧૪ થી ડિસે. ૧૪ સુધી + ૨૦ મિ. ઉમેરવી ) બટેવિઆ ( જાવા ), મદુરા, બાલી, લોમ્બોક, બોરનિઓ વગેરે ( ડચ્ટ ઇન્ડ ઇન્ડિઝ ) |
| + | ૭ | ૨૦ | ૦ | મલાયા ( ફેડરેટેડ ), સીંગાપોર (બ્રિ.) પીનાંગ |
| + | ૭ | ૦ | ૦ | સાયબેરિયા પૂર્વ ૮૨°–૩૦' થી ૯૭°–૩૦' સુધીનો પ્રદેશ, પખોઇ, હઇનાન ટાપુ, સાઇગોન ( ફ્રેંચ ઇન્ડોચાયના ), બેંગકોક ( સિઆમ ) પાન્ડાંગ ( દક્ષિણ સુમાત્રા ), બેંગકા; બેલિટોંગ તથા ક્રિસ્ટમ્સ ટાપુઓ. |
| + | ૬ | ૩૦ | ૦ | આસામ, બેંગાલ, ( હિંદુસ્થાન ) ઇસ્ટ–પાકિસ્તાન, બરમા, આન્ડામાન, નિકોબાર ટાપુઓ, ઉત્તર મલાયા, કોટારાજા (ઉત્તર સુમાત્રા), કોકોસ (બ્રિ.) ટાપુ |
| + | ૬ | ૦ | ૦ | સાયબેરિઆ–પૂર્વ ૬૭°–૩૦', થી ૮૨°–૩૦' |
| + | ૫ | ૫૩ | ૩૬ | કલકત્તા ( સ્થા. ટાઇમ ) |
| + | ૫ | ૩૦ | ૦ | હિંદુસ્થાન, સીલોન, લક્ષદ્વિપ ટાપુ, પશ્ચિમ–પાકિસ્તાન |
| + | ૫ | ૦ | ૦ | સાયબેરિયા પૂર્વ ૫૨°–૩૦' થી ૬૭°–૩૦', નોવાયા, ઝેમ્લેયા ટાપુઓ, ( રશિઆ ) |
| + | ૪ | ૫૪ | ૦ | માલદ્વિવ ટાપુ ( હિંદી મહાસાગર ) |
| + | ૪ | ૫૧ | ૨૦ | મુંબઇ ( હિંદુસ્થાન ) સ્થા. (લોકલ) ટાઇમ |
| + | ૪ | ૩૯ | ૦ | કચ્છી ટાઇમ ( પાટનગર ભૂજ ટાઇમ ) |
| + | ૪ | ૩૦ | ૦ | અફઘાનિસ્તાન, બલુચિસ્તાન |
| + | ૪ | ૦ | ૦ | રશીઆ પૂર્વ ૪૦° થી ૫૨°–૩૦' સુધીનો પ્રદેશ તથા હિંદી-મહાસાગરના ટાપુઓ :–મોરિશીયસ (બ્રિ.) રિયુનિયન (ફ્રે), સીસીલીઝ, એમિરેન્ટી (બ્રિ.) ટાપુઓ. |
| + | ૩ | ૫૪ | ૪૦ | મસ્કત બંદર સ્થા. ટા. ( ઓમાન અખાત ) |
| + | ૩ | ૩૦ | ૦ | ઇરાન ( પરસિઆ ) |

| | ક. | મિ | સે. | પૂર્વ રેખાંશના પ્રદેશો |
|---|---|---|---|---|
| + | ૩ | ૧૫ | ૦ | મેકોલ્લા ( અરબસ્તાન ) બંદર, રણ પ્રદેશ |
| + | ૩ | ૦ | ૦ | રશીઆ પૂર્વ રે. ૪૦° સુધીનો તમામ પ્રદેશ, આઝરમાયજાન, ઇરાક, મક્કો (સ્થા. ટા. ૨-૪૧-૦૮), મદિના (સ્થા. ટા. ૨-૪૦) ( અરેબિયા ), એરિટ્રિઆ, ફ્રેંચ અને ઇટાલીઅન સોમાલિલેન્ડ, યમન, સોકોટ્રા (બ્રિ.) કોમોરા, માડાગાસ્કર (ફ્રેં.) બેટ તથા બ્રિટિશ સોમાલિલેન્ડ |
| + | ૨ | ૪૯ | ૫૪ | એડન ( અરબી સમુદ્ર ) |
| + | ૨ | ૪૫ | ૦ | ઇસ્ટ આફ્રિકા-કેનિઆ પ્રદેશ, ટાંગાનિકા સંસ્થાન, યુગાન્ડા, ઝાંઝીબાર, એબિસિનિયા. |
| + | ૨ | ૧ | ૦ | પુલકોવા ( રશિઆ ) સ્થા. ટાઇમ ( રશિઆમાં પ્રથમ ૧૫-૬-૧૯૩૦ સુધી આ સ્ટે. ટાઇમ ચાલતો હતો. ) |
| + | ૨ | ૦ | ૦ | પૂર્વ યુરોપ-ફિન્લેન્ડ, ઇસ્ટોનિઆ, લેટવિઆ, રુમાનિઆ, બલ્ગેરિઆ, તુર્કસ્તાન, ગ્રીસ, ક્રીટ, સાયપ્રસ ટાપુઓ. પેલેસ્ટાઇન, સીરીઆ, ટ્રાન્સજોર્ડન, ઇજીપ્ત, એંગ્લોઇજીપ્શીઅન સુદાન, પોરટુગલ પૂર્વ આફ્રિકા, ( મોઝામ્બીક ) ટ્રાન્સવાલ, નાતાલ, ડરબન, ઉત્તર અને દક્ષિણ રોડેશિઆ. દક્ષિણ આફ્રિકાનું યુનિયન, બેલ્જીઅન કોન્ગોનો પૂર્વ વિભાગ, ( લુસેમ્બો, સ્ટેન્લીવીલે, કોસ્ટરમેન્સવીલે, એલીઝાબેથવીલે. ) |
| + | ૧ | ૦ | ૦ | ( મધ્ય યુરોપીય ) નોરવે, સ્વીડન, ડેન્માર્ક, લિથુનિઆ, પૂર્વ પ્રશિઆ, ડાન્ઝીગ, જર્મની, પોલાન્ડ ઝેકોસ્લોવેકિઆ, ઓસ્ટ્રિઆ, હંગેરી, સ્વીટ્ઝરલેન્ડ, યુગોસ્લેવિઆ, અલ્બેનિઆ, ઇટાલી, સિસિલી ટાપુ, ( ભૂમધ્ય સમુદ્ર ), સારડિનિઆ, માલ્ટા, ટુનિસિઆ, લિબિઆ, નાઇજીરિયા, કેમરુન્સ, ફ્રેન્ચ ઇક્વેટોરિઅલ આફ્રિકા, બેલ્જીઅન-કોંગોનો પશ્ચિમ વિભાગ, એંગોલા ( પોરટુગલ પશ્ચિમ-આફ્રિકા ) |
| + | ૦ | ૨૦ | ૦ | હોલેન્ડ (૧૫ મેથી ૧૫ ઓક્ટોબર સુધીમાં + ૧ કલાક ઉમેરવો.) |
| + | ૦ | ૯ | ૨૧ | પેરિસ (ફ્રાન્સ) સ્થા. ટાઇમ |

| | ક. | મિ | સે. | ગ્રિનવીચટાઈમ અને પશ્ચિમ રેખાંશના પ્રદેશો |
|---|---|---|---|---|
| | ૦ | ૦ | ૦ | **ગ્રિનવીચ ટાઈમ :—**<br>(૧) ગ્રેટબ્રિટન અને ઉત્તર આયરલેન્ડ, ચેનલના ટાપુઓ * બેલ્જીઅમ, લક્ષમબર્ગ (૨) ફ્રાંસ, કોર્સિકા, એલ્જીરિઆ * સ્પેન જીબ્રાલ્ટર; પોરચ્યુગલ, મોરોકકો, આઇવેરી કોસ્ટ, + ગોલ્ડ કોસ્ટ કોલોનિ, સ્પેનિશ જીનિઆ.<br>(૧) ૧૦ મી એપ્રિલથી ૨૭ ઓકટોબર સુધીમાં + ૧ કલાક ફાસ્ટ કરવામાં આવે છે.<br>(૨) માર્ચના છેલ્લા શનિવારથી અથવા તે ઇસ્ટર પહેલાં આવે તો ઇસ્ટર પછીના શનિવારથી ઓકટોબરના પ્રથમ શનિવાર સુધીમાં + ૧ કલાક ફાસ્ટ કરવામાં આવે છે.<br>+ ગોલ્ડ કોસ્ટ કોલોનિ ૧ લી સપ્ટેંબરથી ૩૧ મી ડિસેમ્બર સુધીમાં + ૨૦ મિ. ફાસ્ટ કરવામાં આવે છે. |
| – | ૦ | ૨૩ | ૦ | સેન્ટ હેલિના (બ્રિ.) ટાપુ |
| – | ૦ | ૨૫ | ૨૧ | ડબલીન (આયર્લેન્ડ) સ્થા. ટાઇમ |
| – | ૦ | ૪૦ | ૦ | સિએરાલિઓન ( બ્રિ. ટાપુ, ૩૧ મે થી ૩૧ ઓગસ્ટ સુધી + ૧ કલાક ફાસ્ટ કરવામાં આવે છે. ) |
| – | ૦ | ૪૪ | ૦ | નિગ્રો ( રિપબ્લિક ), લિબેરિઆ |
| – | ૦ | ૫૭ | ૦ | એસેનસિઓન ( બ્રિ. ટાપુ. ) |
| – | ૧ | ૦ | ૦ | **આઈસલેન્ડ** ( એપ્રિલના બીજા રવિવારથી ઓકટોબરના ૧ લા રવિવાર સુધીમાં + ૧ કલાક ફાસ્ટ કરવામાં આવે છે. ) આટલાન્ટિક-મહાસાગરના ઉત્તર ૧૩° થી ૩૩° અને પશ્ચિમ ૧૦ થી ૧૬ સુધીના કેનેરી તથા પોરટુગલ ટાપુઓ અને ફ્રેંચ ગિનિ ( પશ્ચિમ આફ્રિકા ) |
| – | ૨ | ૦ | ૦ | **ગ્રિનલેન્ડ ઈસ્ટ** એઝોરિઝ,* ( પોરટુગલ ) કેપવર્ડે ટાપુ |
| – | ૨ | ૭ | ૦ | દક્ષિણ જ્યોર્જીઆ (બ્રિ.) |

| | ક. | મિ | સે. | પશ્ચિમ રેખાંશના પ્રદેશો |
|---|---|---|---|---|
| – | ૩ | ૦ | ૦ | પૂર્વ બ્રાઝિલનો આખો કિનારો, ગ્રિન્લેન્ડ વેસ્ટ |
| – | ૩ | ૩૦ | ૦ | લેબ્રાડોર, ન્યુ ફાઉન્ડલેન્ડ ( ઉત્તર અમેરિકા ) ( મે ના બીજા રવિવારથી ઓકટો. ના પ્રથમ રવિવાર સુધીમાં + ૧ કલાક ફાસ્ટ કરવામાં આવે છે. ) ઉરુગ્વે ( દક્ષિણ અમેરિકા ) ( ઓકટો. ના છેલ્લા રવિવારથી માર્ચના છેલ્લા શનિવાર સુધીમાં + ૩૦ મિ. ફાસ્ટ કરવામાં આવે છે. ) |
| – | ૩ | ૪૦ | ૩૫ | ડચ ગિનિ ( દ. અમેરિકા ) |
| – | ૩ | ૪૫ | ૦ | બ્રિટિશ ગિનિ ( દ. અમેરિકા ) |
| – | ૪ | ૦ | ૦ | **ઈન્ટર કોલોનીઅલ (આટલાંટિક) સ્ટાં. ટાઇમ.** આટલાંટિક સમુદ્ર, કેનેડાનો ઉત્તર વિભાગ, કવીબેકના ઉત્તર સંસ્થાનો, પશ્ચિમ, રેખાંશ ૬૮° સુધીનો પ્રદેશ, ન્યુબ્રન્સવિક, *નોવેસ્કોટિઆ, પ્રિન્સ એડવર્ડ પોર્ટોરિકો, ફ્રેંચ ગિનિ, ( દક્ષિણ અમેરિકા ) ( સપ્ટે. ના ત્રીજા રવિવારથી માર્ચના ત્રીજા રવિવાર સુધીમાં + ૧ ક. ફાસ્ટ કરવામાં આવે છે. ) મધ્ય બ્રાઝિલ, આર્જેન્ટીના ( નવે. ૧ લીથી ૧ લી માર્ચ સુધીમાં + ૧ ક. ફાસ્ટ કરવામાં આવે છે. ) ફોકલેન્ડ સ્ટેન્લી, ટાપુઓ. ( સપ્ટે ના છેલ્લા શનિવારથી માર્ચના સૌથી છેલ્લા શનિવારના આગલા શનિવાર સુધીમાં + ૧ ક. ફાસ્ટ કરવામાં આવે છે ) બોલિવીઆ અને બ્રિટીશ વેસ્ટ ઇન્ડીઝ ટાપુઓ |
| – | ૪ | ૩૦ | ૦ | વેનેઝુલા, કુરાકો ટાપુઓ |
| – | ૪ | ૪૦ | ૦ | ડોમિનિકન રિપબ્લિક |
| – | ૫ | ૦ | ૦ | **ઇસ્ટ અમેરિકન સ્ટાં. ટાઇમ.** કેનેડાનો પૂર્વ ભાગ ( ૬૮° થી ૯૦° સુધીનો ) નોર્થ વેસ્ટ સંસ્થાનો, ( ૬૮° થી ૮૫° સુધીના ), ન્યુયોર્ક, વરજીનીઆ, વોશિંગ્ટન ( પાટનગર ), કોલમ્બીઆ–જમૈઆકા, પનામા કેનલ અને બ્રાઝિલનો પશ્ચિમ પ્રદેશ.* કયુબા ટાપુ ( વેસ્ટ ઇન્ડીઝ ) ( જૂનના ૧ લા રવિવારના સપ્ટે. ના ૧ લા શનિવાર સુધીમાં + ૧ ક. ફાસ્ટ કરવામાં આવે છે. ) |

| | ક. | મિ | સે. | પશ્ચિમ રેખાંશના પ્રદેશો |
|---|---|---|---|---|
| – | ૬ | ૦ | ૦ | **સેંત્રલ અમેરિકન સ્ટા. ટાઇમ :** મધ્ય કેનેડા ૯૦° થી પશ્ચિમ તરફનો પ્રદેશ. મધ્ય અમેરિકાના ૮૫° થી ૧૦૨° સુધીના પ્રદેશો લુઇસિઆના, મિસિસિપી, ડાકોટા,* ટેકસાસ, મેકસીકો, બ્રિટીશ હોન્ડુરાસ ( ૧ લી ઓકટોબરથી ૧૪ મી ફેબ્રુ. સુધીમાં + ૩૦ મિ. ફાસ્ટ કરવામાં આવે છે. ) નિકારાગુઆ ( રિપબ્લિક ) |
| – | ૭ | ૦ | ૦ | **માઉન્ટસ અમેરિકન સ્ટા. ટાઇમ :** કેનેડા ઉત્તર પ્રદેશ. પશ્ચિમ ૧૦૨° થી ૧૨૦° સુધીનાં પર્વતમાળાનો પ્રદેશ, અને અમેરિકાના ઉત્તર પશ્ચિમ પ્રદેશો, ટાપુઓ તથા ઉત્તર મેકસીકો. |
| – | ૮ | ૦ | ૦ | **પેસેફિક અમેરિકન સ્ટા. ટાઇમ :** પેસેફિક સમુદ્રના કેનેડાનો ઉત્તર પશ્ચિમ કિનારો, બ્રિટીશ કોલંબીઆ, કેલીફોર્નિઆ, સાનફ્રાન્સિસકો, વોશિંગ્ટન, કેલફોરનિઆ, ( મેકસીકો ) વગેરે પશ્ચિમ ૧૨૦° સુધીના પ્રદેશો |
| – | ૯ | ૦ | ૦ | યુકોન ( આલ્સકા ) પિટર્સબર્ગ, કોરડોવના ટાપુઓ. |
| – | ૧૦ | ૦ | ૦ | અલાસ્કાનો પ્રદેશ, ( વેલ્ડેઝ, સેવર્ડ, એંકરેજ, ફેરબેંકસ ) અને નજીકના ટાપુઓ |
| – | ૧૦ | ૩૦ | ૦ | હવાઇન, હોનોલુલુ, સેંડવીચ, અને મીડવે (કર્કવૃત્ત) પેસેફિક સમુદ્રના ટાપુઓ |
| – | ૧૧ | ૦ | ૦ | અલાસ્કાના પશ્ચિમ કિનારાનાં ( પેસેફિક ) બંદરો |
| – | ૧૧ | ૨૦ | ૦ | નીયુ અથવા સેવેજ ટાપુઓ ( પેસેફિક ) પશ્ચિમ ૧૭૦°. |

*સમર ટાઇમ દર વર્ષે નક્કી થાય છે.

## (૪૫) હિન્દુસ્તાનનાં મુખ્ય ગામોના અક્ષાંશ, રેખાંશ અને સ્ટાં. ટા
## (રેખાંશ ૮૨-૩૦ પૂર્વ) અને સ્થાનિક (લોકલ) સમય વચ્ચેનો તફાવ

| ગામ | ઉત્તર અક્ષાંશ | | પૂર્વ રેખાંશ | | તફાવત | | | ગામ | ઉત્તર અક્ષાંશ | | પૂર્વ રેખાંશ | | તફા | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | અં. | ક. | અં. | ક. | | મિ | સે. | | અં. | ક. | અં. | ક. | | મિ | |
| અકલકોટ | ૧૭ | ૩૧ | ૭૬ | ૧૫ | — | ૨૫ | ૦ | આરવી | ૨૦ | ૫૮ | ૭૮ | ૧૫ | — | ૧૭ | |
| અંકલેશ્વર | ૨૧ | ૩૮ | ૭૩ | ૦૩ | — | ૩૭ | ૪૮ | આલમપુર | ૧૫ | ૫૪ | ૭૮ | ૧૧ | — | ૧૭ | |
| અગર | ૨૩ | ૪૪ | ૭૬ | ૦૪ | — | ૨૫ | ૪૪ | | | | | | | | |
| અગાસી | ૧૯ | ૨૫ | ૭૨ | ૫૪ | — | ૩૮ | ૩૬ | ઇગતપુરી | ૧૯ | ૪૦ | ૭૩ | ૩૫ | — | ૩૫ | |
| અચળગઢ(આબુ) | ૨૪ | ૪૪ | ૭૨ | ૪૮ | — | ૩૮ | ૪૮ | ઇટારસી | ૨૨ | ૩૦ | ૭૭ | ૫૫ | — | ૧૮ | |
| અજયગઢ | ૨૪ | ૫૩ | ૮૦ | ૧૩ | — | ૦૯ | ૦૮ | ઇડર | ૨૩ | ૫૦ | ૭૩ | ૦૨ | — | ૩૭ | |
| અજન્ટા | ૨૦ | ૩૩ | ૭૫ | ૪૮ | — | ૨૬ | ૪૭ | ઇન્દ્રગઢ | ૨૫ | ૪૦ | ૭૬ | ૧૫ | — | ૨૫ | |
| અજમેર | ૨૬ | ૨૭ | ૭૪ | ૪૨ | — | ૩૧ | ૧૨ | ઇંદોર | ૨૨ | ૪૪ | ૭૫ | ૫૦ | — | ૨૬ | |
| અંજાર (કચ્છ) | ૨૩ | ૦૭ | ૭૦ | ૦૧ | — | ૪૯ | ૫૬ | ઇલોરા | ૨૦ | ૦૨ | ૭૫ | ૧૩ | — | ૨૯ | |
| અટક | ૩૩ | ૫૩ | ૭૨ | ૧૭ | — | ૪૦ | ૫૨ | | | | | | | | |
| અંધેરી (મુંબઇ) | ૧૯ | ૧૩ | ૭૨ | ૪૮ | — | ૩૮ | ૪૮ | ઉજ્જૈન | ૨૩ | ૦૯ | ૭૫ | ૪૩ | — | ૨૭ | |
| અંબાજી | ૨૪ | ૨૨ | ૭૩ | ૦૦ | — | ૩૮ | ૦ | ઊંઝા | ૨૩ | ૪૭ | ૭૨ | ૨૪ | — | ૪૦ | |
| અંબાલા | ૩૦ | ૨૧ | ૭૬ | ૫૨ | — | ૨૨ | ૩૨ | ઉદવાડા | ૨૦ | ૨૮ | ૭૨ | ૫૫ | — | ૩૮ | |
| અમદાવાદ | ૨૩ | ૦૨ | ૭૨ | ૩૭ | — | ૩૯ | ૩૨ | ઉદેપુર | ૨૪ | ૩૭ | ૭૩ | ૪૭ | — | ૩૪ | |
| અમરાવતી | ૨૦ | ૫૬ | ૭૭ | ૪૮ | — | ૧૮ | ૪૮ | ઉના | ૨૦ | ૪૫ | ૭૧ | ૦૩ | — | ૪૫ | |
| અમરનાથ | ૧૯ | ૧૨ | ૭૩ | ૧૦ | — | ૩૭ | ૨૦ | ઉપલેટા | ૨૧ | ૪૫ | ૭૦ | ૧૮ | — | ૪૮ | |
| અમૃતસર | ૩૧ | ૩૭ | ૭૪ | ૪૮ | — | ૩૦ | ૪૮ | ઉમરેઠ | ૨૨ | ૩૬ | ૭૩ | ૦૫ | — | ૩૭ | |
| અમરેલી | ૨૧ | ૩૬ | ૭૧ | ૧૫ | — | ૪૫ | ૦ | | | | | | | | |
| અમલનેર | ૨૧ | ૦ | ૭૫ | ૦૬ | — | ૨૯ | ૩૬ | એકલિંગજી | ૨૪ | ૪૩ | ૭૩ | ૪૬ | — | ૩૪ | |
| અયોધ્યા | ૨૬ | ૪૭ | ૮૨ | ૧૪ | — | ૦૧ | ૦૪ | એરનાકુલમ | ૧૦ | ૦ | ૭૬ | ૧૫ | — | ૨૫ | |
| અલવર | ૨૭ | ૩૪ | ૭૫ | ૩૮ | — | ૨૩ | ૨૮ | એલીચપુર | ૨૧ | ૧૮ | ૭૭ | ૩૩ | — | ૧૯ | |
| અલમોરા | ૨૯ | ૩૭ | ૭૯ | ૪૦ | — | ૧૧ | ૨૦ | ઓખા | ૨૨ | ૨૮ | ૬૯ | ૦૨ | — | ૫૩ | |
| અલીબાગ | ૧૮ | ૩૯ | ૭૨ | ૫૫ | — | ૩૮ | ૨૦ | ઓરછા | ૨૫ | ૨૧ | ૭૮ | ૩૮ | — | ૧૫ | |
| અલીગઢ | ૨૫ | ૫૮ | ૭૬ | ૦૭ | — | ૨૫ | ૩૨ | ઔંધ | ૧૭ | ૩૩ | ૭૪ | ૨૩ | — | ૩૨ | |
| અલીપોર | ૨૨ | ૩૨ | ૮૮ | ૨૪ | — | ૨૩ | ૩૬ | ઓરંગાબાદ | ૧૯ | ૫૩ | ૭૫ | ૨૩ | — | ૨૮ | |
| અલીરાજપોર | ૨૨ | ૧૧ | ૭૪ | ૨૪ | — | ૩૨ | ૨૪ | | | | | | | | |
| અલ્લેપી | ૯ | ૩૦ | ૭૬ | ૨૩ | — | ૨૪ | ૨૮ | કટક | ૨૦ | ૨૮ | ૮૫ | ૫૪ | + | ૧૩ | |
| અહમદનગર | ૧૯ | ૦૫ | ૭૪ | ૪૮ | — | ૩૦ | ૪૮ | કટની | ૨૩ | ૪૭ | ૮૦ | ૨૭ | — | ૦૮ | ૧૨ |
| | | | | | | | | કડપા | ૧૪ | ૨૮ | ૭૮ | ૫૨ | — | ૧૪ | ૩૨ |
| આકોલા | ૨૦ | ૪૨ | ૭૭ | ૦૨ | — | ૨૧ | ૫૨ | કડી | ૨૩ | ૧૮ | ૭૨ | ૨૨ | — | ૪૦ | ૨૮ |
| આકોટ | ૨૧ | ૦ | ૭૭ | ૦૬ | — | ૨૧ | ૩૬ | કંડલા (કચ્છ) | ૨૩ | ૦૪ | ૭૦ | ૧૨ | — | ૪૯ | ૧૨ |
| આગ્રા | ૨૭ | ૧૦ | ૭૮ | ૦૫ | — | ૧૭ | ૪૦ | કડોદ | ૨૧ | ૪૫ | ૭૩ | ૦૮ | — | ૩૭ | ૨૮ |
| આણંદ | ૨૨ | ૩૨ | ૭૩ | ૦૦ | — | ૩૮ | ૦૦ | કંદહાર | ૩૧ | ૩૭ | ૬૫ | ૩૦ | —૧ | ૦૮ | ૦૦ |
| આબુ (માઉન્ટ) | ૨૪ | ૪૦ | ૭૨ | ૪૫ | — | ૩૯ | ૦૦ | કનોજ | ૨૭ | ૦૩ | ૭૯ | ૫૮ | — | ૧૦ | ૦૮ |
| આમોદ | ૨૨ | ૦ | ૭૨ | ૫૩ | — | ૩૮ | ૨૮ | કપડવંજ | ૨૩ | ૦૧ | ૭૩ | ૦૫ | — | ૩૭ | ૪૦ |

| ગામ | ઉત્તર અક્ષાંશ | | પૂર્વ રેખાંશ | | તફાવત | | |
|---|---|---|---|---|---|---|---|
| | અં | ક. | અં. | ક. | | મિ | સે. |
| કપુરથલા | ૩૧ | ૨૩ | ૭૨ | ૨૫ | — | ૪૦ | ૨૦ |
| કરમાલા | ૧૮ | ૨૪ | ૭૫ | ૧૫ | — | ૨૯ | ૦૦ |
| કરનૂલ | ૧૫ | ૫૦ | ૭૮ | ૦૫ | — | ૧૭ | ૪૦ |
| કરમસદ | ૨૨ | ૩૩ | ૭૨ | ૫૪ | — | ૩૮ | ૨૪ |
| કરાંચી | ૨૪ | ૫૧ | ૬૭ | ૦૪ | -૧ | ૦૧ | ૪૪ |
| કરાડ | ૧૭ | ૧૫ | ૭૪ | ૧૨ | — | ૩૩ | ૧૨ |
| કલકત્તા | ૨૨ | ૩૪ | ૮૮ | ૨૪ | + | ૨૩ | ૩૬ |
| કલ્યાણ | ૧૯ | ૧૪ | ૭૩ | ૧૦ | — | ૩૭ | ૨૦ |
| કલ્યાણી(નિઝામ) | ૧૭ | ૫૩ | ૭૬ | ૫૯ | — | ૨૨ | ૦૪ |
| કલીકટ | ૧૧ | ૧૫ | ૭૫ | ૪૯ | — | ૨૬ | ૪૪ |
| કલોલ | ૨૩ | ૧૫ | ૭૨ | ૩૩ | — | ૩૯ | ૪૮ |
| કવીલોન | ૧૮ | ૫૩ | ૭૬ | ૩૫ | — | ૨૩ | ૪૦ |
| કવેટા | ૩૦ | ૧૨ | ૬૭ | ૦૦ | -૧ | ૦૨ | ૦૦ |
| કાંકરોલી | ૨૪ | ૪૮ | ૭૩ | ૫૫ | — | ૩૪ | ૨૦ |
| કાંકર | ૨૦ | ૧૫ | ૮૧ | ૩૨ | — | ૦૩ | ૫૨ |
| કાંજીવરમ | ૧૨ | ૫૦ | ૭૯ | ૪૫ | — | ૧૧ | ૦૦ |
| કાનપુર | ૨૪ | ૨૮ | ૮૦ | ૨૪ | — | ૦૮ | ૨૪ |
| કાનાનોર | ૧૧ | ૫૨ | ૭૫ | ૨૫ | — | ૨૮ | ૨૦ |
| કામઠી | ૨૧ | ૧૪ | ૭૯ | ૧૫ | — | ૧૩ | ૦૦ |
| કારવાર | ૧૪ | ૪૮ | ૭૪ | ૧૧ | — | ૩૩ | ૧૬ |
| કારંજા | ૨૦ | ૨૯ | ૭૭ | ૩૨ | — | ૧૯ | ૫૨ |
| કાશ્મીર | ૩૬ | ૦૬ | ૭૪ | ૫૩ | — | ૩૦ | ૨૮ |
| કાશી | ૨૫ | ૨૦ | ૮૩ | ૦૦ | + | ૦૨ | ૦૦ |
| કીસના | ૧૬ | ૨૫ | ૭૭ | ૧૮ | — | ૨૦ | ૪૮ |
| કિશનગંજ | ૨૬ | ૧૦ | ૭ | ૦૨ | + | ૧૮ | ૦૮ |
| કિશનગઢ | ૨૭ | ૫૩ | ૭૦ | ૪૭ | — | ૪૬ | ૫૨ |
| કુચબીહાર | ૨૬ | ૨૦ | ૮૯ | ૨૯ | + | ૨૭ | ૫૬ |
| કુતિયાણા | ૨૧ | ૩૮ | ૭૦ | ૧૦ | — | ૪૯ | ૨૦ |
| કુંભકોનમ | ૧૦ | ૫૮ | ૭૯ | ૨૫ | — | ૧૨ | ૨૦ |
| કુમઠા | ૧૪ | ૨૬ | ૭૪ | ૨૭ | — | ૩૨ | ૧૨ |
| કુરલા (મુંબઇ) | ૧૯ | ૦૩ | ૭૨ | ૫૩ | — | ૩૮ | ૨૮ |
| કુલપાકજી | ૧૭ | ૨૫ | ૭૭ | ૫૬ | — | ૧૮ | ૧૬ |
| કૂનુર | ૧૧ | ૨૦ | ૭૬ | ૫૦ | — | ૨૨ | ૪૦ |

| ગામ | ઉત્તર અક્ષાંશ | | પૂર્વ રેખાંશ | | તફાવત | | |
|---|---|---|---|---|---|---|---|
| | અં. | ક. | અં. | ક. | | મિ | સે. |
| કેશરીઆજી | ૨૪ | ૦૫ | ૭૩ | ૫૦ | — | ૩૪ | ૪૦ |
| કેશોદ | ૨૧ | ૧૪ | ૭૦ | ૧૬ | — | ૪૮ | ૫૬ |
| કોઇમ્બતુર | ૧૧ | ૦૦ | ૭૭ | ૦૦ | — | ૧૨ | ૦૦ |
| કોકોનાડા | ૧૬ | ૫૭ | ૮૨ | ૧૫ | — | ૦૧ | ૦૦ |
| કોચીન | ૯ | ૫૮ | ૭૬ | ૧૭ | — | ૨૪ | ૫૨ |
| કોટા | ૨૫ | ૧૦ | ૭૫ | ૫૨ | — | ૨૬ | ૩૨ |
| કોટડા (સાંગાણી) | ૨૨ | ૦૦ | ૭૧ | ૦૦ | — | ૪૬ | ૦૦ |
| કોડીનાર | ૨૦ | ૪૭ | ૭૦ | ૪૨ | — | ૪૭ | ૧૨ |
| કોપરગામ | ૧૯ | ૫૪ | ૭૪ | ૩૩ | — | ૩૧ | ૪૮ |
| કોમીલ્લા | ૨૩ | ૨૫ | ૯૧ | ૧૩ | + | ૩૪ | ૫૨ |
| કોલમ્બો | ૬ | ૫૬ | ૭૯ | ૫૬ | — | ૧૦ | ૧૬ |
| કોલ્હાપુર | ૧૬ | ૪૨ | ૭૪ | ૧૬ | — | ૩૨ | ૫૬ |
| કોલાબા (મુંબઇ) | ૧૮ | ૫૫ | ૭૨ | ૪૯ | — | ૩૮ | ૪૪ |
| કોક્ષબજાર | ૨૧ | ૨૭ | ૯૨ | ૦૧ | + | ૩૮ | ૦૪ |
| ખંડવા | ૨૧ | ૫૦ | ૭૬ | ૨૩ | — | ૨૪ | ૨૮ |
| ખડકી | ૧૮ | ૩૩ | ૭૩ | ૫૪ | — | ૩૪ | ૨૪ |
| ખંભાત | ૨૨ | ૧૯ | ૭૨ | ૩૮ | — | ૩૯ | ૨૮ |
| ખંભાલિયા(જામ) | ૨૨ | ૧૨ | ૬૯ | ૫૦ | — | ૫૦ | ૪૦ |
| ખાનાપુર | ૧૫ | ૪૨ | ૭૪ | ૩૫ | — | ૩૧ | ૪૦ |
| ખામગામ | ૨૦ | ૪૨ | ૭૬ | ૩૭ | — | ૨૩ | ૩૨ |
| ખારાઘોડા | ૨૩ | ૧૨ | ૭૨ | ૧૫ | — | ૪૧ | ૦૦ |
| ખાવડી (જામ) | ૨૨ | ૨૨ | ૬૯ | ૫૫ | — | ૫૦ | ૨૦ |
| ખીજડીયા | ૨૧ | ૪૫ | ૭૧ | ૧૮ | — | ૪૪ | ૪૮ |
| ખેડબ્રહ્મા | ૨૪ | ૦૩ | ૭૩ | ૦૪ | — | ૩૭ | ૪૪ |
| ખેડા | ૨૨ | ૪૫ | ૭૨ | ૪૫ | — | ૩૯ | ૦૦ |
| ખેરપુર | ૨૯ | ૩૪ | ૭૨ | ૧૭ | — | ૪૦ | ૫૨ |
| ખેરાલુ | ૨૩ | ૫૪ | ૭૨ | ૪૦ | — | ૩૯ | ૨૦ |
| ગંગાપુર | ૨૬ | ૨૯ | ૭૬ | ૪૬ | — | ૨૨ | ૫૬ |
| ગંતુર | ૧૪ | ૧૮ | ૮૦ | ૨૯ | — | ૦૮ | ૦૪ |
| ગઢવાલ | ૧૬ | ૧૪ | ૭૭ | ૪૮ | — | ૧૮ | ૪૮ |
| ગણદેવી | ૨૦ | ૪૯ | ૭૩ | ૦૨ | — | ૩૭ | ૫૨ |

| ગામ | ઉત્તર અક્ષાંશ | | પૂર્વ રેખાંશ | | તફાવત | | |
|---|---|---|---|---|---|---|---|
| | અં | ક. | અં | ક. | | મિ | સે |
| ગદગ | ૧૫ | ૨૫ | ૭૫ | ૪૨ | — | ૨૭ | ૧૨ |
| ગયા | ૨૪ | ૪૯ | ૮૫ | ૦૧ | + | ૧૦ | ૦૪ |
| ગ્વાલીઅર | ૨૬ | ૧૪ | ૭૮ | ૧૦ | — | ૧૭ | ૨૦ |
| ગાઝીઆબાદ | ૨૮ | ૪૦ | ૭૭ | ૨૮ | — | ૨૦ | ૦૮ |
| ગાઝીપુર | ૨૫ | ૩૪ | ૮૩ | ૩૫ | + | ૦૪ | ૨૦ |
| ગાણુગાપુર (નિઝામ) | ૧૭ | ૧૮ | ૭૬ | ૩૬ | — | ૨૩ | ૩૬ |
| ગાદરવાડા | ૨૨ | ૫૬ | ૭૮ | ૫૦ | — | ૧૪ | ૪૦ |
| ગ્રાંટરોડ (મુંબઈ) | ૧૮ | ૫૭ | ૭૨ | ૪૮ | — | ૩૮ | ૪૮ |
| ગુ ટકલ | ૧૫ | ૧૧ | ૭૭ | ૨૫ | — | ૨૦ | ૨૦ |
| ગુલબરગા | ૧૭ | ૧૯ | ૭૬ | ૫૪ | — | ૨૨ | ૨૪ |
| ગોકાક | ૧૬ | ૧૧ | ૭૪ | ૫૨ | — | ૩૦ | ૩૨ |
| ગોંડળ | ૨૧ | ૫૫ | ૭૦ | ૫૨ | — | ૪૬ | ૩૨ |
| ગોડીઆ | ૨૧ | ૨૮ | ૮૦ | ૨૯ | — | ૦૮ | ૦૪ |
| ગોધરા | ૨૨ | ૪૫ | ૭૩ | ૪૦ | — | ૩૫ | ૨૦ |
| ગોરખપુર | ૨૬ | ૪૫ | ૮૩ | ૨૪ | + | ૦૩ | ૩૬ |
| ગોલકુન્ડા | ૧૭ | ૨૩ | ૭૮ | ૨૭ | — | ૧૬ | ૧૨ |
| ગોવા | ૧૫ | ૩૦ | ૭૩ | ૫૭ | — | ૩૪ | ૧૨ |
| ગોપનાથ | ૨૧ | ૧૨ | ૭૦ | ૦૪ | — | ૪૧ | ૪૪ |
| ગૌહતી | ૨૬ | ૧૧ | ૯૧ | ૪૭ | + | ૩૭ | ૦૮ |
| ઘાટકોપર (મુંબઈ) | ૧૯ | ૦૫ | ૭૨ | ૫૫ | — | ૩૮ | ૨૦ |
| ઘોઘા | ૨૧ | ૪૧ | ૭૨ | ૨૨ | — | ૪૦ | ૩૨ |
| ચ દ્રનગર | ૨૨ | ૫૨ | ૮૮ | ૨૫ | + | ૨૩ | ૪૦ |
| ચ દોસી | ૨૮ | ૨૭ | ૭૮ | ૪૯ | — | ૧૪ | ૪૪ |
| ચ બલ | ૨૪ | ૪૭ | ૭૫ | ૨૦ | — | ૨૮ | ૪૦ |
| ચાંદા | ૧૯ | ૫૭ | ૭૯ | ૨૧ | — | ૧૨ | ૩૬ |
| ચાંદીવલી (મુંબઈ) | ૧૯ | ૦૬ | ૭૨ | ૫૫ | — | ૩૮ | ૨૦ |
| ચાકુર | ૨૦ | ૨૦ | ૭૪ | ૧૯ | — | ૩૨ | ૪૪ |
| ચાલીશગામ | ૨૦ | ૩૦ | ૭૫ | ૧૦ | — | ૨૯ | ૨૦ |
| ચી ોડગઢ | ૨૪ | ૫૪ | ૭૪ | ૪૨ | — | ૩૧ | ૧૨ |
| ચૂડા | ૨૨ | ૩૦ | ૭૧ | ૪૩ | — | ૪૩ | ૦૮ |
| ચોટીલા | ૨૨ | ૨૪ | ૭૧ | ૧૦ | — | ૪૫ | ૨૦ |
| ચોપડા | ૨૧ | ૧૫ | ૭૫ | ૨૦ | — | ૨૮ | ૪૦ |
| ચેમ્બુર (મુંબઈ) | ૧૯ | ૦૩ | ૭૨ | ૫૪ | — | ૩૦ | ૨૪ |
| છત્રપુર | ૨૪ | ૫૪ | ૭૯ | ૩૯ | — | ૧૧ | ૨૮ |
| છત્રીસગઢ | ૨૧ | ૩૦ | ૮૨ | ૦ | — | ૦૨ | ૦૦ |
| છપરા | ૪૫ | ૪૭ | ૮૪ | ૪૭ | + | ૦૯ | ૦૮ |
| છીંદવાડા | ૨૨ | ૦૩ | ૭૮ | ૫૯ | — | ૧૪ | ૦૪ |
| છોટાનાગપુર | ૨૩ | ૦૦ | ૮૫ | ૦૦ | + | ૧૦ | ૦૦ |
| છોટાઉદેપુર | ૨૨ | ૧૮ | ૭૪ | ૦૮ | — | ૩૨ | ૨૮ |
| છોટીસાદડી | ૨૪ | ૨૪ | ૭૪ | ૩૪ | — | ૩૧ | ૪૪ |
| જખીબંદર (કચ્છ) | ૨૩ | ૧૩ | ૬૮ | ૪૩ | — | ૫૫ | ૦૮ |
| જગન્નાથપુરી | ૧૯ | ૪૬ | ૮૫ | ૫૨ | + | ૧૩ | ૨૮ |
| જ જીરા | ૧૮ | ૧૮ | ૭૩ | ૦૦ | — | ૩૮ | ૦૦ |
| જબલપુર | ૨૩ | ૧૦ | ૭૯ | ૫૯ | — | ૧૦ | ૦૪ |
| જ બુસર | ૨૨ | ૦૩ | ૭૨ | ૪૮ | — | ૩૮ | ૪૮ |
| જમખ ડી | ૧૬ | ૩૦ | ૭૫ | ૨૦ | — | ૨૮ | ૪૦ |
| જમશેદપુર | ૨૨ | ૫૦ | ૮૬ | ૧૦ | + | ૧૪ | ૪૦ |
| જમ્મુ | ૩૨ | ૪૪ | ૭૪ | ૫૪ | — | ૩૦ | ૨૪ |
| જયગઢ | ૧૭ | ૧૮ | ૭૩ | ૧૧ | — | ૩૭ | ૧૬ |
| જયપુર | ૨૬ | ૫૫ | ૭૫ | ૫૨ | — | ૨૬ | ૩૨ |
| જલગાવ | ૨૧ | ૦૫ | ૭૫ | ૪૦ | — | ૨૭ | ૨૦ |
| જલંધર | ૩૧ | ૧૯ | ૭૫ | ૧૮ | — | ૨૮ | ૪૮ |
| જલારપેટ | ૧૨ | ૩૪ | ૭૮ | ૩૭ | — | ૧૫ | ૩૨ |
| જવહાર | ૧૯ | ૫૨ | ૭૩ | ૨૧ | — | ૩૬ | ૩૬ |
| જસદણ | ૨૨ | ૦૫ | ૭૧ | ૨૦ | — | ૪૪ | ૪૦ |
| જાફરાબાદ | ૨૦ | ૫૨ | ૭૧ | ૨૫ | — | ૪૪ | ૨૦ |
| જામખેડ | ૧૮ | ૪૩ | ૭૫ | ૨૪ | — | ૨૮ | ૨૪ |
| જામનગર | ૨૨ | ૨૭ | ૭૦ | ૦૭ | — | ૪૯ | ૩૨ |
| જામનેર | ૨૦ | ૪૭ | ૭૫ | ૪૮ | — | ૨૬ | ૪૮ |

| ગામ | ઉત્તર અક્ષાંશ | | પૂર્વ રેખાંશ | | તફાવત | | | ગામ | ઉત્તર અક્ષાંશ | | પૂર્વ રેખાંશ | | તફાવત | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | અં. | ક. | અં. | ક. | | મિ. | સે. | | અં. | ક. | અં. | ક. | | મિ. | સે. |
| જાલના | ૧૯ | ૫૧ | ૭૫ | ૫૬ | — | ૨૬ | ૧૬ | ઢાકા | ૨૩ | ૪૩ | ૯૦ | ૨૬ | + | ૩૧ | ૪૪ |
| જાવરા | ૨૩ | ૩૫ | ૭૫ | ૦૯ | — | ૨૯ | ૨૪ | | | | | | | | |
| જુનાગઢ | ૨૧ | ૩૧ | ૭૦ | ૩૬ | — | ૪૭ | ૩૬ | તલસાણા | ૨૨ | ૪૫ | ૭૧ | ૫૮ | — | ૪૨ | ૦૮ |
| જુન્નર | ૧૯ | ૧૨ | ૭૩ | ૫૮ | — | ૩૪ | ૦૮ | તળેગાંવ | ૧૮ | ૪૨ | ૭૩ | ૪૦ | — | ૩૫ | ૨૦ |
| જેકોબાબાદ | ૨૮ | ૧૭ | ૬૮ | ૨૯ | — | ૫૬ | ૦૪ | તક્ષીલા | ૩૩ | ૪૦ | ૭૨ | ૫૦ | — | ૩૮ | ૪૦ |
| જેતલસર | ૨૧ | ૪૨ | ૭૦ | ૩૬ | — | ૪૭ | ૩૬ | તળાજા | ૨૧ | ૨૪ | ૭૨ | ૦૨ | — | ૪૧ | ૫૨ |
| જેતપુર | ૨૧ | ૪૫ | ૭૦ | ૪૮ | — | ૪૬ | ૪૮ | તાંજોર | ૧૦ | ૪૭ | ૭૯ | ૧૦ | — | ૧૩ | ૨૦ |
| જેસલમેર | ૨૬ | ૫૫ | ૭૦ | ૫૭ | — | ૪૬ | ૧૨ | તાંદુર | ૧૭ | ૧૭ | ૭૭ | ૩૦ | — | ૨૦ | ૦૦ |
| જોડીઆ | ૨૨ | ૪૦ | ૭૦ | ૨૬ | — | ૪૮ | ૧૬ | તારંગા | ૨૩ | ૫૭ | ૭૨ | ૪૨ | — | ૩૯ | ૧૨ |
| જોધપુર | ૨૬ | ૧૮ | ૭૩ | ૦૪ | — | ૩૭ | ૪૪ | ત્રિચીનાપલ્લી | ૧૦ | ૫૦ | ૭૮ | ૪૬ | — | ૧૪ | ૫૬ |
| જોધપુર (જામ) | ૨૧ | ૫૪ | ૭૦ | ૦૦ | — | ૫૦ | ૦૦ | ત્રિવેન્દ્રમં | ૮ | ૩૦ | ૭૭ | ૦૦ | — | ૨૨ | ૦૦ |
| જોમપુર | ૨૫ | ૪૬ | ૮૨ | ૪૪ | + | ૦૦ | ૫૬ | | | | | | | | |
| જોરાવરનગર | ૨૨ | ૪૨ | ૭૧ | ૪૪ | — | ૪૩ | ૦૪ | તુળજાપુર | ૧૮ | ૦૨ | ૭૬ | ૧૦ | — | ૨૫ | ૨૦ |
| ઝરીઆ | ૨૩ | ૪૦ | ૮૬ | ૩૩ | + | ૧૬ | ૧૨ | થાણાદેવળી | ૨૧ | ૪૬ | ૭૦ | ૫૫ | — | ૪૬ | ૨૦ |
| ઝાંબુઆ | ૨૨ | ૪૫ | ૭૪ | ૩૮ | — | ૩૧ | ૨૮ | થાણા (મુંબઇ) | ૧૯ | ૧૧ | ૭૨ | ૫૯ | — | ૩૮ | ૦૪ |
| ઝાંસી | ૨૫ | ૨૭ | ૭૮ | ૩૭ | — | ૧૫ | ૩૨ | થાન | ૨૨ | ૩૩ | ૭૧ | ૧૧ | — | ૪૫ | ૧૬ |
| ટ્યુટીકોરીન | ૮ | ૪૮ | ૭૮ | ૧૧ | — | ૧૭ | ૧૬ | દમણ | ૨૦ | ૨૫ | ૭૨ | ૫૩ | — | ૩૮ | ૨૮ |
| ટાંક | ૩૨ | ૧૪ | ૭૦ | ૨૫ | — | ૪૮ | ૨૦ | દરભંગા | ૨૬ | ૧૦ | ૮૫ | ૫૭ | + | ૧૩ | ૪૮ |
| ટેલીચરી | ૧૧ | ૪૫ | ૭૫ | ૩૨ | — | ૨૭ | ૫૨ | દ્વારકા | ૨૨ | ૧૪ | ૬૯ | ૦૧ | — | ૫૩ | ૫૬ |
| | | | | | | | | દહાણું | ૧૯ | ૫૮ | ૭૨ | ૪૫ | — | ૩૯ | ૦૦ |
| ડભોઇ | ૨૨ | ૧૧ | ૭૩ | ૨૫ | — | ૩૬ | ૨૦ | દાંતીઆ | ૨૫ | ૩૯ | ૭૮ | ૨૭ | — | ૧૬ | ૧૨ |
| ડાકોર | ૨૨ | ૪૦ | ૭૩ | ૧૨ | — | ૩૭ | ૧૨ | દાદર (મુંબઇ) | ૧૯ | ૦૧ | ૭૨ | ૫૧ | — | ૩૮ | ૩૬ |
| ડાભોલ | ૧૭ | ૩૪ | ૭૩ | ૦૮ | — | ૩૭ | ૨૮ | દામનગર | ૨૧ | ૪૨ | ૭૧ | ૩૦ | — | ૪૮ | ૦૦ |
| ડીગ્રસ | ૨૦ | ૦૬ | ૭૭ | ૪૨ | — | ૧૯ | ૧૨ | દાર્જિલીંગ | ૨૭ | ૦૩ | ૮૮ | ૧૮ | + | ૨૩ | ૧૨ |
| ડીસા | ૨૪ | ૧૪ | ૭૨ | ૧૩ | — | ૪૧ | ૦૮ | દાવણગિરિ | ૧૪ | ૩૧ | ૭૫ | ૫૮ | — | ૨૬ | ૦૮ |
| ડેરાગાજીખાન | ૩૦ | ૦૪ | ૭૦ | ૪૯ | — | ૪૬ | ૪૪ | દાહોદ | ૨૨ | ૫૩ | ૭૪ | ૧૯ | — | ૩૨ | ૪૪ |
| ડેરાઇસ્માઇલ-ખાન | ૩૧ | ૫૧ | ૭૦ | ૫૬ | — | ૪૬ | ૧૬ | દિલ્હી (પાટનગર) | ૨૮ | ૩૮ | ૭૭ | ૧૨ | — | ૨૧ | ૧૨ |
| ડુંગરપુર | ૨૩ | ૫૦ | ૭૩ | ૫૦ | — | ૩૪ | ૪૦ | દીવ | ૨૦ | ૪૩ | ૭૧ | ૦૨ | — | ૪૫ | ૫૨ |
| ડોંગરગઢ સી. પી. | ૨૧ | ૧૨ | ૮૦ | ૫૦ | — | ૦૬ | ૪૦ | દેલવાડા (આબુ) | ૨૪ | ૪૨ | ૭૨ | ૪૬ | — | ૩૮ | ૫૬ |
| ડોંડાઇચા | ૨૧ | ૧૮ | ૭૪ | ૩૫ | — | ૩૧ | ૪૦ | દેલવાડા (કાઠીયાવાડ) | ૨૦ | ૪૪ | ૭૧ | ૦૩ | — | ૪૫ | ૪૮ |
| ઢસા | ૨૧ | ૪૭ | ૭૧ | ૩૦ | — | ૪૪ | ૦૦ | દેવલાલી | ૧૯ | ૫૬ | ૭૩ | ૫૨ | — | ૩૪ | ૩૨ |

તેઓની કાંઈપણ મુખ્ય અસર નથી, જન્મકાળે એ ગ્રહ જેવી એસપેક્ટસ-નો અથવા ઊંચ કે નીચનો હોય તેવી અસર તેની ત્રાન્ઝીટ વખતે તે આપે છે, તેની ખાસ કરીને જ્યારે પહેલા કે દશમા ભુવને આવે છે ત્યારેજ અસર જણાય છે. ખાસ કરીને ઘણી જ નાજુક લાગણીવાળાઓને એ ગ્રહોની ત્રાન્ઝીટથી ફાયદો. ગેરફાયદો, વિગેરે માલમ પડે છે.

## (૫૪) ત્રાન્ઝીટની ખૂબી

ત્રાન્ઝીટ ઉપર એકદમ સંપૂર્ણ વિશ્વાસ મુકવો નામુનાસીબ છે, કારણ કે તેઓ તો પંચાંગની ગતિને આધારે આસ્માનમાં ફરે છે, જેથી તેની અસર ફક્ત જન્મકાળે જે ગ્રહોની અસર હોય તેને ગતિ આપે છે. જેમકે જન્મ વખતે શનિ જો પાપદૃષ્ટિમાં હોય અથવા તો નીચનો હોય તો શનિની સારી ત્રાન્ઝીટના વખતમાં કંઈ જન્મકાળના શનિના દુઃખની અસર કમતી થતી નથી, પણ ગુરુની ત્રાન્ઝીટ, તેવા શનિની જન્મની માઠી અસરથી દુઃખી થતાંને થોડો સધ્યારો તથા દુઃખ પામવાની હીંમત આપે છે. ત્રાન્ઝીટની ખરી અસર એ જ કે, જન્મકાળે ડાઇરેકશનથી જ સારૂં ફળ હોય તે સારી ત્રાન્ઝીટથી તેજી પકડે, ને જે માઠું ડાઇરેકશન હોય તે માઠું પરિણામ લાવે.

શાસ્ત્રનું ફરમાન છે કે ગોચર ગ્રહો ઉપર સંપૂર્ણ વિશ્વાસ રખાય નહિ. **નિરયન** પદ્ધતિ અનુસાર તો કહેવામાં આવે છે કે ગ્રહોની ગોચરની સાથે સાથે કેવી જાતની શુભાશુભ મહાદશાઓ ચાલે છે, તેમજ ગોચર ગ્રહો બીજા ગ્રહો સાથે કાંઈ વેધ કરે છે કે તેમજ અષ્ટક વર્ગમાં તે ગ્રહ કેવો ચાલે છે અને કેટલાં બિંદુઓ ધરાવે છે, આ સઘળી બાબતોનું નિરાકરણ કરી, પૂરતો વિચાર કરી, ફળ દર્શાવવાનું છે. તે જ મુજબ **સાયન** પદ્ધતિ પ્રમાણે પણ તે માનવીને કઈ જાતની સોલર, લ્યુનર અને મ્યુચ્યુઅલ ડાઇરેકશનો ચાલે છે તે તપાસી ગોચર ગ્રહોનું શુભ–અશુભ ફળ કહેવાનું ફરમાન છે.

'જ્યારે' ચંદ્ર ડાઇરેકશનથી જન્મના શનિ સાથે ૯૦° અંશ અંશની પાપદૃષ્ટિ કરતો હોય, તેવે વખતે જો શનિની ત્રાન્ઝીટ ચંદ્રવાળી જગ્યાએ થાય તો, શનિની સંપૂર્ણ બુરામાં બુરી તમામ થાય. એ જ પ્રમાણે એક શુભ ગ્રહની અસર સારૂં ફળ

ત્રાન્ઝીટમાં જ્યારે શનિ ચંદ્રની પુંઠ પકડે છે, ત્યારે ઘણાં પ્ર નીપજે છે, કારણકે શનિ પ્રોગ્રેસ ચંદ્રની જગ્યાપર ત્રાન્ઝીટ કરે છે,

વિદ્યા શીખે, નજુમી બનાવે, મુસાફરી કરાવે અને બાતેન ભેદ જાણવાની શક્તિ વધે.

**૧૦. હરશચલ** ગ્રહ જો દશમા ભુવને ત્રાન્ઝીટ કરતો હોય તો વિચિત્ર ધંધો કરે, ધંધા રોજગારમાં ફેરફાર કરે, એકાએક ખોટ આવે, વખતે બેઇજ્જતી કરે, અથવા તો ન ધાર્યો ફાયદો આપે. એ ગ્રહની અસર દશમા ભુવને ઘણી અસંભવિત અને અચળુચ થાય છે.

**૧૧. હરશચલ** ગ્રહ **અગિયારમા** ભુવનમાંથી પસાર થાય તો વિચિત્ર મનશક્તિવાળા મિત્રો થાય, તથા અંતરમાં કાંઇક નવીન ખ્યાલોનો જુસ્સો ઊભો થાય, જ્ઞાન મળે.

**૧૨. હરશચલ** ગ્રહ જો **બારમા** ભુવનેથી પસાર થતો હોય તો, ઘણો વિચિત્ર અનુભવ આપે. અને ઘણું કરીને હરેક બાબતમાં બંધન નાંખે, અટકાવ પડે, અને જો જન્મકાળે પાપદૃષ્ટિમાં ફસેલો હોય તો, વખતે ખોટા દાવાથી કેદખાને જવું પડે.

આ ગ્રહની અસર ઘણીજ વિચિત્ર છે, અને તેનું પાકું અનુમાન થઇ શકતું નથી, માટે એની ચાલની ખૂબ તપાસ રાખવાની ઘણીજ જરૂર છે.

**(૫૨) નેપચુન** ગ્રહની ત્રાન્ઝીટ એક રાશિમાં લગભગ ૧૪ વરસ રહે છે, એટલી બધી ધીમી તેની ચાલ છે. જન્મકાળે જે સ્થાનમાંથી તે પસાર થાય છે તે સ્થાનનું ફળ આગળ આપ્યું છે તે તપાસી લેવું. ૧૪ વરસ એક રાશિમાં રહેવાથી નેપચુન આ લાંબો કાળ દરમ્યાન શનિ, ગુરુ, અને હરશચલ જેવા મોટા ગ્રહો સાથે અનેકવાર શુભ અથવા અશુભ દૃષ્ટિમાં આસમાન ઉપર આવ્યા કરે છે અને શુભ-અશુભ ફળો જન્મ કાળની જે રાશિ યા સ્થાનમાંથી પસાર થતો હોય તેને લગતાં ફળો ઊભાં કરે છે જે આગળ આપેલા આસપેકસટના કોઠામાંથી તપાસી લઈ મત બાંધવો.

## (૫૩) રવિ, શુક્ર અને બુધની ત્રાન્ઝીટ

**રવિની** ત્રાન્ઝીટ જે જે ભુવનોપરથી દર મહિને પસાર થાય છે, તેતે ભુવનોમાં જે જે ગ્રહો હોય તેની અસરને ઉશ્કેરે છે, એ બાબત આપણને જાહેર છે કે, કેટલાક માનવી વર્ષના કેટલાક દિવસ નસીબવંત થાય છે, તો વળી મહિનાઓ સુધી તે કમનસીબ રહે છે, એ કાંઈજ નહીં. પણ રવિ સારા તેમજ માઠા ગ્રહોની અસરોને જુદે જુદે વખતે ચૈતન્ય આપે છે તે પ્રમાણે તેની અસર થાય છે.

શુક્ર અને બુધ આ બન્ને ગ્રહોની ત્રાન્ઝીટ નજીવી જેવી છે, અને

તેઓની કાંઈપણ મુખ્ય અસર નથી, જન્મકાળે એ ગ્રહ જેવી એસપેકટસ-નો અથવા ઊંચ કે નીચનો હોય તેવી અસર તેની ત્રાન્ઝીટ વખતે તે આપે છે, તેની ખાસ કરીને જ્યારે પહેલા કે દશમા ભુવને આવે છે ત્યારેજ અસર જણાય છે. ખાસ કરીને ઘણી જ નાજુક લાગણીવાળાઓને એ ગ્રહોની ત્રાન્ઝીટથી ફાયદો. ગેરફાયદો, વિગેરે માલુમ પડે છે.

## (૫૪) ત્રાન્ઝીટની ખૂબી

ત્રાન્ઝીટ ઉપર એકદમ સંપૂર્ણ વિશ્વાસ મુકવો નામુનાસીબ છે, કારણ કે તેઓ તો પંચાંગની ગતિને આધારે આસ્માનમાં ફરે છે, જેથી તેની અસર ફક્ત જન્મકાળે જે ગ્રહોની અસર હોય તેને ગતિ આપે છે. જેમકે જન્મ વખતે શનિ જો પાપદૃષ્ટિમાં હોય અથવા તો નીચનો હોય તો શનિની સારી ત્રાન્ઝીટના વખતમાં કંઈ જન્મકાળના શનિના દુઃખની અસર કમતી થતી નથી, પણ ગુરુની ત્રાન્ઝીટ, તેવા શનિની જન્મની માઠી અસરથી દુઃખી થતાંને થોડો સધ્યારો તથા દુઃખ પામવાની હીંમત આપે છે. ત્રાન્ઝીટની ખરી અસર એ જ કે, જન્મકાળે ડાઇરેકશનથી જ સારૂં ફળ હોય તે સારી ત્રાન્ઝીટથી તેજી પકડે, ને જે માઠું ડાઇરેકશન હોય તે માઠું પરિણામ લાવે.

શાસ્ત્રનું ફરમાન છે કે ગોચર ગ્રહો ઉપર સંપૂર્ણ વિશ્વાસ રખાય નહિ. **નિરયન** પદ્ધતિ અનુસાર તો કહેવામાં આવે છે કે ગ્રહોની ગોચરની સાથે સાથે કેવી જાતની શુભાશુભ મહાદશાઓ ચાલે છે, તેમજ ગોચર ગ્રહો બીજા ગ્રહો સાથે કાંઈ વેધ કરે છે કે તેમજ અષ્ટક વર્ગમાં તે ગ્રહ કેવો ચાલે છે અને કેટલાં બિંદુઓ ધરાવે છે, આ સઘળી બાબતોનું નિરાકરણ કરી, પૂરતો વિચાર કરી, ફળ દર્શાવવાનું છે. તે જ મુજબ **સાયન** પદ્ધતિ પ્રમાણે પણ તે માનવીને કઈ જાતની સોલર, લ્યુનર અને મ્યુચ્યુઅલ ડાઇરેકશનો ચાલે છે તે તપાસી ગોચર ગ્રહોનું શુભ-અશુભ ફળ કહેવાનું ફરમાન છે.

જ્યારે ચંદ્ર ડાઇરેકશનથી જન્મના શનિ સાથે ૯૦° અંશ કે ૧૮૦° અંશની પાપદૃષ્ટિ કરતો હોય, તેવે વખતે જો શનિની ત્રાન્ઝીટ, પ્રોગ્રેસ ચંદ્રવાળી જગ્યાએ થાય તો, શનિની સંપૂર્ણ બુરામાં બુરી અસર તમામે તમામ થાય. એ જ પ્રમાણે એક શુભ ગ્રહની અસર સારૂં ફળ નીપજાવે.

ત્રાન્ઝીટમાં જ્યારે શનિ ચંદ્રની પુંઠ પકડે છે, ત્યારે ઘણાં પરિણામો નીપજે છે, કારણકે શનિ પ્રોગ્રેસ ચંદ્રની જગ્યાંપર ત્રાન્ઝીટ કરે છે,

ફળમાં એક વર્ષનો ફરક પડી જાય, જેથી જન્મ વખતે મુખ્ય ભ
કુંડળીમાં લગભગ અરધા કલાક જેટલો ફરક રહે છે, જન્મ વખતે ઘ
યાળ બરાબર એકયુરેટ હતું કે નહીં તેની ખાતરી શું ? માટે એ રીત
કે ઘણીજ ઉત્તમ છે, પણ વહેવારૂ રીતે તે વાપરવાની ઘણી જ મુસી
છે, અને સ્વાભાવિક રીતે એકપણ મિનીટનો ફરક પડયો તો ત્રણ મહિ
ના ફળમાં ફરક પડી જાય છે, જેથી એ રીત જોકે ઘણી જ ઉત્તમ હો
છતાં વાપરવામાં આવતી નથી. આગળ એ બાબત વધુ સમજાવી છે.

## (૫૬) સેકન્ડરી ડાઇરેકશન

જેમ પ્રાઇમરી ડાઇરેકશનમાં પૃથ્વીના ફરવાથી ફેરફાર થાય છે
તેમ સેકન્ડરી ડાઇરેકશન **ગ્રહોની** પોતાની ચાલને આભારી છે. પૃથ્વી
ફરવાથી જે ફરક પડે છે તે, તથા ગ્રહો પોતાની ઓરબીટમાં આગ
ચાલે છે તે, એ બન્નેના ફરકથી નવી નવી એસપેકટસો થાય છે, જે
**સેકન્ડરી ડાઇરેકશન** કહે છે. એમાં જન્મ પછીનો એક દિવસ યાને
૨૪ કલાક તે એક વર્ષની બરાબર ગણવામાં આવે છે, યાને ૨૪ કલાકમ
પંચાંગના ગ્રહો જેટલી ચાલ ચાલેલા હોય તે, અને જન્મના ગ્રહો જેટલ
અંશના હોય તે, બન્નેથી ઉત્પન્ન થતી એસપેકટસો જાણવી. એ એસ
પેકટસોને એક પછી એક જેમ થતી આવે તેમ ગોઠવવી પડે છે, અને
તે પ્રમાણે ફળ જોવામાં આવે છે. ધારો કે એક બચ્ચું ૨૧ મી ડીસેમ્બર
૧૮૬૧ ને દિને જન્મ્યું તે દિવસે રવિ ઉદય થતી વખતે મકર રાશિનો
૪° અંશ ને ૨૯ કળાનો હતો, અને મંગળ ૨૨°-૩૦' કન્યા રાશિનો
હતો, હવે જ્યારે રવિ તા. ૧૩ મી જાન્યુઆરી ૧૮૬૨ને દિને ૨૨° અંશનો
મકર રાશિનો થયો, ત્યારે જન્મનો મંગળ કે જે કન્યા રાશિમાં ૨૨°-૩૦'
અંશનો છે, તેની સાથે બરોબર ૧૨૦° અંશની શુભ દૃષ્ટિમાં આવ્યો, યાને
☉ △ ♂ થયું, હવે દરરોજના એક દીવસને હિસાબે તા. ૨૧ મી
ડીસેમ્બર ૧૮૬૧થી જાન્યુઆરી ૧૩મી ૧૮૬૨ ગણતાં બરાબર દિવસ ૧૯
થાય છે, એટલે ઓગણીસમે વર્ષે, રવિ અને મંગળનું ત્રાયન થયું. એ
વર્ષ ઘણું જ સારું અને લાભકારી નીવડેલું હોવું જોઇએ, કારણકે તે
વર્ષમાં બનેલા બનાવો ઘણા કાળ સુધી યાદ રહી જાય તેવા બનવા જોઇએ.
એ પ્રમાણે સેકન્ડરી ડાઇરેકશન દર એક દિવસના એક વર્ષ પ્રમાણે
જેટલામે દિવસે જે ડાયરેકશન થાય, તેટલામે વર્ષે તેને લગતું ફળ આપે.
જેમ રવિ મંગળની એસપેકટ ઓગણીસમા વર્ષની કાઢી છે, તેમ દરેક

વર્ષની બધા ગ્રહોની કાઢવી જેને સેકન્ડરી ડાઇરેકશન કહે છે. હવે જો કે સાધારણ નજરે તો આપણને લાગે છે કે **પ્રાઈમરી** અને **સેકન્ડરી ડાઇરેકશનો** એકમેકથી તદ્દન જુદા છે, પણ તેમ નથી. રવિ દરરોજ એક ડીગ્રી ચાલે છે, અને પ્રાઇમરી ડાઇરેકશનમાં ચાર મિનીટે એક વર્ષ એટલે કે એક ડીગ્રીએ ૧૫ વર્ષ (કારણકે એક ડીગ્રીની મિનીટ ૬૦ થાય છે) તે હિસાબે, અને સેકન્ડરી ડાઇરેકશનમાં પણ ૨૪ કલાકે રવિ એક ડીગ્રી ચાલે છે એટલે રવિની એક ડીગ્રી એટલે ૨૪ કલાકનું એક વર્ષ પ્રમાણે બેઉ એકમેકથી મળતાં જ છે, યાને મૂળમાં તો બેઉ ડાઇરેકશન એક જ પૂરવાર થાય છે.

### લ્યુનર મોશન ડાઇરેકશન

પંચાંગનો ચંદ્ર જ્યારે જ્યારે, જન્મ વખતે રવિથી જેટલો દૂર હોય, તેટલા અંશનો થાય, તે વખતની કુંડળી કાઢવી અને તેની જે એસપેકટસો વગેરે આવે તે એક વર્ષનું ડાઇરેકશન જાણવું, અને તેનું ફળ કહેવું. તેને લ્યુનર મોશન ડાઇરેકશન કહે છે.

## (૫૭) વર્ષફળ

**સોલર રેવોલ્યુશન** (Solar Revolution) અથવા **શોલર રીટર્ન્સ** (Solar Returns) યાને કે **વર્ષફળ,** એટલે કે રવિ દર એક વર્ષે બરોબર પોતે જે રાશિનો અને જેટલા અંશનો જન્મ વખતે હોય, તેટલા જ અંશ અને રાશિનો જે ઘડીપળે થાય, તે ઘડી પળનો વખત તેને ચાલુ વર્ષફળ કહે છે, યાને તે વખતે કાઢેલી કુંડળી તે વર્ષના બારે માસની વિગત જાહેર કરે છે, યાને વર્ષપ્રવેશના વખતની કુંડળી કાઢવી.

### લ્યુનર ડાઇરેકશન

ચંદ્ર દર મહિને જ્યારે, જન્મકાળે જે રાશિ તથા અંશનો હોય તે અંશ રાશિમાં આવે, તેની કુંડળી કાઢી, તેમાંથી એસપેકટસો વગેરે જોવાથી, ચાલુ મહિનાની વિગત સર્વે માલમ પડે છે.

એ પ્રમાણે બીજી ઘણી જાતના ડાઇરેકશનોની રીત રૂઢિ છે, અને ડાઇરેકશનો મારફતે ઘણી બારીક નુકતેચીની થઈ શકે છે; પણ એ સર્વે ડાઇરેકશનો વગેરે જન્મ કુંડળીની મુખ્ય બાબતના મૂળ રૂપમાંથી છૂટું છૂટું તત્ત્વ થયેલું જાણવું, જો કે ઘણાક બારીક સંજોગોથી તેનું કારણ જણાયું નથી, પણ અંતમાં સર્વે ગણતરી, જન્મકાળે જે જે ગ્રહોની

હવે પ્રોગ્રેસ ચંદ્ર સગોલગ્ન અઢી વર્ષે એક રાશિ પ્રોગ્રેસમાં ચાલે છે, અને ત્રાન્ઝીટ કરતો શનિ પણ પંચાગ પ્રમાણે સગોલગ્ન અઢી વર્ષ સુધી ત્રાન્ઝીટમાં ચાલે છે, જેથી જન્મકાળે જે કોઇની કુંડળીમાં ચંદ્ર અને શનિને પાપદષ્ટિ હોય, અને જો તેની કુંડળીનાં ડાઇરેકશન પર શનિની ત્રાન્ઝીટ ચાલુ થાય તો, તે માણસને જન્મ સુધી દુઃખ દરીદ્રતા વેઠવી પડે. કારણકે ડાઇરેકશન પ્રમાણે ચંદ્રની પ્રોગ્રેસ ચાલ અને શનિની ત્રાન્ઝીટની ચાલ એકસરખી છે, જે બનાવ જન્મકાળે બનવાથી, પ્રોગ્રેસ ગણિત પ્રમાણે જીંદગીભર શનિ તેને હેરાન કર્યા જ કરે. ચંદ્ર જ્યારે કંજંગ શન અથવા સ્કવેર અથવા ઓપોઝીશનમાં જો જન્મકાળે જેને અસર કરે તો તેને શનિની ત્રાન્ઝીટ એવું નેષ્ટ ફળ આપે છે.

એ પ્રમાણે કોઇપણ ગ્રહની સારી અથવા બુરી ત્રાન્ઝીટ કોઇપણ ભુવન અથવા તો તે માફેવા કોઈપણ ગ્રહ ઉપરથી પસાર થતાં, જો જન્મકાળની કુંડળીનાં ડાઇરેકશન પ્રમાણે સારી અથવા માઠી અસર થતી હોય તો તે અસરને ફકત ત્રાન્ઝીટ પણ તેવાજ પ્રકારની થયે પોતાની સંપૂર્ણ અસરનો ફટકો મારવાને બની આવે છે. એટલું જરૂર ધ્યાનમાં રાખવું કે જન્મકાળે જે જે અસર ગ્રહો કરતા હોય તે અસરો, તે ગ્રહોની ત્રાન્ઝીટથી ઉશ્કેરાય છે. પછી બુરી ભલી અને સખ્ત કે સાધારણ તેનું પ્રમાણ ફકત જન્મના ગ્રહોથીજ થાય છે. એ પ્રમાણે ત્રાન્ઝીટની બાબત ઘણીજ ધીરજ અને અક્કલથી તપાસવાની જરૂર છે. કારણકે થઇ ગયલી અને થવાની બાબતોના ચોક્કસ ઇશારા એ ઉપરથી સહેલાઇથી થઇ શકે છે.

## (૫૫) ડાઇરેકશન્સ

માનવીના જન્મથી બલ્કે હરેક પેદાશની ઉત્પત્તિથી જ તે પેદાશ કુદરતી રીતે, આડકતરી કે સીધી, દેખીતી કે બાતેન રીતે, આગળ વધતી જ જાય છે, અને માનવીના વિચાર અને ઇચ્છાશકિત એટલાં બધાં તો પ્રબળ છે કે માનવી જે વિચારે તે ઇચ્છામાં બદલાઈ જઈ, કાર્યમાં ફેરવાય છે. અંગ્રેજી જ્યોતીષમાં ડાઇરેકશન મારફતે ઘણીક બારીક બાબતો જોઈ જાણી શકાય છે. આગળ સમજાવવા પ્રમાણે એક જન્મની કુંડળીનાં રાશિ ગ્રહ વગેરે પરથી રૂપ રંગ, ચાલચલણ, અને નસીબની સાધારણ બાબતોનો આશરો, જન્મથી તે જીંદગીના અંત સુધીનો કહેવામાં આવે છે, પણ તે બનાવો અને બાબતો કયા ચોક્કસ વખતે થશે, તે વખત તેમાથી કહેવાઈ શકાતો નથી. ધારો કે ચંદ્ર એક માણસથી કુંડળ

સારી દૃષ્ટિમાં છે, કે જે દેખાડે છે કે લગ્ન થશે, અને સારૂં ફળ આપશે, **પણ કયારે આપશે** તથા લગ્ન કઈ તારીખે થશે તે કહી શકાતું નથી, જેથી દિવસ ટાઇમ અને વેળા જણાવવાને વાસ્તે ડાઇરેકશન ગણવાની જરૂર છે, યાને જન્મ દિવસના ગ્રહોને પહેલે તપાસી પછી તે ખુદ ગ્રહો કેટલા આગળ પાછળ ચાલેલા છે તે ગણવાની જરૂર છે. જેમ જીંદગી આગળ વધતી જાય છે તેમ માનવીના ગ્રહની ચાલ પણ નિત્ય વધે છે.

## પ્રાયમરી ડાયરેકશન

દુનિયાની ફરવાની ગતિને લીધે ગ્રહો નજદીક અથવા દૂર જતા માલમ પડે છે. યાને એક ભુવનથી બીજા ભુવનમાં જાય છે, પણ જન્મ-કાળના ગ્રહોની રાશિમાં તેથી કંઈ ઘણો ફરક પડતો નથી, દાખલા તરીકે ધારો કે એક બચ્ચું સવારના સૂર્ય ઉદયને વખતે જ જન્મ્યું, હવે જો કે પૃથ્વીના ફરવાથી બે કલાક પછી રવિ કે જે જન્મ વખતે પહેલા ભુવનમાં છે, તે આગળ વધેલો યાને બારમા ભુવનમાં ગયેલો જણાશે, તેથી કાંઈ જન્મના. રવિની રાશિ કે અંશમાં ફરક પડતો નથી. વધુ ખુલાસાવાર જોતાં દાખલા તરીકે ધારો કે એક બચ્ચાંનો જન્મ રવિ ઉદયના જ વખતે થયો અને તે વખતે જન્મ-લગ્ન મેષ રાશિનો એક અંશનો હતો, અને દશમા ભુવને મકર રાશિ ૦ અંશે હતી. હવે એક કલાક પછી રવિ, પૃથ્વીના ફરવાને લીધે મકર રાશિ ૧૪° અંશે દશમા ભુવને થઈ, જે હિસાબે લગ્ને વરખ રાશિ ૪° અંશની આવી, બીજા કલાકે રવિ બારમા ભુવને ગયો, દશમા ભુવને ૨૮° અંશે મકર રાશિ થઇ, ને લગ્ને ૨૦° અંશે વરખ રાશિ થઇ. એ પ્રમાણે જે ફેરફાર થયો, તેને **પ્રાયમરી** ડાઇરેકશન કહેવામાં આવે છે, અને એના વખતની ગણત્રી એવી છે કે:—દર એક ડીગ્રી દશમા ભુવનમાં આગળ વધે, તેની વચ્ચે જેટલો ફરક પડે તે વખત યાને સાઇડ્રીયલ ટાઇમની ચાર મિનીટ જાણવી. દરેક **ચાર મિનીટ જન્મ પછી—એક વર્ષની જીંદગીનું ફળ** જાણવું અને તે પ્રમાણે દર ચાર મિનીટે, જે જે ફેરફાર ભુવનોના અંશમાં તેમજ ગ્રહના અંશમાં થાય, તથા એકસપેકટસો બદલાય તે પ્રમાણે તેનું ફળ, **દર ચાર મિનીટે એક વર્ષનું જાણવું.** આ પ્રાઇમરી ડાઇરેકશન સર્વેથી ઘણુંજ ઉત્તમ છે, પણ તે સાધારણ રીતે વાપરી શકાતું નથી, કારણકે એના ગણિતનો વખત એટલો તો ઓછો છે, કે ફકત ચાર મિનીટનો જન્મ વખતે જો ફરક પડે, તો ડાઇરેકશનના

ફળમાં એક વર્ષનો ફરક પડી જાય, જેથી જન્મ વખતે મુખ્ય ભાગે કુંડળીમાં લગભગ અરધા કલાક જેટલો ફરક રહે છે, જન્મ વખતે ઘડીયાળ બરાબર એકયુરેટ હતું કે નહીં તેની ખાતરી શું ? માટે એ રીત જો કે ઘણીજ ઉત્તમ છે, પણ વહેવારૂ રીતે તે વાપરવાની ઘણી જ મુસીબત છે, અને સ્વાભાવિક રીતે એકપણ મિનીટનો ફરક પડયો તો ત્રણ મહિનાના ફળમાં ફરક પડી જાય છે, જેથી એ રીત જોકે ઘણી જ ઉત્તમ હોવા છતાં વાપરવામાં આવતી નથી. આગળ એ બાબત વધુ સમજાવી છે.

## (૫૬) સેકન્ડરી ડાઇરેકશન

જેમ પ્રાઇમરી ડાઇરેકશનમાં પૃથ્વીના ફરવાથી ફેરફાર થાય છે, તેમ સેકન્ડરી ડાઇરેકશન **ગ્રહોની** પોતાની ચાલને આભારી છે. પૃથ્વીના ફરવાથી જે ફરક પડે છે તે, તથા ગ્રહો પોતાની ઓરબીટમાં આગળ ચાલે છે તે, એ બન્નેના ફરકથી નવી નવી એસપેકટસો થાય છે, જેને **સેકન્ડરી** ડાઇરેકશન કહે છે. એમાં જન્મ પછીનો એક દિવસ યાને ૨૪ કલાક તે એક વર્ષની બરાબર ગણવામાં આવે છે, યાને ૨૪ કલાકમાં પંચાંગના ગ્રહો જેટલી ચાલ ચાલેલા હોય તે, અને જન્મના ગ્રહો જેટલા અંશના હોય તે, બન્નેથી ઉત્પન્ન થતી એસપેકટસો જાણવી. એ એસપેકટસોને એક પછી એક જેમ થતી આવે તેમ ગોઠવવી પડે છે, અને તે પ્રમાણે ફળ જોવામાં આવે છે. ધારો કે એક બચ્ચું ૨૬ મી ડીસેમ્બર ૧૮૯૧ ને દિને જન્મ્યુ તે દિવસે રવિ ઉદય થતી વખતે મકર રાશિનો ૪° અંશ ને ૨૯ કળાનો હતો, અને મંગળ ૨૨°–૩૦′ કન્યા રાશિનો હતો, હવે જ્યારે રવિ તા. ૧૩ મી જાન્યુઆરી ૧૮૯૨ને દિને ૨૨° અંશનો મકર રાશિનો થયો, ત્યારે જન્મનો મંગળ કે જે કન્યા રાશિમાં ૨૨°–૩૦′ અંશનો છે, તેની સાથે બરોબર ૧૨૦° અંશની શુભ દૃષ્ટિમાં આવ્યો, યાને ☉ △ ♂ થયુ, હવે દરરોજના એક દીવસને હિસાબે તા. ૨૬ મી ડીસેમ્બર ૧૮૯૧થી જાન્યુઆરી ૧૩મી ૧૮૯૨ ગણતાં બરાબર દિવસ ૧૯ થાય છે, એટલે ઓગણીસમે વર્ષે, રવિ અને મંગળનું ત્રાયન થયું. એ વર્ષ ઘણું જ સારૂં અને લાભકારી નીવડેલુ હોવું જોઇએ, કારણકે તે વર્ષમાં બનેલા બનાવો ઘણા કાળ સુધી યાદ રહી જાય તેવા બનવા જોઇએ. એ પ્રમાણે સેકન્ડરી ડાઇરેકશન ફક્ત એક દિવસના એક વર્ષ પ્રમાણે જેટલામે દિવસે જે ડાઇરેકશન થાય, તેટલામે વર્ષે તેને લગતું ફળ આપે. જેમ રવિ મંગળની એસપેકટ ઓગણીસમા વર્ષની કાઢી છે, તેમ હરકોઈ

વર્ષની બધા ગ્રહોની કાઢવી જેને સેકન્ડરી ડાઇરેકશન કહે છે. હવે જો કે સાધારણ નજરે તો આપણને લાગે છે કે **પ્રાઈમરી** અને **સેકન્ડરી ડાઇરેકશનો** એકમેકથી તદ્દન જુદા છે, પણ તેમ નથી. રવિ દરરોજ એક ડીગ્રી ચાલે છે, અને પ્રાઇમરી ડાઇરેકશનમાં ચાર મિનીટે એક વર્ષ એટલે કે એક ડીગ્રીએ ૧૫ વર્ષ ( કારણકે એક ડીગ્રીની મિનીટ ૬૦ થાય છે ) તે હિસાબે, અને સેકન્ડરી ડાઇરેકશનમાં પણ ૨૪ કલાકે રવિ એક ડીગ્રી ચાલે છે એટલે રવિની એક ડીગ્રી એટલે ૨૪ કલાકનું એક વર્ષ પ્રમાણે બેઉ એકમેકથી મળતાં જ છે, યાને મૂળમાં તો બેઉ ડાઇરિકશન એક જ પૂરવાર થાય છે.

### લ્યુનર મોશન ડાઇરેકશન

પંચાંગનો ચંદ્ર જ્યારે જ્યારે, જન્મ વખતે રવિથી જેટલો દૂર હોય, તેટલા અંશનો થાય, તે વખતની કુંડળી કાઢવી અને તેની જે એસપેક્ટસો વગેરે આવે તે એક વર્ષનું ડાઇરેકશન જાણવું, અને તેનું ફળ કહેવું. તેને લ્યુનર મોશન ડાઇરેકશન કહે છે.

## (૫૭) વર્ષફળ

**સોલર રેવોલ્યુશન** (Solar Revolution) અથવા **શોલર રીટર્ન્સ** (Solar Returns) યાને કે **વર્ષફળ**, એટલે કે રવિ દર એક વર્ષે બરાબર પોતે જે રાશિનો અને જેટલા અંશનો જન્મ વખતે હોય, તેટલા જ અંશ અને રાશિનો જે ઘડીપળે થાય, તે ઘડી પળનો વખત તેને ચાલુ વર્ષફળ કહે છે, યાને તે વખતે કાઢેલી કુંડળી તે વર્ષના બારે માસની વિગત જાહેર કરે છે, યાને વર્ષપ્રવેશના વખતની કુંડળી કાઢવી.

### લ્યુનર ડાઇરેકશન

ચંદ્ર દર મહિને જ્યારે, જન્મકાળે જે રાશિ તથા અંશનો હોય તે અંશ રાશિમાં આવે, તેની કુંડળી કાઢી, તેમાંથી એસપેક્ટસો વગેરે જોવાથી, ચાલુ મહિનાની વિગત સર્વે માલમ પડે છે.

એ પ્રમાણે બીજી ઘણી જાતના ડાઇરેકશનોની રીત રૂઢિ છે, અને ડાઇરેકશનો મારફતે ઘણી બારીક નુકતેચીની થઈ શકે છે; પણ એ સર્વે ડાઇરેકશનો વગેરે જન્મ કુંડળીની મુખ્ય બાબતના મળ રૂપમાંથી છૂટું છૂટું તત્ત્વ થયેલું જાણવું, જો કે ઘણાક બારીક સંજોગોથી તેનું કારણ જણાયું નથી, પણ અંતમાં સર્વે ગણતરી, જન્મકાળે જે જે ગ્રહોની

એસપેકટસનાં ફળો દર્શાવેલાં હોય છે, તેજ ફળો વધારે જાસ્તી કે ઃ પ્રમાણમાં ડાઇરેકશનો જાહેર કરે છે, યાને એ સર્વેને એકમેક ઘણો જ સંબંધ છે.

ટ્રાન્ઝીટ, ગ્રહણ અને વર્ષ પ્રવેશ કુંડળીઓની બાબતમાં છે કે માનવી પોતાના આચારવિચારથી તથા ગ્રહોની અસરથી પોતામાં ફેરફાર થાય છે, તેની સામે થવાને અથવા તો સારા લાભો કરવાને જોગવાઈ થાય એટલા માટે એઓ પોતાની અસરથી, જન્મ અસરોને ઉશ્કેરે છે, જેના પરિણામે જન્મના ગ્રહની અસરને લગ બાબતો, એઓની અસરની ઉશ્કેરણીના દબાણ હેઠળથી વિખુટા પ બનાવો બને છે, કે જે બનાવો એઓની અસરના દબાણ હેઠળ ે વખતે ઘણા પ્રબળ, તો કોઈ વખતે ઘણા નિર્બળ હોય છે.

## (૫૮) ડાઇરેકશન કાઢવાની રીત

જન્મ પછી દરેક ભુવન અને દરેક ગ્રહ પોતે ચાલે છે. દુનિયા દરેક ચીજને ગતિ છે, અને કંઈપણ ચીજ સ્થાયી નથી, તેમ એ કુંડળી પોતે તેમજ તેના ગ્રહો ગતિ અનુસાર ચાલે છે. તે ચાલવા ફેરફારથી જે જે નવી નવી એસપેકટસો થાય છે તેને પ્રોગ્રેસ અ ડાઇરેકશન કહેવામાં આવે છે. વળી એ ચાલેલા ગ્રહો અથવા ભુવનો જન્મના ગ્રહો તથા ભુવનોના જન્મકાળનાં અંશ કળા વિકળા સા એસપેકટસ કરે છે, જેથી અસરો ઉત્પન્ન થાય છે, તેવી વખતે ચાલેલ પ્રોગ્રેસ ગ્રહ અથવા ડાઇરેકશનના ગ્રહ આગળ કેપીટલ 'પી' P અથવ તો નાનો "પી" p અથવા તો Prog કરીને લખે છે. તેમજ જન્મના ગ્રહને ચાલેલા ગ્રહોથી ઓળખવાને માટે રેડીકલ Rad. અથવા તો કેપીટલ "આર" R અથવા તો નાનો r આર લખે છે. જેમકે ☉ P □ ♂ R યાને પ્રોગ્રેસનો રવિ, જન્મના મંગળ સાથે ૯૦° અંશથી સ્કવેર એસપેકટ કરે છે, યાને જન્મના મંગળ સાથે ૯૦ અંશની દૃષ્ટિ કરવાને રવિ પ્રોગ્રેસ કરીને યાને રવિ પોતાની ગતિથી આગળ વધેલો છે એમ જાણવો. જો હવે ♂ P □ ☉ R જો મંગળ પ્રોગ્રેસ, સ્કવેર જન્મનો રવિ એમ હોય તો જાણવું કે મંગળ ચાલતો ચાલતો જન્મના રવિ સાથે સ્કવેર થવાને આગળ વધે છે, એમ સમજવું. માટે જન્મના, યાને રેડીકલ, અને પ્રોગ્રેસ અથવા ડાઇરેકશનના યાને પ્રોગ્રેસીવ ગ્રહ પીછાણવાની એ નિશાનીઓ ધ્યાનમાં રાખવી. પણ ધ્યાનમાં રાખવું કે આગળ આપણે

શીખી ગયા છીએ કે **પેરેલલને** વાસ્તે કેપીટલ "પી" P વપરાય છે, તથા **રીટ્રોગ્રેડને** વાસ્તે R વપરાય છે, માટે. ડાઇરેકશનની બાબતમાં તેઓની ભેળસેળ કરવી નહીં. ડાઇરેકશનમાં રવિ, ચંદ્ર તથા બીજા બધા ગ્રહો સાથે જન્મ લગ્ન યાને એસેનડન્ટ=પહેલું ભુવન, તથા દશમું ભુવન એ પણ લેવું, અને તેઓ સર્વે એકબીજા સાથે કેવી કેવી એસપેકટસ કરે છે તે સર્વે માંડીને જુદી રાખવી. વધુ ખુલાસા માટે આપણે ડાઇરેકશનને બે ભાગમાં વહેંચી નાંખીએ. જેમકેઃ—

(A) ઉપર લખેલા દાખલા પ્રમાણે **પ્રોગ્રેસ થયેલા ગ્રહ અથવા ભુવનનું, જન્મના ગ્રહ અથવા ભુવનો સાથે** એસપેકટ યાને દૃષ્ટિમાં આવવું.

(B) બીજું **પ્રોગ્રેસ થયલા ગ્રહ અથવા ભુવનનું** પોતાની કુંડળીના બીજા પ્રોગ્રેસ થયેલાજ ગ્રહ કે ભુવન સાથે એસપેકટમાં આવવું. જેમકેઃ—☉ P □ ♂ P યાને રવિ પ્રોગ્રેસથી ચાલેલો, પ્રોગ્રેસથી ચાલેલા મંગળ સાથે ૯૦° એ દૃષ્ટિ કરે છે. અથવા Asc. P ☌ ☽ P યાને એસેનડન્ટ યાને જન્મલગ્ન પ્રોગ્રેસ થયેલું પ્રોગ્રેસ થરોલા ચંદ્ર સાથે કંજંગશન કરે છે.

હાલમાં સરળતાને માટે ઘણા મોટા ભાગે અંગ્રેજી જ્યોતીષીઓ ઘણું કરીને સેકન્ડરી ડાઇરેકશન જ કાઢે છે, તથા ભુવનોનો પ્રોગ્રેસ ગણે છે. જન્મ પછી બીજા દિવસના તે જ ટાઇમના ગ્રહ તે બીજા વર્ષનું ડાઇરેકશન ગણાય છે. એ પ્રમાણે જન્મ પછી વીસમા દિવસે, જન્મના જ વખતે, વીસમા વર્ષનું ડાઇરેકશન જાણવું. સહેલી રીત તો એ જ છે કે અંગ્રેજી એફીમરીમાંથી જન્મ પછીના દરરોજનું જન્મ વખતનું લગ્ન કાઢીને તેની એસપેકટસો જુદી જુદી માંડવી, અને તે એસપેકટસો જન્મકાળની એસપેકટસો અને ગ્રહો સાથે, કેવી એસપેકટસમાં આવે છે તે જોવું, એવી રીતે હરરોજનું ડાઇરેકશન કાઢવું. એ જ પ્રમાણે જન્મની ઘડીના જ ટાઇમનું એક એક દિવસ પાછળ હઠતાં કુંડળીઓ કાઢવી, તેને પ્રીનેટલ યાને જન્મની આગમચનું ડાઇરેકશન કહે છે, જેથી ધારો કે જો ૨૫મી તારીખનો જન્મ હોય તો, ગઈ ૨૪મી યાને એક દિવસ આગમચની કુંડળી કાઢવી, તે પહેલા વર્ષનું પ્રીનેટલ ડાઇરેકશન થયું, અને વીસમા વર્ષની કાઢવી હોય તો ૨૫માંથી ૨૦ દિવસ પાછળ હઠતાં તારીખ ૬ઠી આવે, તેથી છઠ્ઠી તારીખની, જન્મની જે ઘડીપળ હોય તે ઘડીપળની કુંડળી કાઢવી, તે વીસમા વર્ષનું પ્રીનેટલ ડાઇરેકશન થયું એમ જાણવું.

એ પ્રમાણે ડાઇરેકશનો ગણવાં. વધુ વિગત આગળ દર્શાવીશું. એટલું ધ્યાન રાખવું કે જેટલામા વર્ષની કુંડળી કાઢવી તે હરેક વખતે જન્મને દિવસે જે ટાઇમે જન્મ થયો હોય તેજ ઘડીપળ, જેથી કોઇ વર્ષ માટે ડાઇરેકશન ગણવું હોય તેના ગણિતમાં લેવી. ડાઇરેકશન ગણવાની આગમચ અભ્યાસીએ ઉપલી સર્વે બાબતો ઉપર પુરતો વિચાર પુગાડી હરેક ચીજોનું જ્ઞાન મેળવવુ જરૂરી છે. ચંદ્રની ઝડપ ઘણી છે જેથી તેની ગણતરી કરવાની ઘણી જ જરૂર છે. પંચાંગમાંથી ચંદ્રની ગતિ લેવી, જો તેમ ગતિ નહીં મળે તો જન્મના દિવસનો જેટલા અંશે ચંદ્ર હોય તેને તેની આગમચના દિવસની જેટલી અંશ કળા હોય તેમાંથી બાદ કરવી, એટલે એક દિવસનું ચંદ્રનું મોશન યાને ગતિ થઈ, તેને બારે ભાગી નાંખવા, કારણકે એક દિવસનું મોશન યાને ગતિ તે વર્ષ દિવસની ગતિ ગણાય, અને વર્ષના મહિના બાર એટલે ગતિને બારે ભાગતાં મહિનાની ગતિ થઈ, હવે એ મહિનાની ગતિને ચારે ભાગતાં, અઠવાડિયાની ગતિ આવી. એ પ્રમાણે ચંદ્રની ગતિ કાઢવાની ઘણી જરૂર છે, કારણ ચંદ્ર એક દિવસમાં લગભગ ૧૨ થી ૧૬ અંશ જેટલો પણ ચાલે છે, અને ચંદ્ર ડાઇરેકશનમા મુખ્ય ભાગ ભજવે છે, કારણકે તેની ઝડપી ચાલને લીધે તે દરેક બાબતોને ઉત્તેજન આપી ઉશ્કેરે છે, જેથી ઘણાં પરિણામો નીપજે છે. અભ્યાસીએ ગુંચવાડો નહીં થાય તેટલા માટે ભુવનોના કશ પરની રાશિઓ અને તેના અંશો જે જન્મ વખતે હોય તે જ રાખવા, કારણકે પ્રોગ્રેસ હોરોસકોપ બનાવવા જતાં, ડાઇરેકશનમાં ભૂલચાપ થઈ જાય છે. એ પ્રમાણે એક કુંડળીનું ડાઇરેકશન કાઢતી વખતે જન્મકાળની જે કંઈ રાશિ અંશ હોય તે જ પહેલે લેવા, અને ગ્રહો તો તે દિવસે કે જે દિવસનું ડાઇરેકશન હોય તે દિવસે જેમ હોય તેમ ગણીને લેવા, અને પછી એક સાધારણ જન્મ કુંડળી કાઢીએ તેમ સર્વે ગણવું, અને પછી ચંદ્ર દરેક ગ્રહ સાથે કેવી કેવી દૃષ્ટિમાં છે તે જુદું માંડવું, તેમજ રવિ, ચંદ્ર તથા બીજા ગ્રહો સાથે કેવી કેવી એસપેકટસ અથવા દૃષ્ટિમાં છે તે જુદાં માડવાં અને ત્યાર પછી ગ્રહો એક બીજા સાથે કેવી એસપેકટસ કરે છે, તથા દૃષ્ટિમાં આવે છે, તે ગણવું. એ પ્રમાણે રવિ અને તેની સાથેના ગ્રહોની દૃષ્ટિ, તેમજ ખાસ કરી ચંદ્ર અને તેની સાથે બીજા ગ્રહો તથા રવિની એસપેકટ, તથા ગ્રહો માંહોમાંહે એક બીજા સાથે જે એસપેકટ કરતા હોય તે જુદી જુદી માંડવી. હવે એ ત્રણે જાતની એસપેકટસો જુદી જુદી માંડયા પછી, ડાઇરેકશનના વર્ષની ત્રાન્ઝીટ પણ ગણવી. જેમકે ૨૫મા વર્ષનું ડાઇરેકશન કાઢવાનું

છે, તો જન્મના દિવસથી પૂરાં ૨૫ વર્ષ, દર ૩૬૫ દિવસના હિસાબે ગણીને જે દિવસ આવે, તે તારીખવાર અને જન્મની જે ઘડી હોય તે ઘડીના ગ્રહો પંચાંગમાંથી ઉપજાવી, તે ગ્રહો ડાઇરેક્શનથી કાઢેલી કુંડળીની જુદી જુદી એસપેક્ટસો સાથે સરખાવવી, કે ત્રાન્ઝીટ ક્યાં ક્યાં ભુવનો પરથી કેવા કેવા ગ્રહોમાં પસાર થાય છે, તેમજ તે ત્રાન્ઝીટની અસર જે જે ભુવનમાં થાય છે, તે તે ભુવનમાં ડાઇરેક્શનથી પણ જો કંઈ તેવી જ અસર થતી હોય તો તેનું પરિણામ તે વર્ષમાં જરૂર આવે છે. જેમકે જે ભુવનમાં પાપદૃષ્ટિ ડાઇરેક્શનની થતી હોય, જેથી મહા નુકસાન થવાનું હોય અને તે જ ભુવન પર ત્રાન્ઝીટ પણ તેવી મહા ભૂંડી થતી હોય, તો ચોક્કસ જાણવું કે, તે વખતમાં તેનું પરિણામ જરૂર જ મહા બુરૂં આવશે, પણ જો ત્રાન્ઝીટ સારી હશે અથવા તો ત્રાન્ઝીટ મહા બુરી અને ડાઇરેક્શન સારૂં હશે, તો એક બીજાની અસરને તોડી નાંખશે. દાખલા તરીકે ધારો કેઃ—ચંદ્ર અને શનિ એક બીજાથી ૯૦° અંશની □ પાપદૃષ્ટિમાં આવ્યા કે જેનું પરિણામ ઘણું જ બુરૂં છે, હવે તે વખતે ગુરુ, ચંદ્રથી ૬૦° અંશની શુભ દૃષ્ટિમાં છે, તથા શનિની સાથે પણ ૧૫૦ અંશની શુભ દૃષ્ટિ ત્રાન્ઝીટથી કરે છે, જેથી ચંદ્ર શનિના બુરા ડાઇરેક્શનને, ગુરુની શુભ દૃષ્ટિથી તોડી નાંખે છે, એટલે તે વખતનું ડાઇરેક્શન ફળ આપ્યા વગર પસાર થઇ જાય છે, કારણકે ગુરુ શુભ ગ્રહ છે, અને તેથી દરેક દુઃખનો નાશ કરી સુખની અસર આપનારો છે. પણ જો શનિ અથવા હરશચલ, ચંદ્ર અથવા શનિ સાથે કંજંગશનમાં હોય તો બેવડા જોરથી એ મહા બુરૂં પરિણામ આપનારૂં ☽□♄ ડાઇરેક્શન આફત લાવતે.

ઉશ્કેરણી કરનારા ગ્રહો તથા પરિણામ નીપજાવનારા ગ્રહોમાં શનિ, ગુરુ, હરશચલ, અને મંગળ છે. મંગળ જ્યારે રીટ્રોગ્રેડ યાને વક્રી હોય છે, ત્યારે વધારે અસર કરે છે. વળી રવિ પણ જ્યારે ડાઇરેક્શનવાળાં ભુવનો ઉપરથી પસાર થાય છે, ત્યારે અસર કરે છે. વળી નેપચ્યુન પણ ઉશ્કેરણી કરનારો ગ્રહ લેખાય છે. જ્યારે શનિ, ગુરુ, હરશચલ, મંગળ તથા નેપચ્યુન રીટ્રોગ્રેડ થાય છે, ત્યારે વધારે અસર કરે છે. વળી ખાસ એ ગ્રહોની **પૅરેલલ** દૃષ્ટિ ઉપર ઘણું જ ધ્યાન આપવું જરૂરનું છે. ડાઇરેક્શનનું ફળ જોવામાં ઉપલી બાબતો ધ્યાનમાં રાખવાની જરૂર છે, તેમજ એસપેક્ટસો યાને દૃષ્ટિઓનું તોલ કરવાની જરૂર છે. જેમકેઃ—૧૪૪°, ૧૫૦°, ૭૨°, વગેરે અંશની દૃષ્ટિઓનું જોર ઘણા નબળા પ્રકારનું છે,

એટલે તેની ઝાઝી અસર થતી નથી. અભ્યાસ અને અનુભવથી ખાતરી કરી છે કે, રવિ જો ૪૫° અથવા ૧૩૫° અંશની પાપદષ્ટિ ડાઇરેકશનમાં કરતો હોય તો તેની અસર ઘણી જ **પ્રબળ હોય** છે, એમ ચાલુ અભ્યાસથી અને ઓબ્ઝરવેશનથી માલમ પડયું છે. અને રવિ જ્યારેપી નેપચ્યુન, હરશચલ, શનિ, ગુરુ કે મંગળ સાથે ૪૫° અંશ અથવા ૧૩૫° અંશની પાપદષ્ટિમાં આવે ત્યારે જરૂરજ કંઇને કંઇ મોટો બનાવ બને છે. એ બાબતનું અવલોકન કરવાને ઘણા લાંબા વખતની ચાલુ પ્રેકટીસની જરૂર છે.

## (૫૯) ડાઇરેકશનની અસરો અને ફળ

ડાઇરેકશનમાં ઉપર જણાવ્યા પ્રમાણે દરેક એસપેકટસો અને દષ્ટિઓ જુદી જુદી માંડયા પછી જોવું કે તે એસપેકટસોના સીગ્નીફીકેટરો કયા કયા ભુવનોમાં અસર કરે છે, તેમજ ખાસ કરીને બીજું, ત્રીજું અને છઠ્ઠું ભુવન તપાસવું. દાખલા તરીકેઃ—ધારો કે બીજા અને છઠ્ઠા ભુવને ચંદ્ર શનિનું સ્કવેર થયું. ☽ □ ♄, અને તેને દશમા ભુવનેથી ત્રાન્ઝીટના ગ્રહે દષ્ટિ નાંખી. હવે બીજું ભુવન પૈસા માટે છે, અને દશમું ભુવન વેપાર તથા પૈસાનું છે, એટલે આ ડાઇરેકશન પૈસા સંબંધી હાલતને અસર કરશે. વળી ડાઇરેકશન જાતે ખરાબ હોવા ઉપરાંત એકસાઇટમેન્ટ પણ દશમા ભુવનેથી પાપગ્રહનું હોય તો, જરૂર વધારે ખરાબ જ જાણવું. હવે એજ ડાઇરેકશનની એસપેકટને જો આઠમા ભુવનેથી મંગળ, શનિ કે હરશચલે એકસાઇટમેન્ટ કર્યું હોત, યાને ત્રાન્ઝીટની અસર આઠમા **ભુવનેથી** થાત તો પૈસાને બદલે આઠમું ભુવન મોતનું હોવાથી, મોટી સીકનેસ અથવા જીવની ખુવારી થાત. હંમેશાં જોવું કે કયા ભુવનનો માલેક માર ખાતો છે, યાને બીજા ગ્રહની પાપદષ્ટિથી દબાયલો છે. ચંદ્ર અને શનિ એક બીજાથી ૯૦ અંશે છે અને શનિ બીજે ભુવને છે એટલે નાદારીમાં જવું પડે; દીવાળું કાઢે, અથવા પૈસોટકો જતો રહે. હવે જો શનિ છઠ્ઠા ભુવને હોત તો જરૂર તબીયતનો બગાડો કરત. બીજું યાદ રાખવું કે ૧, ૪, ૭, ૧૦ એ ભુવનોમાં જેથી કાંઇ ડાઇરેકશનની એસપેકટસ થતી હોય, અથવા તો ત્રાન્ઝીટના ગ્રહોની એસપેકટસ થતી હોય, તો તે જરૂર જ ધ્યાનથી તપાસવી, તેમજ મેષ, કર્ક તુલા, મકર એ રાશિઓમાં જે એસપેકટસો થતી હોય તે પણ તપાસવી, કારણકે તેની અસર ઘણી બળવાન હોય છે, અને લાંબા વખત સુધી અસર કરે છે, કારણકે ઇજ્જત આબરૂ, માન મર્તબો, તેમજ અચાનુચ બનનારી બાબતો,

અથવા તો વખતે અચાનક મોત વગેરે સર્વે બાબતની ઉપર ભારે અસર કરનારી છે. તે સિવાયનાં બીજાં ભુવનોમાં જો કે અસર કાંઈ કમતી થતી નથી પણ તે ધીમે ધીમે સંપૂર્ણ થાય છે, ને પરિણામ ઉતાવળે આવતું નથી. એ સર્વે બાબતો ખૂબ ધ્યાનમાં રાખવી.

ડાઇરેકશન અને પ્રોગ્રેસ હોરસકોપની બાબત ગુજરાતી જ્યોતીષોનાં કહેવાતાં **કેશવી ગણિતની** માફક ઘણી ભિન્ન ભિન્ન છે, તથા તે અત્રે સર્વે દર્શાવી કે દાખલા આપી શકાય તેમ નથી, જેથી ફક્ત શરૂઆતને માટે તેમજ બીજી કોઈપણ સાધારણ વહેવારુ બાબતને માટેજ અત્રે સાદી અને સાધારણ બાબતો જ દર્શાવવામાં આવી છે, જે સાધારણ કામ માટે તદન ઉપયોગી થઈ પડે તેવી છે. **ત્રીગનોમેટ્રી** અને બીજા ગણિતના કાયદાઓ, રીતો, અને રૂઢિ અત્રે આપી, નવીન અભ્યાસીને ગુંચવણમાં નહીં નાંખતાં, દરેક બાબતનું થોડું અને કાર્યસાધક ઉપયોગી બાબતનું જ્ઞાન પુરું પાડે તેવી આ ચોપડીમાં ગોઠવણ રાખવામાં આવી છે. ડાઇરેકશનથી થતી અસરો અને એસપેકટસોનું ફળ નીચે પ્રમાણે છે.

## (૬૦) ડાઈરેકશનમાં રવિની એસપેકટસોનું ફળ

જો પ્રોગ્રેસ **રવિ** ડાઇરેકશનથી **નેપચુન** સાથે શુભ દૃષ્ટિ કરતો હોય તો તે ઇનસાનનો તે વખતે આધ્યાત્મિક વિકાસ સારો થાય છે અને અંતરચક્ષુ ખૂલી ખુદાઈ માર્ગ તેની સામે ખૂલ્લો થઈ જાય છે. કુદરતનું સંગીત સમજતો થાય છે અને કુદરતની લીલાની પિછાન થયે હૃદયની ખરી ખુશાલીમાં લીન થઈ મોક્ષને માર્ગે ચાલ્યો જાય છે. જો **નેપચુન** જન્મકાળે શુભ એસપેકટમાં હોય તો ઉપલું ફળ જરૂર આપે.

**રવિ** જો **નેપચુન** સાથે અશુભ ડાઇરેકશનમાં આવતો હોય તો મનમાં મોટો ગુંચાવડો ઊભો કરે; દગાફટકામાં સંડોવાઈ જઈ આબરૂને નુકશાન પુગાડે; ભૂતપ્રેતનો અનુભવ થાય અને સ્પીરીચ્યુઅલ બાબતોની ખરી આવડત નહિ હોય એવી ગુપ્ત બાબતો સાથે ચેડાં કાઢવાથી મગજ શક્તિને નુકશાન પૂગે છે. હીપનોટિઝમ, મેસમેરીઝમ, અને સીયાંસના પ્રયોગોથી દૂર રહેવું; નહિ તો નુકશાનીમાં ઊતરવું પડે. અસદ્ધર કંપનીઓ-માં રોકેલાં નાણાં ડૂબી જાય છે.

**રવિ** જો **હરશચલ** ગ્રહ સાથે કંજંગશન, ૪૫°, ૯૦°, ૧૩૫°, ૧૮૦° અંશની એસપેકટસમાં આવે અથવા પેરેલલ થાય તો, ઘણો જ ખરાબ, કમનસીબ, અને ન ધારેલી આફતો આવી પડે, અને સરકાર

દરબારથી; કેસ કજીયાથી, મન ઉપર બેસુમાર ચિંતા આવી પડે. જો કે બીજા ગ્રહોની બુરી અસરને મદદ કરતા છે, છતાં એની અસર તંદુરસ્તી અથવા તબીયતપર ઘણું દબાણ કરતી નથી, સત્તાબાજીથી, તહોમત આવી પડવાથી, તથા બીજી બાબતોની મોટી નુકસાનીઓ, બેઇજ્જતી, કરે છે, અને કરજદાર બનાવે છે. વખતે બંદીખાને પણ જવાનો સોદો થાય એવી એની અસર છે. સ્ત્રીઓને તો એ ઘણીજ ખરાબ અસર કરનારી એસપેકટસો છે, અને જે સ્ત્રીઓને એવું ડાઇરિકશન તેઓની જન્મપત્રીમાં થાય છે તેઓ પોતાના ધણીને તજી જાય છે, અથવા ઘર ધણી છોડી નાસી જાય છે. કેટલીક વખતે તો એ એસપેકટસોથી એકાએકીનાં ઉતાવળિયાં લગ્નો થાય છે, અને પછી છૂટાછેડા તેનું પરિણામ આવે છે, અથવા તો બાર મહિનામાં ધણીનું મોત થાય છે. વળી એની અસર ઘરનું સત્યાનાશ, અને મુસાફરીનો રખડાટ વટીક આપે છે. ખાસ ધ્યાન કયાં ભુવનોમાં એ એસપેકટસો થાય છે તે આપવાનું છે. જેમકે ૧, ૫, ૭ મા ભુવનોમાં સ્ત્રી માટે; ૩-૯ મા ભુવનોમાં મુસાફરી માટે.

રવિ જો હરશચલ ગ્રહ સાથે, ૩૦°, ૬૦°, ૭૨° ૧૨૦° અંશની શુભ દ્રષ્ટિ કરે, તો જાહેરમાં આબરૂ મળે, માન મળે, ઘણી ખુશનુમા મુસાફરીઓ કરે, પારલામેન્ટના મેમ્બર થવા માટે એવા ડાઇરિકશનની જરૂર છે, અને જેને એવી એસપેકટ જો જન્મકાળે ડાઇરિકશનથી થાય તો, તે માણસ જરૂર પારલામેંન્ટમાં અને રાજદ્વારી બાબતોમાં માન પામે. સ્ત્રીઓ માટે બીલકુલ સારું નહીં, કારણ કે કેટલીક વખતે ઉતાવળિયાં અને ઢંસ્રડ લગ્ન કરાવે છે. જો જન્મ કુંડળીમાં ગ્રહો સારા હોય તો ઠીકાઠીક નહીં તો પુષ્કળ પસ્તાવું પડે છે. કેટલીક વખતે તો સ્ત્રીઓ, એવી અસરથી પોતાનું ઘર અને ધણી છોડીને ચાલી વટીક જાય છે, અને ઘણું કરીને સ્ત્રીની બાબતમાં તો સારી તેમજ માઠી બેઉ એસપેકટસો બુરી જાણવી.

રવિ જો શનિ સાથે કંજંગશન ૪૫°, ૯૦°, ૧૩૫° ૧૮૦° અંશે એસપેકટ કરે અથવા પેરેલલ થાય તો ઘણુંજ બુરૂ જાણવું, કારણકે તંદુરસ્તીને તદન કચડી નાંખે છે, મનને બેઆરામ બનાવે છે, અને ઘરબાર માલમિલકતને હાનિ પહોંચાડે છે, વખતે ઘણું કરીને મોત પણ લાવે છે. જો શનિ અથવા રવિ ચોથા ભુવનનો માલેક હોય તો બાપનું મોત કરે છે, બીજાનો માલેક હોય તો પૈસાનો નાશ કરે છે, અને જો જન્મકાળના ગ્રહો સારા નહીં હોય ને બચાવ કરતા ન હોય તો, તદન ખુવાર કરી

ભીખારી બનાવે છે. જો દશમા ભુવને એમ થાય તો તેબી તેવું જ ફળ આપે, દાખલા તરીકે નેપોલ્યન જેવા જગતને ધ્રુજાવનારનો જેવી હાલતે અંત આવ્યો. પહેલા ભુવને ભેજાનો તાપ અથવા મગજને લગતાં દરદો આપે છે, તેમજ રૂમેટીઝમ અને એવાં જ હંમેશનાં ચાલુ દુઃખ દરદો થાય છે, તેમજ પડી જવાથી, વાગવાથી, અથવા અકસ્માતથી એકાએક મોત પણ કરે છે, જેમકે ઘરના પડવાથી, દટાઇ મરવાથી, પાણીની રાશિમાં ડુબી મરવાથી વગેરે. **બીજા** ભુવનમાં દોલતનો નાશ; અને બધી રીતે નામુરાદી ને કમનસીબી. **ત્રીજા** ભુવનમાં મુસાફરીમાં એક્સીડન્ટ થાય, અને ભાઈઓથી અથવા ઓળખાણ પીછાણનાઓથી નુકસાન પહોંચે. **છઠ્ઠાથી** માંદગી અને મોત, **આઠમાથી** પણ મોત, **અગિયારમાથી** લુચ્ચા મિત્રો નુકસાન પહોંચાડે તેમજ પૈસા ખાઇ જાય, **બારમાથી** કેદમાં જવાનો ભય રહે. એવી વખતે શનિ તેમજ રવિ કયા કયા ભુવનના માલેક છે તે જરૂર જોવું. સ્ત્રીની કુંડળીએ, એની અસર એવી છે કે, તે સ્ત્રી રંડાય, માબાપ મરે, અને દુઃખ તથા દરિદ્રતા હંમેશની થાય.

દાખલા તરીકે અત્રે એક બાબતનું વિવેચન કરેલું વાંચનારને ઉપયોગી થઇ પડશે. આપણે જોઇયે છીએ કે કેટલીક વખતે કોઇ ભર જુવાનીમાં, અથવા તો પોતાની ચઢતીના વખતમાં એકાએક મરણ પામે છે, કેટલાકો તબીયતે મજબુત હોય છે, પણ એકાએક તેઓનો પૈસો જતો રહે છે, વળી કોઇ તંદુરસ્તી ને દોલત બેઉ ખોઇ બેસે છે, વળી કોઇને ઘણી મોટી દિલગીરી ઉત્પન્ન થાય છે, પણ તેવી દિલગીરી છતાં તેને પૈસા મળે છે. એ સર્વે બાબત જન્મ કુંડળી અને તેનાં ભુવનમાં જે જે ઘરોમાં એ ડાઇરેકશનની અસર થાય છે તેનાંજ પરિણામ છે. દરેક મોત કંઇ ગેરલાભ કરનારાં નીવડતાં નથી, જોકે પાપદૃષ્ટિથી જ મોત થાય છે, છતાં ધારો કે **ગુરુ** છઠ્ઠા ભુવને બળવાન હોય, જે દેખાડે છે કે કાકા—મામાઓ તરફથી લાભ થશે, જેથી જ્યારેબી સારી ડાઇરેકશનની શુભ એસપેકટસો ગુરુ સાથે થાય છે, ત્યારે જરૂર તેઓ મારફતે તેને લાભ અપાવે છે, અથવા તો તેઓનાં મરણથી ફાળો હિસ્સો મળે છે, એટલે જો કે દેખીતી રીતે તો એ બુરાં ડાઇરેકશનથી મોત થઇને બુરૂ પરિણામ આવવા છતાં, વારસો મળીને લાભ કરે છે, માટે ડાઇરેકશન શુભ તેમજ બુરાં સર્વે ઘણા વિચારથી તપાસીને જોવાની ભલામણ કરવામાં આવે છે.

**રવિ જો શનિ સાથે**, ૩૦°, ૬૦°, ૭૨°, કે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિથી ડાઇરેકશનમાં અસર કરે છે, તો તેનું બળ ઘણુંજ હોય છે, ખાસ

કરીને જો રવિ અથવા શનિ જન્મ વખતે બળવાન હોય અથવા તો કોઈ સારા ભુવનમાં હોય જેવાં કે ૧, ૧૦, કે બીજા ભુવને હોય તો લાભ આપે. જાહેરમાં માનમર્તબો વધારે, ઇજ્જત આબરૂ વધે, પૈસા મળે, નવા મિત્રો થાય ને તેથી લાભ મળે, ઇનામ બક્ષીસ મળે, વગેરે ઘણું શુભ છે. સ્ત્રીઓને માટે પણ સારો છે, વિવાહ થાય.

રવિ જો ગુરુ સાથે ૪૫°, ૯૦° ૧૩૫°, કે ૧૮૦° અંશની પાપદષ્ટિ કરે તો, તે શનિની બુરામાં બુરી અસર કરતાં પણ ખરાબ જાણવી. સરકાર દરબારમાં અને કાયદામાં આવી જાય, નાલેશીમાં આવી પડે, દરેક જાતના રોજગારમાં પુષ્કળ હાનિ થાય, તબીયતનો બીગાડો કરે, માથે લોહી ચઢે, વખતે પીત્તો ફાટી જવાથી મરણુખી નીપજે અને તબીયતનું નખ્ખોદ વાળે, **સાતમા** ભુવને કોર્ટ દરબારમાં હારે, **દશમા તથા બીજા** ભુવને પૈસાનો નાશ કરે, **બારમા** ભુવને કેદખાને નાંખે, ૧, ૬, કે **આઠમા** ભુવને તબીયતનો બગાડ કરે અને પૈસાનો નાશ કરે.

રવિ જો ગુરુ સાથે કંજંગશન, ૩૦°, ૬૦°, ૭૨°, કે ૧૨૦° અંશની એસપેક્ટ કરે અથવા પેરેલલ થાય તો ઘણોજ સારો, પુષ્કળ દોલત આપે, માન મર્તબો વધારે, હરેક કામમાં ફત્તેહ આપે, રૂડા મિત્રો આપે, અને પોતાની આજીવિકા ઘણીજ ચાલાકીથી ચલાવે. ખાસ કરીને પેરેલલ થાય તો તે ઘણોજ સારો; કારણકે ઘણાં વર્ષ સુધી તેની અસર ચાલુ રહે છે. અનુભવ ઉપરથી પુરવાર થયું છે કે સ્ત્રીની બાબતમાં બીજી *કોઈપણ ડાઇરેકશનની અસર કરતાં એની અસરથી લગ્નો ઘણાં જ થાય* છે, અથવા તો લગ્નનાં સાટાં થાય છે. પણ ધ્યાન રાખવુ કે ઉંમર લગ્ન લાયકની થયેલી છે કે નહીં તેમજ લગ્નનો જોગ કુંડળીમાં છે કે નહીં તે પણ જોવો.

રવિ જો મંગળ સાથે ૪૫°, ૯૦°, ૧૩૫°, ૧૮૦°, અંશની એસપેક્ટ કરે અથવા તો કંજંગશન કે પેરેલલ કરે તો ઘણી જાતનાં સખ્ત દરદો થાય, તાવ આવ્યા કરે, અકસ્માતો થાય, ઘા વાગે, દાઝી જાય, કૂતરાના કરડવાથી હેરાન થાય, મસા થાય, લોહી વિકાર થાય, અતિસાર, કોલેરા, શીતળા વગેરે થાય, સરકાર દરબારમાં કોર્ટ કજીયા *થાય, મારામારી થાય, મંગળ જે રાશિમાં હોય અને રવિ જે રાશિમાં* હોય રાશીને એની અસર લાગુ પડે છે, **મેષ સિંહ અને ધન** રાશિમાં બંદુકથી એકસીડન્ટ કરે, વીજળીથી, ઘા વાગવાથી અથવા તાવથી પીડાય.

કર્ક, વૃશ્ચિક, **મીન** રાશિમાં હોય તો, લોહી વિકારથી પીડાય, ડૂબી મરે. **મિથુન, તુલા, કુંભ** રાશીમાં હોય તો હાડકામાં માર વાગે અથવા હાડકું ભાગી જાય, જો **વરખ, કન્યા, મકર,** રાશિમાં હોય તો ઊંચી જગ્યાથી પડી જાય, હથિયારથી ઝખેહ થાય, ફાંસી જાય, અને લોહી ઝાડા વાટે જાય, સ્ત્રીની બાબતમાં જો એવું ડાઇરેકશન આવે તો ઘણું ખરાબ, ગર્ભપાત કરે, બચ્ચાંના જન્મ વખતે સ્ત્રીનું મોત કરે, અથવા એકાએક રંડાય.

આ એસપેકટસની અસર એકાએક તથાઃ કાંઇપણ ચેતવણી વગર થાય છે. અને જ્યારે એવી આફત આવી પડે છે ત્યારે સામટી બધી તરફથી આવી પડે છે, અને ગમે તેવી સંભાળ કે સાવચેતી છતાં બચાવ થઇ શકતો નથી. રવિ અથવા મંગળની ત્રાન્ઝીટ અથવા તો પેરેલલ જ્યારે થાય છે ત્યારે એવી ડાઇરેકશનો સજીવન થાય છે. અનુભવથી માલમ પડે છે કે જ્યારેબી **રવિ અને મંગળ વરખ, સિંહ, વૃશ્ચિક કે કુંભ** રાશિમાં સાથે હોય છે, ત્યારે હાર્ટડીસીઝ જરૂર થાય છે, અથવા તો હૃદય બંધ થવાથી તુરત મોત નીપજે છે. **મિથુન** અથવા **ધન**માં ફેફસાંનાં દરદ કરે છે. જો જન્મકાળે રવિ અથવા ચંદ્ર, શનિ અથવા મંગળની પાપદૃષ્ટિમાં આવેલા હોય તો જરૂર એ ડાઇરેકશન ઘણી બળવાન થઇને વધુ નુકસાન કરે છે. વળી એ સર્વે ઉપરાંત એ ડાઇરેકશનો, માનવીને ચોરી, લુચ્ચાઇ લૂંટફાટ, મારામારી, દારૂની લત પાડે છે.

**રવિ** જો **મંગળ** સાથે ૩૦°, ૬૦°, ૭૨°, ૧૨૦° એવા અંશે શુભ એસપેકટસ કરે તો, લશ્કરી અથવા મંગળના ગુણ ધરાવનારા માણસોથી લાભ થાય, આબરૂ મળે, ચાલાક હોય, ઘડી ઘડી જગ્યા, તંદુરસ્તી અને જોરમાં ફેરફાર થયા કરે; પણ મનશક્તિ વધારે ચલિત રહે, અને સ્વભાવ ગુસ્સાવાળો થાય.

રાજવંશીઓને નવા મુલકો મળે, લશ્કરમાં વધારો થાય, ઇજ્જત આબરૂ વધે, કેટલીક વખતે એ ડાઇરેકશનથી લગ્નો પણ સંધાય છે, પણ તેઓ વચ્ચે મેળ નહીં રહે અને થોડા વખતમાં છૂટાં પડે.

**રવિ** જો **શુક્ર** સાથે કંજંગશન, ૩૦°, ૬૦°, ૬૨° કે ૧૨૦° અંશની એસપેકટ કરે અથવા પેરેલલ થાય તો, ઘણોજ સારો, મોજમજાહ કરાવે, તથા સ્ત્રી જાતિ તરફ મન ચલિત રાખે. જો કંજંગશન કે પેરેલલ હોય તો ઘણું કરીને જરૂર લગ્ન થાય; તંદુરસ્તી, મોજમજાહ, સુખ,

પૈસાની રેલછેલ અને ઉડાઉપણું, ખાવુંપીવું, વગેરે સર્વ સુખ આપે. કંજંગશન અને પેરેલલની મુખ્ય વધુ અસર હોય છે, તેથી ઊતરતી ૬૦ અંશની એસપેક્ટની અસર હોય છે.

રવિ જો શુક્ર સાથે ૪૫° અથવા ૯૦° અંશે એસપેક્ટ કરતો હોય તો, સારો નહીં, લાભકારી ન નીવડે, સ્ત્રીજાતિ પાછળ અને ઉડાઉપણામાં પુષ્કળ પૈસો ખુવાર કરે, ફરઝંદો તરફથી નાસીપાસી ને દુઃખ મળે, નીચ હલકાંઓની દોસ્તી અને દારૂનું વ્યસન લાગુ પડે. ૯૦° અંશની અસર જીંદગીના ૩૦મા વર્ષ પછી જ થાય છે.

રવિ જો બુધ સાથે કંજંગશન, ૩૦° કે ૬૦° અંશની એસપેક્ટ કરે અથવા તો પેરેલલ થાય તો, વિદ્યાભ્યાસનો ઘણોજ શોખ હોય, પુષ્કળ ચોપડીઓ વાંચે, અભ્યાસ કરે, ઘણો જ કામમાં રોકાયલો રહે. વિચારશક્તિ પુષ્કળ તેજ થાય, વખતે મુસાફરી પણ કરે, (ખાસ કરીને જો ત્રીજા અથવા નવમા ભુવનમાં રવિ અથવા બુધ હોય તો) વળી કાંઇક શોધક બુદ્ધિથી માન ખાટે અને આગળ વધે. ખાસ કરીને કંજંગશન તથા પેરેલલ જરૂર જોવાં. આ ડાઇરેક્શન ખાસ કરીને માણસને લખાણ, વંચાણ, અને ચોપડીઓ લખી, છપાવીને જાહેર કરવાના જોગો ઘણાં થાય છે. જ્યારે કન્યા રાશિમાં અને સાતમા ભુવનમાં બુધ અને રવિનું કંજંગશન એક સ્ત્રીને ડાઇરેક્શનમાં થયું ત્યારે તેનાં લગ્ન થયાં હતાં.

રવિ જો બુધ સાથે ૪૫° કે ૯૦° અંશની એસપેક્ટ કરે તો કંઈ લખાણ, ખતપત્ર, વગેરે બાબતમાં ખટપટ જાગે, તે સિવાય કંઈ ઘણી અસર થતી નથી. ખાસ કરીને ૯૦° અંશની એસપેક્ટની અસર લગભગ જન્મ પછી ૬૦ મે વર્ષે થાય છે.

રવિ જો ચંદ્ર સાથે કંજંગશન કરે, તો તે પુરુષને ફત્તેહ લાભ, આબરૂ, અને સુખ મળે અને લગ્ન થાય. જો સાતમા કે દશમા ભુવનમાં હોય તો લગ્ન થાય. વળી નવા મિત્રો મળે, ઓળખાણ વધે. સ્ત્રીઓ માટે આ ડાઇરેક્શન તંદુરસ્તી માટે સારી નથી, તબીયત ખુબ બગાડે, તાવ, સોજો અને ચાલુ સીકનેસ રહે, અને જો આઠમા ભુવને થાય તો મોત થાય, જો બીજા ભુવને હોય તો પૈસાની ખોટ જાય, જો સાતમે ભુવને હોય તો લગ્નનું સુખ સારું નહીં, અથવા તો ઘણી સારી નહીં મળે.

રવિ જો ચંદ્ર સાથે ૩૦°, ૬૦°, ૭૨°, ૧૨૦° અથવા પેરેલલ થાય તો ઘણું જ સારૂં. મિત્રતા વધે, આંટ વધે, જાહેરાત મળે, આબરૂ વધે, ધંધામાં ઘણો જ લાભ થાય. સ્ત્રી પુરુષને પેરેલલ હોય તો લગ્ન થાય,

માન મળે, અને હરેક કામમાં ફતેહ, જશ, અને સુખ મળે. મોટાં માણસોથી અને શેઠો તરફથી લાભ થાય.

**રવિ** જો **ચંદ્ર** સાથે ૪૫°, ૧૩૫°, ૧૮૦° અંશની પાપદૃષ્ટિમાં હોય તો ઘણો જ ખરાબ. ઘણો જલાપો બળાપો, ખોટ અને આફતો આવી પડે. દરેક કામકાજમાં હાડમારી ને નાસુરાદી જ મળે, મોટાં માણસો તરફથી વિરોધ અને અણગમો ખમવો પડે. કેટલીક વખતે તો એ ડાઇરેકશનથી માબાપનાં મરણ નીપજે છે, સ્ત્રીનું મોત થાય છે, અથવા તો કોઈના મરવાથી સંકટ આવી પડે છે. સ્ત્રીઓની કુંડળીમાં એ વધારે ખરાબ પરિણામ આપે છે, અને જો જન્મકાળના ગ્રહો બળવાન નહીં હોય તો સદાની માંદગી અથવા તો મોત થાય. કર્ક, **વૃશ્ચિક** કે **મીન** રાશીમાં થાય તો, તે માનવી દારૂડીઓ થાય, અને નીચ લોકોની હલકી સંગતમાં ફરે, જો બારમા ભુવને થાય તો બંદીખાને જાય, વેપારમાં ખોટ જાય અને દરેક રીતે નુકસાની થાય.

## (૬૧) ડાઇરેકશનમાં ચંદ્રની એસપેકટસોનાં ફળ

**ચંદ્ર** જો **નેપચ્યુન** સાથે શુભ ડાઇરેકશન કરતો હોય તો સ્પીરીચ્યુઅલ બાબતમાં સારો વિકાસ કરે છે. અંતર ચક્ષુ ખીલે અને સ્વપ્નામાં આગાહી થાય. સંગીતનો શોખ વધે. મોજશોખમાં મન રોકાય.

**ચંદ્ર** જો **નેપચ્યુન** સાથે અશુભ ડાઇરેકશન કરે તો મગજ ભમતું રાખે, હીપનોટિઝમ કે મેસમેરીઝમ જેવી બાબતોથી દૂર રહેવું. સીયાંસ રૂમમાં જવું નહિ. ભૂત પ્રેતની બાબતોથી હેરાનગતી ભોગવવી પડે. લેવડ-દેવડમાં દગો રમાય. કેફી પીણાથી દૂર રહેવું; ઝેર ચઢવાના બનાવો બને. મનમાં ગુંચવાડો વિશેષ ઊભો થાય.

**ચંદ્ર** જો **હરશચલ** સાથે કંજંગશન, ૪૫°, ૯૦°, ૧૩૫°, ૧૮૦° અંશની એસપેકટ થાય અથવા તો પેરેલલ થાય તો ઘણુંજ ખરાબ ફળ આપે, ઘણા ફેરફાર થાય, મુસાફરી થાય, આફત આવી પડે, ખાસ કરીને આફત સ્ત્રીઓ તરફથી આવે, આબરૂ જાય, ચિંતા, ફીકર, અને એક બાજુથી બીજી બાજુ ભટકવાનો શોખ ઉત્પન્ન થાય, મન અચોકસ થાય, અને આફતો આવે. જો સાતમા ભુવનમાં થાય તો લગ્નથી દુઃખ આવી પડે. પાંચમા ભુવને થાય તો વ્યભિચારી નીવડે, જેટલી પુરુષને એની અસર ખરાબ છે તેટલી સ્ત્રીઓને ખરાબ નથી, સ્ત્રીઓને મુસાફરીમાં અડચણ, અથવા તો એકાએક એક જગ્યાથી બીજી જગ્યામાં જવાનું થાય, રખડાટ પડે, તથા મનના વિચાર બદલાઇ જાય, અને ઘણો કડવો અનુભવ

મળે, હૈયુ સખ્ત થાય, હઠીનો સ્વભાવ થાય, અને નાનેશીમા અને નિંદાનો ભોગ થઈ પડે, કાગળ પત્રના વહેવારથી અડચણ પડે, ટંટો થાય, વગેરે એ સર્વે બાબતો માહેલી જે બાબત જન્મકાળે ગ્રહોની અસરથી થતી હોય, તે એવા ડાયરેકશન વખતે પ્રગટ થાય છે -

ચદ્ર જો હરશચલ સાથે ૩૦°, ૬૦°, ૭૨°, ૧૨૦° અશની દૃષ્ટિ થાય તો ઘણુ સારૂ કારણકે મુસાફરીથી લાભ આપે, અથવા કઇ ફેરફાર થી લાભ થાય, તોપણ મન અને ચિત્ત સર્વે સ્ત્રીઓની બાબત તરફ વધારે ખેંચેલુ રાખે

ચંદ્ર જો શનિ સાથે કજગશન, ૪૫°, ૯૦°, ૧૩૫°, ૧૮૦° અશની દૃષ્ટિ કરે અથવા પેરેલલ થાય તો ઘણોજ ખરાબ જાણવો વેપારમા પુષ્કળ નુકસાન, પૈસાની ખુવારી જો બીજા ભુવનમા થાય તો કાચુ દીવાળુ, નાસીપાસી, દુખ દરિદ્રતા અને સંકટ આવી પડે પોતાની ભલી સ્ત્રીનું મોત થાય, માતાનું મોત થાય અથવા તો ભર જુવાન બચ્ચુ મરે, અને એવા બનાવો બને કે જેથી તે માણસ દુખના દરિયામા ડુબી મરે જો રવી અથવા ચદ્ર પાપદૃષ્ટિથી જન્મકાળે એફ્લીક્ટેડ હોય તો જરૂર મોટી માંદગી થાય, અને ચિંતા અને ફીકરથી મગજશક્તિ નબળી પડી જાય

સ્ત્રીઓના બાબતમા તો ઘણો જ ખરાબ જાણવો, કારણકે મોટી માંદગી થાય, અને ઘણા કેસમા મરણ નીપજે, માનમિલક્ત જતી રહે ભલા મિત્રો અને સલાહકાર તથા માબાપનો ક્ષય થાય, નાલેસિમા આવી પડે અને નાસીપાસી અને નિંદાનો ભોગ થાય. કેટલીક વખતે તો એ એસપેક્ટસથી સ્ત્રીઓ બેઈજ્જતીમા આવી પડે છે, અને ખાસ કરીને જો જન્મ વખતે ચદ્ર શનિની પાપદૃષ્ટિથી મહાત થયેલો હોય તો જરૂર બેઈજ્જતી થાય.

ચદ્ર જો શનિ સાથે ૩૦°, ૬૦° કે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિ કરે તો, વેપાર ધંધામા ફાયદો કરે, નામના વધારે, આબ વધે, નવા મિત્રો થાય ગભીર, સાવચેત, અને મનન કરનારો થાય, પણ મોજશોખની ઝાઝી દરકાર રાખે નહીં ગભીર રીતભાતનો અને પોતાના કામકાજમા રોકાએલો રહે

ચદ્ર જો ગુરુ સાથે કજગશન, ૩૦°, ૬૦°, ૭૨°, ૧૨૦° અંશની એસપેક્ટ કરતો હોય અથવા પેરેલલ હોય તો તો ઘણો જ સારો, ખાસ

ફરીને પૈસા ટકાના સંબંધમાં, કારણકે પૈસાનો લાભ, વેપારનો ઉછાળો, નામના, માનપાન, તથા શેહાદી રામસની કરનારો થાય, અને હરેક કામમાં ફત્તેહ તથા સુખ આપે. સ્ત્રીઓને સારી તંદુરસ્તી મોજમજાહ અને સંપૂર્ણ સુખ આપે છે.

**ચંદ્ર** જો **ગુરૂ** સાથે ૪૫°, ૯૦°, ૧૩૫°, ૧૮૦° અંશે એસપેકટમાં હોય તો, પૈસાનો સમુળગો નાશ, શેર સટ્ટાથી પૈસાની ખુવારી, વકીલો, માજીસ્ટ્રેટ, અને ઘરવાળાથી દુઃખ ખમવું પડે. પોતાની દોલતનો ગેરઉપયોગ કરે, ઉડાઉ થાય, તથા જેને નાણા ધીરે તે ખાઈ જાય, નાણાં પાછાં વસુલ થાય નહીં. સ્ત્રીની બાબતમાં લોહીનો બગાડો થાય. તથા હરદમ માથું દુખ્યા કરે, અને હરેક બાબતમાં ખોટ જાય.

**ચંદ્ર** જો **મંગળ** સાથે કંજંગશન, ૪૫°, ૯૦°, ૧૩૫°, ૧૮૦° અંશની અથવા પેરેલલ એસપેક્ટ કરે તો, મહા બુરો જાણવો, ટંટો ફીસાદ ઘણો કરે, કજીયાખોર નીવડે, અને વાદવિવાદ તથા નકામી મારામારી માથે વ્હોરી લે. ઘણાં જ તેજ દરદો અને એકસીડન્ટો થવાનો સંભવ છે. તાવ, શીતળા, સોજા વગેરે મંગળને લગતાં દરદો થાય, રેતી પથરી પણ વખતે થાય, હાડકાં ભાગી જાય, અથવા તો કાપ, ઘસારા કે દાઝી જાય. જો જન્મકાળની કુંડળી ચોરી લુચ્ચાઈ દેખાડતી હોય તો તે માણસ એવે વખતે જરૂર ચોરી કરે, ફોરજરી કરે, ,અને તકલીફમાં આવે. ભુંડાઓની દોસ્તીમાં પાયમાલ થાય તથા તદ્દન બેદરકાર અને આબરૂની દરકાર વગરનો થાય. જો **પહેલા** અથવા **બીજા** ભુવનમાં મંગળ બળવાન હોય તો આગ લાગવાથી પૈસો જાય, **ત્રીજા** ભુવનમાં મુસાફરીમાં એકસીડન્ટ થાય, **૧૨મા** ભુવને ચોરો અથવા દગાબાજો માલ લુટી જાય, જો **સાતમા** ભુવનમાં હોય તોપણ એવીજ અસર થાય, કેટલાક પુરુષો એવી વખતે ઉતાવળ કરીને લગ્ન કરે છે, પણ પાછળથી મોટી પીડામાં પડે છે, અને છૂટાછેડા કરવા પડે છે. સ્ત્રીઓ માટે તાવ અને તબીયતનો બગાડો, દરેક બાબતમાં ખોટ, અકસ્માત, અને ચાલચલણમાં બગાડો થાય, વ્યભિચારી થાય, કુંવારી સ્ત્રીઓએ એવી એસપેકટ વખતે ઘણું જ સંભાળવું, કારણકે વ્યભિચારમાં ફસવાનો ઘણો સંભવ રહે છે. પરણેલી સ્ત્રીઓને પોતાના ધણી સાથે ટંટો થાય છે. પણ એ સર્વે બાબતમાં હંમેશાં ભુવનો અને ગ્રહો જોતા જવું, અને જન્મકાળે પણ તેવી બાબતનો ઇસારો છે કે નહીં તે જરૂર જોવો, કારણકે જન્મકાળે જે હોય તેજ ડાઈરેકશનથી પ્રગટ થાય છે.

ચંદ્ર જો મંગળ સાથે ૩૦°, ૬૦°, ૭૨°, ૧૨૦° એવી એસપેક્ટમાં આવે, તો ઉલટ ઉમંગ વધે, મુસાફરી કરે, કસરતનો શોખ થાય, તથા વેપારમાં વધારો થાય, હીંમતવાન થાય, ઉદાર દીલનો થાય, અને સ્ત્રીઓની સંગત શોધતો ફરે. તંદુરસ્તી સારી રહે અને બધી રીતે લાભ મળે. સ્ત્રીઓની બાબતમાં કંઈ એટલો બધો સારો નથી, કારણકે મરદોની સંગત તરફ તેને લલચાવે છે, તથા વ્યભિચારમાં ફસાવે છે.

ચંદ્ર જો રવિ સાથે કંજંકશન કરે તો મરદને માટે સારો, કારણકે તેજી વધારે, નફો કરાવે, વેપાર વધારે, ઘણીક વખતે કુંવારાને લગ્ન કરાવે, મોટા મનનો થાય, ભોળો અને ઉદાર બને. સ્ત્રીઓ માટે સારો નહીં, તાવ, સોજો અથવા મોત થાય, ખાસ કરીને છઠ્ઠા અથવા આઠમા ભુવનમાં હોય તો જરૂર ગંભીર માંદગી અથવા મોત થાય. મંગળ જો ૧, ૪, ૭, ૧૦મા ભુવનમાં હોય તો આંખને નુકસાન પહોંચાડે.

ચંદ્ર જો રવિ સાથે ૩૦°, ૬૦°, ૭૨°, ૧૨૦° અંશની દૃષ્ટિ કરે અથવા તો પેરેલલમાં હોય તો, મોટા અને બળવાન મિત્રો મળે અને તેથી લાભ થાય, લગ્નના જોડાં સાધે, વેપારમાં ફત્તેહ, શેર સટ્ટામાં ફાયદો અને દરેક રીતે ભાગ્યશાળી નીવડે. સ્ત્રીઓ માટે પણ એ જ રીતે સારો છે. તંદુરસ્તી વધારે.

ચંદ્ર જો રવિ સાથે ૪૫°, ૯૦°, ૧૩૫°, ૧૮૦° અંશે હોય તો દરેક બાબતમા ઘણો જ કમનસીબ અને તંદુરસ્તી તથા મગજશક્તિને મોટું નુકસાન પહોંચાડે, વેપારનો નાશ, મિત્રોથી દુશ્મની, સગાં સંબંધી કે પોતાની સ્ત્રીનું મોત થાય તથા દરેક રીતે ખરાબ જાણવું. સ્ત્રીઓ માટે પણ દરેક રીતની ખોટ અને તબીયતનો નાશ સમજવો.

ચંદ્ર જો શુક્ર સાથે કંજંકશન કરે, અથવા ૩૦°, ૬૦°, ૭૨°, ૧૨૦° વગેરે શુભ દૃષ્ટિમા હોય અથવા પેરેલલ થાય, તો શેહાદી રામસની થાય. મોજમજાહ ઘણી મળે, અને નાચરંગ અને સ્ત્રીની સંગતમા ફસેલો રહે. પરણેલાઓને ત્યા ફરઝંદની વૃદ્ધિ થાય. સ્ત્રીઓને તંદુરસ્તી વધે, મન શાંત રહે, સારૂં ભવિષ્ય થાય. જો ♂ અથવા ♇ હોય તો લગ્ન બાબત જરૂર જોવી.

ચંદ્ર જો શુક્ર સાથે, ૪૫°, ૯૦°, ૧૩૫°, ૧૮૦° વગેરે પાપદૃષ્ટિમાં હોય તો સ્ત્રીઓ મારફતે દુઃખ ઉત્પન્ન કરે, નાવેશી કરે, વ્યભિચારી થાય, ઉડાઉ થાય, પૈસા ગુમાવે, પ્યારમાં નિષ્ફળતા, મારામારી, સ્ત્રીઓ સંબંધી

ખટપટ અને ઘણી વખતે બચ્ચાંનું મરણ નીપજે છે. સ્ત્રીઓ માટે તબીયતનો બગાડો, મરદો તરફથી દિલગીરી, દુઃખ અને નાસીપાસી મળે છે.

**ચંદ્ર** જો બુધ સાથે કંજંગશન, ૩૦°, ૬૦°, ૭૨°, ૧૨૦° કે પેરેલલમાં હોય તો, પુષ્કળ અભ્યાસ કરાવે, બહોળું વાંચન રાખે. મનશકિત બળવાન રાખે, વેપારમાં લાભ આપે, ફીલસુફી શીખવે, સરકાર દરબાર, કોર્ટ કજીયામાં ફત્તેહ અને અનેક રીતનું સુખ મળે.

**ચંદ્ર** જો બુધ સાથે ૪૫°, ૯૦°, ૧૩૫°, ૧૮૦° એવી પાપદષ્ટિમાં હોય તો, સારો નહીં, નાલેશી થાય, કોર્ટ કજીયામાં હાર થાય. ફીલસુફી સાથે ખટપટ જાગે, ધંધામાં ખોટ જાય, મુસાફરીમાં નુકસાનકારક. એવી વખતે લખતપત્રપર સહી કરવાને કોન્ટ્રાકટમાં જોડાવાને, અથવા કોઈપણ બાબતનાં લખાણ કરવાથી પહેરેજ રહેવું, ને જો લખવાની ફરજ પડે તો ખૂબ સંભાળવું.

**ચંદ્ર** જો **પોતાની જન્મની** અંશ, કળા સાથે કંજંગશન અથવા શુભ દષ્ટિ કરતો હોય તો, સ્ત્રીઓ તરફથી લાભ મળે, નવા મિત્રો થાય, મુસાફરી કરે, વેપારવણજ વધારે તથા સ્ત્રીઓની સંગત વધારે પસંદ કરે.

જો **ચંદ્ર** પોતાની જન્મની અંશ કળાને ડાઇરેકશનથી **પાપદષ્ટિ** કરતો હોય તો લાચારી, દુઃખ, દરિદ્રતા, ખોટ વગેરે સ્ત્રીઓ મારફતે મળે, નાસીપાસી આવે, ને દરેક રીતે નુકસાન કરે. સ્ત્રીઓ માટે તબીયતનો નાશ કરે.

એ પ્રમાણે ચંદ્રની દરેક એસપેકટસો જે ડાઇરેકશન મારફતે થાય તેનું ફળ જાણવું. એટલું ખૂબ ધ્યાનમાં રાખવું કે ડાઇરેકશનની એસપેકટ કયાં કયાં ભુવનોમાં થાય છે. તથા કયાં કયાં ભુવનો તરફથી ઉશ્કેરણી મળે છે. ત્રાન્ઝીટની અસર કયાં ભુવનથી ડાઇરેકશનને અસર કરે છે, તથા ડાઇરેકશનના અને ત્રાન્ઝીટના ગ્રહો એક બીજાપર અસર કરે છે તે કુંડળીના કયા ભુવનના માલેક છે, તે જરૂર તપાસવું અને જે ભુવનને લગતી બાબત હોય, તે ભુવનને લગતો ખુલાસો વિચાર પહોંચાડી જાણવો.

## (૬૨) ડાઇરેકશનમાં ગ્રહોની મ્યુચ્યુઅલ એસપેકટનું ફળ

**નેપચુન** અને બુધ વચ્ચે શુભ ડાઇરેકશન થતું હોય તો શીખવા, ભણવા, વાંચવામાં મન સારી રીતે રોકાઈ લાભ કરે. મેસમેરીઝમ, હિપનોટીઝમ, જ્યોતિષ વિદ્યા તેમજ પામિસ્ટ્રી વગેરેમાં કુશળતા મેળવે.

પાણીની મુસાફરી થાય. જેઓ સ્પીરીચ્યુઅલ બાબતમાં આગળ વધેલા હોય તેઓને આ ડાઇરેકશન ઘણો ફાયદો કરે છે.

**નેપચુન** અને **બુધ** વચ્ચે અશુભ ડાઇરેકશન થતી હોય તો શેરોમાં રોકેલું નાણું ડુબે; કંપનીઓ દીવાળું કાઢે; લખવા વાંચવામાં ભૂલો થવાથી નુકશાની ભોગવવી પડે. મલિન વિચારોથી મન બગડે અને કુછંદી જીવન ગુજારવાથી શરીર દુર્બળ થાય. મગજ અસ્થિર થઈ જાય. કાવાદાવાઓનો તે માનવી ભોગ બને.

**નેપચુન** અને **શુક્ર** વચ્ચે શુભ ડાઇરેકશન થતી હોય તો સંસારી બાબતમાં સુખ અને મોજમઝા મળે. ભવિષ્યના સુખનાં હવાઇ સ્વપ્નાં આવે જેથી મન ખુશાલ રહે. સંગીત અને કળામાં સ્નેહ મળે.

**નેપચુન** અને **શુક્ર** વચ્ચે અશુભ ડાઇરેકશન થતી હોય તો સીયાંસ મીડિયમશીપ અને હીપનોટિઝમની બાબતમાં ઘણો કડવો અનુભવ મળે. મન કુછંદી બને. દારૂડિયો થવાથી પૈસેટકે અને તબિયતે દુઃખી થાય. મનને વ્યાધિ રહે. સ્ત્રીઓ સાથેની લેવડદેવડથી દગો રમાય અને હાડમારી ભોગવવી પડે.

**નેપચુન** સાથે **મંગળની** શુભ ડાઇરેકશન થતી હોય તો તબિયત સુધરે અને ભિલટ ઉમંગ વધે. પરાક્રમી કાર્યો કરવા મન પ્રેરાય.

**નેપચુન** સાથે **મંગળની** અશુભ ડાઇરેકશન હોય તો કેફી પીણાં પીવાથી શરીર અને મન પર માઠી અસર થાય. કાયદાની ચુંગાલમાં સપડામણ થાય અને બદમાશોના કાવાદાવામાં સપડાઈ હેરાન થાય.

**શનિ, ગુરુ હરશચલ** ગ્રહોની ચાલ ઘણી ધીમી હોવાથી તેઓ ભાગ્યે જ સંપૂર્ણ અંશની ડાઇરેકશનો **નેપચુન** ગ્રહ સાથે પ્રોગ્રેસ દૃષ્ટિએ કરે છે. જન્મકાળે આ મોટા ગ્રહોની જે જે શુભ-અશુભ એસપેકટ **નેપચુન** ગ્રહ સાથે હોય છે તે જ જીંદગીભર લગભગ ચાલુ રહે છે જે માટે જન્મકાળના ગ્રહોની એસપેકટવાળું પ્રકરણ જોઇ લેવું.

**હરશચલ** અને **શનિનું** ડાઇરેકશન ક્વચિતજ થાય છે, અને ૧, ૩, ૯, કે ૧૦મા ભુવનમાં જ તેની અસર વધુ હોય છે, બાકી બીજાં ભુવનોમાં તો તેની ઝાઝી અસર થતી નથી, જ્યારે એ ગ્રહો બેઉ અથવા એક જો ત્રીજા, પહેલા, કે નવમા ભુવનમાં ડાઇરેકશનથી હોય તો, તેવે વખતે બાતેનની બાબત જાણવાની ઘણી ઇચ્છા થાય છે, અને આત્મજ્ઞાન તથા માનસિક વિદ્યા ઉપર પુષ્કળ ખેંચાણ થાય છે. દશમા ભુવને ધંધા-

રોજગારમાં પુષ્કળ હાનિ, નાલેશી ને બેઇજતી કરે છે. સારાં ડાઇરેકશન કાંઈ ઝાઝી અસર કરતાં નથી. ઉપર જણાવ્યા પ્રમાણે આ ગ્રહોનાં ડાઇરેકશન જવલ્લેજ થાય છે અને તેની અસર ઝાઝી ધારવામાં આવતી નથી.

**હરશચલ** જો **ગુરુ** સાથે કંજંગશન, પેરેલલ, ૩૦°, ૬૦°, કે ૧૨૦° અંશની ડાઇરેકશનથી એસપેકટસ કરે તો, આઇતા પૈસા મળે, વારસો મળે, અને પૈસાનો લાભ થાય.

**હરશચલ** જો **ગુરુ** સાથે પાપદૃષ્ટિમાં હોય તો, કોર્ટ દરબારમાં જવું પડે, કજીયામાં હાર થાય, અને શેઠ અથવા મોટા માણસોથી હેરાનગતી ખમવી પડે.

**હરશચલ** અને **મંગળ** એ ગ્રહો ડાઇરેકશનમાં પહેલા અને સાતમા ભુવનમાં અસર વધારે કરે છે. પહેલામાં ગુસ્સાને ઘણો જ તીક્ષ્ણ કરે છે, અને સાતમામાં છૂટાછેડા કરાવે છે, અને સ્ત્રી સાથે મારફાડ કરે છે.

**હરશચલ** અને **શુક્રને** પાપદૃષ્ટિ કરતો હોય તો, છંદી, વ્યભિચારી, અને સ્ત્રીઓ તરફ ખેંચાયલો રાખે, અને હરશચલ અને શુક્ર જો જન્મકાળે એક બીજાને પાપદૃષ્ટિ કરતા હોય તો ઘણો ખરાબ. એની અસર એવી છે કે ગેરકાયદેસરનું જોડાણ પારકી સ્ત્રી સાથે રાખે, બેઇજજત, બેઆબરૂ થાય, અને સ્ત્રીઓ સાથે ખુવાર થાય.

**હરશચલ** જો શુક્ર સાથે શુભ દૃષ્ટિમાં હોય, તો મોજશોખ અને વ્યભિચારમાં પડે, પણ આબરૂ સાચવી રાખે, સ્ત્રીઓ સાથે આડો વહેવાર હોય પણ જાહેરાતમાં નહીં આવે. સ્ત્રીઓની કુંડળીએ આવી એસપેકટથી નુકસાન છે, કારણ પતિવ્રતાપણું જળવાતું નથી.

**હરશચલ** અને બુધ જો પાપદૃષ્ટિમાં આવે, તો મનશક્તિને કડવો અનુભવ મળે, ચીરડાઉ સ્વભાવ થાય, ફોરજરી કરે, છાપાથી નુકસાન પુગે, લખાણમાં વાંધો પડે, ખોટાં લખત કરે તથા મન ઘણું જ ડામાડોળ રાખે.

**હરશચલ** સાથે બુધ જો શુભ દૃષ્ટિમાં આવે તો આસ્માની અને આત્મિક વિદ્યાઓ શીખે, અને હરેક બાબતનું સાધારણ જ્ઞાન મેળવે. મન ઘણું ચંચળ હોય, હાજરજવાબી, મજાક મશ્કરી, ટીકા વગેરે શક્તિ-સારી હોય, મુસાફરી તથા કારોબાર સારી સમજદારીથી ચલાવે. જ્યારે ચંદ્ર અથવા બુધ, હરશચલ ગ્રહના ડાઇરેકશનમાં આવે ત્યારે ઘણાક જ્યોતીષ વિદ્યાની ચુનાચરા કરનારા તથા તેનો અભ્યાસ કરનારા થાય છે. પણ એ સર્વે બેઉ ગ્રહોનાં ભુવનોપર આધાર રાખે છે.

**શનિ** જો ગુરુ સાથે કંજંગશન, પેરેલલ, અથવા તો શુભ દૃષ્ટિ હોય તો સારો જાણવો, અને જો ગુરુ ઊંચનો હોય તો એકાએક ન ધારેલી દોલત મળે, વારસો મળે, પૈસાની રેલછેલ થાય, કોર્ટ દરબાર કેસ જીતે, અને માનપાન મળે, કંજંગશન કરતાં પેરેલલ વધારે સારો.

**શનિ** જો ગુરુ સાથે પાપદૃષ્ટિમાં હોય તો, મિત્રો, અને કોર્ટ ઘણું દુ:ખ ખમવું પડે, પૈસાની તંગીમાં આવી પડે, કાચું દીવાળું નીકળે બેઈજ્જતી થાય, અને દરેક રીતે મનની, ધંધાની અને આબરૂની પા માલી થાય.

**શનિ** અને **મંગળ** જ્યારે શુભ દૃષ્ટિમાં હોય છે, ત્યારે કંઇ ઘણ અસર થતી નથી, પણ ફક્ત કંઇ બહાદુરીનું કામ કરે અથવા તો તબીય સારી રાખે.

**શનિ** જો **મંગળ** સાથે પાપદૃષ્ટિમાં આવે અને જો શનિ અથવ મંગળ લગ્ને, અથવા સાતમે કે દશમે હોય તો ઘણું ખરાબ, કારણકે તેથ કંઇક ગુનાહ કરે, ફોજદારીમાં આવી પડે. ગુસ્સો, તામસી અને તોફાન સ્વભાવ થાય, અને મારામારી, લડાઇ વઢાઈ, અને ખુની સ્વભાવ કરે. આ બાબતમાં શનિ અથવા મંગળ જો જન્મે ઊંચના હોય અથવા તો બળવાન હોય તો જ ફળ આપે છે, નહીં તો કેટલીક વખતે કશી અસર થતી નથી.

**શનિ** જો શુક્ર સાથે પાપદૃષ્ટિ કરે તો ગમગીની, દુ:ખ અને દરિદ્રતા, તથા નાસીપાસી મળે, સગાં સંબંધીમાં મોત થાય અથવા તો સ્ત્રી મરે, સ્ત્રીજાતિથી હીણાતો ફરે, દારૂડીઓ થાય, ખરાબ ટેવો પડે અને નીચ વેશ્યા સ્ત્રીઓ સાથે સંબંધ રાખે.

**શનિ** જો શુક્ર સાથે શુભ દૃષ્ટિમાં હોય તો, ચોક્કસ વિચારનો, એકમાર્ગી, સાવચેત, તથા પવિત્ર વિચારવાળો અને પત્નીવ્રતવાળો અને સારી ચાલચલણવાળો થાય.

**શનિ** જો બુધ્ધ સાથે પાપદૃષ્ટિમાં હોય તો સારો નહીં. સ્વભાવને બગાડે, ફોરજરી કરે, ચોરી કરે અને તેનાથી ફસી પડી દુ:ખમાં પડે, હલકા લોકો સાથે ખટપટ થાય, અને નીચ શખ્સો સાથે મિત્રતા રાખે.

**શનિ** જો બુધ્ધ સાથે શુભ દૃષ્ટિમાં હોય તો નવી જોખમદારીનું કામ માથે લે; ઘર, જમીન, બંગલા, વાડીવજીફામાં નાણું રોકવું; તીક્ષ્ણ બુદ્ધિવાળાઓને ભારી મહેનતે ફત્તેહ મળે. વડીલો અને શિક્ષાગુરુઓ સાથે લેવડદેવડ થાય અને મુસાફરીથી લાભ થાય.

ગુરુ જો મંગળ સાથે પાપદષ્ટિમાં હોય તો, શેર સટ્ટામાં સોરટી સરતમાં તથા પરચુરણ નાની બાબતોમાં પૈસા ખુવે. જો જન્મકાળે એમ હોય ને ડાઇરેકશનથી પણ એવી અસર થાય તો, સર્વે પૈસા ઉડાવી નાંખે. જો જન્મકાળે એવી અસર હોય તો, દારૂમાં, જુગારમાં અને લખલુટ ખરચમાં સર્વે પૈસો ગુમાવે. જો જન્મકાળે કંઇ કોર્ટ દરબારની અસર હોય તો, એવે વખતે કજીયા કેસોમાં અને સરકારી આફતોમાં લાવી નાંખે.

ગુરુ જો મંગળ સાથે શુભ દષ્ટિમાં આવે તો સહેજ સારો છે, વખતે દોલત આપે, ઉદ્યોગી બનાવે, ઉલટવાળો થાય, પગાર વધારાવે, તાકાત વધારે, એનો આધાર જન્મકાળે ગુરુ મંગળ કેટલા બળવાન છે, તે ઉપર રાખે છે.

ગુરુ જો શુક્ર સાથે પાપ ડાઇરેકશનની દષ્ટિ કરે તો શેર સટ્ટામાં, સરત જુગારમાં, કપડાં અને વ્યભિચારણી સ્ત્રીઓ પાછળ પૈસો ખુવાર કરે.

ગુરુ જો શુક્રના શુભ ડાઇરેકશનમાં આવે તો ફત્તેહ આપે. સ્ત્રીઓ તરફથી લાભ અપાવે, તથા પોતાનો કારોબાર પોતે સારી રીતે ચલાવે, પણ એવાં ડાઇરેકશનની અસર કંઈ ટકાઉ અને લાંબા વખતની નથી. જો ગુરું અને શુક્રનું કંજંગશન થાય તો તે ઘણું સારૂં, કારણ કે આબરૂ ઇજ્જત, માનપાન, પૈસો, લાગવગ, મોટાઈ અને મનની શાંતિ, તંદુરસ્તી વગેરે સર્વે સુખ આપે.

ગુરુ જો બુધ સાથે પાપદષ્ટિમાં આવે તો ખરાબ, મુસ્કેલીઓ, ફોરજરી, ચોરી, લાયબલ, જુઠ્ઠી સાક્ષી, તથા ભેજાંના ધખારા અને મેડનેસ વગેરેની આફતોમાં ફસી પડે.

ગુરુ અને બુધ વચ્ચે શુભ ડાઇરેકશન થતી હોય તો મુસાફરીથી ઘણો લાભ થાય; તબિયત સારી સુધરી જાય. ધંધાનોકરીમાં લાભ; રોકેલાં નાણાંમાં સારો નફો દેખાય. આવી વખતે નવાં કંટ્રાકટો અને એગ્રીમેન્ટો કરવાં અને ખાસ કરી લખાણો કરવાં અને ચોપડીઓ છપાવવી.

મંગળ અને શુક્ર જો પાપદષ્ટિમાં આવે તો વેશ્યા સ્ત્રીઓ સાથે સંબંધ રાખે, અને સ્ત્રીઓની સંઘમાં વહેવાર રાખે, કે જેથી તબીયતનું વટીક નખ્ખોદ વાળે, બેઇજ્જતી થાય, ઘરસંસારમાં મારામારી થાય, દારૂડીઓ બને, વ્યભિચારી ઘણો બને, અને ખટપટ કર્યા કરે. જો મંગળ ૫, ૭, કે ૧૦મા ભુવને સ્ત્રીની કુંડળીમાં હોય તો ઘણો ખરાબ.

મંગળ અને શુક્ર શુભ દષ્ટિમાં આવે તો, મોજીલો, શોખીલો

હસમુખો, બેદરકાર, નિર્ભય, સ્ત્રીઓની સાથે મોજમજાહમાં રહેનારો, દારૂનો જરા વધારે શોખીન, અને પૈસા છૂટા હાથે ખરચનારો થાય.

**નોંધ**—મંગળ અને શુક્રના સારા અથવા ખરાબ કોઈપણ ડાઈરેકશન અથવા તો જન્મકાળે શુભ અથવા પાપ કોઈ પણ જાતની દૃષ્ટિ હોય તે શું મરદ કે ઓરત એ બેઉને **નીતિની બાબતમાં** ખરાબ જાણવી.

મંગળ જો બુધ સાથે પાપદૃષ્ટિમાં આવે તો, મનશક્તિને માટે ખરાબ છે હરેક ભૂંડા વિચાર, અને કાવત્રા રચે, ચોરી કરે, ખોટી સહી કરે, દારૂડીઓ થાય, અને ઘણીક વખતે જાહેરમાં શિક્ષા પણ થાય, અને જાહેર નિંદા કરવા માટે કેદમાં પણ જાય, કોર્ટ કજીઆમાં સામેલ થાય, નીચ માણસોની સંગત કરે, અને મારફાડ કરનારો થાય.

મંગળ જો બુધ સાથે શુભ દૃષ્ટિમાં હોય તો, તો કાંઈ ઘણી જરૂરીઆત ધરાવતો નથી. ફક્ત એવા ડાઈરેકશન વખતે જરા ઉદ્ધત, હીંમત, પૈસો જોર તાકાત વગેરે મળે અને મન શાંત રાખે, પણ તેજ થાય, અક્કલ વધે, પણ તેની અસર જેટલો વખત ડાઈરેકશનની અસર રહે તેટલો જ વખત આપે

શુક્ર જો બુધ સાથે કોઈપણ જાતની ડાઈરેકશનમાં આવે તો કંઈ દમ વગરનું છે, કંઈ અસર થતી નથી, પણ જો કંજંગશન અથવા **પૅરેલલ** થાય તો, કવિ, ચિતારો, ને મિત્રના તથા ભાઈચારાનો શોખીન હોય અને નવા નવા મિત્રો કરે.

એ પ્રમાણે ડાઈરેકશનથી રવિ અને તેની બીજા ગ્રહો સાથની અસરો, ચંદ્ર તથા તેની બીજા ગ્રહો સાથની અસરો, તથા ગ્રહોની એક બીજા સાથની અસરો તપાસવી, તેના ફળ જોવા શુભ દૃષ્ટિ યાને સારી અસરોમાં મુખ્ય ૩૦°, ૭૨°, ૧૨૦°, અંશની દૃષ્ટિઓ તથા શુભ ગ્રહોના કંજંગશન પૅરેલલો જાણવા, અને **પાપદૃષ્ટિમાં** ૪૫°, ૯૦°, ૧૩૫°, ૧૮૦° તથા પાપગ્રહોના કંજંગશન કે પૅરેલલ જાણવા

વધુ ખુલાસો તથા ડાઈરેકશનની બીજી બાબતો આગળ જતા, આ ચોપડીના બીજા ભાગોમાં સમજાવતા જઈશું અત્રે ભાગ પહેલો અહિંયા પુરો કરી આ ચોપડીનો બીજો ભાગ યાને હોરારી એસ્ટ્રૉલૉજી તરફ વાચનારનું ધ્યાન ખેંચીશું.

આ ભાગમાં જે જે કોષ્ટકો લખ્યા છે, તે માંહેલા મુખ્ય ભાગે આપેલા છે, પણ જે કોષ્ટકો આ ભાગમાં છપાયા નથી, તે આ ચોપડીના સર્વથી છેલ્લા પાનાઓમાં જોવા

# પ્લુટો [P]

પ્લુટો ગ્રહ માટે અગત્યની નોંધ અહીં લેવાની જરૂર છે. રાફેલના ૧૯૫૧ના આલ્મેનેકમાં આ ગ્રહ માટે જણાવવામાં આવ્યું છે કે ડૉ. લોવેલે ૧૯૩૦ની સાલમાં અમેરીકાની લોવેલ ઑબ્ઝરવેટરીમાં આ ગ્રહ શોધી કાઢ્યો હતો, પણ આ ગ્રહ આપણી સોલર સીસ્ટમનો છે એમ સિદ્ધ થયું નથી. આ કોઈ બીજી યુનીવર્સનો ભટકતો ગ્રહ રવિના આકર્ષણથી આપણી યુનીવર્સ તરફ ખેંચાઈ આવ્યો છે અને ઈક્લીપટીકમાં આ પ્લુટોની ચાલ લગભગ ૧૭ અંશ જેટલી દૂર હોવાથી સૂર્યની આસપાસની એની ઘણી મોટા ભાગની ચાલ આપણા ગ્રહોની ચાલના પટા ( Zodiacal Belt )થી ઘણી દૂર છે. રવિની આસપાસનો એક ચક્કાવો પૂરો કરતાં પ્લુટોને લગભગ (૨૫૦) વરસો લાગે છે અને જ્યોતિષ વિદ્યાના શોખીનોને ચેતવણી આપવામાં આવે છે કે માનવીની ઉપર આ ગ્રહની શુભ–અશુભ અસરોનું નિરાકરણ ચોક્કસ રીતે કરવા માટે હજુ ઘણાં વર્ષો વીતી જશે. આ કારણસર પ્લુટોની અસરનો હેવાલ આ ચોપડીમાં આપ્યો નથી.

**નોંધઃ**—૨૫૯ ગ્રહો સાથની કુંડળી ૪૭મા પાના પર છપાઈ છે અને આસપેકટસો ૫૦મા પાના પર છપાઈ છે. પણ અહીં આ ગ્રહો સાથની કુંડળી અને આસપેકટસો સાથે સાયન ચાર્ટનો ચિતાર આપ્યો છે.

## સાયન હોરોસ્કોપ

જન્મ તારીખ : ૨૧–૩–૧૯૧૧ ( વાર = મંગળ )

ક. મી. સે.

જન્મ ટાઈમ : રાત્રે ૧૦–૪૬–૦ ( L. M. T. )

જન્મ સ્થળ મુંબઈ G. M. T ૫-૫૫ સાંઝે

લેટીટયુડ : ૧૮–૫૬ N R. A.M. C. = ૧૦–૩૮–૩૦

લૉંજીટયુડ : ૭૨–૫૦ E



| Solar Aspects | Lunar Aspects | Mutual Aspects |
|---|---|---|
| સૂર્ય ☌ બુધ | ચંદ્ર ∠ મંગળ | બુધ ✳ મંગળ · ૧૩૫° ગુરુ; |
| ,, ૩૦° શુક્ર | ,, ૩૦° ગુરુ | ,, ૩૦° શનિ. ✳ હરશચલ |
| ,, ૧૩૫° ગુરુ | ,, ૧૩૫° શનિ | શુક્ર ☌ શનિ. □ હરશચલ |
| ,, ⊥ શનિ | ,, ૧૫૦° નેપચુન | મંગળ □ શનિ : □ ગુરુ |
| ,, ✳ હરશચલ | | ગુરુ Q હરશચલ : △ નેપચુન |
| ,, △ નેપચુન | | શનિ ☌ રાહુ : Q નેપચુન, |
| | | ,, □ હરશચલ |
| | | હરશચલ ☍ નેપચુન |

નોંધ —પાના ૪૭ ઊપર મહો સાયની કુંડળી છાપી છે અને ૫૦મા પાના ઉપર એસપેક્ટસ છાપી છે જેમાં થોડી ભુલો હોવાથી ૨૫૯ આબો ચાર્ટ ઊપર મુજબ છે.

ભાગ પહેલો સમાપ્ત

# "હોરારી" એસ્ટ્રૉલૉજી

## ભાગ બીજો

"હોરારી એસ્ટ્રૉલૉજી" યાને, એકાએક જ્યારે મન ઉપર અનંત આફ્ત આવી પડી હોય, અને તે વખતે કુદરતથી તમારા કાર્યની વલણ કેવી થશે, એકાએકીમાં શું પરિણામ આવશે, એક મહા-ભારત કાર્યની યોજના વખતે, એક દૂર પડેલા સ્નેહી માટે, કોઈ માનવીના જન્મનો વખત નહીં માલુમ પડયે, તે માનવી જ્યારે એકાએક આફ્ત વખતે, જ્યોતિષીની સલાહ લેવાને જાય, ત્યારે **તે વખતની કુંડળી** કાઢી જે વર્ત્તવામાં આવે છે, તેને હોરારી એસ્ટ્રૉલૉજી કહે છે. હોરા યાને વખત એ બોલ ઇજીપશીયનો ઉપરથી નીકળેલો છે, એ વિદ્યાના હજારો કાયદા-ઓ છે, તે સર્વે લખીને ગુંચવણ કરવા કરતાં જે ખરી વિગત અને જરૂરી છે, તે બને તેટલી ટુંકમાં પણ ઉપયોગી થઈ પડે, એવી રીતે અત્રે રજુ કરી છે. માનવી ભૂલ કરે છે, હું પોતે હજારો ભૂલોથી ભરેલો છું; તો આ બાબતમાં પણ ગણિતમાં ઘણી ભૂલથાપ ખાવી પડે છે, હરેક નજીવી બાબત માટે પણ કુંડળી કાઢવી એ તદન બેવકુફી છે, તેનો કંઈપણ અર્થ થતો નથી, અને જે કંઈ ફળ દર્શાવે તે ખોટું પડે છે. ફક્ત એકા-એકી, આફ્ત, અંદેશો, કે જે વખતે ચંચળ મન બેફામ બને છે, અને અંતરના આતશની જોત પ્રગટી રહી હોય, તે વખતે માનવીને આત્મિક શક્તિની અસર હેઠળ, એકાએક જ્યોતિષ જોવાની મનોવાસના થાય છે, તેવે પ્રસંગે જે કુંડળી કાઢી તેનું ફળ જણાવીયે, તે ફળ અચૂક ખરૂં ઠરે છે. આ બાબતમાં જેટલી ચીજો જરૂરી છે, તે સર્વે અત્રે દર્શાવી છે, એટલે અભ્યાસીને બીજી કોઈપણ રીતની ભૂલચૂક કે ખામી રહેવા પામશે નહીં એવી આશા છે.

રાશિઓ, ગ્રહો, તેનાં ઊચ્ચ નીચ પ્રમાણો, તેની નિશાનો, અને ખાસીયતો, તેના રંગો, તેની અસરો એ સર્વે બાબત આગળ આપેલી

છે, તે કાયમ રાખવી અને તેજ પ્રમાણે જાણવી. પણ તે માંહેલી કેટલીક અસરો કેટલીક બાબતમાં અમુક કાયદાઓને લીધે, સહેજસાજ ફેરબદલ થાય છે, જે તેની જગ્યાએ, તે સવાલની બાબતમાં દર્શાવેલી છે,

ગ્રહો અને ભુવનોને લગતી એસપેક્ટસો પણ આગળ સમજાવી છે, તે સર્વે એસપેક્ટસો પણ તે જ પ્રમાણે જાણવી. પરંતુ બીજે વખત તેના ગુણદોષમાં હોરારી પ્રશ્નથી સહેજ ફેરફાર પડે છે, જે સવાલોની બાબતમાં આગળ સમજાવ્યા છે.

રાશિઓ કેવા કેવા પ્રમાણની અસરનાં માનવી ઉત્પન્ન કરે છે, તે તેમજ અનેક રાશિમાં ગ્રહો કેવાં રૂપ ને ખાસીયતવાળાં માનવી પેદા કરે છે, તે સર્વે ખુલાસા આગળ આપ્યા છે, તે પ્રમાણે જોઈ જાણી લેવા.

ગ્રહો અને રાશિઓની જે જે બાબતોનો ખુલાસો આગળ આપેલો છે, તે હોરારી જ્યોતિષમાં ઘણો કામનો છે. પહેલાં તો એક કુંડળી કાઢી તો તે માંહેલું લગ્ન યાને પહેલું ભુવન સવાલ કરનારની આબેહુબ સીકલ તથા ગુણો દર્શાવી આપે છે, જો તે પ્રમાણે વિગત નહીં હોય તો, તે સવાલનો ફડચો પડતો રાખવો અને ફળાદેશ કહેવું નહીં, કારણ કે પ્રશ્ન પુછનાર માનવી કુંડળીમાં જાહેર થતો નથી, તેના તેવા ગુણદોષ નથી તો, તે વખતે જોયેલું નકામુ છે. એ સહેલથી તપાસવા માટે, આગલાં પ્રકરણોમાં રાશિ જો લગ્ને એકલી આવે તો તેના ગુણ ખાસીયત દર્શાવી છે, જો તેમાં ગ્રહ હોય તો તે પ્રમાણે તે ગ્રહને લગતી બાબત જોવી. એ સર્વે ખુલાસો આગળ આપેલો છે તેથી ફરીફરીને અત્રે લખવાની જરૂર નથી.

વળી ધારો કે પ્રશ્નકારનું વર્ણન બરોબર નીવડ્યું, તો ત્યાર પછી તે પ્રશ્નકાર પોતાના ભાઈબંધનું અથવા મિત્ર કે દુશ્મનનો દેખાવ જાણવા માગે, અથવા તેની ખાસીયતનું વર્ણન માંગે, તો તે પણ તે ઉપરથી તે ભાઈ, મિત્ર કે દુશ્મનના ભુવનમાં જોવાથી, ત્યાં રાજ કરતી રાશિ અથવા ગ્રહ ઉપરથી દર્શાવી શકાય છે.

હોરારી યાને પ્રશ્ન કુંડળી માંહેલાં બાર ભુવનો ઉપર પુષ્કળ ધ્યાન આપવાની જરૂર છે, ઘણાક અભ્યાસીઓ એ બાબતમાં ભૂલો કરે છે, માટે નીચલી વિગતો સહેજ ઉપયોગમાં આવે તે માટે લખી છે. પોતાના સગા ભાઈ તથા ભાઈબંધ યાને, પાડપડોશી અથવા એક સ્થળે કામ કરનાર, તથા ભ્રાતૃભાવ રાખનારાઓ માટે ત્રીજાં ભુવનમાં

બધાં ફરઝંદો માટે પાંચમા ભુવનમાં જોવું એવી ભૂલભરેલી ગણતરી હોરારી વિદ્યામાં સરીયામ બેવકુફી જેવી છે, કારણકે એક ભુવન અને એક રાશિ એક કરતાં અનેક માનવીઓનું વર્ણન કેમ કરી શકે? એક બાપનાં પાંચ ફરઝંદ એક જ ખવાસનાં ને દેખાવનાં કદી હોતાં નથી, માટે સવાલ કરનારને પહેલે પૂછવું કે કોણ શખ્સ અને કેટલામો શખ્સ યાને પહેલો ભાઇ કે બીજો ભાઈ કે પહેલું ફરઝંદ કે ચોથું ફરઝંદ એ સર્વે જાણવાની જરૂર છે.

હોરારી વિદ્યામાં હરેક ભુવન પોતપોતાની માલેકીની ચીજેનું લગ્ન ગણાય છે, અને તેના થકી જેટલામે ભુવને જે હોય, તેટલામા ભુવનને લગતી અસર કરે છે. દાખલા તરીકે પ્રશ્ન પૂછનારને પોતાના બીજા ભાઇ માટે સવાલ કરવો છે, તો કુંડળીમાં પહેલું ભુવન તે પ્રશ્ન કરનાર પોતે છે, પહેલાથી ત્રીજું, એટલે ત્રીજું ભુવન ભાઇ સ્થાન છે, માટે પહેલો ભાઇ બતલાવે છે. હવે એ ત્રીજા ભુવનથી ત્રીજું યાને પાંચમું સ્થાન તે ત્રીજા ભુવનનો ભાઇ યાને પહેલા ભુવનનો બીજો ભાઇ લેખાય છે. આગળ વધતાં પાંચમાથી ત્રીજું ભુવન એટલે સાતમું ભુવન તે ત્રીજો ભાઈ દર-શાવે છે. એ જ પ્રમાણે ધારો કે કોઈ સવાલ પૂછે કે મારૂં બીજું ફરઝંદ ને તેની સ્ત્રી કેમ છે, તો તે માટે કુંડળીમાં સાતમા તથા પહેલા ભુવને જોવું, કારણકે પ્રશ્ન કરનારનું પહેલું ભુવન તેનાથી પાંચમે સ્થાને તેનું પહેલું ફરઝંદ, હવે તે પાંચમા સ્થાનથી સાતમે સ્થાને તેનું બીજું ફરઝંદ, કાર-ણકે પાંચમાનો ભાઇ સાતમે, યાને બીજું ફરઝંદ તે પહેલા ફરઝંદનો ભાઇ જ હોય ( નર યા નારી જાત તેની રાશિ તથા ગ્રહપરથી પારખી લેવાં ) માટે સાતમું ભુવન તે, તેનું બીજું ફરઝંદ ગણાય. હવે તે સાતમા ભુવન યાને બીજા ફરઝંદની બૈરી માટે જોવું છે, તો સાતમેથી સાતમું તે તેની બૈરી યાને પ્રશ્ન કુંડળીનું પહેલું ભુવન તે તેની સ્ત્રીનું ભુવન ગણાય. એ પ્રમાણે ધારો કે કોઈ પૂછે કે એક જ ધણી હરઘડી સવાલ પૂછે, ને **તેના તેજ** સવાલની પ્રશ્ન કુંડળી કાઢે, તો તે દરેક સવાલની કુંડળી, જુદા જુદા વખતની હોવાથી, એક કુંડળી બીજા ફરઝંદની સ્ત્રીના ગુણો એકમેકથી તદન જુદાજ નીવડે, અને એ રીતે જ્યોતિષ વિદ્યા કાચા અનુભવીઓના હાથમાં તદન હંબગ જેવી થઇ પડે તે સંભવિત છે, અને તેટલા જ માટે એકને એક સવાલ વારે ઘડીએ, અથવા તો એકથી વધુ સવાલ એકે દિવસે કદી પણ કરવા નહીં, ને જો કોઈ કરે તો તેનું ફળ નિરર્થક છે. ધારો કે એક માણસ એક દિવસે જુદા જુદા બે જ્યોતિષી

પામે જાય ને એક જ જાતનો સવાલ કરે, તો સવાલ કરનારો પોતે એક જ ધણી છે, એટલે તે પણ પહેલા જ્યોતિષીનોજ ખુલાસો ખરો કરે, બીજાનો નિરર્થક જાય.'

મુખ્ય ખૂબી એ જ છે કે કોઈપણ સવાલ **મનમાં ઉત્પન્ન થાય** તે ઉત્પન્ન થવાનો **પહેલો ખ્યાલ જે વખતે થાય** તે વખત, તે જ ખરો હોરારી કુંડળી કાઢવાનો ટાઈમ જાણવો. પછી તે કુંડળીના સવાલનું કાર્ય કેટલી મુદતે થશે, તે મુદત જાણી લઈ, તે મુદત પુરી થવા પછી જ જો તે બનાવ નહીં જ બને તો, અને તે જ સવાલની ફરી જરૂર પડે તો જ તે સવાલ ફરીથી પૂછવો. એ બાબતો ઉપર ઘણું જ ધ્યાન આપવાની જરૂર છે, એકી વખતે એ શખ્સના જુદા જુદા સવાલ માટે એક જ પ્રશ્ન કુંડળી કદી કાઢવી નહીં. બારે ભુવનોમાં ૧, ૪, ૭, ૧૦ એ ભુવનો કેન્દ્ર સ્થાન કહેવાય છે, તે સર્વેથી વધુ સારાં છે. તેમાં એક અને દશમુ ભુવન ઘણાં જ અગત્યનાં છે. વળી દરેક ભુવનો, પછી કોઇપણ ભુવનના કશ ઉપર દાખલ થતો ગ્રહ જરૂર તપાસવો જોઇયે, કારણકે એક ભુવનથી બીજા ભુવનમાં અસર થતી જોવાની ઘણી જરૂર છે. કશ ઉપર આવેલા દરેક ગ્રહ ને કશથી પાંચ કે ૭ અંશ દૂર હોય, ત્યારથી અસર કરતો જાણવો જોઇયે, કારણકે પોતાના ઓર્બની શક્તિ તે એટલા અંશ સુધી સારી રીતે ફેંકી શકે છે. જેમ જન્મના વખતની કુંડળી, જન્મ ટાઇમ પ્રમાણે કાઢવામાં આવે છે, તેમ પ્રશ્ન કુંડળી, **પ્રશ્ન ભેજામાં ઉત્પન્ન થાય તે જ વખતની**, અથવા તો પ્રશ્ન પૂછનાર પરદેશ હોય તો જે વખતે કાગળ લખે તે વખતની, અથવા તો જ્યોતિષીને તે કાગળ પોતાને હાથ આવે તે વખતની કુંડળી, તે ઘડીપળે કાઢવી, એ કુંડળી કાઢવાની રીત આગળ આપેલી છે, તે પ્રમાણે સર્વે વિચાર જાણવા, કુંડળી કાઢી તે મધ્યે તે વખતના ગ્રહો ગોઠવવા. પછી નીચલા મુખ્ય કાયદાઓપર ઘણુ જ સંગીન ધ્યાન આપવું, કારણકે તે કાયદાઓ ઉપર જ તમારી ફત્તેહનો અને ખરું ફળાદેશ જણાવવાનો પાયો છે, એ કાયદાઓ ધ્યાનમાં ગોખ્યા વગર કદી પણ હોરારીનો આગળ અભ્યાસ કરવો એ મૂર્ખાઈ છે.

## 'હોરારીમાં કાર્ય ક્યારે સિદ્ધ થાય ?'

જ્યારે પ્રસન કુંડળીના લગ્નનો માલેક યાને પહેલું ભુવન તથા, તે ભુવનનો માલેક, અને જે બાબતનો સવાલ પુછાયો હોય તે સવાલનો માલેક ગ્રહ જો કંજંકશન કરે, અથવા કંજંકશન કરવાને તે ગ્રહ આગળ વધતો

હોય, તથા બીજા કોઈપણ ગ્રહોની એસપેક્ટ, તે આવી પહોંચે તે આગમજ થવા નહીં પામે તો જાણવું કે જે કાંઈ પ્રશ્ન પૂછયો હોય, તે કામ સિદ્ધ ને સરંજામ પુગશે. જો એ કંજંગશન ઉપર પ્રમાણે ૧, ૪, ૭, ૧૦મા ભુવનમાં થાય તો ઘણું વહેલું કામ પાર પડે. જો ગ્રહો ઝડપી ચાલના હોય તો જ એમ જાણવું. જો ૨, ૫, ૮, ૧૧મા હોય તો સહેજ ધીમે ધીમે અને જો ૩, ૬, ૯, ૧૨મા ભુવનમાં થાય તો ઘણે લાંબે વખને, પણ કાર્ય સિદ્ધ થાય. કોઇબી ભુવનમાં કંજંગશન ઉપર પ્રમાણે થાય તે બીના તેના પ્રમાણમાં થોડા કે ઘણા વખતમાં થાય. પણ ધ્યાન રાખવું કે લગ્નના માલેક અને કારણભૂત કાર્યના માલેક ગ્રહ વચ્ચે કંજંગશન થવા આગમજ કોઇ બીજો ગ્રહ વચ્ચે પડે, અથવા કંઇ એસપેકટસ કરે તો કાર્ય થાય નહીં.

બીજી એસપેકટસ જો ઉપલા **સીગ્નીફીકેટરો** એક બીજાથી ૩૦° અથવા ૧૨૦° અંશને છેટે, એસપેકટ કરતા હોય, તથા તેઓ ઊંચ પદ પામેલા હોય, તથા બીજા પાપગ્રહોની દૃષ્ટિમાં સપડાયલા ન હોય તો કાર્ય સિદ્ધ થાય. જો ઉપલા સીગ્નીફીકેટરો એકમેક સાથે ૯૦° અંશની **સ્કવેર** એસપેકટ કરતા હોય, પોતે ઊંચના હોય, અને જો કેન્દ્ર સ્થાનમાં હોય તો ઘણી તકલીફ અને મહેનત પછી કાર્ય મુશીબતે સિદ્ધ થાય. જો કેન્દ્ર સ્થાનમાં નહીં હોય અને **અપોકલીમ** અથવા તો **પણફ્રર** સ્થાનમાં **સ્કવેર** ( ૯૦° અંશની ) એસપેકટ થતી હોય તો, પ્રશ્ન કરનાર યાને પહેલો સીગ્નીફીકેટર બેઉ વચ્ચે મારામારી કે કલેશ ઉપજે, ને કામ ખોરંબે પડે, સિદ્ધ થાય નહીં.

જો ઉપલા સીગ્નીફીકેટરો એક બીજાથી ૧૮૦° અંશે સામસામી પાપ-દૃષ્ટિ ફેંકતા હોય તો કામ કદી પાર પડે નહીં, દુશ્મનાઇ જાણવી, અને એ બે સીગ્નીફીકેટરોમાં જે વધુ બળવાન હોય તે ગ્રહ, પેલા બળહીન ગ્રહ ઉપર ફતેહ મેળવે ને મહા સંકટ વેઠાવે.

ગ્રહનું **ટ્રાન્સલેશન** ( Translation ) યાને જ્યારે ઉપલા સીગ્ની-ફીકેટરો એકમેક સાથે કંઈપણ એસપેકટ કરીને છુટા પડતા હોય ને બીજો ગ્રહ તેજ વખતે કંઇ સારી એસપેકટ, એમાંથી એક સીગ્નીફીકેટર સાથે કરતો હોય તો, ને તરતજ બીજા સીગ્નીફીકેટર સાથે પણ એસપેકટમાં આવે તો તે ત્રીજો ગ્રહ બેઉ સીગ્નીફીકેટરોને સલાહ કરાવે. યાને તે કામમાં ત્રીજો શખ્સ વચ્ચે પડી પતાવટ કરે ને સમાધાનથી થાય. જે ભુવનનો માલેક તે ત્રીજો ગ્રહ હોય, તેવી જાત અને તેને લગતી ખાસીયતવાળો તે માનવી હોવો જોઇયે, આ બાબતમાં ખાસ કરીને ચંદ્રનું જોર ઘણું વધારે

હોય છે. જ્યારેખી ચંદ્ર પોતાની અસર ટ્રાન્સલેટ કરે ત્યારે જરૂર સમાધાની-ભર્યું પરિણામ નીપજે છે.

કલેકશન (Collection) યાને સામટા સંજોગોથી પણ કાર્ય સિદ્ધ થાય છે, યાને જ્યારે બેઉ સીગ્નીફીકેટર એક બીજાની બીલકુલ દૃષ્ટિમાં અથવા તો એસપેકટમાં આવતા નહીં હોય, અને તેઓ બેઉ કોઈ બીજા મોટા ગ્રહની સાથે કાંઈક એસપેક્ટસ અથવા સંબંધ ધરાવતા હોય, તથા પોતે રાશિથી અથવા અંશથી તે ગ્રહને લગતું કંઈપણ બળ કે અસર ધરાવતા હોય, તો એવી રીતે બેઉ સીગ્નીફીકેટરની દૃષ્ટિને ખેંચનારો મોટો ગ્રહ તે કાર્ય સિદ્ધ કરનારો થાય, અને તે ગ્રહની રાશિ અથવા તો ભુવન અને ગ્રહની ખાસીયતવાળો તે માણસ હોય. દાખલા તરીકે બે સીગ્નીફીકેટરો યાને દાવાદારો એક સોદો કરતાં એક બીજા સાથે એકમત થતા નથી ને છુટા પડી જવા માંગે છે, તેવામાં એકાએક કોઈ ત્રાહિત માણસ કે મિત્ર વચ્ચે પડી સલાહ કરાવી સમાધાન કરાવે છે, તે પ્રમાણે જાણવું. લગ્નની, સંસારી, તેમજ સરકાર દરબારની, ધંધા વેપારની વગેરે બાબતોના મતફેર, ગુંચવાડો અને સવાલોની સમાધાની અને હારજીત એ ઉપર દર્શાવેલા કાયદાઓથી ઘણી સહેલાઇથી અને ખરેખરી રીતે સમજાવી, જોઈ જાણી શકાય તેમ છે. મુખ્ય બાબત ગણતરીની છે, અને તેમાં ઘણી ચોકસાઈ રાખવાની જરૂર છે.

## કાર્યસાધનનો નાશ કેવા સંજોગથી થાય છે.

જ્યારે બેઉ સીગ્નીફીકેટર યાને સવાલ કરનાર, અને સવાલ થયેલી બાબત એ બેઉના માલેક એક બીજા સાથે કંજંગશન કરતા હોય અથવા કોઈ જાતની સારી એસપેકટસ યાને દૃષ્ટિમાં આવતા હોય અને તેઓ તેમ કરે, તે આગમજ કોઇ બીજો ગ્રહ વચ્ચે પોતાની ઝડપી ચાલથી આવી જાઈ, એ માંહેલા કોઈ પણ સીગ્નીફીકેટર સાથે જો કંઇ પણ એસપેક્ટ કરે, તો તે વચ્ચે પડેલા ગ્રહ મારફતે, સર્વે કાર્ય નિરર્થક જાય, યાને તે ગ્રહને લગતી બાબત વચ્ચે આવ્યાથી વાંધો ઊઠે ને કાર્ય સિદ્ધ થાય નહીં, પુષ્કળ નડતર વધે.

દાખલા તરીકે એ ત્રીજો ગ્રહ જો પ્રશ્ન કુંડળીના બીજા ભુવનનો માલેક હોય તો પૈસા બાબતથી, ત્રીજાનો માલેક હોય તો ભાઈબંધથી, અથવા મુસાફરીથી, ચોથાનો માલેક હોય તો બાપથી, એ પ્રમાણે જાણવું. જો તે ગ્રહ પુછાયલી બાબતને લગતા સીગ્નીફીકેટર સાથે સંબંધ કરતો હોય તો તે બાબતને લગતી બીનાથી સમજવું, જેમકે સવાલ થયલો સીગ્નીફીકેટર

પ્રશ્ન કુંડળીના સાતમા ભુવનનો માલેક હોય ને આઠમા ભુવનમાંથી પેલો ત્રીજો ગ્રહ જો નડતર કરનારો થઈ પડે તો જાણવું કે, ભાગીયાના પૈસા સંબંધી વાંધો છે, યાને સાતમું ભુવન ભાગીયાની બાબતનું છે, અને સાતમાથી બીજું તે ભાગીયાના પૈસાનું ભુવન ગણાય, અને તે કુંડળીનું આઠમું ભુવન છે. એ પ્રમાણે કાર્ય સિદ્ધ થતું નથી.

**રીફ્રેનેશન** ( Refranation ) યાને જ્યારે બેઉ સીગ્નીફીકેટરો એક બીજાના કંજંગશનમાં આવતા હોય અથવા આવ્યા હોય અને તે કંજંગશન સંપૂર્ણ થવા આગમજ બે માંહેથી કોઇ પણ સીગ્નીફીકેટરને લગતો ગ્રહ જો વક્રી થાય ( Retrograde ), તો તે બાબતનો ધણી તે કાર્યમાંથી પાછો હઠી જાય છે, યાને પહેલે તે કાર્ય સિદ્ધ કરવાને હા કહી પાછળથી ખસી જાય છે.

છેલ્લું જ્યારે બેઉ સીગ્નીફીકેટરો કેડન્ટ ભુવનોમાં હોય, તથા નીચના થઇને રહ્યા હોય, અને પાપગ્રહોના સમાગમમાં દબાયલા હોય ત્યારે તે કાર્ય સિદ્ધ થતાં નથી, તેને ( Impediment ) કહે છે.

**ચેતવણી:** આ ઉપલા કાયદાઓ જો અભ્યાસી ધ્યાનથી ગોખી રાખે, ને તે ઉપર અમલ કરે તો હોરારી વિદ્યાનાં સત્ય ફળ દર્શાવવાને તે શક્તિવાન થાય છે. એ કાયદાઓ ઉપર અમલ કર્યા વગર ગણતરી સત્ય નીવડતી નથી, અને ખોટાં અનુમાનો થાય છે, પછી વિદ્યા ખરી છતાં, તેવા લેભાગુ જ્યોતિષીઓને લીધે બેવિશ્વાસ ઉત્પન્ન થાય છે, માટે આ હોરારી વિદ્યાના ઉપલા કાયદાઓ ઉપર પુખ્ત ધ્યાન આપવું.

## હોરારીમાં વખતની ગણતરી

મેષ, કર્ક, તુલા, મકર જો ૧, ૪, ૭, ૧૦ ભુવને હોય તો દિવસ સમજવા, જો ૨, ૫, ૮, ૧૧ મે હોય તો અઠવાડિયાં, અને ૩, ૬, ૯, ૧૨ મે હોય તો મહિના સમજવા.

મિથુન, કન્યા, ધન, મીન જો ૧, ૪, ૭, ૧૦ મા ભુવને હોય તો અઠવાડિયાં જાણવાં, જો ૨, ૫, ૮, ૧૧ મે હોય તો મહિના, અને ૩, ૬, ૯, ૧૨ મે હોય તો વર્ષો સમજવાં.

વરખ, સિંહ, વૃશ્ચિક, કુંભ જો ૧, ૪, ૭, ૧૦ મા ભુવને હોય તો મહિના સમજવા. જો ૨, ૫, ૮, ૧૧ મે હોય તો વર્ષો સમજવાં અને જો ૩, ૬, ૯, ૧૨ મે હોય તો અચોક્કસ લંબાણ વખત જાણવો.

દાખલા તરીકે—ધારો કે ચંદ્ર તુલા રાશિમાં ૧૬° અંશે, કેન્દ્ર સ્થાનમાં છે અને બુધ, ધન રાશિમાં ૨૦° અંશે છે. આ બેઉ ગ્રહની વચ્ચે સમાગમ થવાને ૪° અંશનું છેટું છે, યાને ચંદ્ર તથા બુધને ૬૦° અંશની એસપેક્ટ કરવાને ૪° અંશ જોઈએ છે. ચંદ્ર ઝડપી ચાલનો છે, તે બુધ તરફ જાય છે. વળી ચંદ્ર તુલા રાશિમાં છે અને કેન્દ્રમાં છે, તેથી જેટલા અંશનો તફાવત હોય તેટલા દિવસ ગણવા એમ ઉપરના કોઠામાંથી જણાય છે, એટલે ચંદ્ર અને બુધને ૬૦° અંશની દૃષ્ટિ થવાને ચાર દિવસ લાગશે, એમ જાણવું, યાને એ ગ્રહોની ૬૦° અંશની દૃષ્ટિની અસર ચાર દિવસ પછી થશે, એમ વર્તવું. જો ચંદ્ર વૃશ્ચિક રાશિમાં ૧૬° અંશનો હોય, અને કેન્દ્ર સ્થાનમાં હોત તથા બુધની તરફ જતો હોત તો એ જ પ્રમાણે ૪° અંશનો તફાવત રહેત ને તેથી વૃશ્ચિક રાશિ કેન્દ્ર સ્થાનમાં હોવાથી ૪ મહિના પછી તે કામ થશે એમ જાણવું. હંમેશાં જે ગ્રહ પોતે ચાલીને બીજા ગ્રહ તરફ જતો હોય **તેનો જ તફાવત અંશ લેવો**, નહીં કે જેની પાસે જતો હોય તે ગ્રહનો; કારણ કે વખતની ગણતરી તેના જઈ પહોંચવા પર જ આધાર રાખે છે. આ ઉપર દર્શાવેલી બાબત ગણતરી કરવાની જરા કઠણ છે, કારણ કે જ્યારે ગ્રહો, ભુવનોના કશ પર આવેલા હોય તો જ ઉપર પ્રમાણે જાણવું, પણ જો તેઓ ભુવનોના મધ્ય ભાગમાં હોય તો, વધુ વખત લાગે છે, જેમકે દશમા ભુવને ચંદ્ર મેષ રાશિનો, તે ભુવનના કશ પર આવેલો હોય તો તફાવતના અંશ જેટલા દિવસો લાગે, પણ જો દશમા ભુવનની મધ્યમાં હોય તો વધુ દિવસો સમજવા, કારણ કે દશમા ભુવનના કશ પરથી આગળ વધતાં, અગિયારમા ભુવનના કશ સુધી વધતાં દિવસો બદલાઈને અઠવાડિયાં થાય છે, જેથી દશમા ભુવનના કશ પર દિવસો અને ત્યાંથી આગળ વધતાં મધ્યમાં આવતાં વધારે દિવસો જણાવવા. એ જ પ્રમાણે અગિયારમાના કશ પર અઠવાડિયાં ને બારમા ભુવન તરફ આગળ વધતાં મહિનાઓ થાય છે, તેથી અગિયારમા ભુવનની અધવચ્ચે વધુ અઠવાડિયાં જાણવાં. એ પ્રમાણે સર્વે ભુવનો માટે ઉપર લખેલા કોઠા પ્રમાણે વિચારી લેવું.

## હોરારીમાં જગ્યા અને દિશાની સમજણ.

| | | |
|---|---|---|
| ભુવન ૧ લું=પૂર્વ | ભુવન ૫ મુ=ઉ.ઉ.પ. | ભુવન ૯ મુ=દ.દ.પ. |
| ,, ૨ જું=પૂ.ઉ.પૂ. | ,, ૬ ઠું=પ.ઉ.પ. | ,, ૧૦ મુ=દક્ષિણ. |
| ,, ૩ જુ=ઉ.ઉ.પૂ. | ,, ૭ મુ=પશ્ચિમ | ,, ૧૧ મુ=દ.દ.પૂ. |
| ,, ૪ થું=ઉત્તર | ,, ૮ મુ=પ.દ.પ. | ,, ૧૨ મુ=પૂ દ.પૂ. |

| | | |
|---|---|---|
| મેષ =પૂર્વ. | સિંહ =પૂર્વ-ઉત્તર | ધન =પૂર્વ-દક્ષિણ |
| વરખ = દક્ષિણ-પૂર્વ. | કન્યા =દક્ષિણ-પશ્ચિમ | મકર =દક્ષિણ |
| મિથુન=પશ્ચિમ-દક્ષિણ | તુલા =પશ્ચિમ | કુંભ =પશ્ચિમ-ઉત્તર |
| કર્ક =ઉત્તર | વૃશ્ચિક–ઉત્તર-પૂર્વ | મીન =ઉત્તર-પશ્ચિમ |

હોરારી વિદ્યામાં જેમ વખતની ગણુતરી થાય છે, તેમ જગ્યા અને તેની દિશામાં પણ સમજવાનું છે, કે અમુક બાબત કયી દિશામાં થશે, અથવા ચોક્કસ ચીજ કઈ બાજુએથી મળશે. દાખલા તરીકે ધારો કે એક ચોક્કસ ચીજ કઈ દિશામાં છે તે જાણવું છે, તો તે ચીજનો સીગ્નીફીકેટર ક્યાં ભુવનમાં છે અને કઈ રાશિમાં છે, તે ઉપરથી માલમ પડશે. ધારો કે બુધ તે ચીજનો માલેક છે ને મેષ રાશિમાં પહેલા ભુવને બેઠેલો છે, તો જાણવું કે પહેલું ભુવન અને મેષ રાશિ એ બેઉ પૂર્વ દિશા દેખાડે છે, તો તે પૂર્વ દિશાએ જ છે એમ જાણવું, જો કર્ક રાશિમાં સાતમા ભુવને હોત તો ઉત્તર પશ્ચિમ ગણાત, કારણ કે કર્ક રાશિ ઉત્તર દિશા દેખાડે છે અને સાતમું ભુવન પશ્ચિમ દિશા દેખાડે છે, યાને તે ચીજ ઉત્તર દિશાએ છે, પણ તે લત્તાના પશ્ચિમ ભાગપર પડેલી છે, એમ જાણવું. એ પ્રમાણે હરેક બાબતનું જોવું. ઘણું કરી બચ્ચાં ખોવાઈ જાય, કંઈ ચોરી થાય, કોઈ જાનવર વિખુટું પડી જાય, એવી બાબતો કઈ જગ્યાથી મળશે, તે જણાય છે.

## હોરારી કુંડળી કેવા પ્રસંગે ને કેવા વખતે કાઢવી.

ખુદ પોતાની બાબતને લગતી બીના જાણવાને માટે કુંડળી, તે બીનાને લગતો **પહેલો વિચાર** જે પળે થાય તે વખતની કુંડળી કાઢવી; અથવા તો તે બીના અથવા ખબર જે પળે પહેલી સાંભરે તે પળની કુંડળી કાઢવી. એવી કુંડળીમાં, જે પહેલું ભુવન તે તમો પોતે, બીજું ભુવન તે તમારી પોતાની સ્થિતિ, ત્રીજું ભુવન તે તમારા પાડપડોશી, ભાઇબંધ વગેરે એવી રીતે બારે ભુવનો તેની ખાસીયત પ્રમાણે તમને યાને પહેલા ભુવનને લાગુ પાડવાં.

હવે જો કોઈ પારકો અથવા બીજો શખ્સ તમારી પાસે આવે અને ભવિષ્ય માટે સવાલ કરે, તો તે માણસ આવે તે ટાઇમ ન લેવો, પણ તે માણસે ખુદ પોતે સવાલની બાબતનો પહેલો વિચાર ક્યારે કીધો તે વખત લેવો, અથવા જો તમને પત્ર મળ્યો હોય તો, તે પત્રનો સવાલ જે વખતે તમે વાંચો, તે વખતની કુંડળી કાઢવી, યાને કે જે પળે તમને તે બાબતની પહેલી ખબર પડે, તે વખતની કુંડળી કાઢવી.

## હોરારી વિદ્યાના બીજા મુખ્ય કાયદા.

યાદ રાખવુ કે વેચાણુ બાબતના પ્રશ્ન વખતે જે કુડળી કાઢવામા આવે તેમા પહેલું ભુવન તે વેચનાર અને સાતમુ ભુવન તે વેચાણુ કરનાર વેપારી, એમ સમજવુ

એ જ પ્રમાણે ખરીદી કરવાનો સવાલ પૂછવામા આવે તો પહેલુ ભુવન તે વેચનાર અને સાતમુ ભુવન તે ખરીદનાર સમજવુ.

જો પત્ર દ્વારા વેચાણુ કે ખરીદી થવાની હોય તોપણુ એમ જ સમજવુ

કદીપણુ કોઈ કામની શરૂઆતના વખતે કુંડળી ન કાઢવી, પણ તે બાબતનો પહેલો વિચાર જ્યારે મનમા આવેલો હોય તે વખતની કુડળી કાઢવી

કદીપણુ એક બાબત માટે એકથી વધુ પ્રશ્ન કે કુડળી કાઢવી નહીં પહેલી કુડળી તેજ ખરી કુડળી, પછી તે ખરાબ હોય તો તેમ અથવા સારી હોય તો તેમ, તે બાબતની તે જ કુડળી જાણવી

જો તમને કોઇએ કાગળ લખીને પ્રશ્ન પૂછયો હોય તો, ઉપર દર્શાવેલા કાયદા પ્રમાણે કુડળી કાઢવી, ને જો તે કુડળીમા કાંઈક ગુચવણુ માલમ પડે તો તે સવાલનો કઈપણુ જવાબ આપવો ફોકટ છે, કારણકે કાગળ લખતી વખતે તે માણસના વિચારો ગુચવાયલા હોવા જોઇયે, અથવા ખાલી મજાક મશ્કરી માટે તેને સવાલ પૂછેલો હોવો જોઇયે, અથવા તો તે વિચારમા હોય કે કેવા કેવા સવાલો પૂછવા, યાને એક સવાલ પર તેનું મન મક્કમ નહીં જ હોય, એમ જાણુવુ

જ્યારે કાઢેલી કુડળીમા પહેલા ભુવનમા જે રાશિ ઊગતી હોય, ને તે રાશિ જો પોતાના પહેલા ૩° અશમા, હોય અથવા તો છેલ્લા ૩° અશમા હોય, તો તે કુડળી ન જોવી જો ચદ્ર તે કુડળીમા જે રાશિનો હોય તે રાશિમા કોઈપણુ બીજા ગ્રહ સાથે એસપેક્ટ ન થતી હોય તો, તે કુડળી ફોકટ છે, કામ સિદ્ધ થાય નહીં વળી ચદ્ર જ્યારે તરતનો એક રાશિમાથી બીજી રાશિમા બદલાતો હોય તે વખતે પણુ પ્રશ્ન પૂછેલો વ્યર્થ છે, કારણકે એવે વખતે જે માણુસ સવાલ કરે છે, તે માણુસ પોતે તે સવાલની બાબત પરથી પોતાનુ મન, જેમ ચદ્ર એક રાશિમાથી બીજીમા જાય, તેમ ફેરવી નાખે છે

જો કુડળીના છઠ્ઠા ભુવને કોઈ પાપગ્રહો અથવા ગ્રહ તે ભુવનના કુશપર આવેલા હોય તો, તે માનવીના સવાલનો જવાબ કોઈપણુ જાતનો સંતોષ આપશે નહીં, યાને તે જવાબ કોઈ માનશે નહીં

જો ચંદ્ર ૩, ૬, ૯, ૧૨ એ સ્થાને આવેલો હોય, અથવા ખાસ કરીને છઠ્ઠા સ્થાને કુંડળીમાં આવે તો જાણવું કે જે બાબત માટે કુંડળી કાઢવામાં આવી છે, તે બાબત ઘણી લંબાશે, અને છેલ્લે ફુસફાસ થઈ જશે. અને ખાસ કરીને તે વખતે છઠ્ઠા ભુવનમાં જો વૃશ્ચિક કે મકર રાશિ હોય તો જરૂર એમ થવાનું જ, એ નક્કી માનવું.

## હોરારીમાં રંગની પીછાન કેમ કરવી.

હરશચલ—મીક્ષ કલર તથા ચેકપેટન.
શનિ—કાળો.
ગુરુ—લીલો, સ્પોટેડ અથવા રાખોડી રંગ.
મંગળ—લાલ, કીરમજી.
રવિ—કેસરિયો, પીળો.
શુક્ર—સફેદ અથવા ફીક્કો બ્લુ.
બુધ—ગ્રે અથવા ભૂરો સફેદ.
ચંદ્ર—સફેદ, બદામી, અથવા ઝાંખો લાઈટ ગ્રીન.

હરશચલ અને શનિ સાથે—કાળો ધુખરાયલો.
,, ,, ગુરુ ,, —ગ્રીન ધુખરાયલો.
,, ,, મંગળ ,, —એકદમ કીરમજી ધુખરાયલો.
,, ,, રવિ ,, —કેસરિયો ધાબાંવાળો.
હરશચલ અને શુક્ર સાથે—બ્લુ ધુખરાયલો.
,, ,, બુધ ,, —ફીક્કો બ્લુ અથવા ભેળેલો બ્લુ.
,, ,, ચંદ્ર ,, —ઘણો ફીક્કો ધુખરાયલો.
શનિ ,, ગુરુ ,, —કાળો ગ્રીન.
,, ,, મંગળ ,, —કાળો બ્રાઉન.
,, ,, રવિ ,, —કાળો પીળો, ઓરેન્જ.
,, ,, શુક્ર ,, —સફેદાઈપર ગ્રે.
,, ,, બુધ ,, —ડાર્ક ગ્રે અથવા બ્લુ ગ્રે.
,, ,, ચંદ્ર ,, —પુષ્કળ ગ્રે તથા કાટ લાગેલો.
ગુરુ ,, મંગળ ,, —ફીક્કો ધાબાંવાળો કીરમજી લીલો.
,, ,, રવિ ,, —ઘણો ઘેરો ચળકતો લાલ.
,, ,, શુક્ર ,, —ગ્રીન ગ્રે.
,, ,, બુધ ,, —સ્પોટેડ ગ્રીન.

ગુરુ ,, ચંદ્ર ,, —ચળકતો ફીક્કો ગ્રીન.
મંગળ ,, રવિ ,, —ઘેરો ચળકતો લાલ.
,, ,, શુક્ર ,, —ફીક્કો લાલ અથવા ફીક્કો કીરમજી.
,, ,, બુધ ,, —લાલ ભેળસેળનો.
,, ,, ચંદ્ર ,, —લાલ.
રવિ ,, શુક્ર ,, —ઓલીવ કલર.
,, ,, બુધ ,, —લાઈટ ગ્રે.
,, ,, ચંદ્ર ,, —ફીક્કો પીળો અથવા ફીક્કો ગ્રીન.
શુક્ર ,, બુધ ,, —જાંબુડો, અથવા ફીક્કો મીશ્ર કલર.
,, ,, ચંદ્ર ,, —ફીક્કો બ્લુ અથવા બ્લુ સફેદાઈપર.
બુધ ,, ચંદ્ર ,, —બદ કલર.

એ ઉપર લખેલા રંગોની ગણત્રી એમ છે કે, જે બાબતનો સવાલ હોય તે ચીજ જે ભુવનમાં હોય તે ભુવનમાં જો ખાલી રાશિ પડી હોય તો તે રાશિને લગતો તે ચીજનો રંગ જાણવો, અથવા તો જો તે રાશિમાં કોઈ ગ્રહ બેઠો હોય તો, તે પ્રમાણે તેનો રંગ જાણવો. જેમકેઃ—સિંહ રાશિમાં હરશચલ ગ્રહ છે, તો સિંહ રાશિનો માલેક રવિ છે, એટલે હરશચલ અને રવિને લગતો કલર પીળો અથવા ધાબાંવાળો જણાવવો. જો માણસ માટે પૂછવામાં આવે તો એ રંગ તેનાં કપડાં અને પહેરવેશનો જાણવો, ચીજ હોય તો ચીજનો જાણવો, અક્કલને અનુસરે તેવી રીતે હરેક બાબતના સવાલપર વિચાર ચલાવી, તે પ્રમાણે જવાબ આપવો.

## રાશિઓના રંગ

મેષ —સફેદ જરા રાતા સાથે ભેળાયેલો.
વરખ —સફેદ જરા લીંબુ કલર સાથે ભેળાયલો.
મિથુન —સફેદ જરા લાલ સાથે ભેળાયલો.
કર્ક —ગ્રીન લીલો અથવા લીલનો રંગ.
સિંહ —લાલ અથવા પાકો ગ્રીન.
કન્યા —કાળો જરા બ્લુ સાથે ઘેરાયલો.
તુલા —કાળો અથવા કાળો કીરમજી ઘેરો.
વૃશ્ચિક —ભૂરો.
ધન —પીળો.
મકર —કાળો સફેદ, રીંગો બ્રાઉન.

કુંભ —આસમાની બ્લુ. ( સ્કાય બ્લુ.)

મીન —સફેદ.

જો કોઈ ગ્રહ ખુદ પોતાની રાશિનો હોય અને બીજા ગ્રહની સાથે કંઈપણ એસપેક્ટસમાં આવતો નહીં હોય, તો તે જે બાબતનો સીગ્નીફીકેટર હોય તે બાબત તેને લગતા એક જ રંગની જાણવી. જેમકે મકર રાશિમાં શનિ હોય, ને તે કોઈ ચીજનો સીગ્નીફીકેટર હોય તો, તે બાબત **તમામ કાળી** યાને કાળા રંગની જાણવી. એજ પ્રમાણે કુંભમાં શુક્ર હોય તો આસ્માની સ્કાઇ બ્લુ, પણ જો શુક્ર સાથે મંગળને કંઇપણ દૃષ્ટિ હોય તો તે બાબતમાં સહેજ લાલ અથવા કીરમજીનો ભેળ જાણવો, જો શનિ એસપેક્ટ કરતો હોય તો સહેજ કાળા રંગનો ભેળ થયેલો જાણવો. એ પ્રમાણે અનેક બાબત, ખાસ કરીને પોપાકની બાબતમાં જેવા ગ્રહો હોય તે પ્રમાણે તેના રંગની ભેળસેળ જાણવી.

## હોરારી વિદ્યામાં ગ્રહોની પોતાની ખાસીયત વિષે

**શનિ**—હોરારી વિદ્યામાં શનિની અસર, ઠંડો, સંકોચાવાની, પુષ્કળ શક્તિવાળો, સંકડામણવાળો બાંધો, ઘણીક વખત મોટાં હાડકાંનો હોય છે, મુખ્ય કરીને રંગ કાળાશપર હોય છે, ડાચાં બેઠેલો છે, ને રીતભાતમાં ગંભીર માનવી જાણવો.

**ગુરુ**—પહોળો અને વજનદાર ભારી જાડા દેખાવનો, ઘણું કરીને મુખ્ય ભાગે રંગ સફેદાઇપર યાને ગોરો, ઘણીક વખતે ભરેલી દાઢીનો ( જો ધન રાશિનો ગુરુ હોય તો દાઢી બોડાવેલો ) જો સ્ત્રી હોય તો તે પુષ્કળ જથ્થાબંધ બાલવાળી હોય અને મરદ કે ઓરત હોય તોપણ તેઓનો દેખાવ દમામદાર હોય છે.

**મંગળ**—શરીરનો બાંધો ઘણો મજબુત, પાતળો, જોરમંદ અને કદાવર હોય છે. બાલ સહેજ ધુખરાયલા કાળા હોય છે, અથવા સહેજ રતાશપર હોય છે, અને ચહેરો સહેજ રતાશદાર અથવા ગુલાબી રહે છે.

**શુક્ર**—ભરેલું પોચું ગાંસડા જેવું શરીર, ફીક્કા બાલ, ચહેરો ગોરો, આંખના ડોળા ગોળ અને મોટા, મુખ્ય કરીને બ્લુ.

**બુધ**—નરવસ, એકવડિયો નાતવાન બાંધો, પાતળું શરીર, નાક બહાર નીકળી આવેલું, આંખ અને કાન નાના, અને લાઈટ કે ડાર્ક બ્રુરા બાલવાળો હોય છે.

રવિ—ઘણો મોભાદાર અને દમામવાળો દેખાવ, અને હકુમત કરનારો હોય.

ચંદ્ર—અસંભવિત દેખાવ, એટમા, ઘણું કરીને ઠીંગણો, અને જાડો હોય છે.

પ્રશ્નનું ફળ કહેતી વખતે માનવીનો દેખાવ ઉપર પ્રમાણે જાણવો, પણ તે કહેવા આગમજ ઘણી અક્કલ વાપરવી તથા રાશિ, જાત, ધર્મ વગેરે સર્વે ઉપર વિચાર પુગાડવો.

## હોરારી વિદ્યામાં "સીગ્નીફીકેટર"

સીગ્નીફીકેટર યાને હોરારી અથવા કોઇ પણ કુંડળીમાં જે ગ્રહ જે ભુવનનો માલેક હોય, તે ભુવનને લગતી ચીજ, બાબત, કામકાજ, માનવી, સગાઈ વગેરે હરેક બાબતનો સીગ્નીફીકેટર જાણવો. જેમકે કુંડળીના પહેલા ભુવને જો મેષ રાશિ હોય તો તે રાશિનો માલિક મંગળ કહેવાય, તેથી મંગળ પહેલા ભુવન યાને પ્રશ્ન કરનાર અથવા પ્રશ્ન કરેલી બાબતનો સીગ્નીફીકેટર ગણાય.

ગુરુ અને શુક્ર હંમેશાં ઘણા સારા સીગ્નીફીકેટર ગણાય, શનિ અને મંગળ હંમેશાં બુરા જાણવા, પણ જો ગુરુ અથવા બીજા કોઈ સારા ગ્રહની શુભ દૃષ્ટિમાં હોય તો તે પ્રમાણે સારું ફળ પણ આપે. બુધ તદ્દન અચોક્કસ છે, અને રવિ તથા ચંદ્ર સાધારણ છે, તેઓ જે રાશિમાં હોય તે ઉપર તથા જેવી જેવી એસપેકટસમાં આવે તે પર આધાર રહે છે.

હવે હોરારીમાં દરેક ગ્રહો સારી ભીડી એસપેકટસનું કેવું ફળ આપે છે તે સર્વે લખ્યું છે.

### શનિ

**શનિ** જ્યારે **ગુરુ સાથે** સારી એસપેક્ટસમાં હોય, તો તે માણસ ધર્મની ઉપર આસ્થા રાખનારો હોય અને જમીન સંબંધી ઉત્પત્તિથી તેને લાભ થાય. જો શનિ ગુરુ સાથે પાપદૃષ્ટિમાં હોય યાને ખરાબ એસપેકટમાં હોય તો, રાજદારી કોર્ટ દરબારને લગતી તથા ધર્મ સંબંધી ખટપટ અને આફતમાં આવી પડે.

**શનિ જો મંગળ સાથે** સારી એસપેકટમાં હોય તો, શનિની ખસીયત કંજુસ છે, પણ તે માણસ જરા ઉદાર રહે છે, અને જરા ખુલ્લા મનનો થાય છે. પણ જો ખરાબ એસપેકટમાં ને પાપદૃષ્ટિમાં આવ્યો હોય તો ઘણો ઘાતકી અને શનિના ખવાસવાળા માણસને ઘણી નુકસાની પુગાડે એ સમાગમ ઘણોજ ખરાબ છે ને તેનું ફળ સર્વે વાતે ઘણું ખરાબ છે.

**શનિ જો રવિ સાથે** સારી એસપેકટમાં હોય તો, શનિની સખ્તાઇને વધારે ટેકો આપે છે, પણ ખવાસ જરા સુધારે છે. જો પાપદૃષ્ટિમાં રવિ હોય તો ઘણોજ કમભાગ્ય, કાર્યની સિદ્ધિ બરાબર સંતોષકારક નીપજે નહીં, ઘણી અડચણો, બોલાચાલી તથા તકરારો થાય.

**શનિ સાથે શુક્ર** જો સારી દૃષ્ટિમાં આવે તો કાંઈ ઘણો લાભ કરતો નથી, પણ સહેજ એકાંતવાસમાંથી મળતાવડો બનાવે છે, ને શુક્ર પાપદૃષ્ટિમાં હોય તો વ્યભિચારી, તથા હરેક કામમાં નાસીપાસી અને દુઃખ મળે.

**શનિ સાથે બુધ** જો સારી દૃષ્ટિમાં આવે તો ઘણો મીંઢો અને પોતાનાં કાર્ય છુપાં રાખનારો થાય, તથા ચાપલુસીવાળો હુશિયાર થાય, પણ જો પાપદૃષ્ટિમાં બુધ આવે તો વિશ્વાસઘાતી, લુચ્ચો દગો કરનારો મહાભારત ઠગાઈ કરનારો જાણવો.

**શનિ સાથે ચંદ્ર** જો સારી દૃષ્ટિમાં આવે તો અદેખો, અને ઘડી ઘડીમાં વિચાર ફેરવનારો હોય, અને બીલકુલ વિશ્વાસને લાયક નહીં એવો જાણવો. જો પાપદૃષ્ટિમાં ચંદ્ર આવે તો બેઈજ્જતી કરે ને દરેક આશાનો ભંગ કરે.

## ગુરુ

**ગુરુ જો શનિની** સારી એસપેકટમાં આવે તો. ગંભીર ખવાસ કરે, જમીનની ઉપજથી લાભ થાય, વારસો મળે, અને ફતેહમંદ જીંદગી ગુજારે, જો પાપદૃષ્ટિથી શનિ જોતો હોય તો પુષ્કળ દિલગીરી, સત્યાનાશી, મુફલીસી અને આફતકારક નાસીપાસી અને દુઃખ જાણવું.

**ગુરુ જો મંગળની** સારી દૃષ્ટિમાં આવે તો, હીંમતવાન બને, ઉત્સાહ ઉમંગ વધે, અને હરેક પ્રકારની ભલી ચીજોમાં પહેલો ઝુકાવે, આગળ વધે. પણ જો પાપદૃષ્ટિમાં હોય તો, બેવફા, નીમકહરામ બનાવે, તાવથી મોત લાવે, બરબાદી કરે, અને દરેક રીતે ઘણું ખરાબ જાણવું.

**ગુરુ જો રવિ સાથે** સારી એસપેકટમાં આવે તો હરેક રીતે સ્વભાવ ઉદાર ને ઉમદા બનાવે, કોઈપણ રીતે ખરાબી નહીં થાય, ફત્તેહ મળે, નસીબ ખીલે, દુશ્મનો ઉંધા પડે. પણ જો પાપદૃષ્ટિમાં હોય તો મગરૂબી કરે ને કાંઈ સુધારો કરે નહીં.

**ગુરુ જો શુક્ર સાથે** સારી દૃષ્ટિમાં હોય તો પુષ્કળ ફાયદો, ઘણુંજ નસીબ વધે, ખુબસુરતી, પૈસા અને અખુટ સુખ હોય. જો પાપદૃષ્ટિમાં

રવિ—ઘણો મોભાદાર અને દમામવાળો દેખાવ, અને હકુમત કરનારો હોય.

ચંદ્ર—અસંભવિત દેખાવ, ખેતમા, ઘણું કરીને ઠીંગણો, અને જાડો હોય છે.

પ્રશ્નનું ફળ કહેતી વખતે માનવીનો દેખાવ ઉપર પ્રમાણે જાણવો, પણ તે કહેવા આગમજ ઘણી અક્કલ વાપરવી તથા રાશિ, જાત, ધર્મ વગેરે સર્વે ઉપર વિચાર પુગાડવો.

## હોરારી વિદ્યામાં "સીગ્નીફીકેટર"

સીગ્નીફીકેટર યાને હોરારી અથવા કોઇ પણ કુંડળીમાં જે ગ્રહ જે ભુવનનો માલેક હોય, તે ભુવનને લગતી ચીજ, બાબત, કામકાજ, માનવી, સગાઈ વગેરે હરેક બાબતનો સીગ્નીફીકેટર જાણવો. જેમકે કુંડળીના પહેલા ભુવને જો મેષ રાશિ હોય તો તે રાશિનો માલિક મંગળ કહેવાય, તેથી મંગળ પહેલા ભુવન યાને પ્રશ્ન કરનાર અથવા પ્રશ્ન કરેલી બાબતનો સીગ્નીફીકેટર ગણાય.

ગુરુ અને શુક્ર હંમેશાં ઘણા સારા સીગ્નીફીકેટર ગણાય, શનિ અને મંગળ હંમેશાં બુરા જાણવા, પણ જો ગુરુ અથવા બીજા કોઈ સારા ગ્રહની શુભ દૃષ્ટિમાં હોય તો તે પ્રમાણે સારું ફળ પણ આપે. બુધ તદ્દન અચોક્કસ છે, અને રવિ તથા ચંદ્ર સાધારણ છે, તેઓ જે રાશિમાં હોય તે ઉપર તથા જેવી જેવી એસપેકટસમાં આવે તે પર આધાર રહે છે.

હવે હોરારીમાં દરેક ગ્રહો સારી મીઠી એસપેકટસનું કેવું ફળ આપે છે તે સર્વે લખ્યું છે.

### શનિ

**શનિ** જ્યારે **ગુરુ** સાથે સારી એસપેકટસમાં હોય, તો તે માણસ ધર્મની ઉપર આસ્થા રાખનારો હોય અને જમીન સંબંધી ઉત્પત્તિથી તેને લાભ થાય. જો શનિ ગુરુ સાથે પાપદૃષ્ટિમાં હોય યાને ખરાબ એસપેકટમાં હોય તો, રાજદારી કોર્ટ દરબારને લગતી તથા ધર્મ સંબંધી ખટપટ અને આફતમાં આવી પડે.

**શનિ** જો **મંગળ** સાથે સારી એસપેકટમાં હોય તો, શનિની ખસીયત કંજુસ છે, પણ તે માણસ જરા ઉદાર રહે છે, અને જરા ખુલ્લા મનનો થાય છે. પણ જો ખરાબ એસપેકટમાં ને પાપદૃષ્ટિમાં આવ્યો હોય તો ઘણો ઘાતકી અને શનિના ખવાસવાળા માણસને ઘણી નુકસાની પુગાડે એ સમાગમ ઘણોજ ખરાબ છે ને તેનું ફળ સર્વે વાતે ઘણું ખરાબ છે.

**શનિ જો રવિ સાથે** સારી એસપેક્ટમાં હોય તો, શનિની સખ્તાઇને વધારે ટેકો આપે છે, પણ ખવાસ જરા સુધારે છે. જો પાપદૃષ્ટિમાં રવિ હોય તો ઘણોજ કમભાગ્ય, કાર્યની સિદ્ધિ બરાબર સંતોષકારક નીપજે નહીં, ઘણી અડચણો, બોલાચાલી તથા તકરારો થાય.

**શનિ સાથે શુક્ર** જો સારી દૃષ્ટિમાં આવે તો કાંઈ ઘણો લાભ કરતો નથી, પણ સહેજ એકાંતવાસમાંથી મળતાવડો બનાવે છે, જો શુક્ર પાપદૃષ્ટિમાં હોય તો વ્યભિચારી, તથા હરેક કામમાં નાસીપાસી અને દુઃખ મળે.

**શનિ સાથે બુધ** જો સારી દૃષ્ટિમાં આવે તો ઘણો મીંઢો અને પોતાનાં કાર્ય છુપાં રાખનારો થાય, તથા ચાપલુસીવાળો હુશિયાર થાય, પણ જો પાપદૃષ્ટિમાં બુધ આવે તો વિશ્વાસઘાતી, લુચ્ચો દગો કરનારો મહાભારત ઠગાઈ કરનારો જાણવો.

**શનિ સાથે ચંદ્ર** જો સારી દૃષ્ટિમાં આવે તો અદેખો, અને ઘડી ઘડીમાં વિચાર ફેરવનારો હોય, અને બીલકુલ વિશ્વાસને લાયક નહીં એવો જાણવો. જો પાપદૃષ્ટિમાં ચંદ્ર આવે તો બેઈજતી કરે ને દરેક આશાનો ભંગ કરે.

### ગુરુ

**ગુરુ જો શનિની** સારી એસપેક્ટમાં આવે તો. ગંભીર ખવાસ કરે, જમીનની ઉપજથી લાભ થાય, વારસો મળે, અને ફતેહમંદ જીંદગી ગુજારે, જો પાપદૃષ્ટિથી શનિ જોતો હોય તો પુષ્કળ દિલગીરી, સત્યાનાશી, મુફલીસી અને આફતકારક નાસીપાસી અને દુઃખ જાણવું.

**ગુરુ જો મંગળની** સારી દૃષ્ટિમાં આવે તો, હીંમતવાન બને, ઉત્સાહ ઉમંગ વધે, અને હરેક પ્રકારની ભલી ચીજોમાં પહેલો ઝુકાવે, આગળ વધે. પણ જો પાપદૃષ્ટિમાં હોય તો, બેવફા, નીમકહરામ બનાવે, તાવથી મોત લાવે, બરબાદી કરે, અને દરેક રીતે ઘણું ખરાબ જાણવું.

**ગુરુ જો રવિ સાથે** સારી એસપેક્ટમાં આવે તો હરેક રીતે સ્વભાવ ઉદાર ને ઉમદા બનાવે, કોઈપણ રીતે ખરાબી નહીં થાય, ફતેહ મળે, નસીબ ખીલે, દુશ્મનો ઉંધા પડે. પણ જો પાપદૃષ્ટિમાં હોય તો મગરૂરી કરે ને કાંઈ સુધારો કરે નહીં.

**ગુરુ જો શુક્ર સાથે** સારી દૃષ્ટિમાં હોય તો પુષ્કળ ફાયદો, ઘણું જ નસીબ વધે, ખુબસુરતી, પૈસા અને અખુટ સુખ હોય. જો પાપદૃષ્ટિમાં

હોય તો ઘણોજ ઉડાઉ અને ઈજ્જતી તથા ખાવાપીવામાં હદથી બાહેર જનારો, અને નુકસાન પુગાડનારો થાય.

ગુરુ જો બુધ સાથે સારી દષ્ટિમાં હોય તો ઘણો અક્કલવાળો, હાજરજવાબી, તથા ઈન્સાફી અને વિદ્યાવાળો હોય તથા દરેક બાબતમાં ભાગ્યશાળી હોય, પણ જો બુધ પાપદષ્ટિમાં હોય તો કોર્ટ દરબાર કર્યા કરે, અક્કલમાં ભૂલચાપ ખાયા કરે, અને કામમાં ઘણાં ગોથાં ખાય.

ગુરુ અને ચંદ્ર સારી દષ્ટિમાં હોય તો પોતાના કુંટુંબથી તથા બાહેર પ્રજાથી ઘણું માન મળે, ને લાભ થાય, પણ જો પાપદષ્ટિમાં હોય તો, વખતનો ગેરઉપયોગ, તથા તકરારમાં ફોકટ વખત ગુમાવવો, તથા દરેકની જીભે ચઢે, અને દરેક રીતે હલકો પડે.

મંગળ

મંગળ જો શનિ સાથે સારી એસપેકટમાં આવે તો મંગળના આકરા સ્વભાવને સુધારે છે, અને જરા સાવચેત અને સંભાળ રાખનારો બનાવે છે. જો પાપદષ્ટિમાં હોય તો, મહા બુરો જાણવો તથા ઘાતકી અને કમકમાટી ભરેલો અંત આવે.

મંગળ જો ગુરુ સાથે સારી એસપેકટસમાં આવે તો સખાવતને વધારે છે, ઉદાર થાય. હીંમતવાળો, ઊંચે દરજ્જે ચઢવાની ખાહેશ રાખનારો થાય, પણ જો ગુરુની પાપદષ્ટિ હોય તો, મગરુર, ધિક્કાર ભરેલો, ધર્મ તરફ બેદીલ, અને મુરખો હોય.

મંગળ જો રવિ સાથે સારી એસપેકટમાં આવે તો સ્વભાવ સારો કરે અને મોટા માણસથી ટેકો મળે, પણ જો પાપદષ્ટિમાં હોય તો એકસીડન્ટ કરે, બેતમા બનાવે, પુષ્કળ શક્તિ અને જોરનો ગેરઉપયોગ કરે, ઘાતકી થાય.

મંગળ જો શુક્ર સાથે સારી દષ્ટિ કરે તો, ભાગીદાર સાથે સારો બનાવ રહે, ઈજ્જત સારી રહે, મળતાવડો ખવાસ રહે, પણ જો પાપદષ્ટિમાં શુક્ર હોય તો, વ્યભિચારી, છીનાળવો, ઉતાવળિયો, નકામો અને બેવકૂફ હોય.

મંગળ જો બુધ સાથે સારી દષ્ટિ કરે તો, ઘણોજ ટંકોરબાજ અને હુશિયાર નીવડે તથા બુધ મંગળને તેના દરેક કામમાં મદદ કરતો થઈ પડે, પણ જો પાપદષ્ટિમાં આવેલો હોય તો લુચ્ચો, છેતરપીંડી કરનારો, દગો કરનારો, ચીત્ર ઝડપિયો, અને ચોર નીવડે.

મંગળ જો ચંદ્ર સાથે સારી એસપેકટમાં હોય તો ઘણો આકરો અને ઉતાવળિયો, તથા દરેક બાબતમાં ઘડી ઘડી ફેરફાર કરનારો થાય.

જો ચંદ્ર પાપદૃષ્ટિમાં હોય તો, બદમાશ, છીનાળવો થાય. એવા માણસ પર વિશ્વાસ મુકાય નહીં.

## રવિ

**રવિ જો શનિ** સાથે સારી એસપેક્ટસમાં હોય તો સારો, મક્કમ વિચારનો, અને દરેક કામ ધીરૂં પણ પાકું કરનારો, ફતેહમંદ હોય. પણ જો શનિની પાપદૃષ્ટિ હોય તો, નિષ્ફળતા મળે, કામ પાર પડે નહીં, આફતો આવે, પોતામાં ઘણો વિશ્વાસ રાખે અને કોઇનું કહેલું માને નહીં.

**રવિ જો ગુરૂ** સાથે સારી દૃષ્ટિમાં હોય તો દરેક બાબતમાં ઘણો ફતેહમંદ નીવડે, ઉદાર દિલનો થાય, અને ઇનસાફી નીવડે, ખાસ કરીને મેષ, મિથુન, સિંહ, તુલા, ધન અને કુંભ રાશિમાં ઘણી ફતેહ આપે. જો પાપદૃષ્ટિમાં હોય વા ઉછાંછળો, નાદાન, હુલ્લડ અને નકામો નીવડે.

**રવિ જો મંગળ** સાથે સારી દૃષ્ટિમાં હોય તો, લડાયક બાબતમાં અને લશ્કરી બાબતમાં ઘણો પ્રખ્યાત હોય, પુષ્કળ જોર, હીંમત અને મક્કમ વિચારથી હરેક ચીજ ઉપર ફતેહ પામે. જો પાપદૃષ્ટિમાં હોય તો તે માણસપર વિશ્વાસ નહીં મૂકવો, ઇનસાફ વગરનો, અને ખૂનામરકી કરનારો નીવડે.

**રવિ જો શુક્ર** સાથે સારી એસપેકટસમાં હોય તો ખાસ કરીને ૩૦° અંશે હોય તો સહેજ સારો છે. ખાસ કરીને સ્ત્રીઓની બાબતમાં તે માનવીને મદદ કરનારો થઈ પડે. જો પાપદૃષ્ટિમાં હોય તો ખાસ કરીને ૪૫° અંશે હોય તો કોઈ સ્ત્રીની મારફતે નડતરો આવે.

**રવિ જો બુધ** સાથે સારી એસપેકટમાં હોય અને તે ખાસ કરીને કંજંગશનમાં હોય તો રવિની ટેન્ડન્સીવાળા શખ્સને જુવાન અને ભણેલા શખ્સોથી ઘણી મદદ મળે.

**રવિ જો ચંદ્રની** સાથે સારી દૃષ્ટિમાં હોય તો હંમેશાં ઘણો જ સારો, દરેક કામમાં ફતેહ તથા જાહેર કામો અને સ્ત્રીઓની બાબતમાં ઘણું માન પામે, પણ જો પાપદૃષ્ટિમાં હોય તો જાહેર લોકથી તજાયલો, તથા સ્ત્રીઓથી હીણાયલો હોય, રવિ જો સીગ્નીફીકેટર હોય તો ઘણો નબળો જાણવો.

## શુક્ર

**શુક્ર જો શનિ** સાથે સારી દૃષ્ટિમાં હોય તો મર્યાદાવાળો અને બુઝર્ગોની સંગમાં બેસનારો હોય. જો પાપદૃષ્ટિમાં હોય તો કમનસીબ, લુચ્ચો અને વેષધારી હોય.

શુક્ર જો ગુરુ સાથે સારી એસપેકટસમા હોય તો નીતિમાન, ભાગ્યશાળી ને ભલો નીવડે, પણ જો પાપદૃષ્ટિ હોય તો કોર્ટ દરબાર કરે, નીતિમાન નીવડે નહીં, અને કમતાનેનો થાય

શુક્ર જો મંગળ સાથે સારી દૃષ્ટિમા હોય તો, સરળ કામોમા પણ ફુલવડાઇ ઘણી કરે, અને શુક્ર જો સીગનીફીકેટર હોય તો તેને મદદ કરે, જો પાપદૃષ્ટિમા હોય તો બેઈજ્જતી, નામોશી અને શરમીંદગી પહોચાડે

શુક્ર જો રવિ સાથે સારી દૃષ્ટિમા હોય તો સારુ પણ પાપદૃષ્ટિમા હોય તો હલકો અને હવસી ખવાસ બતનાવે

શુક્ર જો બુધ સાથે સારી દૃષ્ટિમા હોય તો, હુન્નરકળા વિદ્યામા પ્રવીણ થાય, ડેન્સ કરનારો થાય, અને વાકયચાતુરી વધે, ભાષણકર્તા થાય પણ જો પાપદૃષ્ટિમા હોય તો, જુવાન મિત્રોથી ઘણી હેરાનગતી થાય, ને સર્વે વાતમા નાસીપાસી મળે

શુક્ર જો ચંદ્ર સાથે સારી એસપેકટસમા આવ્યો હોય તો જાહેર માણસોથી તથા કુટુંબીઓથી અને ગરીબ વર્ગના લોકોથી ઘણી નામના મેળવે ને લાભ થાય, પણ જો પાપદૃષ્ટિમા હોય તો, સ્ત્રીઓથી પુષ્કળ નુકસાન ખમવુ પડે અને ચાલચલણનો નીતિમાન રહે નહી

બુધ

બુધ જો શનિ સાથે સારી એસપેકટમા હોય તો, સાવચેત, અક્કલવાળો, અને હરેક બનાવે, જો પાપદૃષ્ટિમા હોય તો ઘણો ખરાબ, કોર્ટ દરબારની આફતોમા ફસે, લુચ્ચો નીવડે, પાતળિયો અને ચીવટ હોય, દરેક રીતે કમનસીબ જાણવો

બુધ જો ગુરુ સાથે સારી દૃષ્ટિમા હોય તો, ઇનસાફી, અક્કલવાળો ને નસીબવત હોય, પણ જો પાપદૃષ્ટિમા હોય તો ધર્મ સંબંધી ખટપટમા પડે અક્કલ કમતી હોય અને બેનસીબ રહે

બુધ જો મંગળ સાથે સારી એસપેકટમા હોય તો ચપળ, હાજરજવાબી, હીંમતવાળો અને હુન્નરમદ થાય જો પાપદૃષ્ટિમા હોય તો જુઠ્ઠો બદમાસ, લુચ્ચો અને કમનસીબ હોય

બુધ જો રવિ સાથે સારી દૃષ્ટિમા હોય તો સારો, જુવાન સખ્સોને મદદ કરનારો થાય જો પાપદૃષ્ટિમા હોય તો ખરાબ, અક્કલ વિનાનો, ને મદદ વગરનો થાય

**બુધ જો શુક્ર** સાથે હોય તો આર્ટીસ્ટ થાય, ચિત્રકળા, નાચ, અને બીજા હુન્નરમાં ફાવે, જો પાપદૃષ્ટિમાં હોય તો જુવાન સ્ત્રીઓથી બદનામીમાં આવી પડે.

**બુધ જો ચંદ્ર** સાથે ખરાબ દૃષ્ટિમાં આવે તો વિશ્વાસઘાતી અને દુષ્ટ હોય, જો સારી દષ્ટિમાં હોય તો ઘણો પાકો, હુંશિયાર, અક્કલમંદ અને દરેક બાબતની સમજવાળો, બોલીદરાજ અને સુખી નીવડે.

## ચંદ્ર

**ચંદ્ર જો શનિ** સાથે સારી દૃષ્ટિમાં આવે તો ચોકસાઇવાળો, વિચારવંત, સાવચેત, અને ઘરના બાંધકામ અને જમીનના ધંધાથી ફાયદો મેળવે. જો પાપદષ્ટિમાં હોય તો લુચ્ચો, બદમાશ, ખંધો અને દગાબાજ નીવડે.

**ચંદ્ર જો મંગળ** સાથે સારી એસપેકટમાં હોય તો સારો ઉમંગી રહે, આગળ વધે અને કાર્ય પાછળ ખંતથી લાગે. જો પાપદષ્ટિમાં હોય તો, ઉછાંછળો, આકરો, વિચાર વગરનો જુસ્સાવાળો થાય, અને કજીયો કંકાસ કરનારો કરસેવજ હોય.

**ચંદ્ર જો ગુરુ** સાથે સારી એસપેકટમાં હોય તો જાહેરાતમાં માન મળે, સખાવત કરે, અને ઘણો ભાગ્યશાળી ને નસીબવંત થાય. જો પાપદૃષ્ટિમાં હોય તો ઉડાઉ, ડંફાસિયો અને લોકોની હાંસીમાં આવી પડે.

**ચંદ્ર જો રવિ** સાથે સારી દૃષ્ટિમાં હોય તો, દરેક રીતે ઘણો પાકો દરેલ અને દરેક બાબત જાણનારો હોય, મોટાં માણસોની મહેરબાનીવાળો થાય, સરકાર દરબારમાં લાગવગ ધરાવે, જો ઊંચનો અથવા પોતાની માલેકીના ઘરનો ચંદ્ર હોય તો ઘણો જ સારો. જો ઓપોઝીશનમાં હોય તો ચંદ્રની ખાસીયતને ઘણી બગાડે છે, પણ જો સ્કવેરમાં યાને ૯૦° અંશે હોય તો ઘણોજ ખરાબ જાણવો.

**ચંદ્ર જો શુક્ર** સાથે સારી એસપેકટમાં હોય તો મોજમજાહ કરનારો હોય. જો સ્ત્રીજાતિને હોય તો તે સ્ત્રી ઘણી ભાગ્યશાળી નીવડે. જો શુક્ર સાથે પાપદૃષ્ટિ હોય તો છંદબાજીમાં પૈસા ગુમાવે, ઉડાઉ થાય, વ્યભિચારી અને છીનાળવો હોય, તથા દરેક કામમાં ખોટ આવે.

**ચંદ્ર જો બુધ** સાથે સારી એસપેકટમાં હોય તો નવી શોધખોળ કરનારો હોય, દરેક કામમાં પોતાનો રસ્તો શોધી કાઢનારો હોય, હુશિયાર, તથા ટપાલખાતાંની અથવા ટ્રાન્સપોર્ટ ખાતાની અંદર સારી નામના

મેળવે. ટપાલ બાબતમાં ઘણો સારો પણ જો બુધ સાથે પાપદષ્ટિમાં હોય તો, બેવકુફ, ચકરમ, વિચાર વગરનો, હરેક બાબતમાં ગોટાળો કરનારો હોય. ટપાલખાતાંની તથા પારસલ લાવ લઇ જવાની બાબતમાં ઘણો ખરાબ જાણવો, ડીલીવરીમાં ભૂલ થવાનો સંભવ એ દેખાડે છે.

ચેતવણીઃ—આ ઉપર દર્શાવેલી બાબતોપરથી ગ્રહોની અસર સમજવાની ચાવી મળે છે, તે ઉપરથી વિચાર પહોંચાડીને ફળાદેશ લખવાની જરૂર છે. નહીં કે એ ઉપર લખેલી બાબતનેજ લગતી બધી બાબતો દર્શાવવી. કેટલીક વખતે એ બાબતોમાં, બીજી કોઈ એસપેકટસો વચ્ચે આવવાથી તમામ ફળાદેશ બદલાઇ જાય છે. માટે ઘણા વખતની લાંબી ચાલુ પ્રેકટીસ પછીજ એ બાબતનો ઝટ વિચાર પહોંચાડયે ખરો ફળાદેશ જાણી શકાય છે.

## હોરારી વિદ્યાના સોનેરી કાયદા

હોરારી યાને પ્રશ્ન કુંડળી કાઢી ભવિષ્ય વર્તવાની બાબતમાં જે કુંડળી કાઢવામાં આવે છે, તે તપાસવાને તથા તેના સંજોગો અને એસપેકટસોની જે જે અસર મહાન વિદ્વાનોએ પોતાના અનુભવથી ખાતરી કરીને જણાવી છે તે અસરોની વિગત અત્રે લખી છે, જેથી એ વિદ્યાને લગતી બાબતો ઘણી ખુલાસાવાર અને સત્યતાથી વર્તી શકાય છે.

૧. જ્યારે ગ્રહ વક્રી થયેલો હોય ત્યારે તેની અસર એક અશક્ત મરવા પડેલા માણસની હાલત જેવી જાણવી. અથવા તો બેફામ બનીને બેબાકળા થઈ ગભરાઈ ગયેલા શખ્સ જેવી જાણવી.

૨. જો ગ્રહો ૩, ૬, ૯, ૧૨ એ ભુવનોમાં આવે તો તેની અસર સુવેલા માણસ જેવી જાણવી યાને હિલચાલ વગરની જાણવી.

૩. બે પાપગ્રહની વચ્ચે જે ગ્રહ આવે તેની અસર બાંધેલા માણસ જેવી લાચાર જાણવી.

૪. ડાઇરેકશન કુંડળીમાં જો ગ્રહ સ્થિર થાય તો તેની અસર માંદો માણસ સાજો થવા માંડે તેવી જાણવી.

૫. ગુરુ અને શુક્રની વચ્ચે જે ગ્રહ હોય તેની અસર ઘણી જ સારી જાણવી, સંપૂર્ણ સુખ આપે.

૬. જો ચોથા ઘરમાંથી પાપદષ્ટિમાં કોઈ પણ ગ્રહ હોય તો તેની અસર મોત કઠે આવેલા માણસ જેવી જાણવી.

૭. જો નેષ્ટ ગ્રહ એક બીજા સાથે એસપેકટમાં આવે તો જાણવું કે તેની અસર સકંજામાં આવી ફસી પડેલા માણસ જેવી જાણવી.

૮. જે ગ્રહ પાપગ્રહના કંજંગશનમાં આવે, તો તે પોતાના શત્રુ સાથે લડતો હોય તેવી અસર જાણવી.

૯. એક ગ્રહ બીજા શુભ ગ્રહના કંજંગશનમાં હોય તો જાણવું કે જાણે મિત્રની મહોબતમાં સુખ શાંતિ જેવી અસર જાણવી.

૧૦. જે ગ્રહ બીજા ગ્રહના ભુવનમાં હોય અને પોતાનાજ ત્રિકોણનો હોય તો મિત્રના ઘરનો સમજવો.

૧૧. જે ગ્રહ ૩, ૬, ૯, ૧૨ મા ભુવનમાં હોય, તે ગ્રહની અસર માલેક વગરના ખાલી ઘર જેવી છે.

૧૨. એક ઊંચનો અથવા પોતાના ઘરનો ગ્રહ હોય તો, એક કીલેબંધીમાં હુશિયારીથી રહેલા રાજા સમાન અસર જાણવી.

૧૩. એક ઊંચનો ગ્રહ વક્રી હોય તો જાણવું કે ઘરનો માલેક અથવા તો તે પોતપોતાના ઘરમાં માંદો પડયો હોય, તેવી અસર જાણવી.

૧૪. શુભ ગ્રહ વક્રી થાય તે માઠા જાણવા.

૧૫. કોઇ પણ ગ્રહ પોતાના છેલ્લા અંશે હોય તો, તે એક મોટાઇથી પડી ભાંગેલા માનવીની હાલત સમાન જાણવું.

૧૬. કોઇ ગ્રહ પોતાની પહેલી ડીગ્રીમાં હોય તો તેની શકિત નબળી જાણવી.

૧૭. પહેલી ડીગ્રીથી પંદરમી ડીગ્રી સુધી એક ગ્રહ ઊગતો લેખાય છે.

૧૮. પંદરમા અંશથી તે ૨૫મા અંશ સુધી પૂર જોશવાળો જાણવો.

૧૯. છેલ્લી પાંચ ડીગ્રીનું ફળ ગ્રહ આપતો નથી.

૨૦. ખાકી ભુવનનો ગ્રહ (Earthly) યાને શુક્ર, બુધ, શનિ અથવા વરખ, કન્યા, મકર એ રાશિ અને ગ્રહ જો લગ્ને હોય તો તથા ઊંચના હોય તો તે કામની જરૂર સિદ્ધિ જાણવી.

૨૧. રવિ સાથે જે ગ્રહ રહેલા હોય તેની અસર કમતી જાણવી.

૨૨. ચંદ્ર ઉપર હોરારીનો જવાબ ઘણો જ પ્રબળ રહે છે, માટે ચંદ્રની એસપેકટસો પર પુષ્કળ ધ્યાન આપવું. જો ચંદ્ર કોઇ પણ ગ્રહની એસપેકટમાંથી છૂટો થતો (Separating) હોય તો તે શું ચીજ થઇ ગઇ તે ભૂતકાળની બાબત જણાવે છે.

૨૩. જો ચંદ્ર કોઇ ગ્રહની એસપેકટમાં જતો હોય યાને એપલાઇ (Apply) થતો હોય તો, તે ચીજનું શું પરિણામ નીપજશે તે દેખાડે છે.

૨૪. જો ચંદ્ર શનિથી છૂટો પડતો હોય તો દિલગીરી, દુઃખ અને આંફત દેખાડે છે.

૨૫. જો ચંદ્ર, ગુરુથી છૂટો પડતો હોય તો, મજાહ, ખુશાલી, નસીબવંત, પૈસા, અને દરેક રીતનો ફાયદો જ થાય.

૨૬. જો ચંદ્ર, મંગળથી છૂટો પડતો હોય તો, ખૂનરેજી, બંધી, જુઠ્ઠી સાક્ષી, દગો વગેરે જાણવું.

૨૭. જો ચંદ્ર રવિથી છૂટો પડતો હોય તો, માંદગી, બ્હીક, ધાસ્તી કે બંદીખાનું સમજવું.

૨૮. જો ચંદ્ર શુક્રથી છૂટો પડતો હોય તો, પ્યાર, હવસ, શરત, સોરટી, નાચરંગ વગેરે જાણવું.

૨૯. જો ચંદ્ર બુધથી છૂટો પડતો હોય તો, બુધ જેવી હાલતમાં કુંડળીમાં હોય તે ઉપરથી બુધની ખાસીયત પ્રમાણે જાણવું.

૩૦. એ જ પ્રમાણે ચંદ્ર જો ઉપલા ગ્રહો માહેલા કોઇને એપ્લાઈ (Apply) થતો હોય, યાને એસપેકટસમાં આવતો હોય તો, તેઓની ખાસીયત પ્રમાણે તથા એસપેકટ પ્રમાણે હવે પછી બનાવો બનશે એમ જાણવું.

૩૧. ચંદ્ર જો શનિ સાથે કંજંગશનમાં હોય તો, દરેક કામ માટે ખરાબ સમજવો.

૩૨. ચંદ્ર જો ગુરુ સાથે કંજંગશનમાં હોય તો તે દિવસ તેમજ દરેક કામ ઘણું ફતેહમંદ નીવડે.

૩૩. ચંદ્ર જો મંગળ સાથે કંજંગશનમાં હોય તો દરેક રીતે માઠો.

૩૪. ચંદ્ર જો રવિ સાથે કંજંગશનમાં હોય તો, ખાનગી કામકાજને માટે સારો છે, પણ જો કોઇ સીક પડે તો સારૂં નહીં થાય પણ મરે.

૩૫. ચંદ્ર જો શુક્ર સાથે કંજંગશનમાં હોય તો, પ્યાર સંબંધી અને લગ્ન સંબંધી બાબતોમાં ઘણો સારો.

૩૬. ચંદ્ર જો બુધ સાથે કંજંગશનમાં હોય તો, લખતપત્ર, કંટ્રાકટ, કબાલો, કે કાગળપત્રનો વહેવાર ચલાવવો સારો છે.

૩૭. ચંદ્ર જો શનિની બરાબર સામે ૧૮૦° અંશે હોય યાને ઓપોઝીશનમાં (Opposition) હોય તો ઘણો ખરાબ, ખાસ કરીને શનિની ખાસીયતવાળાને ઘણો બુરો.

૩૮. ચંદ્ર જો ગુરુ સામે ૧૮૦° અંશે હોય તો, સાધારણ છે; સારો બી નહીં, તેમ કંઇ નુકસાન કરતા પણ નહી.

૩૯. ચંદ્ર જો મંગળ સામે ૧૮૦° અંશે હોય તો, ખરાબ જાણવો.

૪૦. ચંદ્ર જો રવિ સાથે, ૧૮૦° અંશે હોય તો, કોઇપણ કામ કરવું નહીં, કારણકે ફાયદો નહીં આપે.

૪૧. ચંદ્ર ને શુક્રનું ઓપોઝીશન સાધારણ જાણવું, કાંઈ ભરોસાદાર પરિણામ નીપજે નહીં.

૪૨. ચંદ્ર ને બુધનું ઓપોઝીશન, દરેક કામકાજ માટે સારૂં પણ કંટ્રાકટ કે લખત કરવું નહીં.

૪૩. ચંદ્ર જો ગુરુથી ૯૦° અંશે પાપદૃષ્ટિમાં હોય તો, મોટા પૈસાવાળા માણસોની મિત્રાચારી કરવા માટે સારો વખત. પણ જો ૧૨૦° ડીગ્રી હોય તો તે વધુ સારો.

૪૪. ચંદ્ર જો શનિ સાથે ૯૦° અંશે હોય તો ખરાબ જાણવો, ખાસ કરી રાજા અને મોટા માણસો સાથે કામ પાડવું નહીં તથા તેવે વખતે તેવા લોકોને મળવું કે મુલાકાત કરવી નહીં, મોટા અને રાજદ્વારી માણસોએ મુસાફરી કરવી નહીં, જો એવા સંજોગો વખતે માનવી સીક પડે તો જવલ્લે જ બચે.

૪૫. ચંદ્ર મંગળ સાથે ૯૦° અંશે હોય તો, તે દરેક બાબતમાં ખરાબ જાણવો, ખાસ કરીને લગ્ન અને મોટા માણસો સાથેના કામકાજની બાબતમાં ઘણોજ ખરાબ, માંદો પડે, મરે, અથવા તો તેને લોહીવિકાર લાગુ પડે.

૪૬. ચંદ્ર જો રવિથી ૯૦° અંશે હોય તો મોટાં માણસો સાથે સારી ઓળખાણ રહે, જો ૧૨૦° અંશની એસપેકટ હોય, તો તે ઘણી સારી.

૪૭. ચંદ્ર જો શુક્રથી ૯૦° અંશે હોય તો તે પ્યાર અને મહોબતની બાબતમાં સારો.

૪૮. ચંદ્ર જો બુધ સાથે ૯૦° અંશે થાય તો તે ઘણો સારો, વેપાર વધે, વેપારને સારો, રાજાઓ સાથે વાતચીત કરવાને સારો, ભણવા ગણવાને ઘણો સારો.

૪૯. ચંદ્ર જો શનિ સાથે ૬૦° અંશે હોય તો અસલી લોકો અને અસલી બાબતોને માટે સારો, તેવી ચીજની વાતચીત કરવી, અથવા તો શનિને લગતી વિગતો જાહેર પાડવી.

૫૦. ચંદ્ર જો ૬૦° અંશે ગુરુથી હોય તો ઘણો સારો, લગ્ન કરવાં; કંઈ ચીજો ખરીદવી, સારાં કામો કરવાં.

૫૧. ચંદ્ર જો મંગળ સાથે ૬૦° અંશે હોય તો લશ્કર માટે સારો,

૫૨. ચંદ્ર જો બુધ સાથે ૬૦° અંશે હોય તો, વેપાર તથા લખતપત્રને ઘણો સારો.

૫૩. ચંદ્ર જો રવિ સાથે ૬૦° અંશે હોય તો મોટા માણસનું કાંઇ કામ કરવું.

૫૪. ચંદ્ર જો શુક્ર સાથે ૬૦° અંશે હોય તો દરેક વાતમાં સારૂં, ખાસ કરીને પ્યારની બાબત માટે ઘણો સારો.

૫૫. ચંદ્ર જો બુધ સાથે ૬૦° અંશે હોય તો, વેપાર, કંટ્રાક્ટ, લખાણુ, વગેરેને ઘણો સારો.

૫૬. ચંદ્ર જો શનિ સાથે ૧૨૦° અંશે હોય તો માજીસ્ત્રેટ વગેરે સાથે વાદવિવાદ કરવો ઘણો સારો, ઘર બાંધવા માટે પણ સારો, જમીનની બાબતમાં પણ સારો.

૫૭. ચંદ્ર જો ગુરુ સાથે ૧૨૦° અંશે હોય તો, રાજવંશીઓ અને ઉમરાવો સાથે કામ કરવું ઘણું જ સારૂં.

૫૮. ચંદ્ર જો મંગળ સાથે ૧૨૦° અંશે હોય તો લડાઇ શરૂ કરવી, તથા તકરારી બાબતો ને વાદવિવાદ નિવેદન કરવું, શિકાર કરવા અને મંગળની ખાસીયતવાળાઓ સાથે વાદવિવાદ કરવો.

૫૯. ચંદ્ર જો રવિ સાથે ૧૨૦° અંશે હોય તો, તે દિવસે રાજાઓ, રાજકુંવરો, પ્રધાનો, કોર્ટની અરજી, તથા મોટા માણસની મહેરબાની મેળવવાને ઘણો સારો.

૬૦. ચંદ્ર જો શુક્ર સાથે ૧૨૦° અંશે હોય તો દરેક વાતે ઘણો જ સારો, દરેક પ્યારની બાબત તથા લગ્નની બાબત માટે ઘણો સારો.

૬૧. ચંદ્ર જો બુધ સાથે ૧૨૦° અંશે હોય તો, લખાણુ કરનારા વિદ્વાનો, ધારાશાસ્ત્રીઓ વગેરે સાથે કામ પાડવું સારૂં છે.

૬૨. શનિ જો પ્રશ્ન કુંડળીને લગ્ને યાને પહેલે ભુવને આવે તો, જે બાબતની તે કુંડળી હોય તે બાબત ઘણું નુકશાન પુગાડે, ને જો ત્યાં વક્રી થાય તો તે બાબતનો નાશ કરે.

૬૩. શની જો દશમા ભુવને મેરીડિયન પર હોય તો, તે સર્વેથી આશાવંત જે બાબતો હોય તે નિષ્ફળ કરે, જન્મ કુંડળીએ તેમજ પ્રશ્ન કુંડળીએ ઘણો જ માઠો.

૬૪. શનિ જો સાતમા ભુવને આવે તો, દરેક કામકાજમાં હેરફેર અદલાબદલી કર્યાં કરે અને કોઇબી બાબતની નડતર નાંખીને દરેક કામ બગાડે.

૬૫. શનિ જો ચોથા ભુવને આવે તો, દરેક બાબતનો નાશકારક અંત આવે, ગમે તેવી ચોકસાઈ છતાં પણ તે કામનો બગાડો જ કરે, ખાસ કરી તે ભુવનનો જો માલેક થઇને રહ્યો તો જરૂર કરે.

૬૬. શનિ હરેક કામને નુકશાન પુગાડનારો અને બાંધી નાંખીને સંકોચી નાંખનારો હોય છે, અને ગુરુ તેને તોડી નાંખી ખુલાસો કરનારો અને પ્રકાશિત બનાવનારો છે, શનિને તોડનાર ગુરુ છે.

૬૭. એજ પ્રમાણે મંગળની ગરમ અને હાનિકારક અસરોને તોડનાર શુક્ર છે.

૬૮. બુધ જો કંઇ કામમાં નડતર કરતો હોય તો, તેને તોડનારો ચંદ્ર છે, કે જ્યારે ચંદ્ર, શુક્ર અથવા ગુરુની એસપેક્ટથી છૂટો પડતો હોય ત્યારે તે બુધનું જોર તોડવાને શક્તિ ધરાવે છે.

૬૯. ત્રણ મુખ્ય ગ્રહો શનિ, મંગળ, ને ગુરુ જ્યારે રવિની સામે ૧૮૦° અંશે હોય ત્યારે દરેક કાર્ય અને સવાલને લંબાવીને તેમાં નડતરો નાંખે છે.

૭૦. શનિ અને રવિ જો પ્રશ્નકાળે ૯૦° અંશે હોય તો, તે સવાલને લગતી બાબતનો નિવેડો જલદી આવે, પણ કાર્ય સિદ્ધ થાય નહીં.

૭૧. શનિ જો ગુરુ સાથે પ્રશ્નકાળે ૯૦° અથવા ૧૮૦° અંશે આવે તો દરેક આફતોને દૂર કરે છે, બચાવ કરે છે.

૭૨. શનિ જો મંગળ સાથે કંજંગશન, ૯૦° કે ૧૮૦° અંશે આવે તો દરેક કાર્યનો નાશ કરે.

૭૩. શનિ જો શુક્ર સાથે દશમા ભુવને કંજંગશન કરે અથવા તો ૧૮૦° અંશે સામો થાય, તો તે સવાલની બાબતમાં દગો અને નિમક-હરામી, તથા લુચ્ચાઈ થશે એમ જાણવું.

૭૪. શનિ જો ૯૦° અથવા ૧૮૦ અંશે બુધ સાથે કંજંકશનમાં હોય તો તે સવાલનો નાશ કરે, અને ખાસ કરીને આળસુ અને બેદરકાર બનાવે, ઘણો જ બેતમા કરે.

૭૫. ગુરુ જો શનિના કંજંગશનમાં આવે અથવા ૯૦° કે ૧૮૦° અંશે હોય તો શનિની ખોડ તોડે, દરેક કાર્યમાં મદદ કરી, શનિની વિરુદ્ધતાને તોડી નાંખે, દરેક બાબતને ભલી કરે.

૭૬. ગુરુ જો મંગળ સાથે કંજંગશન અથવા ૯૦° અંશે કે ૧૮૦° અંશે સામો થાય તો, બચ્ચાં અને ફરઝંદની બાબતમાં ઘણી અડચણો કરે, બલ્કે નાશ કરે, જો તે ભુવનનો પોતે માલેક હોય તો.

૭૭. ગુરુ જો શુક્ર સાથે કંજંગશનમાં ૯૦° અંશે અથવા ૧૮૦° અંશે હોય તો દરેક કાર્યનો અંત ફતેહમાં આવે.

૭૮. ગુરુ જો બુધ સાથે કંજંગશનમાં ૯૦° અંશ કે ૧૮૦° અંશે આવેલો હોય તો જે કામ ધાર્યું હોય તે અંતમાં થાય, અને જેટલી આશા રાખી હોય તે કરતાં વધુ ફતેહ મળે.

૭૯. જો પાપગ્રહ પહેલા ભુવને ઊંચનો કે પોતાના ઘરનો થઇને બેઠો હોય તો જન્મ કુંડળીએ તેમજ પ્રશ્ન કુંડળીએ જાણવું કે તે માણસનું નસીબ દુઃખ અને દરિદ્રતામાંથી સુખ અને લાભમાં ફેરવાશે.

૮૦. પણ જો પાપદૃષ્ટિમાં હોય અને શત્રુ ભુવનમાં હોય અથવા ખાડાના ઘરમાં હોય તો જાણવું કે સારાનું પરિણામ નરસુંજ આવશે. એ જ પ્રમાણે બીજાં દરેક ભુવનોની બાબત આગલાં પ્રકરણોમાં શીખ્યા પછી આ સોનેરી કાયદાઓ, તે પ્રમાણે અભ્યાસીઓ સારી કળાથી વાપરી જાણશે.

૮૧. જ્યારે જન્મ કુંડળીએ અથવા પ્રશ્ન કુંડળીએ લગ્નનો માલેક અથવા ચંદ્ર જો તુલા રાશિને ૧૫° અંશથી વૃશ્ચિક રાશિને ૧૫° અંશ સુધીમાં હોય તો તેને "વાઈકંબસ્તા" યાને જલીત થયેલો તથા ઘેરાયેલો સમજવો, તેનું ફળ એ કે સર્વે વાતની હાનિ કરે અને કાર્ય કદી સિદ્ધ થાય નહીં.

૮૨. જો પહેલા ભુવનના કશથી ચોથે અથવા દશમે ભુવને પાપગ્રહ પડયો હોય તો તે સવાલનું કાર્ય થાય નહીં તથા તેનો ભેદ ભરમ સર્વે ફૂટીને પાપ જાહેર થઈ જાય.

૮૩. જો લગ્ને અને બીજા ભુવને પાપગ્રહ પડે, અને સવાલનો સીગનીફીકેટર શુભ ગ્રહ હોય તો તે કાર્યમાં સહેજસહાજ નફો મળે.

૮૪. જ્યારે સવાલનો સીગનીફીકેટર જો "રીસેપશનમાં" હોય અથવા કેન્દ્ર સ્થાનમાં કોઈ પાપગ્રહ સાથે સારી એસપેક્ટ કરતો હોય તો તે કાર્ય સિદ્ધ થાય, પણ તે શખ્સ અંતની ઘડીએ જે આશાઓ સર્વે રાખેલી તે છોડીને નાસીપાસ થઇ જાય ત્યારે તેનું એકાએક કામ બને ને ખુશી થાય.

૮૫. જો કુંડળીનો સીગનીફીકેટર કાર્યનો પહેલો વિચાર થયો તે વખતે પાપગ્રહની એસપેક્ટમાં હોય અથવા નીચનો કે પાપદૃષ્ટિથી ફસેલો હોય, તો તે કાર્ય કદી થાય નહીં, ને જો સારા પોઝીશનમાં હોય તો, તે કામ થશે એમ જાણવું.

૮૬. આ સર્વે ઉપલા કાયદાઓ પરથી જ્ઞાની જ્યોતિષીએ પોતે વિચાર કરીને એ સંજોગો જણાવવા પણ ફક્ત એ કાયદાઓ પ[illegible]

નહીં, જાત, ન્યાત, વખત, સમો, રીતિનીતિ, તથા જાહેર વિચાર પુગાડી અનુભવ મારફતે એ ટૂંકા અક્ષરી ગુપ્ત કાયદાઓને લંબાણ વિવેચનથી તથા ઘણા વખતની ચાલુ પ્રેકટીસથી, જે જે ફળો અનુભવેલાં હોય, તે તે લાગુ પાડીને ફળ દર્શાવવું.

૮૭. હવે બીજા, કેટલાક Ptolemy ની બુક માંહેલા જરૂરી કાયદાઓ અત્રે લખેલા ઉપયોગી થઇ પડશે. કહે છે કે દરેક કામકાજને માટે સારા માઠા દિવસ જોવાની જરૂર છે, યાને કે જે દિવસે જે જાતનું કામ કરવાનું હોય, તેવી નિશાનીઓ જો ગ્રહો નહીં દેખાડતા હોય, તો તે કાર્ય મુખ્ય કરીને નિષ્ફળ નીવડે છે.

૮૮. જેમ એક હુશિયાર ખેડુત પોતાની ખેતીને ફળદ્રુપ બનાવે છે તેમ એક ચાલાક મનનો માનવી આસ્માનની ગેરદેશને સેતારાઓની ચાલ મારફતે ખુલ્લી કરે છે.

૮૯. જ્યારે શુભ ગ્રહ આઠમા ભુવનના ખાડામાં પડે, ત્યારે જાણવું કે, તે કુંડળીને લગતું કાર્ય કોઈ સારા માણસના ભોળાપણથી નુકશાન પામશે.

૯૦. બુઢ્ઢાં માણસોનું ભવિષ્ય વર્તીને કહેતાં અગાઉ, પહેલાં તે કેટલાં વર્ષ વધુ જીવશે તે જોવું, અને ત્યાર પછી જ તેનું ભવિષ્ય વર્તવું.

૯૧. જ્યારે ગુરુ અને ચંદ્રનું કંજંગશન હોય, ત્યારે કદી પણ જુલાબને લગતી દવા લેવી નહીં, કારણકે ઝાડો તેથી આવતો નથી.

૯૨. જે રાશિનો ચંદ્ર હોય, તે રાશિને લગતા શરીરના ભાગપર તે દિવસે કાંઇપણ ઓપરેશન હથિયાર વડે કરાવવું નહીં.

૯૩. જ્યારે ચંદ્ર વૃશ્ચિક રાશિમાં અથવા મીન રાશિમાં હોય ત્યારે જુલાબની દવા આપવાથી ફાયદો થાય છે, યાને જુલાબ કારગત લાગે છે.

૯૪. જ્યારે સિંહ રાશિમાં ચંદ્ર હોય ત્યારે નવો પોષાક વેતરવો નહીં, તેમજ નવાં કપડાં સીવવાં કે પહેલવહેલાં પહેરવાં નહીં.

૯૫. ચંદ્ર જે ગ્રહનાં કંજંગશનમાં હોય તે ગ્રહો જો સારી એસપેકટમાં હોય તો કામમાં ઉલટ આપે, પણ જો પાપદૃષ્ટિમાં ફસેલો હોય તો તદન આળસુ બનાવે.

૯૬. કુંડળીની જે રાશિમાં શુક્ર હોય, તે રાશિને લગનો શરીરનો ભાગ વધારે ઘાટદાર હોય છે, એજ પ્રમાણે જે જે રાશિમાં જે જે ગ્રહ હોય તે તે ગ્રહ પોતપોતાની ખાસીયત પ્રમાણે, તે તે રાશિના ભાગો ઉપર, તે તે જાતની અસર કરે છે.

૯૭. જ્યારે કોઇપણ ગ્રહ "કલીમેટ્રીક" જગ્યામાં દાખલ થાય ત્યારે તે ગ્રહ જે રાશિનો માલેક હોય, તે રાશિને લગતા મુલકનો રાજા અથવા તો કોઈ અમીર જરૂર મરે.

૯૮. નવા ચંદ્રની રાશિનો માલેક જો કેન્દ્ર સ્થાનમાં હોય તો તે કાર્ય તેજ મહિનામાં થશે એમ જાણવું.

૯૯. જે રાશિમાં ચંદ્ર બદલાતો હોય, અને તે રાશિનો માલેક જો રવિ સાથે કંજંગશનમાં સ્કવેર, કે ઓપોઝીશનમાં હોય ને કેન્દ્ર સ્થાનમાં હોય, તો તે મહિનામાં શું શુ ફેરફારો થશે તે તમામ જણાય છે.

૧૦૦. સૂર્ય જ્યારે રાશિ બદલે છે, ને જે રાશિમાં જાય છે તે રાશિમાં જે ગ્રહ હોય તેને તેજ કરે છે, જેથી તે ગ્રહને લગતી ખાસીયતો તે વેળાએ પ્રગટી નીકળે છે. (ખાસ કરીને ઋતુની બાબતમાં).

૧૦૧. જે શહેરનો પાયો નંખાતી વખતે જો મંગળ દશમે સ્થાને હોય તો, તે શહેરનો રાજા તલવારના ઘાથી મરે.

૧૦૨. જો કન્યા કે મીન રાશિ, લગ્ને યાને પહેલે ભુવને આવે તો તે માણસ જાતિ બળે આગળ વધી સુખ મેળવે, પણ જો મેષ અથવા તુલા રાશિ હોય તો, તે માણસ પોતે પોતાના મોતનો કારણભૂત થાય, એ જ પ્રમાણે બીજી રાશિઓનો પણ વિચાર જાણવો.

૧૦૩. બુધ જો શનિના ઘરમાં સારી એસપેકટમાં હોય તો, અટકળ કરનારો અને ચૂનોચરા કરનારો હોય, પણ જો મેષ રાશિમાં હોય તો, તે માણસ ભાષણકર્તા થાય.

૧૦૪. જો કોઇ શખ્સના જન્મ લગ્ને પાપગ્રહ બીજા ગ્રહોની પાપ-દૃષ્ટિમાં સપડાયલો હોય તો તે માનવી કઠોર કામો કરે, અને સુગંધીને બદલે દુર્ગંધી તેને વધારે પસંદ આવે.

૧૦૫. જ્યારેખી મુસાફરી કરવી હોય ત્યારે, તે વખતની કુંડળી કાડવી અને જોવું કે આઠમા ભુવનનો માલેક ખરાબ દૃષ્ટિમાં ફસેલો નહીં હોય, અથવા આઠમા ભુવને કોઈ પાપગ્રહ નહીં હોય, તેમજ જ્યારે તે મુસાફરીથી પાછો ફરે ત્યારે કુંડળીના બીજા ભુવનને અને તેના માલેકને તપાસવો.

૧૦૬. જન્મ કુંડળીમાં જે જે રાશિમાં પાપગ્રહ હોય, તે રાશિમાં જ્યારે ચંદ્ર આવે, ને તે વખતે જો તે માણસ સીક પડે, તો તેની બિમારીનું જોર ઘણું થાય, તેમજ તે રાશિથી ૯૦° અંશે અથવા ૧૮૦° અંશે ચંદ્ર હોય ત્યારે પણ ગંભીર માંદગી થાય. વળી જો તે રાશિ પાપગ્રહની દૃષ્ટિમાં

હોય તો માંદગી ઘણી ગંભીર થાય, એ જ પ્રમાણે સારા ગ્રહો માટે એથી ઊલટું સમજવું.

૧૦૭. જો સીગ્નીફીકેટર માણસાઈ રાશિમાં ન હોય તો, તેમજ લગ્નની રાશિ માણસાઈ રાશિ ન હોય તો જાણવું કે, પ્રશ્ન કરનાર પોતે પણ માણસાઇ ખવાસ વગરનો છે.

૧૦૮. જે શખ્સની કુંડળીમાં જે રાશિમાં પાપગ્રહ બેઠો હોય, અને બીજા શખ્સની કુંડળીમાં તે જ રાશિમાં શુભ ગ્રહ બેઠો હોય તો શુભ ગ્રહવાળાને પાપગ્રહવાળા તરફની હાનિ પહોંચે.

૧૦૯. જે નોકરના જન્મલગ્નની રાશિ જો તેના ધણીની જન્મ-કુંડળીમાં દશમા ભાવે હોય, તો તે ધણી તે ચાકરના હાથમાં ગુલામ જેવો થઇ રહે, અને તેની ઉપર પુષ્કળ વિશ્વાસ મૂકે.

૧૧૦. લાંબા કદના માનવીની જન્મલગ્નની રાશિ શરૂઆતની ડીગ્રીમાં હોય છે, તથા તેનો માલેક કુંડળીમાં કોઈપણ ભાગે શુભ દૃષ્ટિમાં અથવા ઊંચનો હોવો જોઇયે, તેજ પ્રમાણે ટુંકા કદના આદમીના લગ્નનો માલેક, પાપદૃષ્ટિમાં અથવા તો કોઈ ખાડાના ભુવનમાં હોવો જોઇયે.

૧૧૧. એક ઘર બાંધતી વખતે, તેના પાયાની કુંડળીના લગ્નનો સીગ્નીફીકેટર જો પૃથ્વીની બાહેરના કોઈ ગ્રહ સાથે જોડાય તો તે ઘરના પાયામાં નુકસાન જાય, ને પાયો જોર પકડે નહિં.

૧૧૨. સીક આદમી માટે પુછાયલી **પ્રશ્ન કુંડળીમાં** સાતમું ભુવન અને તેનો માલેક જો પાપદૃષ્ટિમાં ફસેલો હોય, તો તે દરદી માણસનો જે ડૉક્ટર હોય તેને બદલી નાંખી બીજો ડૉક્ટર સારવાર માટે નીમવો.

૧૧૩. મુનડેન કુંડળીમાં જે ભુવને મુખ્ય કંજંગશન પડતું હોય, તેનો તફાવત, કુંડળીના લગ્નના અંશથી ગણવો, અને તે ગ્રહ જ્યારે તેટલા અંશનો થાય ( Projection ) ત્યારે તે ભુવનને લગતી બાબતો બને એમ જાણવું.

૧૧૪. જ્યારે દર મહિને ચંદ્ર સૂર્યનું કંજંગશન થાય, ત્યારે તે ઘડીપળની જો કુંડળી કાઢવામાં આવે, અને તે કુંડળીનાં કેન્દ્ર સ્થાન પ્રમાણે તે મહિનાની ઋતુની પીછાણ થાય છે.

૧૧૫. જ્યારે શનિ અને ગુરુ એક બીજા સાથે સંયુતિ યાને કંજંગશન કરે, ત્યારે જોવું કે કયો ગ્રહ બેઉમાંથી ઊંચનો છે, અથવા તો વધુ બળવાન છે; જે બળવાન હોય તેના ગુણ પ્રમાણેનો ફળાદેશ કહેવો. એ જ પ્રમાણે બીજાં કંજંગશનો માટે પણ વિચારી લેવું.

૧૧૬. જો પાપગ્રહ, સૂર્ય અસ્ત થયા પછીથી આકાશમાં અસ્ત થતો હોય તો, દરદ ને દુઃખ આપે, પણ જો સૂર્ય ઉદય થવા આગમજ તે પાપગ્રહનો ઉદય થાય તો તે ગ્રહ એકસીડન્ટ કરાવે.

૧૧૭. જ્યારે શનિ અને મંગળ બેઉ લગ્ને હોય ને તેના ઓપો ઝીશનમાં ચંદ્ર સાતમા ભુવને હોય તો, તે માણસની આંખમાં ખામી હોય પણ જો એવે વખતે રવિ પણ કોઈ કેન્દ્ર સ્થાનમાં હોય તો માણસ આંધળો થાય.

૧૧૮. જો ચંદ્ર તથા બુધને કોઈપણ જાતની દૃષ્ટિ ન હોય તેમજ એ બેઉ ગ્રહો લગ્ન યાને પહેલા ભુવન સાથે પણ કોઇ જાતની એસપેકટસ કરતા ન હોય, તો તે માનવી ઘેલો અથવા ઝિનો થાય.

૧૧૯. જો માનવીની કુંડળીમાં મંગળ લગ્ને હોય તેને જરૂર મોંઢા ઉપર ઘા અથવા નિશાન હોય.

૧૨૦. જો સિંહ રાશિમાં સૂર્ય સાથે, પહેલા ભુવનનો માલેક બેસે, તથા મંગળને પહેલા ભુવન સાથે સંબંધ ન હોય તો, તથા તે જ વખતે આઠમા ભુવનમાં કોઇ શુભ ગ્રહ ન હોય, તો તે માનવી બળીને મરે, અથવા આગથી મોત થાય.

૧૨૧. જો દશમા ભુવને શનિ હોય અને ચોથા ભુવને રવિ અથવા ચંદ્ર હોય, અને ચોથા ભુવનની રાશિ જો ખાકી તત્ત્વની હોય તો માણસ ઘર પડવાથી અથવા દટાવાથી મરણ પામે. જો ચોથા ભુવને પાણીની રાશિ હોય તો ડૂબી મરે, જો માણસાઈ રાશી હોય તો કોઇ માનવીના હાથે ગુંગળાઇ મરણ શરણ થાય અથવા ફાંસીએ ચઢે. એટલું છતાં જો કોઇ શુભ ગ્રહ આઠમા ભુવને તે વખતે હોય તો, તે માનવી મરણકાંડે આવતાં ઘણું કરીને જરૂર બચી જાય.

૧૨૨. જેની જન્મ કુંડળીમાં મંગળ અગિયારમા ભુવને હોય તેને તેના માલેક અથવા શેઠ સાથે કદી બને નહીં, ખટપટ થયા કરે.

૧૨૩. કોઇપણ નવા કામમાં અથવા ધંધામાં લાગતી વખતે જો મંગળનો ગ્રહ, પ્રશ્ન કુંડળીના લગ્નનો માલેક હોય, અને પોતે બીજા ભુવને બેઠો હોય અથવા બીજા ભુવનના માલેક સાથે કંજંગશન કરતો હોય તો તે વેપાર અથવા ધંધામાં પુષ્કળ ખોટ જાય.

૧૨૪. ચંદ્ર જો પૃથ્વીની ઉપરના ભાગમાં હોય, તો તે કુંડળી જે સવાલ માટે કાઢી હોય, તે સવાલને લગતી બાબત તદ્દન નવી હોવી જોઇયે, પણ જો ચંદ્ર પૃથ્વીની નીચે હોય તો, ઘણા લાબા વખતની હોવી જોઇયે.

૧૨૫. જો ચાંદરાતનો નવો ચંદ્ર અથવા તો પૂનમનો ચંદ્ર જે રાશિનો હોય તે રાશિનો માલેક જો કેન્દ્ર સ્થાનમાં પડે, તો જે કામ માટે પ્રશ્ન પુછાયો હોય તે પ્રશ્નને લગતું કામ ઘણું જલદીથી પૂરું થાય.

૧૨૬. પાપગ્રહ જો કુંડળીમાં ઘણી પાપદષ્ટિમાં આવ્યા હોય અથવા તો દશમા સ્થાને રાહુ હોય તો, જાણવું કે સવાલનો જવાબ વિશ્વાસપાત્ર મળવાનો નથી.

## હોરારી એસ્ટ્રૉલૉજીમાં પુછાતા બારે ભુવનોના સવાલો તથા તેમને લગતી સમજણ

### પહેલા ભુવનના સવાલો

૧. **હું લાંબી જીંદગી જીવીશ કે?** જો પ્રશ્ન કુંડળીમાં રવિ, ચંદ્ર અને લગ્ન એ ત્રણે પાપદષ્ટિથી નિરાળા હોય, તથા રવિ અને ચંદ્ર ૪, ૬, ૮, એ ભુવનોમાં રહેલા ન હોય, તો જાણવું કે જીંદગી લાંબી છે. જો ગુરુ શુક્ર સારી દષ્ટિમાં હોય અને પાપગ્રહો ૬, ૮, ૧૨ મા સ્થાને ખાડામાં પડેલા હોય, તથા તેઓ ચંદ્ર સૂર્યની દષ્ટિથી નીરાળા હોય તો જાણવું કે જીંદગી લાંબી છે. જો પહેલાનો માલેક ચોથા કે આઠમા સ્થાને હોય, અથવા રવિ કે ચંદ્ર ઉપર ૭ કે આઠમા સ્થાનથી પાપગ્રહની દષ્ટિ પડતી હોય, અથવા તો કેન્દ્ર સ્થાનમાં પાપગ્રહો બેઠા હોય તો, તથા લગ્નનો માલેક અને રવિ કે ચંદ્ર પણ ખાડે પડેલા હોય, તો જાણવું કે જીંદગી ટૂંકી છે, ઘણાં વર્ષ જીવશે નહિ.

૨. **ફલાણો માણસ ઘરમાં છે કે?** પહેલે એ માણસનો સીગ્નીફીકેટર કયા ભુવનમાં છે તે જોવું. અને જો તે ભુવનનો માલેક કેન્દ્ર સ્થાને યાને ૧, ૪, ૭, ૧૦ મે હોય તો જાણવું કે તે માણસ ઘરમાં છે, જો ૨, ૫, ૮, ૧૧, એ સ્થાનમાં હોય તો ઘરથી થોડો દૂર ગયેલો છે, પણ તુરત મળશે, અને જો ૩, ૬, ૯, ૧૨, એ સ્થાનમાં હોય તો તે માણસ બાહેર ગયેલો છે ને મળશે નહીં. જો તે માણસનો સીગ્નીફીકેટર તથા સવાલ કરનારનો સીગ્નીફીકેટર એ બેઉ જણ એક બીજાની સાથે એસપેકટમાં આવતા હોય તો તેઓ એકમેક સાથે મેળાપ કરશે, પણ જો તેઓની વચ્ચે કોઈ બીજા ગ્રહની એસપેકટ આવી પડશે તો, મેળાપ થશે નહીં.

૩. **કંઈ એકાએક જીંદગીમાં ફેરફાર થશે કે અથવા કાંઈ સારો માઠો બનાવ હાલમાં બનશે કે?** લગનનો માલેક રવિ અને ચંદ્ર તપાસવા કે તેઓ એક બીજાની સારી એસપેકટમાં હોય તો, અને

ગુરુ શુક્રની સારી દૃષ્ટિ હોય તો જાણવુ કે સવાન કરનારને કાઇપણ નુકસાન થવાનું નથી પણ જો રવિ ચંદ્ર કે લગ્નને પાપગ્રહો જેવા કે શનિ, મંગળ, હરશચલ વગેરે પાપદૃષ્ટિ કરતા હોય તો, તેઓ જે ભુવનના માલેક હોય, તે ભુવનને લગતા શખ્સ અથવા બીનાથી, સવાન કરનારને નુકસાન જશે એમ જાણવુ

૪ ગેરહાજર શખ્સ જીવતો છે કે મુવેલો ? ગેરહાજર રહેનો માનવી જો સગો હોય તો, તેને લગતું ભુવન જોવુ, જેમકે ભાઈ માટે ત્રીજું, બાપ માટે ચોથુ, ફરઝંદ માટે પાચમું મિત્ર માટે અગિયારમું, પણ જો કોઈ ત્રાહિત માનવી માટે જોવુ હોય તો સાતમુ ભુવન જોવુ એ ભુવનો માથી જે ભુવનને લગતો સવાલ હોય, તે ભુવનનો માલેક જો ચોથે અથવા આઠમે સ્થાને હોય, અને વળી પ્રાપગ્રહના કંજગશન, સ્કવેર, કે ઓપો ઝીશનમા હોય, તો જાણવુ કે તે માણસ મરવા પડેલો છે, અથવા મુવેલો છે વખતનું અનુમાન એવી રીતે કરવુ કે જો કંજગશન, સ્કવેર કે ઓપો ઝીશન બરાબર થવાનું હોય તો, તે જ્યારે થશે ત્યારે મરે, અને જો થઇ ગયુ હોય તો તે થયુ તે વખતે મુવો, એમ જાણવુ જો પ્રશ્નનો સીગ્નીફીકેટર છઠ્ઠા ભુવનમા હોય તો, તે માંદો છે એમ જાણવુ તથા વધારે સીક છે કે ઓછો, તે જોવા પ્રમાણમા તે ગ્રહ પાપગ્રહોની વધતી ઓછી દૃષ્ટિમા આવ્યો હોય તેમ જાણવુ, અથવા જો આઠમા ભુવનનો માલેક તથા ચોથા ભુવનનો માલેક જો છઠ્ઠા ભુવને રહેલા સીગ્નીફીકેટર સાથે પાપદૃષ્ટિ માટે આગળ વધતો હોય તો જાણવુ કે તે મરશે, પણ જો દૂર જતો અને એસપેક્ટથી છૂટો પડતો હોય તો, જાણવુ કે તે માણસ માદગીમાથી સાજો થશે જો ઉપલી બાબતોમાથી કોઈ પણ બાબત કુંડળીમા જોવામા ન આવે તો જાણવુ કે તે માણસ સારી પેઠે છે, અને જીવતો છે, અને ખાસ કરીને જો રવિ, ચંદ્ર કે ગુરુના સમાગમમા તે આવેલો હોય તો ઘણો સારો જાણવો જો હવે તે જીવતો છે, ને કયારે કાગળપત્ર લખશે, તે જાણવુ હોય તો, અગિયારમા ભુવનનો માલેક જ્યારે ૬૦° અંશે અથવા ૧૨૦° અંશે સીગ્ની ફીકેટરની સાથે એસપેક્ટ કરે, તે વખતે તેમ થશે એમ જાણવુ

૫ હું તંદુરસ્ત થઇશ કે ? જો લગ્નનો માલેક અને ચંદ્ર પાપ ગ્રહની દૃષ્ટિથી મુક્ત થતા હોય, અને ૪, ૬, કે ૮ મા સ્થાનમાં નહીં હોય તો જાણવુ કે થશે, અને જો છઠ્ઠામા હોય તો જાણવુ કે સીક પડશે, છઠ્ઠામાં રહીને ચંદ્ર અથવા લગ્ન સાથે પાપદૃષ્ટિ થાય તો માંદો પડે, પણ

જો આઠમા ભુવન કે ચોથા ભુવનમાં જો લગ્નનો માલેક બળહીન થઈને રહેલો હોય તો મોત નજીક આવેલું જાણવું.

૬. **મારી તબિયત સુધારવા માટે ક્યાં જવું જોઈએ ?** લગ્નનો માલેક કયા કયા ગ્રહો સાથે સારી દૃષ્ટિમાં છે, અને તે ગ્રહો સારા ભુવનોમાં બેઠેલા છે કે, જો તેમ હોય તો તે ગ્રહો જે ભુવનમાં હોય તે જગ્યાએ જવાથી તબિયત સુધરે, જો ગ્રહ પાપગ્રહ હોય તો સહેજ સહાજ સુધારો થાય, જો તે ગ્રહ શુભ હોય તો વધારે સારૂં, પણ જો રવિ અથવા ગુરુ હોય તો ઘણો જ સારો જાણવો. હવે એ સારી દૃષ્ટિ ફેંકનારો ગ્રહ જે રાશિમાં અને જે ભુવનમાં હોય તે રાશિની અને તે ભુવનની દિશામાં જવાથી ફાયદો થાય છે; જેમકે, દશમા ભુવને મકર રાશિમાં હોય તો બરાબર દક્ષિણ દિશા જાણવી, કારણ કે મકર રાશિ દક્ષિણ દિશા દેખાડે છે, તેમજ દશમું ભુવન પણ દક્ષિણ દિશા જ દેખાડે છે. એ બાબત ઘણું ધ્યાન રાખવાની જરૂર છે. કેટલીક વખતે ગુંચવાડો ઊભો થાય છે જેમકે, પહેલા ભુવને તુલા રાશિ આવે, તો તુલા રાશિ પશ્ચિમ દિશા બતાવે છે, અને પહેલું ભુવન પૂર્વ દિશા બતાવે છે. એટલે પશ્ચિમ જવું કે પૂર્વે જવું તે ગુંચવણમાં પડીએ છીએ. એમ થવાનું કારણ એ જ કે કુંડળીનો સવાલ ઢચુપચુ મને કરેલો હોવો જ જોઈયે, જો સંગીન દૃઢતાથી કુંડળીનો પ્રશ્ન પૂછવામાં આવે તો, એવા સવાલ વખતે એવી ગુંચવણ થતી નથી.

૭. **મારી જીંદગીનો કયો ભાગ વધારે નસીબવંત નીવડશે ?** કુંડળીમાં રવિ, ચંદ્ર, ગુરુ અને શુક્રને તપાસવા. તેઓ જો ૧૦, ૧૧ ૧૨ અને પહેલે ભુવને બેઠા હોય તો, જીંદગીની શરૂઆતથી ત્રીસ વર્ષ સુધી વધુ નસીબવંત, જો ૯, ૮, ૭ મા ભુવને હોય તો ૩૦ થી ૪૦ મા વર્ષ સુધી, જો બીજે કે ત્રીજે ભુવને હોય તો ૪૦ થી ૫૦ મા વર્ષ સુધી અને જો ૪, ૫, કે ૬ ઠે ભુવને હોય તો જીંદગીના અંત વખતે સુખ મળે. જો રવિ, ચંદ્ર, ગુરુ કે શુક્ર કુંડળીમાં જુદે જુદે સ્થાને છુટા છુટા પડયા હોય તો, આખી જીંદગી સુધી, તેઓના બળ પ્રમાણે સુખ અથવા દુઃખ આવ્યે જાય.

૮. **મારા ભલાને માટે દુનિયાના કયા ભાગમાં મારે રહેવું જોઇયે ?** ગુરુ, શુક્ર, ચંદ્ર અને રવિ એ ચાર ગ્રહોમાંથી કયો ગ્રહ મહા બળવાન છે, તે તપાસવો, અને તે ગ્રહ જે રાશિમાં અને જે ભુવનમાં હોય, તે રાશિને, ને તે ભુવનને લગતી જે દિશા હોય, અને તે દિશામાં જે મુલકો આવેલા હોય ત્યાં જવું સારૂં છે.

૯. **હું ક્યાં લગી જીવીશ ?** લગ્નનો માલેક જો રવિ સાથે અથવા તો આઠમા કે ચોથા ભુવનમાં રહેલા કોઈ પાપગ્રહ સાથે કંજંગશન, સ્કવેર, કે ઓપોઝીશનની એસપેક્ટમાં જતો હોય તો, સીગ્નીફીકેટર અને તે અમુક ગ્રહની વચ્ચે જેટલા અંશનો તફાવત હોય, તે આગળ દર્શાવેલા વખતના કોષ્ટક પ્રમાણે જોઈને, તેટલો વખત જાણવો. જો રવિ અથવા ચંદ્ર આઠમા ભુવને બેસી, શનિ અથવા મંગળ કે હરશચલ સાથે કંજંગશન, સ્કવેર કે ઓપોઝીશનમાં જતા હોય તો જરૂરી જીંદગી ટૂંકી જાણવી.

૧૦. **મુસાફરીએ ગયેલાં વહાણની ભરદરિયામાં કેવી હાલત છે ?** કુંડળીના લગ્નની રાશિ અને ચંદ્ર એ વહાણ સમજવું, લગ્નનો માલેક તે ખલાસીઓ, દશમાનો માલેક તે કેપટન જાણવો. જો આઠમાનો માલેક લગ્ને બેઠો હોય, અથવા તો લગ્નનો માલેક આઠમા ભુવને બેઠો હોય, અથવા તો ૪, ૬, ૮, કે ૧૨ મા ભુવનના માલેકની પાપદૃષ્ટિ હોય, અથવા ચંદ્ર ચલિત હોય, તો જાણવું કે તે વહાણ ડુબી ગયું છે, અને ખલાસીઓ માર્યા ગયા છે, પણ જો ઉપલામાંથી કોઈ પણ ગ્રહ એક બીજાના રીસેપશનમાં હોય તો જાણવું કે વહાણ તો ડુબી ગયું, પણ કોઈક ખલાસીઓ બચવા પામ્યા છે. પણ જો લગ્ન, તેનો માલેક અને ચંદ્ર શુભ દૃષ્ટિમાં હોય તો જાણવું કે વહાણ, તેના ખલાસી તથા માલ અસબાબ સર્વે સલામત છે.

૧૧. **મુસાફરીથી કાંઈ લાભ થશે કે ?** જો લગ્ન, લગ્નનો માલેક અને ચંદ્ર શુભ દૃષ્ટિમાં અને ઊંચના હોય તથા રવિ અને ગુરુ સાથે શુભ દૃષ્ટિમાં હોય, તો મુસાફરીથી ઘણો લાભ થાય, જો પાપદૃષ્ટિમાં અને નીચના હોય તો ગેરલાભ જાણવો. જો કોઈ પાપગ્રહની લગ્નને અથવા લગ્નના માલેકપર અથવા ચંદ્ર ઉપર પાપદૃષ્ટિ હોય તો તે મુસાફરીમાં મહાભારત નુકસાન થવાની વકી જાણવી. જો તે પાપગ્રહ બારમા ભુવનેથી પાપદૃષ્ટિ નાંખતો હોય તો ચોર લુટારાથી, જો લગ્નનો માલેક અને દશમાનો માલેક એક બીજાના ઓપોઝીશનમાં હોય તો ખલાસીઓમાં તથા માણસોમાં હુલ્લડ જાગવાથી નુકસાન થાય. પણ એ બેઉમાંથી જે માલેકો જોરાવર ને ઊંચના હોય, તેની ફત્તેહ થાય એમ જાણવું.

## બીજા ભુવનના સવાલો

૧૨. **હું પૈસાવાળો થઈશ કે ?** જો લગ્નનો માલેક તથા બીજું ભુવન બળવાન હોય, ઊંચનાં હોય અથવા તો પોતાના ઘરનાં હોય, તથા રવિ ચંદ્ર અને ગુરુની સાથે સારી દૃષ્ટિમાં હોય, તથા તેઓ પાપદૃષ્ટિથી

નિરાળા હોય તો પૈસાદાર થાય. જો ગુરુ ચંદ્ર બીજે કે દશમે ભુવને હોય અને સારી દૃષ્ટિમાં હોય, જો રવિ, ચંદ્ર, ગુરુ એક બીજાથી ૧૨૦° અંશે હોય અને લગ્નનો માલેક બીજે બેઠો હોય, એવા એવા સંજોગો હોય તો તે માનવી પૈસાવાળો થાય. અને જો એમાંથી કોઈપણ સંજોગ ન હોય તો તે પૈસાવાળો કદી થાય નહીં. જો શનિ બીજા ભુવને વક્રી હોય તો મુફલીસ બનાવે. જો રવિ, ચંદ્ર અને ગુરુ એક બીજાને પાપદૃષ્ટિથી જોતા હોય તો ગરીબ રહે. જો બધા ગ્રહો પાંચમા કે છઠ્ઠા ભુવને હોય તો કમનસીબ રાખે, જો ગુરુ અથવા ચંદ્ર ચોથા ભુવને હોય તો પાછલી જીંદગીમાં પૈસા મળે.

**૧૩. કોના તરફથી મને પૈસા મળશે, અને કોના તરફથી મારા પૈસા જતા રહેશે?** શુભ ગ્રહો તથા પાપગ્રહો કયા કયા ભુવનમાં છે, તથા એકમેક સાથે કેવો સંબંધ દેખાડે છે, જે ઉપરથી માલમ પડશે. જેમકે જો ગુરુ સાતમે હોય ને ઊંચનો હોય અથવા પોતાના ઘરનો હોય તો વેપાર હુન્નરથી, ભાગીદારીથી, સરકાર દરબારથી પૈસા મળે. જો શનિ હોય તો સર્વે રીતની ખોટ આપે, લગ્નનો માલેક જો બીજા ભુવને હોય તો પોતાની જાતમહેનતે પૈસા મેળવે. જો ત્રીજા ભુવને હોય અથવા ત્રીજાના માલેક સાથે શુભ દૃષ્ટિમાં હોય તો ભાઇઓથી, નાની મુસાફરીથી, અને ત્રીજા ભુવનને લગતી બાબતોથી પૈસા મળે, જો પાંચમા ભુવને લગનનો માલેક બેઠો હોય ને ઊંચનો હોય અથવા તો પાંચમાના માલેક સાથે શુભ દૃષ્ટિમાં હોય, તો શરતથી, જુગારથી, રમતગમતથી, નાટકથી પૈસા મળે. એ પ્રમાણે હરેક ભુવન માટે વિચારી લેવું. પણ જો લગ્નના માલેક તથા બીજાના માલેકને કોઇ પણ ભુવનનો માલેક પાપદૃષ્ટિથી જોતો હોય તે ભુવનની બાબતથી પૈસા જાય, નુકસાન પહોંચે એમ સમજવું, જેમકે જો છઠ્ઠા ભુવનનો માલેક બીજા ભુવનના માલેકને પાપદૃષ્ટિથી જોતો હોય તો, ભાડુતો મારફતે ખોટ આવે, જાનવરો મારફતે ખોટ આવે, નોકરો તથા મજુરો મારફતે ખોટ આવે, માંદગીથી પૈસે ખુવાર થાય. એ જ પ્રમાણે જો નવમા ભુવનનો માલેક પાપદૃષ્ટિમાં હોય તો, સાળા તરફથી, લાંબી મુસાફરીથી, તથા તે ભુવનને લગતી બાબતોથી પૈસાની ખુવારી થાય.

**૧૪. ઉછીનાં આપેલાં નાણાં પાછાં વસુલ થશે કે?** પહેલું ભુવન તથા બીજું ભુવન તે પૈસા ધીરનાર, અને સાતમું અને આઠમું ભુવન તે પૈસા ઉછીના લેનાર જાણવો. જો કોઇ સગાને પૈસા ઉછીના આપ્યા હોય તો તે સગાઈ પ્રમાણેનું ભુવન જાણવું. જેમકે ભાઈ હોય તો

ત્રીજું ને ચોથું. જો એ સર્વે ભુવનોના માલેક ઊંચના હોય અથવા કેન્દ્ર સ્થાનમાં બેઠા હોય અને પાપદૃષ્ટિથી નિરાળા હોય તો પૈસા આવશે. જો બીજા ને આઠમાના માલેક એક બીજા સારી દૃષ્ટિમાં આવતા હોય, અથવા ગુરુ જો બીજાના માલેક સાથે કંજંગશન, ૬૦°, અંશ કે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિમાં આવતો હોય, અને બીજે તથા આઠમે પાપગ્રહ ન હોય તો પૈસા મળે, પણ જો આઠમા ભુવનનો માલેક પાપદૃષ્ટિમાં હોય તથા બળહીન હોય તો જાણવું કે પૈસા ઉછીના લેનાર સંકડાશમાં છે, ને પૈસા આવશે નહીં. જો બીજા તથા આઠમા ભુવનના માલેક પાપદૃષ્ટિમાં હોય, અથવા એક બીજાથી બીલકુલ કંઇપણ એસપેક્ટ કરતા ન હોય, અથવા પાપ ગ્રહો એ ભુવનમાં હોય, અને ચંદ્રને તેઓ પાપદૃષ્ટિથી જોતા હોય તો પૈસા પાછા મળશે નહીં, એમ જાણવું.

એ જ પ્રમાણે માલનું વેચાણ કર્યું હોય તેના પૈસા આવશે કે નહીં, તેમજ કરજ અદા થશે કે નહીં, તે જાણવું.

**૧૫. મને કોઇ નાણાં ધીરશે કે ?** જો સગા પાસે પૈસા માંગવા હોય તો તે સગાને લગતું ભુવન લેવું, તે સિવાય બીજા માટે સાતમું તથા આઠમુ ભુવન જોવું, તથા પોતાને માટે પહેલું તથા બીજું જોવું. જો તમારા બેઉ ભુવનના માલેક તથા સામા ધણીના બેઉ ભુવનના માલેક એક બીજા સાથે સારી દૃષ્ટિમાં હોય, અથવા તો તમારા ભુવનના માલેકો સામા ધણીના પૈસાના ભુવનમાં બેઠા હોય અને લગ્નનો સ્વામી બળવાન હોય તો, તમો પૈસા માંગો તો સામો ધણી જરૂર નાણું ધીરશે. જો ચંદ્ર બીજા તથા આઠમા ભુવનને શુભ દૃષ્ટિથી જોતો હોય તો, અને આઠમાનો માલેક બળવાન હોય તો નાણું ઉછીનું મળે, પણ જો આઠમાનો માલેક વક્રી હોય અથવા તો નીચનો હોય તો, જાણવું કે પૈસા નથી. જો આઠમાનો માલેક જલિત હોય તો અથવા બે ગ્રહોની વચ્ચે સપડાયલો હોય તો જાણવું કે પૈસા બીજે ઠેકાણે રોકાયલા છે, તે સબબથી નાણું હાજલ પાછી ધીરી શકાતું નથી. જો પહેલા અને સાતમાનો માલેક એકમેક સાથે રકવેર અથવા ઓપોઝીશનમાં આવે તો જાણવું કે પૈસા માંગવા જતાં કંકાસ થશે. જો બેઉ માલેકને રીસેપશન થયું હોય, પણ જો તે ગ્રહ બળવાન હોય તો તે પૈસા આપવા રાજી હોય, પણ કંઇ હાજલ હોય નહીં જે આપે.

**૧૬. બીલ, પ્રામીસરી નોટ** વગેરે માટે જાણવું હોય તો, સવાલ ૧૪ માં લખ્યા પ્રમાણે લેણદેણ તપાસી લેવું.

**૧૭. મને સારા ચઢેલા પગારો મળશે કે ?** તમારા પોતામાટે પહેલું તથા બીજું ભુવન, અને પગાર આપનાર માટે દશમું તથા અગિયારમું ભુવન તપાસવું. જો પહેલા તથા બીજાના માલેક અગિયારમે હોય અને દશ તથા અગિયારમા ભુવનના માલેકો સાથે શુભ દૃષ્ટિમાં હોય, અથવા તો ચંદ્ર એ માલેકો સાથે સારી દૃષ્ટિમાં હોય તો જરૂર પગાર મળે, જો દશમા તથા અગિયારમા ભુવનમાં પાપગ્રહો હોય, અને પહેલા ભુવનનો માલેક તેઓ સાથે સારી એસપેક્ટમાં હોય તો; પગાર થોડો વખત થોભી જવા પછી મળશે, જો એ સિવાય ૧, ૨, ૧૦, ને ૧૧ મા ભુવનના માલેકો એક બીજા સાથે પાપદૃષ્ટિમાં હોય તો પૈસા મળે નહીં એમ જાણવું. કેટલા દિવસ કે વખતમાં પગાર મળશે તેનું પ્રમાણ સીગનીફીકેટરોની એસપેક્ટ થવાને જેટલી ડીગ્રીનો તફાવત હોય તેટલી ડીગ્રી પ્રમાણે વખતના કોઠા પ્રમાણે તપાસી લેવું.

**૧૮. મારા પૈસા બીજાને ધીરવાથી લાભ થશે કે ?** જો બીજા ભુવનનો માલેક વક્રી હોય, નીચનો હોય અથવા તો પૈસા જેને આપવા ધારતા હોય તેનો સીગનીફીકેટર પાપદૃષ્ટિમાં નીચનો હોય તો નાણાં ધીરવાં નહીં, અને કોઇપણ રીતની એ માલેકો વચ્ચે પાપદૃષ્ટિ હોય તો નાણાં બીલકુલ ધીરવાં નહીં, કારણ કે એવી પાપદૃષ્ટિ દેવાળું કઢાવે છે. પણ જો તેના બીજા ભુવનનો માલેક બળવાન હોય તથા બીજા શુભ ગ્રહો સાથે સારી દૃષ્ટિમાં હોય, ઝડપી ચાલનો હોય તથા કેન્દ્ર સ્થાનમાં હોય તો નાણું ધીરવું લાભકારી છે.

**૧૯. મારો પગાર વધશે કે ?** જો બીજા ભુવનનો માલેક શુભ દૃષ્ટિમાં હોય અને દશ તથા અગિયારમા ભુવનના માલેક સાથે સારી એસપેક્ટ કરતો હોય તો વધશે. વળી જો પહેલા તથા બીજાનો માલેક અગિયારમા ભુવને હોય તો પગાર વધે. પણ જો એ માલેકોને રીસેપશન ન હોય અથવા એક બીજા સાથે પાપદૃષ્ટિ કરતા હોય તો પગાર વધશે નહીં એમ જાણવું. વળી જો દશ તથા અગિયારમાના માલેક પહેલા તથા બીજાના માલેકને પાપદૃષ્ટિથી દબાવતા હોય તો, પગાર વધારવાને માટે અરજી કરવી નહીં, કારણકે તેથી ખટપટ થઇને નોકરી જશે.

એ પ્રમાણે બીજું ભુવન કે જે પૈસા સંબંધી બાબતોનું છે, તેને લગતા સવાલના જવાબો ધ્યાનથી ચોક્કસ અનુમાન કરીને જોવા.

## ત્રીજા ભુવનને લગતા સવાલો

**૨૦. ભાઇ ભાંડુઓ સાથે સારું રહેશે કે ?** જો ચોક્કસ ભાઇને

માટે જાણવું હોય તો આગળ ભાગ પહેલામાં જણાવ્યા પ્રમાણે ભાઇનું ભુવન શોધી કાઢવું, જેમકે પહેલા ભાઇ માટે ત્રીજું ભુવન, બીજા માટે પાંચમું, ત્રીજા માટે સાતમું વગેરે જાણવું. જો સાધારણ પાડપડોશી કે સામટા ભાઇબંધ વિષે જેવું હોય તો ત્રીજામાં જોવું કે, ત્રીજાનો માલેક શુભ ગ્રહ હોય તો, અથવા તેમાં શુભ ગ્રહ બેઠેલો હોય તો, અથવા તો એ ભુવનનો માલેક, સારી શુભ ગ્રહની દૃષ્ટિમાં હોય તો અથવા તો તમારા સીગનીફીકેટર સાથે રીસેપશનમાં હોય તો, તેમને સારો મેળાપ અને સુખ જાણવું. વળી જો પહેલાનો માલેક ત્રીજે ને ત્રીજાનો માલેક પહેલે બેસે તોપણુ તેમજ સમજવું, કારણકે તેઓ ૬૦° અંશની એસપેકટ કરતા હોવાથી મેળાપ સારો રાખે. જો ચંદ્ર ત્રીજા ભુવનના માલેક સાથે અથવા તેમાં બેઠેલા ગ્રહ સાથે સારી દૃષ્ટિમાં હોય તો તે પણુ સારું જાણવું. જો ઉપલા સીગનીફીકેટરો એક બીજાથી રકવેરમાં હોય તો અથવા ત્રીજાનો માલેક પાપગ્રહ હોય તો, અને ચંદ્ર સાથે પાપદૃષ્ટિમાં હોય તો તેઓ વચ્ચે ટંટો ફિસાદ ચાલુ રહે, પણુ જો ઓપોઝીશન કરતા હોય તો ઘણાજ ખરાબ. કોર્ટ દરબાર ચઢે. જો પાપગ્રહ ત્રીજે ભુવને હોય અથવા તો ત્રીજા ભુવનનો માલેક પાપગ્રહ હોય તો, તે માણસે પોતાનાં ભાઈબંધ, પાડપડોશી વગેરે સાથે બીલકુલ સંબંધ જ રાખવો નહીં, અને તેઓથી દૂર રહેવામાંજ લાભ છે, કારણુ તેઓ વચ્ચે કદી બનાવ રહેવાનો નથી.

**૨૧. રેલવેની ટૂંકી મુસાફરી કરવાથી કાંઈ લાભ થશે કે ?** પહેલા ભુવનનો માલેક તથા ત્રીજાનો માલેક અને ચંદ્ર જો શુભ દૃષ્ટિમાં એક બીજા સાથે હોય તો, અથવા ત્રીજા અને પહેલાના માલેક કેન્દ્ર સ્થાનમાં હોય અને ઝડપી ચાલના હોય, તથા પાપદૃષ્ટિથી નિરાળા હોય તો મુસાફરી જવું લાભકારક જાણવું. જો પહેલાનો તથા ત્રીજાનો માલેક એકમેક સાથે શુભ દૃષ્ટિમાં હોય, અને તેઓપર પાપગ્રહની દૃષ્ટિ ન હોય તો લાભકારી જાણવું. જો ગુરુ તથા શુક્ર ત્રીજે હોય અને ચંદ્રની તેનાથી શુભ દૃષ્ટિ હોય તો સુખ મળે, જો ચંદ્ર ત્રીજે હોય અને ગુરુ શુક્રની શુભ દૃષ્ટિમાં હોય અથવા લગ્નના માલેકની શુભ દૃષ્ટિ હોય તો મુસાફરી ફત્તેહમંદ નીવડે, પણું જો હરશચલ, શનિ કે મંગળ હોય તો ઝાઝો નફો નહીં આપે. જો તેઓ ચંદ્ર અથવા લગ્નના માલેક સાથે પાપદૃષ્ટિમાં હોય તો પુષ્કળ નુકસાન કરે, માટે જવુંજ નહીં. મંગળ એકસીડન્ટ દેખાડે છે, શનિ માંદગી દેખાડે છે, તથા ધારેલી જગાપર પહોંચતાં વિલંબ

લાગે છે, અને હરશચલ ન ધારી આફતમાં ફસાવી દેનારો છે. જો પહેલા અથવા ત્રીજાનો માલેક વક્રી હોય, અથવા તો ધીમી ચાલનો હોય અથવા વરખ, સિંહ, વૃશ્ચિક કે કુંભ રાશિ જો પહેલા અથવા ત્રીજા ભુવનના કશપર હોય, તો મુસાફરી ઘણું કરીને થાય નહીં. નક્કી કરે પણ વાંધો પડીને અટકી જાય, જે ભુવનથી પાપદૃષ્ટિ પડતી હોય તે ભુવનને લગતી બાબતથી અટકાવ પડે, જેમકે બીજા ભુવનથી પૈસા સંબંધી, જો છઠ્ઠા ભુવનથી હોય તો માંદગીથી, દશમા ભુવનથી હોય તો ધંધા વેપારથી, અથવા તો એ ભુવનોના માલેકો જ્યાંથીબી પાપદૃષ્ટિ નાંખે તો તે કારણોથી અટકાવ પડે, એમ જાણવું.

**૨૨. ક્યારે મુસાફરી જવાનો જોગ આવશે?** ત્રીજું ભુવન નાની નાની મુસાફરીઓ જેવી કે, પગ રસ્તે, ગાડીઘોડા મારફતે અથવા તો રેલવે મારફતેજ કરાવે છે. લંબાણ મોટી મુસાફરી માટે નવમું ભુવન જોવું. જ્યારે પહેલા અને ત્રીજા ભુવનના માલેક એકબીજાથી સારી એસપેક્ટમાં આવેલા હોય ત્યારે મુસાફરી કરવી, અથવા તો ચંદ્ર ત્રીજા ભુવન અને તેના માલેક સાથે સારી દૃષ્ટિમાં હોય તો મુસાફરી કરવી, અને તેબી, જે દિવસે ચંદ્ર ત્રીજા ભુવનના માલેક સાથે સારી દૃષ્ટિમાં આવે તેને બીજે દિવસે મુસાફરી કરવી.

**૨૩. જે ખબર સાંભળી છે તે સાચી છે કે જુઠ્ઠી, અને તેની શું અસર થશે?** જો ચંદ્ર પહેલા, ત્રીજા, દશમા અગિયારમાના માલેક સાથે સારી દૃષ્ટિમાં હોય, અથવા તો છૂટો પડતો હોય, અને પહેલાના માલેક સાથે સારી દૃષ્ટિમાં જોડાતો હોય, તો જાણવું કે ખબર સાચી છે, અને પ્રશ્ન કરનારને લાભકારી નીવડશે. જો ચંદ્ર કોઈપણ સાથે કોઇપણ દૃષ્ટિમાં આવતો ન હોય, અથવા ચંદ્ર અને બુધ એક બીજાના સ્કવેર અથવા ઓપોઝીશનમાં હોય તો જાણવું કે ખબર જુઠ્ઠી છે. જો શનિ હરશચલ, કે મંગળ ત્રીજા ભુવનમાં હોય તો જાણવું કે તે ખબરથી ભારે નુકસાન પહોંચશે, તેમજ જો ત્રીજા ભુવનનો માલેક પાપદૃષ્ટિમાં ફસેલો હોય તોપણ હાનિ પહોંચાડે. જો ગુરુ કે શુક્ર ત્રીજા ભુવને હોય, અથવા તો પહેલાના માલેક સાથે તેઓ સારી દૃષ્ટિમાં હોય, તો જાણવું કે તે ખબરથી પ્રશ્નકારને લાભ થશે. જો ખબર ખરાબ હોય અને તે વખતે પહેલા ભુવનનો માલેક નિર્બળ અથવા પાપદૃષ્ટિમાં ફસેલો હોય તો તે ખબરથી ભારે નુકસાન થાય, અથવા જો ત્રીજાનો માલેક પહેલા ભુવને હોય અને પાપદૃષ્ટિમાં ફસેલો હોય, અથવા કેન્દ્ર સ્થાનમાં પડેલો હોય,

અથવા તો ખાસ કરીને દશમા ભુવને પડેલો હોય, તો ગમે તેની અક્વા છતા, તેને કઇ પણ ગેરલાભ થાય નહીં

**૨૪ ખબર કોના તરફથી આવી?** ત્રીજા ભુવનનો માલેક જે સ્થાને બેઠો હોય તે સ્થાનને લગતા ભાગ તરફથી ખબર આવેલી જાણવી જેમકે ત્રીજે હોય તો ભાઇ અથવા પાડપડોશી, ચોથે હોય તો બાપ, પાચમે હોય તો કોઇ ઘણો જુવાન શખ્સ અથવા તો ફરજદ તરફથી, છઠ્ઠે હોય તો નોકર અથવા તો કામદાર મજુર અથવા કોઇ હનકારવડતા માણસ તરફથી એ પ્રમાણ હરેક ભુવનોને લગતી બાબતોથી સમજી લેવુ નનામો કાગળ આવે, તે જેવો હાથ લાગે તે વખતની કુડળી કાઢવી, અને તેમા ત્રીજા ભુવનનો માલેક જે ભુવનમા બેઠો હોય અને જે રાશિમા બેઠો હોય તે રાશિ તથા ભુવન ઉપરથી, તે લખનારના રૂપરગ, કદ નો રગ, હાનત, દિશા વગેરે સર્વે જાણવુ

## ચોથા ભુવનને લગતા સવાલો

**૨૫ મારી પોતીકી જમીન મિલકત થશે કે?** જો શુક્ર અથવા ગુરુ બીજા અથવા ચોથા ભુવનમા હોય અને પહેલા ભુવન સાથે ૬૦° કે ૧૨૦° અશની દષ્ટિમા હોય, અને પાપદષ્ટિથી નિરાળા હોય અને ચોથાનો માલેક સારા ભુવનમા બેઠો હોય તો ઘર જાગીર વગેરે ખરીદવુ પણ જો ઉપર પ્રમાણેના સજોગો ન બન્યા હોય, અને ચોથાનો માલેક નિર્બળ હોય, તથા પહેલા અને બીજા ભુવનના માલેક પાપદષ્ટિનો હોય અથવા તો પહેલા, બીજા અને ચોથા ભુવનમા પાપગ્રહ બેઠો હોય તો ઘરની ખરીદી કરવી નહીં જો પહેલા અને સાતમા ભુવનના માલેકો બીજા સાથે કજગશનમા હોય અથવા તો શુભ દષ્ટિમા હોય તેઓની એસપેકટની વચ્ચે કોઇ બીજા ગ્રહની એસપેકટ ન થાય તો ઘર, જમીન વગેરે ખરીદવુ સારૂ છે જો પહેલા અને સાતમાનો માલેક અને બીજાના રીસેપશનમા બેઠા હોય યાને પહેલાના માલેકની રાશિમા જો સાતમાનો માલેક અને સાતમાના માલેકની રાશિમા જો પહેલાનો માલેક બેઠો હોય અને એક બીજાને ૯૦° અશની પાપદષ્ટિ હોય તો પણ ઘર, જમીન, વગેરે લઈ શકે, પણ સાતુ જલદી થાય નહી, ઘણી વાર લાગે અને વસવસો થયા કરે જો એ પ્રમાણે રીસેપશન નહી હોય, ૧, ૪, ૭, ૧૦ એ ભુવને પાપગ્રહ બેઠો હોય અને ૯૦° કે ૧૮૦° અશની પાપદષ્ટિ પડેલા અને સાતમાનો માલેક કરતા હોય તો સાદુ કરવુ નહિ, કામ થશે નહી એમ જાણવુ જો હરશચલ, શનિ કે મગળ બીજા કે સાતમામા

બેઠો હોય અને તે ભુવનોના માલેક ન હોય તો સારું કરવું નહી, ઘણો ગેરલાભ આપશે. જો સાતમાનો માલેક પહેલા અથવા બીજા ભુવને હોય તો સારૂં નહી, પણ જો લગ્નનો માલેક સાતમે અથવા આઠમે બેઠેલો હોય તો સારો.

૨૬. **હું માલમિલકત ખરીદું તે મોંઘી પડશે કે સસ્તી?** જો દશમા ભુવનનો માલેક કેન્દ્ર સ્થાનમાં હોય યાને ૧, ૪, ૭, ૧૦માં હોય તો ભાવ વધારે જાણવો, પણ જો પાપદૃષ્ટિમાં દબાયેલો હોય, નીચનો અથવા કેન્દ્ર ભુવનોમાં હોય તો ભાવ સસ્તો જાણવો.

૨૭. **મેં લીધેલી માલ કે મિલકત મજબુત અને સારી છે કે?** જો ચોથા ભુવનનો માલેક પાપગ્રહ હોય અથવા તો પાપગ્રહ ચોથા ભુવને બેઠેલો હોય, અથવા ચોથાનો માલેક કોઇ કેન્દ્ર ભુવનમાં બેઠો હોય અને નબળો હોય તો જાણવું કે તે મિલકત મજબુત અને ધરખમ નથી. પણ જો શુભ ગ્રહ ચોથે હોય અથવા તો ચોથાનો માલેક ઊંચનો અથવા કેન્દ્રનો હોય તો જાણવું કે ખરીદેલો માલ સારો છે, અને કીંમત આપી ખરીદવો. જો દશમાનો માલેક બળવાન હોય અને ઝડપી હોય તો તે ઘર જલદીથી ભાડે આપશે ને ભાડુતો તુરત વસવાટ કરશે, પણ જો દશમાનો માલેક વક્રી, નીચનો કે બળહીન હશે તો ભાડુતો આવશે નહીં, ઘર ખાલી પડી રહેશે, અને લેનારને માથે પડશે. જમીન બાબતમાં ♈, ♌, ♐ જો ચોથા ભુવનમા કશપર હોય તો જાણવું કે, તે જમીન ઉંચી, સુક્કી, પથ્થરવાળી, પહાડી અને ઉજડ હોવી જોઇએ, ♉; ♍, ♑ એ રાશિઓ હોય તો, પચરંગી જમીન, હવાવાળી, અને ખેતીને લાયકની જાણવી. જો ♋, ♏, ♓ હોય તો ભીનાશવાળી, નીચી, તથા પૂર આવેલી જમીન જાણવી. જો ♊, ♎, ♒ હોય તો જંગલ અને ઘીચ ઝાડોથી ભરપૂર જાણવું.

૨૮. **જમીનમાંથી કાંઇ ધન મળશે કે?** જો ચોથા ભુવનનો માલેક ચોથા ભુવનમાં હોય તો જાણવું કે તે જમીનમાં ધન હોવું જોઇએ અને જે ગ્રહ હોય તેને લગતી જાતનું હોવું જોઇયે. જેમકે:- શનિ હોય તો સીસું અથવા કોલસો, મંગળ હોય તો લોખંડ, ને ગ્રેનાઈટ (Granite) ગુરુ હોય તો રૂપું અથવા ટીન, જો રવિ હોય તો સોનું અથવા ઝવેરાત ને જો શુક્ર હોય તો પિત્તળ, જો બુધ હોય તો રૂપું અથવા ઝવેરાત, પૈસા, ચોપડી, સિક્કા, અને જો ચંદ્ર હોય, તો રૂપું મળે. જો ચોથાનો માલેક પોતાના ઘરનો થઇને અહિં બેઠો હોય અથવા તો ઊંચનો થઇને બેઠો હોય

તોણી જાણવુ કે તે જમીનમા ધન હોવુ જોઇયે એ સિવાય બીજી રીતે હોય તો જાણવુ કે ધન દોલત કે ખજાનો તે જમીનમા નથી ખાસ કરીને જો કેન્દ્ર અથવા નીચનો થઇને ચોથાનો માનેક બેઠો હોય તો, અથવા પાપદ્દષ્ટિમા ઘેરાયનો હોય તો કઈ નથી એમ જાણવુ હવે જો એમ માનમ પડે, તો જેવુ કે જો ચોથાનો માનેક બીજા ભુવનના માનેકને એપનાઈ થનો હોય, યાને સારી દ્દષ્ટિમા આવતો હોય તો, તમને મળશે, અને તે જે વખતે સારી એસપેકટમા આવે તે દિવસે કોશિષ કરવાથી મળશે

૨૯ હુ ઘર ખાલી કરૂ કે? જો સાતમા ભુવન તથા લગ્નની રાશિ ચર રાશિ હોય, અથવા તો તેઓના માનેકો અથવા ચદ્ર ચર રાશિમા હોય તો તમો જરૂર ખાની કરી શકશો અથવા કરવુ પડશે, પણ જો કેન્દ્ર સ્થાનો અને તેના માનેકો સ્થિર રાશિમા હોય તો, તેમજ જો ચદ્ર ધીમી ચાલનો હોય અથવા કોઇ રાશિની શરૂઆતના અશે અથવા તો મધ્યના અશે હોય તો, તમો ખાની કરી શકવાના નથી

૩૦ ખાલી કરવાથી લાભ થશે કે? જો સાતમાનો માનેક શુભ ગ્રહ હોય અને સારી એસપેકટમા હોય અથવા લગ્નના માનેક કરતા વધુ બળવાન અને સારી જગ્યાપર બેઠો હોય તો, તેમજ ૧, ૨, અને ૪ થા ભુવનમા પાપગ્રહ હોય, અથવા તો પહેલા ભુવનનો માલેક તથા ચદ્ર પાપગ્રહની દ્દષ્ટિથી છૂટા પડતા હોય તો, તવે વખતે ખાની કરેલ સારૂ લાભકારી જાણવુ જો સાતમુ ભુવન અથવા તેનો માનેક પાપદ્દષ્ટિથી ઘેરાયના હોય, અથવા દશમાનો માનેક, ચોથા તથા લગ્નના માનેક કરતા વધુ પાપદ્દષ્ટિમા ફસેલો હોય, અથવા બળહીન કે નીચનો હોય તો ઘર ખાલી કરવુ નહી, પણ ત્યા જ રહેવુ જો પહેલાનો માનેક પહેલે અથવા ચોથાનો માલેક ચોથે ઊચના અથવા બળવાન થઇને રહ્યા હોય તો ઘર ખાની કરવુ નહી, પણ ત્યા જ રહેવુ એ પ્રમાણે પહેલુ ભુવન અને ચોથુ તમો રહો છો તે ઘર અને સાતમુ તથા દશમુ ખાલી કરવા બાબતનું જાણવુ, જેથી એ ચારે ભુવનોમાથી જેનો માલેક ઊચનો અને શુભ અને સારો હોય તે પ્રમાણે જાણી લેવુ કે ખાની કરવુ કે નહીં કરવુ

૩૧ ખાલી કરવાથી અથવા કોથે ઘર ખસેડવાથી મને ગેરલાભ અને નુકસાન થશે કે અને તે કેવી રીતે અને શા બાબતથી થશે? સાતમા ભુવનનો માનેક તપાસવો અને જેવુ કે કયા પાપગ્રહની દ્દષ્ટિથી તે દબાયનો છે, જો આઠમાના માલેકની પાપ દ્દષ્ટિમા દબાયેલો હોય તો પૈસા સબધી નુકસાન, નવમાના માનેકથી મિત્રો,

ભાઇનું, દશમાના માલેકથી પિતાની અથવા તો ઘર સારૂં લાયક નહીં થઇ પડવાથી, અગિયારમાના માલેકથી, છોકરાંઓની નામરજીથી બારમા ભુવનનો માલેક જો પાપદૃષ્ટિ કરતો હોય તો માંદગી અથવા તો નોકરોથી નુકસાન થાય, જો પહેલા ભુવનના માલેકની પાપદૃષ્ટિ હોય તો, સ્ત્રીની નામરજીથી અથવા કોર્ટ કેસથી, જાહેર દુશ્મનથી, જો બીજાનો માલેક પાપદૃષ્ટિ કરતો હોય તો મોતથી, જો ત્રીજાનો માલેક પાપદૃષ્ટિ કરતો હોય તો મિત્રોની સ્ત્રીથી, સગાં સ્નેહીઓથી, જો ચોથાનો માલેક હોય તો આબરૂ ઇજ્જતની હાનિ, વેપારમાં નુકસાની, પાંચમાનો માલેક હોય તો જુઠ્ઠા મિત્રોથી અને છઠ્ઠાનો માલેક હોય તો છુપી દુશ્મનીથી નુકસાન પુગે. એ પ્રમાણે ઘર ખાલી કરવા માટે સાતમા ભુવનને પહેલું ગણી, તેની પછીનાં ભુવનો જેમ એસેનડન્ટથી બીજાં ભુવનોની વિગત જોઇએ છીએ તેમ અને જે ભુવનનો માલેક સાતમા ભુવનના માલેક સાથે ખરાબ અસર કરતો હોય તે ભુવનને લગતી બાબતથી નુકશાન થવાની ચિંતા રાખવી. જ્યારે પહેલા અથવા સાતમા ભુવનનો માલેક પોતાની રાશિ બદલે ત્યારે તે વખતે ઘર ખાલી કરે વગેરે જાણવું.

૩૨. **બાપ તરફથી કાંઇ વારસો મળશે કે ?** જો બીજા ભુવનના માલેકને પાંચમા ભુવનના માલેક સાથે કાંઇ શુભ દૃષ્ટિ હોય અથવા ચંદ્ર પાંચમાના માલેકથી છૂટો પડી આગળ વધતો હોય અને બીજા ભુવનના માલેકને એપલાઇ થતો હોય, તો બાપ તરફથી ફાળો મળશે એમ જાણવું. પહેલાનો માલેક પાપદૃષ્ટિમાં ફસેલો હોય, તો બીજા તથા પાંચમાના માલેકો એક બીજાના ભુવનમાં બેઠેલા (Reception) ન હોય, અથવા શુભ દૃષ્ટિ ન કરતા હોય તો, તથા પહેલા તથા ચોથાનો માલેક પાપદૃષ્ટિમાં હોય તો ફાળો ન મળે. ગુરુ અથવા શુક્ર પાંચમે હોય તો બાપ તરફથી પૈસો મળે. પહેલા ભુવનના માલેકને કયો ગ્રહ પાપદૃષ્ટિથી દબાવે છે, તે ગ્રહની ખાસીયત અને માલેકીનાં ભુવન પ્રમાણેની બાબતથી નડતર થવાનો સંભવ જાણવો.

૩૩. **કાંઇ ગુમ થઈ ગયેલું અથવા છુપાવેલું જાણવાને માટે**– જો સવાલ કરનારની પોતાની મતા હોય તો બીજું ભુવન, જો તેના ભાઇની હોય તો ચોથું ભુવન, છોકરાની હોય તો છઠ્ઠું, સ્ત્રીની હોય તો આઠમું, યાને જે બાબતને લગતી ચીજ હોય તે બાબતના ભુવનથી બીજું જે ભુવન હોય તે જોવું. જો તે બીજા ભુવનનો માલેક કેન્દ્ર સ્થાને હોય તો, જાણવું કે માલ ધણીના પોતાના જ ઘરમાં છે. જો તે બીજાના માલેક પહેલા

ભુવનમાં હોય તો જાણવું કે ઘરમાં ઘરધણી જે જગા ઘણી વપરાશમાં લેતો હોય તે જગામાં છે. જો બીજાનો માલેક દશમા ભુવને હોય તો હૉલમાં અથવા ડાઇનીંગ રૂમમાં હોવું જોઇએ, પણ જો સવાલ કરનાર કોઇ ધંધાદારી કે વેપારી હોય તો જાણવું કે દુકાન કે ઓફીસમાં છે. જો બીજાનો માલેક સાતમા ભુવને હોય તો જાણવું કે તેની ધણીયાણી ઘરના જે ભાગમાં ઘણું કામકાજ કરતી હોય તથા રહેતી હોય તે જગામાંથી મળશે. જો શુભ ગ્રહ લગ્ને હોય અથવા બીજાનો માલેક લગ્ને હોય તો જાણવું કે ચીજ મળશે. જો પહેલાનો માલેક બીજે હોય તોપણુ જાણવું કે મળશે. જો ચંદ્ર ૧૨૦° અંશની એસપેક્ટ બીજાના માલેક સાથે કરતો હોય અથવા ચોથાનો માલેક પહેલા તેમજ બીજાના માલેક સાથે શુભ દૃષ્ટિમાં હોય તથા ઉંચના હોય તો મળશે. જો રવિ ચંદ્ર ઉદયના હોય તો જરૂર ગુમ થયેલી ચીજો હાથ આવે છે, પણ જો રવિ ચંદ્ર અસ્તના હોય યાને ૪, ૫, ૬, ૭, ૮, ૯ મા સ્થાનમાં હોય, અસ્તના હોય તો, તેમજ બીજાનો માલેક પાપદૃષ્ટિમાં હોય તો મળે નહી. હવે ગુમ થયેલી ચીજ શું છે તે જાણવા માટે જોવું કે સીગ્નીફીકેટરો કઇ રાશિમાં છે, તે રાશિને લગતી ચીજ તથા બીજા ભુવનની જે રાશિ હોય તેને લગતી ચીજ હોવી જોઇએ. જો પાણીની રાશિ હોય તો જાણવું કે કપડાં ધોવાની જગા, પાણીના નળ કે પાણીવાળી જગા, નદી નાળું, કૂવા વગેરે વાળી જગામાં હોવું જોઇએ. જો આતશી (Fiery) રાશિ હોય તો લોખંડકામ કે આતશ, ચૂલો રાંધણી વિગેરે જગા જાણવી. જો ખાકી (Earthy) રાશિ હોય તો જાણવું કે કેથે નજદીકમાં જ છે, અથવા જમીનમાં છે, જો પવનની (Airy) રાશિ હોય તો જાણવું કે કાતરીયું ઉપલો મજલો, છાપરું, વગેરે ઊંચા ભાગોપર હોવું જોઇયે. જો સીગ્નીફીકેટર પ્રશ્ન વખતે એક રાશિમાંથી નીકળી બીજી રાશિ બદલતો હોય તો જાણવું કે કોઇ ચીજની પછવાડે સંતાડેલું છે, અથવા બે ઓરડાની વચ્ચે કેથે પડેલું હોવું જોઇયે. અથવા બે રસ્તા કે બે દરવાજા કે ઉંબર આગળ વચ્ચે પડેલું હોવું જોઇયે. એ પ્રમાણે હરેક ચીજ, તેની જગા, તેનો સીગ્નીફીકેટર, ભુવન વગેરે જોવું. આ ફકરામાં જે બીજા ભુવનના માલેક લખેલા છે તે ઉપર પ્રમાણે સમજવા. પ્રશ્નકાર કે બીજા જે ધણીની ચીજ હોય તે ધણીને લગતા ભુવનથી બીજું ભુવન જાણવું. જો બીજાનો માલેક ૨, ૫, ૮, ૧૧ મા ભુવનમાં હોય તો જાણવું કે ઘરની બહાર બાગમાં કે આંગણામાં તે ચીજ છે, અથવા બંગલાની બહારનાં નાનાં [illegible]

છે. જો ૩, ૬, ૯, કે ૧૨ મા ભુવને હોય તો જાણવું કે ઘણું દૂર છે અથવા ગુમ થઇ ગયું છે. જગ્યા, દિશા વગેરે સર્વ બાબત સીગ્નીફીકેટર જે રાશિમાં હોય તે રાશિ તથા તેના અંશ અને બીજા ભુવનનો માલેક જે રાશિમાં હોય તે રાશિ અંશ વગેરે આગળ આપી ગયેલા કોષ્ટક પ્રમાણે જોઇ લેવું. ચીજ શું છે ને કેવી છે તે જાણવા માટે બીજા ભુવનમાં જે ગ્રહ હોય તેની ખાસીયત પ્રમાણે તથા તે ગ્રહને લગતી ચીજ, જાણવી. જેમકે **શનિ** હોય તો લોખંડની ચીજ, પતરાંની ચીજ, સીસું, કાળું, કપડું, બુટ, ચામડું, ખેડુતનાં હથિયાર, છત્રી, ગાંડું વગેરે જાણવું. જો **ગુરૂ** હોય તો તેલ, રંગ, માણસનાં કપડાં, મરઘાં બતકાં, પંખેરૂં મધ, રેશમ, પૈસા અથવા વેપારને લગતી કોઇપણ ચીજ. જો **મંગળ** હોય તો હથિયાર, પિતળ, છરી, કાંટા ચમચા, તલવાર, અને સર્વે તેજ હથિયારો જાણવાં. જો **રવિ** હોય તો સોનું ઝવેરાત અને કીમતી ચીજો જાણવી. જો **શુક્ર** હોય તો સ્ત્રીનાં કપડાં, વીંટીઓ, બ્રોચ, અને હરેક જાતનાં ઘરેણાં ને જણસ વિગેરે જાણવાં. જો **બુધ** હોય તો કાગળપત્ર, નોટ, શેર, લખત, ચોપડી, વિદ્યાભ્યાસનાં સાધનો વગેરે જાણવાં. જો ચંદ્ર હોય તો દરેક સાધારણ ચીજો, પ્યાલા રકાબી, રાચરચીલું, તેમજ હરરોજની વાપરવાની હરેક ચીજ જાણવી. જો **હરશચલ** ગ્રહ હોય તો, નમુના, મોડલ, સાંચાકામ, ગાલ્વેનીક હથિયાર, નોવેલ્ટી અને ચિત્ર વિચિત્ર અજાયબ ચીજો જાણવી.

**નોંધ:**—આવી બાબતના પ્રશ્નના જવાબ આપવાને માટે ઘણા વર્ષની ચાલુ પ્રેકટીસ અને અનુભવની ઘણી જ જરૂર છે. કારણકે હજારો જાતની ચીજો હોય છે, તે એક બીજાના વસીલામાં ભેળસેળ થઇ જાય છે, તથા હજારો દિશા ને જગામાં તે હોય છે, જેથી એને લગતા જવાબો તદ્દન બરાબર આપવાને ઘણો જ અનુભવ જોઇયે છે, તેમજ અક્કલ વાપરવી પડે છે. જેઓ આત્મજ્ઞાની અથવા કલૅરવોયન્ટસ હોય છે તેઓ એ બાબતમાં કુદરતી સારૂં જ્ઞાન ધરાવે છે. મારી ભલામણ છે કે અભ્યાસીએ ફક્ત ચીજ મળશે કે નહીં તે જ પહેલાં જોવું, અને જો મળશે એવી ખાતરી મળે તો પછી જોવું કે તે કેવી જગ્યામાં ને દિશામાં છે, પછી આગળ વધતાં તેને લગતી બાબતો ઘણાં ધ્યાન અને વિચાર તથા અક્કલથી જાણવી.

## પાંચમા ભુવનને લગતાં સવાલો

૩૪. **મને ફરજંદો થશે કે ?** પહેલા અને પાંચમા ભુવનને તપાસવાં અને જો તે ભુવનોમાં ચર રાશિ હોય તો, અથવા તે ભુવનોના માલેકો

ચર રાશિમાં બેઠા હોય તો, અથવા ચંદ્ર, શુક્ર અને ગુરુ પાંચમાં સ્થાને હોય, તો ફરઝંદ થશે, એમ જાણવું. જો વરખ કે ધન રાશિ પાંચમા ભુવને હોય, અને ચંદ્ર ચર રાશિનો હોય અથવા કર્ક, વૃશ્ચિક કે મીનનો હોય, પાંચમાના માલેક સાથે સારો સંબંધ કરતો હોય, પાંચમામાં કોઈ ગ્રહ હોય અને તે ચંદ્ર, શુક્ર કે ગુરુ સાથે સારી એસપેક્ટ કરતો હોય તો થોડાં ફરઝંદો થાય, પણ જો ચંદ્ર, ગુરુ કે શુક્ર પાંચમે સ્થાને, કર્ક, કન્યા, વૃશ્ચિક, કે મીનમાં બેઠેલા હોય તો ઘણાં ફરઝંદો થાય, અને જો તેઓને પાપદૃષ્ટિ થતી હોય તો થોડાં મરી જાય, થોડાં બચે. જો પાપગ્રહ ચર રાશિ કે ફળદ્રુપ રાશિમાં હોય અને વળી કોઇ સાથે પાપદૃષ્ટિમાં પણ ફસેલો હોય તો ફરઝંદ ઘણાં થાય પણ તે સર્વે મરે, કોઇબી જીવે નહીં. ખાસ કરીને મંગળ એ બાબતમાં ઘણોજ ખરાબ છે, અને જ્યારેબી પાંચમા ભુવન સાથે, અથવા પાંચમાના માલેક સાથે અથવા પાંચમે ભુવને બેઠેલા કોઇ ગ્રહ સાથે મંગળનું સ્કવેર (૯૦° અંશે) અથવા ઓપોઝીશન થાય તો ફરઝંદને મારે, નુકસાન પહોંચાડે, મંગળ જો નપુંસક રાશિમાં પાંચમા સ્થાને હોય તો બીલકુલ ફરઝંદ થાય નહીં, અને થાય તો તુરત મરણ પામે. મેષ સિંહ, કન્યા, મકર અને કુંભ રાશિ ફરઝંદની વિરુદ્ધ છે. અને એ રાશિઓના માલેક એ માંહેલી કોઇબી રાશિમાં હોય તો ફરઝંદ થાય નહીં. જો શુભ ગ્રહ પાંચમે મીન રાશિમાં હોય તો ઘણાં ફરઝંદ હોય, લગભગ બાર ફરઝંદ, જો કર્કમાં હોય તો નવ, વૃશ્ચિકમાં હોય તો છ, તુલા કે ધનમાં ૪ થી ૬ એ પ્રમાણે જાણવાં. સઉથી સરસ તો એ રીત કે દરેક સંજોગો જોવા, અને તે જોગોમાં જે જોગ ફરઝંદ આપે, ને જે જોગ ફરઝંદ નહીં આપે તેનું પ્રમાણ જેમ વધારે હોય તેમ જણાવવું.

**૩૫. સ્ત્રીને ગર્ભ ધારણ થયેલો છે કે નહીં ?** આ બાબતના સવાલ માટે પહેલું, પાંચમુ અને સાતમા ભુવનોના માલેક તેમજ, પાંચમાનો માલેક ફળદ્રુપ રાશિમાં હોય, અથવા છઠ્ઠા ભુવનના કશપર ફળદ્રુપ રાશિ હોય તો, જાણવું કે તે સ્ત્રી ગર્ભધારણ કરશે. પણ જો ઉપલા માલેકો નપુસક રાશિમાં હોય, અને પહેલા તથા પાંચમા ભુવને નપુંસક રાશિ હોય તો, તથા પાંચમાનો માલેક પણ પાપદૃષ્ટિમાં હોય તો, તે સ્ત્રીને ગર્ભ રહેશે નહીં, અને ફરઝંદની વૃદ્ધિ થશે નહીં. ચંદ્ર જો ખરાબ રીતે પાપદૃષ્ટિમાં હોય તો વાંઝીયાપણું જાણવું.

**૩૬. સ્ત્રી ગર્ભ કયે વખતે ધારણ કરશે ?** જો એમ લાગે કે આ સ્ત્રીને ફરઝંદો થવાનો જોગ છે, તો તે સ્ત્રી કયારે ફરઝંદનો જન્મ દે.

આપશે તે જાણવા માટે, પાંચમાનો માલેક જો પહેલા ભુવને હોય, તો પહેલે વર્ષે, જો બીજા ભુવને હોય તો બીજે વર્ષે, જો દશમા ભુવને હોય તો ત્રીજે વર્ષે, જો સાતમા ભુવને હોય તો ચોથે વર્ષે, જો ચોથા ભુવને હોય તો પાંચમે વર્ષે, અને જો પાંચમાનો માલેક ઝડપી ચાલતો હોય અને ચર રાશિમાં હોય તો ઉતાવળે ફરઝંદ થશે, જો વક્રી હોય અથવા સ્થિર રાશિમાં હોય તો ઘણી વાર લાગશે, તેમજ કેન્દ્રમાં હોય તોપણ ઘણાં વર્ષની વાર લાગશે એમ જાણવું.

૩૭. **સવાલ કરતી વખતે તે સ્ત્રીને ગર્ભ છે કે નહીં ?** જો પહેલા ભુવનનો માલેક પાંચમા ભુવનના માલેક સાથે શુભ એસપેકટમાં આવતો હોય, અથવા ચંદ્ર જો પાંચમાનાં માલેક સાથે શુભ દૃષ્ટિ કરતો હોય તો અને તે કેન્દ્રસ્થાનમાંથી દૃષ્ટિ કરતો હોય, તથા કેન્દ્રસ્થાને ફળદ્રુપ રાશિ હોય તો જાણવું કે તે સ્ત્રીને હાલમાં ગર્ભ રહેલો છે. જે રાશિઓ ફરઝંદ આપનારી છે તેમાં અથવા પાંચમા સ્થાને જો ગુરુ, શુક્ર કે ચંદ્ર પડયો હોય તો અને પાપદૃષ્ટિથી નિરાળો હોય તો ગર્ભ છે એમ જાણવું, પણ જો પાપગ્રહથી એ ગ્રહો મહાત થયલા હોય તો **ગર્ભપાત** થાય. જો ગુરુ કે શુક્ર સાતમા ભુવનમાં ફળદ્રુપ રાશિમાં હોય, તથા પાંચમા સ્થાને સારી દૃષ્ટિ કરતો હોય તો તુરત ગર્ભ રહેશે એમ જાણવું. પણ જો પાંચમા ભુવનમાં મિથુન, સિંહ કે કન્યા રાશિ હોય, અથવા પાપગ્રહો પાંચમે હોય, તો ગર્ભ નથી એમ જાણવું. જો પાપગ્રહો ફળદ્રુપ રાશિમાં હોય તો ગર્ભ ધારણ કરે પણ મુવેલું ફરઝંદ અવતરે અથવા તો ગર્ભપાત થાય.

૩૮. **ફરઝંદ છોકરો થશે કે છોકરી ?** જો પાંચમાનો માલેક પુરુષ રાશિમાં હોય તો અથવા પાંચમે સ્થાને પુરુષ રાશિ હોય તો છોકરો જાણવો, ચંદ્ર જો પુરુષ ગ્રહને એપ્લાઇ થતો હોય તો છોકરો જાણવો, જો શુક્ર કે ચંદ્ર પાંચમે હોય અથવા પાંચમે સ્ત્રી રાશિ હોય તો છોકરી જાણવી. હરશચલ, શનિ, ગુરુ, મંગળ અને રવિ છોકરો દેખાડે છે, ચંદ્ર અને શુક્ર છોકરી જાણવી. જો મુખ્ય ગ્રહો, મિથુન, ધન કે મીનમાં હોય, અને ગુરુ, શુક્ર કે ચંદ્ર પાંચમે શુભ દૃષ્ટિમાં હોય તો જાણવું કે જોડ છોકરાં થશે.

૩૯. **છોકરું જીવશે કે મરશે ?** જો પાંચમાનો માલેક કેન્દ્ર, નબળો, કે પાપદૃષ્ટિમાં હોય તો, અથવા પાપગ્રહો પાંચમે હોય તો, તથા ચંદ્ર, ગુરુ, કે શુક્ર સારી દૃષ્ટિ ન આપતા હોય તો ફરઝંદ જીવે નહીં. જો

ઉપર પ્રમાણેના જોગ ન થતા હોય, પાંચમાનો માલેક કેન્દ્ર સ્થાનમાં હોય, ચંદ્ર, શુક્ર ને ગુરુ શુભ દષ્ટિ કરતા હોય તો બચ્ચું જીવે. જો પાપ-ગ્રહ ઘણીજ પાપદષ્ટિમાં પાંચમે ભુવને હોય, તો ફરઝંદ જીવતું જન્મે પણ પાછળથી મરણ પામે.

**નોંધ:**—આ ઉપલા સવાલો જો કોઈ મરદ પોતા માટે પૂછે તો સાતમું ને અગિયારમું ભુવન ઉપર પ્રમાણે જોવું અને સાતમાને પહેલું ને અગિયારમાને પાંચમુ સમજવું.

૪૦. **મારી સ્ત્રી પતિવ્રતા છે કે?** પહેલા અને પાંચમાના માલેક સ્થિર રાસીમાં હોય, અથવા સ્થિર રાશી એ ભુવનો કશપર હોય, ઘણા ગ્રહો કેન્દ્રમાં હોય, તો જાણવું કે આ સ્ત્રી પાક અને પતિવ્રતા છે. ગુરુ પાંચમે હોય તો તો ઘણોજ સારો, જો ચંદ્ર સ્થિર રાશિમાં કેન્દ્ર સ્થાને હોય તો તેથી સારો જાણવો. જો હરશચલ, શનિ કે મંગળ પોતાની પાપદષ્ટિ શુક્ર અથવા ચંદ્રપર કરતા હોય, અથવા પાંચમા કે અગિયારમા ભુવનમાં હોય, અથવા ચંદ્ર બુધ પાંચ કે અગિયારમા ભુવને મંગળની પાપદષ્ટિમાં હોય, અથવા હરશચલ, રવિ કે શુક્રને પાપદષ્ટિ કોઈભી ભુવનમાં કરતો હોય અને ચર રાશિ પાંચમા સ્થાને હોય તો તે સ્ત્રી શકમંદ ચાલની જાણવી અને લાલચ લોભ ને વશ થઈ જવાનો ઘણો સંભવ જાણવો. **હરશચલ ગ્રહની એસપેકટ તથા ભુવનપર મુખ્ય આધાર છે.** કારણ કે સ્ત્રીની કુંડળીમાં રવિ તથા શુક્ર હરશચલની પાપદષ્ટિમાં હોય. તો તે નક્કી ફસવાની નિશાની જાણવી.

**નોંધ:**—આ બાબત ઘણી જ નાજુક છે. આ જોગો ઉપરાંત બીજા ઘણા જોગો છે, કે જેથી દેખીતી ખરાબ કુંડળીની ખરી અસર, તદન પવિત્રતાઈમાં હોય છે. વળી સ્પષ્ટ ગ્રહ ગણિત હાલમાં જવલેજ થાય છે, જેથી એ નાજુક બાબતોનો વિચાર પહોચાડવો નહીં. તથા વહેમમાં ફસી કોઈ નિર્દોષની નિંદા કરવી નહીં. હું પોતે એ બાબત અત્રે પ્રગટ નહીં કરતે, પણ સંપૂર્ણ બાબતો આપવાની અને હરેક બાબતનો ખુલાસો અભ્યાસીને શીખવવાની નેમથી એ સવાલ સહેજ વર્ણવવો પડયો છે, માટે વાંચનારી આલમને અરજ છે, કે એ નાજુક બાબતમાં વહેમ લાવવો નહીં, અને સઘળા સંજોગો સંભાળીને તપાસવા.

૪૧. **સરત, સોરટી, દોડવાની શરત, મછવાની સરત વગેરે** જો પહેલા, બીજા કે પાંચમા ભુવનના માલેક જો દશમા ભુવને બેઠેલા હોય તો તો જરૂર જીત મળે. જો પાચમાનો માલેક પાંચમે જ બેઠો પહેલા

અથવા બીજાના માલેક સાથે શુભ દૃષ્ટિ કરતો હોય તો સારી નિશાની જાણવી, ગુરુ પાંચમે અથવા બીજે બળવાન હોય, પાંચમાનો માલેક કેન્દ્રમાં હોય, પાપદૃષ્ટિમાં ન હોય, તો સારું જાણવું, જો એ પ્રમાણેના જોગ ન હોય તો કદી સોરટી સરત કરવી નહીં. જો અગિયારમું ભુવન બળવાન હોય અથવા અગિયારમાનો માલેક બળવાન હોય તો હાર મળે ને જીત થાય નહીં. ઇનામ સોરટી વગેરે પણ એમજ જોવું. તે ઉપરાંત બીજા જોગો તપાસવા.

## છઠ્ઠા ભુવનને લગતા સવાલો

**૪૨. જાનવરોનો વેપાર કરવો કે નહીં ?** નાનાં જાનવરો જેવાં કે કૂતરાં, બિલાડાં, બકરાં, મેંઢાં વગેરે છઠ્ઠા ભુવનને લગતાં પશુઓ છે, જો છઠ્ઠા ભુવનમાં પાપગ્રહ અથવા છઠ્ઠાનો માલેક પાપદૃષ્ટિમાં હોય, કેન્દ્રે હોય, વક્રી કે નબળો હોય તો, એ વેપાર કરવો નહીં. જો ચંદ્ર અથવા રવિ શુભ દૃષ્ટિથી છઠ્ઠા ભુવને બેઠેલો હોય, અને પહેલા તથા બીજા સાથે શુભ દૃષ્ટિમાં હોય, છઠ્ઠાનો માલેક કેન્દ્રમાં હોય બળવાન હોય તો લાભકારી જાણવો.

**૪૩. કયારે ખરીદી કરવી અને કયારે વેચાણ કરવું ?** છઠ્ઠાનો માલેક જ્યારે પહેલા ભુવન સાથે શુભ દૃષ્ટિમાં આવે અને તે વખતે ચંદ્ર પાપગ્રહની દૃષ્ટિથી છૂટો થતો હોય અને શુભ ગ્રહ સાથે કંજંગશન કરતો હોય અથવા શુભ દૃષ્ટિમાં આવતો હોય તો જાનવરો ખરીદવાં લાભકારી છે. પણ જ્યારેબી ચંદ્ર શુભ ગ્રહથી છૂટો થઈને પાપગ્રહને મળતો હોય ત્યારે કદીબી કરવી નહીં. એથી ઉલટું જ વેચાણ વખતે જાણવું. યાને જ્યારે ચંદ્ર શુભ ગ્રહથી છૂટો થઇને પાપગ્રહને મળતો હોય, અને જે દિવસે તેમ થાય, તે દિવસે સવાલ કરનારને પોતાનાં જાનવરો વેચવાં ઘણાં લાભકારી છે.

**૪૪. જાનવર અથવા નોકર નાસી જાય તે બાબત ?** જો છઠ્ઠાનો માલેક વક્રી હોય, અથવા પહેલા ભુવનના માલેક સાથે શુભ દૃષ્ટિ કરતો હોય, છઠ્ઠાનો માલેક પહેલે ભુવને બેઠો હોય, તો ગુમ થયેલું જાનવર કે નોકર પાછો મળશે, પણ જો છઠ્ઠાનો માલેક ઝડપી ચાલનો હોય, ત્રીજે કે નવમે બેઠેલો હોય, અથવા પહેલા સાથે પાપદૃષ્ટિમાં હોય તો નહી મળે. જો છઠ્ઠાનો માલેક પહેલાના માલેક સાથે સ્કવેર અથવા ઓપોઝીશનની એસપેક્ટ કરતો હોય તો નહી મળે. જગા અને દિશા છઠ્ઠા ભુવનનો માલેક જે રાશિમાં હોય તે પ્રમાણે જાણવું.

**૪૫. મારા નોકરો પ્રમાણિક છે કે ?** છઠ્ઠાનો માલેક પહેલા ભુવનના માલેક સાથે સારી શુભ દૃષ્ટિ કરતો હોય, ગુરુ, શુક્ર છઠ્ઠા ભુવને હોય તો જાણવું કે નોકર પ્રમાણિક જ મળવાના, પણ જો બુધ કે પાપગ્રહ છઠ્ઠી ભુવને હોય તો, અને ખાસ કરીને વૃશ્ચિક, મેષ કે મકર રાશિમાં હોય, અથવા તો બીજી રાશિમાં હોય અને પાપદૃષ્ટિમાં હોય, તો અને ગુરુ જો એટલું છતાં શુભ દૃષ્ટિ કરતો ન હોય તો જાણવું કે નોકરો, ચોર અને અપ્રમાણિક જ મળવાના. જો ચંદ્ર છઠ્ઠા ભુવને બેઠો હોય અને મંગળ શનિની પાપદૃષ્ટિમાં હોય તો નોકરોપર બીનકુન વિશ્વાસ મુકવો નહીં.

**૪૬. હું આ નોકરને નોકરીએ રાખું કે ?** ઉપર પ્રમાણે પહેલાં તપાસવું. ને જો લાભકારી કુંડળી લાગે તો નોકર રાખવો. પણ ધ્યાન રાખવું કે ચંદ્ર જે દિવસે છઠ્ઠાના માલેકને અથવા પહેલાના માલેકને કંજંગશન અથવા શુભ એસપેક્ટ કરે તે દિવસે રાખવો.

**૪૭. મારો ભાડુત ખાલી કરી જશે કે રહેશે ?** છઠ્ઠા અને બારમા ભુવનના કશપર સ્થિર રાશિ હોય, અને એ ભુવનોના માલેક જો સ્થિર રાશિમાં બેઠા હોય તો તે ભાડુત ખાલી કરી જશે નહીં, પણ જો ચર રાશિ હોય અને માલેકો ચરરાશિમાં બેઠેલા હોય, અથવા તો તે માલેકો રાશિ બદલવાની અણી ઉપર હોય તો ખાલી કરી જશે એમ જાણવું. ચોથા ભુવનને લગતા સવાલ જવાબમાં જેમ સમજાવ્યું છે તેમ અત્રે પણ જોવું, પણ છઠ્ઠા ભુવનને પહેલું ભુવન સમજવું અને બારમા ભુવનને સાતમું સમજવું ને તે પ્રમાણે જોવું.

**નોંધઃ**—ઉપલી બાબત કરતાં માંદગી અને દુઃખ દરદોપર છઠ્ઠા ભુવનનો મોટો આધાર છે, જો સર્વે બાબત અત્રે નહી જણાવતાં, આ પુસ્તકના ચોથા ભાગમાં, "મેડીકલ એસ્ટ્રૉલૉજી"ના પ્રકરણોમાં સમજાવી છે તે પ્રમાણે હરેક બાબત જોઇ જાણી લેવી.

## સાતમા ભુવનને લગતા સવાલો

**૪૮. હું ભાગીદારીમાં ધંધો કરૂં કે ?** ગુરુ, શુક્ર અથવા ચંદ્ર સાતમે ભુવને હોય, અને સાતમાનો માલેક પહેલા કે બીજા ભુવનના માલેક સાથે શુભ દૃષ્ટિમાં હોય, પહેલાનો માલેક આઠમા કે સાતમા ભુવને હોય, એકમેકને રીસેપશન હોય, તો ભાગીદારીમાં જોડાવાથી લાભ થાય. પણ જો હરશચલ, શનિ કે મંગળ અથવા મકર કે વૃશ્ચિકનો બુધ અથવા સાતમાનો માલેક પાપદૃષ્ટિથી હારેલો બીજા ભુવને હોય તો આઠમાનો માલેક પાપદૃષ્ટિમાં હોય તો ભાગીદારીમા જોડાવું નહી.

**૪૯. ભાગીદારીમાં ભાગિયા સાથે કેવા પ્રકારથી સારૂં રહેશે?** પહેલા અને સાતમા ભુવનમાં સ્થૂલ રાશિ હોય અથવા તો એકમાં સ્થૂલ રાશિ અને બીજામાં કોમન રાશિ હોય તો મેળ સારો રહે, પણ જો એકમાં ચર રાશી ને બીજામાં કોમન રાશિ હોય તો રોજ ખટપટ થયા કરે. જો એકનો સીગ્નીફીકેટર સ્થૂલ રાશિમાં ને બીજાનો ચર રાશિમાં હોય તો ખટપટ થયા કરે, પણ તે સાધારણ હોય તેથી કંઇ છૂટા પડે નહી. જો ઉપર પ્રમાણે તકરારનો જોગ હોય તો જોવું કે સીગ્નીફીકેટરોને કોઇ ગ્રહની પાપદૃષ્ટિ છે કે અથવા બીજા કે આઠમાના માલેક સાથે પાપદૃષ્ટિ છે કે, જો તેમ હોય તો તે ગ્રહ અને તેનું ભુવન મારામારીનું કારણ જાણવું. જો દશમાનો માલેક હોય તો, ધંધા સંબંધી, જો ચોથાનો માલેક હોય તો તેની ધંધા સંબંધી જ જાણવું. ત્રીજે અથવા નવમે માલ લાવલઇજા અને એક મુલકથી બીજા મુલકને લગતું ઇન્ડેન્ટને લગતી વગેરે ખટપટ જાણવી, અથવા કાગળપત્રથી તકરાર જાગે.

**૫૦. હમો ધંધામાં ફાવીશું કે?** દશમાનો માલેક તથા ચંદ્ર જો શુભ દૃષ્ટિમાં હોય, બેઉ બળવાન અને કેન્દ્રમાં હોય, ગુરુ, રવિ કે ચંદ્ર દશમા ભુવને શુભ દૃષ્ટિમાં બેઠેલા હોય તો ફત્તેહ જરૂર મળે. જો દશમાનો માલેક પાપદૃષ્ટિમાં હોય, કેડન્ટ હોય, બળહીન હોય, ચંદ્ર પાપભુવનમાં હોય, કેન્દ્ર સ્થાને પાપગ્રહો બેઠેલા હોય, તો લાભ થશે નહીં. ખાસ કરીને દશમાનો માલેક અને ચંદ્ર જરૂર તપાસવા કારણકે તેઓ જો બળવાન અને ઊંચના હોય અથવા કેન્દ્ર સ્થાને પડેલા હોય તો સારો ફાયદો થાય.

**નોંધઃ**— જો સાતમા કે આઠમાનો માલેક પાપદૃષ્ટિમાં હોય, જંલીત હોય, અથવા ખાડામાં પડેલો હોય તો જાણવું કે ભાગીદાર અથવા તો સવાલ કરનાર પોતે પૈસાની તંગીમાં છે, અને શું કરવું તે સમજ પડતું નથી. સાત અને આઠમાના માલેક જ્યાં લગી શુભ ઠેકાણે નહીં હોય ત્યાં લગી કદીપણ ભાગીદારી કરવી નહીં. તેમજ સીગ્નીફીકેટરો જો પાપદૃષ્ટિમાં હોય અથવા તો કોઇ ગ્રહની પાપદૃષ્ટિમાં આવવાના હોય તો ભાગીદારી કરવાથી મોટો જોખમ માથે ખેંચવા બરાબર છે.

## કોર્ટ કજીયા વિગેરે બાબત

**૫૧. કોર્ટ કજીયો કરવો પડશે કે?** પહેલા અને સાતમાના માલેક જો ૯૦° અંશે કે ઓપોઝીશનમાં આવે, અથવા શનિ હરશચલ, મંગળ સાતમા ભુવને હોય, અથવા તો બેઉ સીગ્નીફીકેટરોને, રીસેપશન,

શુભ દૃષ્ટિ કે ત્રાન્સનેશન ન હોય, અને જો પહેલા અને સાતમાના કશપર સ્થૂલ રાશિ હોય, તો જરૂર કોર્ટ કેમ કરવો પડે જો પહેલા અને સાતમાના સીગ્નીફીકેટરો, રીસેપશનમા હોય, બળવાન હોય, રવિ ચંદ્રનુ ત્રાન્સનેશન લાઇટ મળતી હોય, ૧ અને ૭ ભુવનોના કશપર ચર રાશિ હોય તો કોર્ટ કરવાજ નહીં થાય, અને ઘરમેળે માંડવાળ થાય

પર. માંડવાળ પહેલો કોણ કરવા આવશે ? જો પહેલા ભુવનનો માલેક સાતમાને એપલાઇ થતો હોય તો, સવાલ કરનાર પોતેજ માંડવાળ કરવાને ઘણો ખુશી હોશે તેમજ જો સાતમાનો માલેક પહેલાને એપલાઇ થતો હોય તો સામા પક્ષવાળા માંડવાળ કરવાને તત્પર જાણવા જો કોઈ બીજો ગ્રહ ત્રાન્સનેશન કે કનેકશન કરતો હોય અને તે ગ્રહ જો બીજા કે આઠમાનો માલેક હોય તો પૈસાથી, ત્રીજા કે નવમાના માલેક હોય તો ભાઈબંધથી,' પાંચ અને અગિયારમા ભુવનના માલેક હોય તો મિત્રો ઓળખાણ પીછાણવાળાથી, છઠ્ઠા અથવા બારમા ભુવનના માલેક હોય તો કાકા મામાથી—એ પ્રમાણે હરેક ભુવનની બાબતોથી ઉપજાવી લેવુ

પ૩ કજીયો કોણ જીતશે ? જો પહેલાનો માલેક સાતમા કરતા બળવાન હોય તો અને ચોથા અથવા દશમાના માલેકની તેનીપર પાપદૃષ્ટિ ન હોય તો અને દશમા અથવા સાતમાનો માલેક પહેલા અથવા બીજા ભુવને બેઠો ન હોય તો સવાલ કરનાર જીતે જો સાતમાનો માલેક પહેલા કરતા બળવાન હોય, અથવા બીજે ભુવને બેઠો હોય. અને દશમા કે ચોથાના માલેકની પાપદૃષ્ટિ ન હોય તો સામેવાળો હરીફ જીતે જો પહેલા અથવા બીજાનો માલેક જલીલ હોય, અથવા હરશચલ, શનિ કે, મંગળ સાતમે હોય અને પહેલાને પાપદૃષ્ટિ કરતા હોય તો હરીફ સામેવાળો જીતે જો બેઉના સીગ્નીફીકેટરો એકસરખા બળવાન હોય તો કોઇ જીતેગી નહીં ને કોઇ હારેગી નહીં, કેસ કાઢી નાખે. જો દશમા ભુવનનો માલેક પહેલા તેમજ સાતમા બેઉ ભુવનના માલેકોને પાપદૃષ્ટિ કરતો હોય તો બેઉ પક્ષવાળાને નુકશાનીમા જવુ પડે

પ૪ જડજ અથવા લવાદ અપક્ષપાત ચુકાદો આપશે કે ? હરશચલ, શનિ કે મંગળ જો દશમા ભુવને હોય, તો અપક્ષપાત ચુકાદો કરશે નહીં જો રવિ, ગુરુ કે શુક્ર હોય તો જરૂર સાચો ઇનસાફ કરશે દશમા ભુવનનો માલેક જેથી કોઇ સીગ્નીફીકેટર ને પાપદૃષ્ટિ કરતો હોય, તે સીગ્નીફીકેટરવાળા પક્ષની વિરુદ્ધ જડજ ઇનસાફ કરશે જો દશમા ભુવનનો માલેક બેઉ સીગ્નીફીકેટર સાથે શુભ દૃષ્ટિ કરતો હશે, તો જડજ બેઉની

તરફેણમાં લાભકારી સલાહ કરાવી આપશે, પણ જો પાપદૃષ્ટિ બેઉ સાથે હશે તો બેઉ પક્ષવાળા જડજના ઇનસાફથી સંતોષ પામશે નહીં. જો મિથુન કે મીન રાશિ પહેલા કે સાતમા ભુવને હોય તો કજીયો એક કોર્ટ-માંથી બીજી કોર્ટમાં ટ્રાન્સફર કરવો પડશે, એમ જાણવું.

૫૫. **નાદારી મળશે કે ?** જો પહેલા ભુવનનો માલેક યાને સવાલ કરનાર અને સાતમા ભુવનનો માલેક યાને નાણાં માંગનાર એ બેઉ ભુવનના માલેક શુભ દૃષ્ટિમાં હોય, અથવા પહેલાનો માલેક સાતમે બેઠો હોય ને તેને હરશચલ, શનિ કે મંગળની પાપદૃષ્ટિ ન હોય તો સવાલ કરનારને નાદારીનો આશરો સહેલથી મળી શકે. પણ જો સાતમાનો માલેક પહેલા ભુવને બેઠો હોય, અથવા તો સાતમાનો માલેક પહેલાના માલેકને પાપદૃષ્ટિથી મારતો હોય, હરશચલ, શનિ કે મંગળ સાતમે ભુવને હોય તો માગનારા સામા થશે, દિવાળું કાઢવું પડશે, કોર્ટમાં બેઇજ્જતી થશે અને દરેક રીતે માગનાર હેરાણ કરી શકશે. એ માટે ૫૩ તથા ૫૪ નંબરવાળા ફકરા પ્રમાણે પણ જોવું.

૫૬. **વેચાણ ખરીદી વિષે**—પહેલું ભુવન જે માનવી વેચવા માગતો હોય, અથવા ખરીદવા માગતો હોય તે, અને સાતમું ભુવન જે માણસની સાથે કામ કરવું હોય તે. જો સાતમા ભુવનમાં પાપગ્રહ હોય તો ખરીદવું નહીં, જો પાપગ્રહ પહેલા ભુવને હોય તો ખરીદવામાં ઘણીજ મુસીબતો પડશે એમ જાણવું. જો ચંદ્ર કોઈ સાથે પણ દૃષ્ટિ ન કરતો હોય તો સાટું નક્કી થાય નહીં. જો ચંદ્ર પાપગ્રહથી છૂટો પડીને શુભ ગ્રહને જઈ મળતો હોય તો માલ ખરીદવો પણ જો શુભ ગ્રહથી છૂટો પડી પાપગ્રહને મળતો હોય તો માલ વેચવો પણ લેવો નહીં.

૫૭. **જાહેર દુશ્મન બાબતઃ** જો સાતમા ભુવને પાપગ્રહો હોય તો જાણવું કે જાહેર દુશ્મનો છે. જો ભુવનથી, રાશિ કે બળથી ઊંચના હોય તો, તે પ્રમાણે દુશ્મનો પણ બળવાન સમજવા. જો તે પાપગ્રહો પહેલા અથવા બીજા ભુવનના માલેકને પાપદૃષ્ટિ કરતા હોય તો સવાલ કરનારના સીગ્નીફીકેટરને અથવા ચંદ્ર પણ જો પાપગ્રહથી ડીસપોઝ થયેલો હોય તો, અને પાપદૃષ્ટિ કરતો હોય તો, અને સાતમાનો માલેક પણ જો પાપગ્રહ હોય ને તે બી પહેલા તથા બીજા ભુવનના માલેકને પાપદૃષ્ટિ કરતા હોય તો, તથા સાતમાનો માલેક, સવાલ કરનારના સીગ્નીફીકેટરથી ડીસપોઝ નહીં થયેલો હોય તો, દુશ્મનોથી સવાલ કરનારને ઘણું જ ખમવું પડે. દુશ્મનોની સંખ્યાનું પ્રમાણ ચંદ્ર અથવા પહેલાના માલેક સાથે જે પાપદૃષ્ટિ થતી હોય તે

પરથી જાણવું, તથા જે જે ભુવનોના માલેકો પાપદષ્ટિ કરતા ગ્રહોના ભુવનોમાં હોય, તે તે ભુવનને લગતું જાણવું. જો ત્રીજા ભુવનનો માલેક, પહેલા ભુવનના માલેકને પાપદષ્ટિ કરતો હોય, ને સાતમે બેઠો હોય તો ભાઈબેનથી યાતો પાડપાડોશીથી દુશ્મનાઈ જાણવી, ચોથાનો માલેક હોય તો ઘણા બુઝર્ગ બુઢ્ઢા માણસથી, પાંચમાનો હોય તો જુવાન માણસોથી, છઠ્ઠાનો હોય તો ચાકર નોકરો, મજુરો અને બાહુતોથી, સાતમાનો માલેક હોય તો, તે જે કોઇનીબી સાથે વહેવાર હોય તેનાથી, નવમાનો માલેક હોય તો બૈરી તરફનાં સગાંઓથી અથવા ધર્મગુરુથી, દશમાનો હોય તો રાજદારી કોઈ મોટા માણસથી, અગિયારમાનો જો હોય તો મિત્રોથી એ પ્રમાણે જાણવું. જે નડતર કરનારો ગ્રહ હોય, તે જો ઉચનો કે બળવાન હોય તેટલો વધારે ખરાબ જાણવો, પણ જો ગુરુ કે શુક્ર કોઈપણ ભુવનેથી, લગ્નના માલેક સાથે શુભ દષ્ટિ કરતા હોય તો, ઘણું સારૂં જાણવું. જેમકે ધારો કે ત્રીજાનો માલેક પહેલાના માલેક સાથે પાપદષ્ટિ કરે છે, અને ગુરુ ત્રીજામાં બેસીને પહેલા સાથે શુભ દષ્ટિ કરે છે, તો જાણવું કે ભાઈ-બેનો અને ઓળખાણ પીછાણના પાડપડોશીમાં થોડા દુશ્મનો તેમજ થોડા મિત્ર સમજવા, અને એ દાખલામાં ત્રીજા ભુવનનો માલેક અને ગુરુ ઉપરથી દોસ્ત કોણ અને દુશ્મન કોણ તેનું રંગરૂપ બારીકીથી જાણવું.

૫૮. લડાઈ તેનું પરિણામ વગેરે બાબતો—પ્રશ્ન કુંડળીના પહેલા ભુવનનો માલેક અને સાતમાનો માલેક એક બીજા સાથે કંજંગશન, સ્કવેર કે ઓપોઝીશનની દષ્ટિમાં કેન્દ્ર સ્થાને આવે તો જાણવું કે બે લશ્કર, સામાસામી આવીને લડશે, અને ખૂબ ઝનૂની લડાઈ થશે, જો સકસીડન્ટ ભુવનમાં થાય તો, ઝડપી ને તેજ લડાઇ જાણવી. જો કેડન્ટ ભુવનમાં હોય તો સહેજસાજ ઝપાઝપી થાય નહીં થાય એવું જાણવું. કેવા વખતે લડશે તે ચોક્કસ ટાઈમ સીગ્નીફીકેટરોની વચ્ચેના તફાવતની ડીગ્રીપર ગણવો નહીં, પણ જ્યારે કંટોકટ વખતે, કે જે વખતે કંજંગશન, સ્કવેર કે ઓપોઝીશન જે ઘડીપળે થાય, તેજ ઘડીપળે લડાઈ પણ થશે એમ જાણવું. લડાઈબાબતમાં પહેલું ભુવન સવાલ કરનાર, સાતમું ભુવન લડાઇનું, જો પહેલા ભુવનનો માલેક સાતમા ભુવનના માલેકથી મહાત થયો હોય ને પાપદષ્ટિમાં દબાયો હોય તો જાણવું કે સવાલ કરનાર લડાઇ પરથી પાછો ફરવાનો સંભવ થોડો છે, જો આઠમા ભુવનમાં જો પહેલાનો માલેક હોય તો માર્યો જાય, ચોથામાં હોય તોપણ તે જ પરીણામ જાણવું. જો શનિ, મંગળ કે હરશચલ ચંદ્ર સાથે પાપદષ્ટિ કરતા હોય, અથવા આઠમા ભુવનમાં લગ્નના માલેક સાથે

હોય તો લડાઈમાં માર્યો જાય. હવે ખાસ એવી બાબતમાં ગુરુ જો ઉપલા ખરાબ જોગો છતાં લગ્નના માલેક સાથે કે ચંદ્ર સાથે કંજંગશન કે ૬૦° અંશ કે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિ કરતો હોય તો મજબુત બચાવ કરે પણ ઘાયલ થાય. જો હરશચલની પાપદૃષ્ટિ હોય તો દારૂગોળાથી મરે, પાપગ્રહ અને આઠમાના માલેક જો લગ્ને પ્રશ્ન કુંડળીએ બેસે તો મહા બુરૂં જાણવું. ચંદ્ર અને મંગળની શુભ એસપેક્ટ હોય તો સહેજ જખમી થાય. જો બારમાનો માલેક પાપદૃષ્ટિ લગ્નના માલેક સાથે કરતો હોય તો કેદ પકડાય, જો શનિની પાપદૃષ્ટિ લગ્નના માલેક સાથે હોય તો જાણવું કે લડાઈમાં પ્રશ્ન કરનાર પોતાના જખમના દરદથી મરણ પામશે. રવિનું પણ તેમજ જાણવું. લગ્નનો માલેક જો દશમે ઊંચનો થઇને બેઠો હોય તો મોટા માન સાથે લડાઈ જીતીને આવે. જો લગ્નનો માલેક રવિ, ગુરુ કે ચંદ્રની સાથે ઘણી શુભ દૃષ્ટિ કરતો હોય તથા આઠમા ને સાતમાના માલેકની સાથે પાપદૃષ્ટિમાં આવતો ન હોય તો જરૂર માનચાંદ મેળવે ને જીતીને જીવતો આવે. પહેલાનો માલક જો રવિ સાથે શુભ દૃષ્ટિમાં હોય તો જનરલનો માનીતો થાય ને માનચાંદ જરૂર જ મળે. જો લગ્નનો માલેક કેડંટ હોય તો જાણવું કે તે માણસ લડાઇપર કંઇપણ સારો ભાગ ભજવી શકવાનો નથી, અને કંઇ તેનું નામ થવાનું નથી. એ પ્રમાણે લડાઈ ને લગતી વિગતો સર્વે જોવી.

૫૯. **શેર સટ્ટાની બાબત**—પહેલા ભુવન અને બીજા ભુવનના માલેક તથા ચંદ્રને તપાસવો. જો ચંદ્ર આઠમા ભુવનના માલેકની શુભ દૃષ્ટિમાંથી છૂટો પડયો હોય અને બીજા ભુવનના માલેક સાથે શુભ દૃષ્ટિમાં આગળ વળતો હોય તો, જરૂર સ્ટોક કે શેર ખરીદવા. જો આઠમાનો માલેક બીજાના માલેકથી ડીસપોઝ થયો હોય તો, અને બીજાનો માલેક ચંદ્ર, ગુરુ કે શુક્રની શુભ દૃષ્ટિમાં હોય તો ગમે તો શેર વેચવા અથવા ગમે તો ખરીદવા બેઉ લાભકારી છે. પહેલા, બીજા, સાતમા અને આઠમા ભુવનમાં જો પાપગ્રહ બેઠા હોય તો કદીબી ખરીદવું નહી, જો તે પાપગ્રહો પહેલા અથવા બીજા ભુવનના માલેક હોય તો સંભાળથી કામ લેવું, અને સાતમાનો માલેક પહેલા કે બીજાના માલેકને પાપદૃષ્ટિ કરતો હોય તો કદી ખરીદવું નહી, પણ જો બીજે બેઠેલો ગ્રહ આઠમાના માલેકને પાપદૃષ્ટિથી દબાવતો હોય તો ખરીદવું કે વેચવું. જો સાતમાનો માલેક બીજે બેઠો હોય તો જરૂર ખોટ જાણવી.

૬૦. **કયારે ખરીદવું ?** જ્યારે બીજાનો માલેક આઠમાના માલેક સાથે શુભ દૃષ્ટિમાં આવે અથવા તો આઠમા માલેકને ડીસપોઝ કરે અથવા

માબાપની વિરૂદ્ધતાથી, પાચમુ ને અગિઆરમુ હોય તો બચ્ચાથી, કે કોઈ મિત્રથી, અથવા તો નીતિરીતિના કારણોથી, જો છઠ્ઠું કે બારમુ હોય તે માંગીના સમમે, અથવા કાકા મામા કે છુપા દુશ્મનોની હરકતથી તૂટી જાય, લગ્નમા વાધો પડે, અને એકમેકને બેવફા નીવડે.

૬૫ લગ્ન કીયે દિનસે થશે? બેઉના સીગ્નીફીકેટર એકમેક સાથે કંજગશન, ૬૦° અશ કે ૧૨૦° અશની શુભ દૃષ્ટિ કરે તે વખતે અથવા સાતમાનો માનેક કે શુક્ર રવિ અથવા પહેલા કે સાતમાના સીગ્નીફીકેટરો સાથે શુભ દૃષ્ટિમા આવે ત્યારે લગ્ન થાય, અને તે શુભ દૃષ્ટિ થવાને જેટલા અશ બાકી હોય તેટલો લગ્ન થવાને વિલબ જાણવો. •

૬૬ લગ્નથી સુખ મળશે કે દુખ? જો પહેલાનો માનેક ગુરુ, શુક્ર, કે ચદ્ર સાથે શુભ દૃષ્ટિમા હોય, અથવા શુભ ગ્રહો સાતમા ભુવને શુભ દૃષ્ટિમા અને પાપગ્રહથી નિરાળા થઈને રહેલા હોય, અથવા તો પહેલાનો માનેક સાતમે અને સાતમાનો માનેક પહેલે ભુવને રીસેપશનથી ભેગા હોય, તો જાણવુ કે લગ્ન સુખી નીવડશે, ને જોડામા સપ ને સુખ ઘણુ રહેશે પણ જો સાતમા ભુવને પાપગ્રહ હોય, સાતમાનો માનેક પહેલાના માનેકને પાપદૃષ્ટિ કરતો હોય, અથવા તેઓ વચ્ચે કોઈ શુભ ગ્રહની દૃષ્ટિ ન પડતી હોય તો સુખી નીવડે નહી, અને પુષ્કળ ગેરસમજુતી, ખટપટ ને કકાસ રહે જો મેષ, કર્ક, તુલા કે મકર એ રાશિ પહેલા ભુવને હોય, અથવા તો એ રાશિઓના માનેક પણ એ માહેલી કોઈ પણ રાશિમા હોય તો જાણવુ કે સસાર સુખી નીવડશે નહી જો સાતમા ભુવનેથી પહેલાના માનેકને કોઈબી ગ્રહ પાપદૃષ્ટિ કરતો હોય તો કજીયો સ્ત્રી કે ધણી તરફથી શરૂ થાય મરદ સવાલ કરનાર હોય તો તેની સ્ત્રી તરફથી, ને સવાલ કરનાર સ્ત્રી હોય તો તેના મરદ તરફથી કજીયો શરૂ થવાનું કારણ જાણવુ જો પાપગ્રહો પહેલા ભુવનમા હોય તો, સવાલ કરનારનો પોતાનો જ વાક જાણવો, તેથી પોતે જ કજીયાનુ મૂળ હેતુ જોઈએ જો દશમા કે ચોથા ભુવનેથી પાપગ્રહો પાપદૃષ્ટિ નાખતા હોય તો, અથવા ચોથા કે દશમા ભુવનના માનેકો કોઈ બીજા ભુવનેથી પાપદૃષ્ટિ કરતા હોય તો, જાણવુ કે માબાપ તરફથી ચાલુ કજીયોકકાસ થયા જ કરવાનો જો છઠ્ઠેથી હોય તો નોકર ચાકરો અને હલકા માણસોથી જો પાચમે કે અગિયારમે ભુવનેથી પાપગ્રહો દૃષ્ટિ કરતા હોય તો નીતિની બાબત, વ્યભિચારનું કારણ જાણવુ જો હર શચલ ગ્રહ હોય તો અદેખાઈ, અને એમાથી એક જણ બેવફા થઇ આડો

વહેવાર કરે. જો રવિ અને ચંદ્ર હરશચલ, શનિ કે મંગળની પાપદૃષ્ટિમાં આવેલા હોય તો માટીમૈયેરને અણબનાવ હંમેશાં ચાલુ રહે.

૬૭. **સારા સગાસાં લગ્ન થશે કે?** જો સાતમાનો માલેક કેડન્ટ હોય, ત્રીજે અથવા નવમે હોય તો, પરમુલકના અને અજાણ્યા માણસ સાથે લગ્ન થશે, જો સાતમાનો માલેક પહેલે અથવા સાતમે હોય તો પોતાની ઓળખાણના માણસ સાથે લગ્ન થાય. જો સાતમાનો માલેક કેન્દ્ર સ્થાને હોય તો ઓળખાણપીછાણ ઘણી હોય, જો સકસીડન્ટ ભુવનોમાં હોય તો ઓળખાણ નહી હોય પણ તે માણસને અવારનવાર જોયેલો હોય બોલચાલનો વહેવાર નહિ હોય એમ જાણવું.

૬૮. **લગ્નથી ફાયદો થશે કે?** ગુરુ, શુક્ર જો આઠમે હોય અથવા આઠમાનો માલેક બળવાન હોય અને બીજાના માલેક સાથે શુભ દૃષ્ટિ કરતો હોય તો લગ્નથી ફાયદો થાય. જો આઠમાનો માલેક બળહીન હોય તો કંઇ ફાયદો થાય નહી.

૬૯. **એકથી વધુ સ્ત્રીનો જોગ છે કે?** જો પહેલાનો માલેક મિથુન, ધન કે મીન રાશિમાં હોય તો, અથવા ઘણા ગ્રહોને એકી વખતે એપલાઇ થતો હોય અથવા પાંચમે કે સાતમે ઉપલી રાશિઓ હોય, તો એકથી વધુ સ્ત્રી કરવાનો જોગ જાણવો, પણ જો પહેલા ભુવનનો માલેક સ્થુળ રાશિમાં હોય તો, અથવા એક જ ગ્રહને એપલાઇ થતો હોય અથવા ચંદ્ર (પુરુષને માટે) અથવા રવિ (સ્ત્રીને માટે) એક જ ગ્રહને દૃષ્ટિ કરતો હોય તો જાણવું કે તમારાં લગ્ન એકજ વખત થશે, ફરીને પરણવાનો જોગ નથી.

૭૦. **ધારેલી પ્રિયાને કોઇ બીજો ચાહનાર છે કે?** જો સાતમાનો માલેક કંજંગશન, ૬૦° કે ૧૨૦° અંશના કોઇપણ ગ્રહ સાથે એસપેકટ, પહેલાના માલેક સીવાય, કરતો હોય તો ધારેલી પ્રિયાનો બીજો આશક ઉમેદવાર હોવો જોઇએ. જો સાતમા ભુવને ઘણા ગ્રહ હોય તોપણ તેમ સંમજવું, અથવા રવિ જો મંગળ કે હરશચલને એસપેકટ કરતો હોય, અથવા ગુરુ સાથે કંજંગશન કરતો હોય, તો જાણવું કે બીજા ઘણા ઉમેદવાર છે. સાતમાનો માલેક જે ગ્રહને એપલાઈ થતો હોય, તે ગ્રહથી જાણવું કે તેને લગતો પુરુષ લગ્નથી જોડાશે. જેમ કે જો મંગળ હોય તો ઇજનેર, લશ્કરી, કંટ્રાકટર વગેરે, ગુરુ હોય તો વેપારી, વકીલ, અથવા ધંધાદારી, જો શનિ હોય તો બુઢ્ઢો અથવા ઉમ્મરે પુગેલો માણસ, હરશચલ હોય તો વાર્તા કે નાટક લખનાર અથવા થીએટર ટરનરનું કે સાંચાકામનું કામ કરનાર જાણવો, જો બુધ હોય તો, લખનાર, મહેતો, કલાર્ક, વગેરે જાણવો. જે રાશિમાં

ચંદ્ર આઠમાના માલેકથી છૂટા પડીને બીજાના માલેકને મળે તે વખતે ખરીદવું યાને તે દિવસે ખરીદવુ જોઇએ કેટલે વાગે લેવુ તે જોવા માટે બીજાનો માલેક પચાગના ટાઇમ પ્રમાણે આઠમા ભુવનના કશપર દાખલ થાય ત્યારે જાણવુ ખરીદી માટે એ વખત ઘણો સારો છે, વળી આઠમાના માલેક સાથે ચંદ્ર પાપદૃષ્ટિ કરીને છૂટો પડે તે વખતે પણ ખરીદવુ લાભકારક જાણવુ, કે જે વખતે આઠમાના માલેકથી છૂટો પડી બીજાના માલેકને ચદ્ર જઈ મળતો હોય ત્યારે પણ ખરીદેલુ સારુ.

૬૧. **વેચાણ ક્યારે કરેલું લાભકારી?** બીજા ભુવને શુભ ગ્રહ આવે ત્યારે, સાતમા ભુવને પહેલા ભુવનનો માલેક આવે ત્યારે, અને ચદ્ર જ્યારે બીજાના માલેકની શુભ દૃષ્ટિમાથી છૂટો પડી સાતમા કે આઠમાના માલેક સાથે પાપદૃષ્ટિમા જોડાય ત્યારે વેચવાથી ફાયદો થાય જે દિવસે ઉપર પ્રમાણેની એસપેકટસો જે કલાકે થાય તે કલાકે વેચવુ

**નોંધઃ**—શેર સટો, લેણું દેણુ, ખરીદી, વેચાણ એ સર્વે ઉપર સમજાવવા પ્રમાણે જો અગ્રેજી કેલન્ડરના રોજના ગ્રહો જોઈ તપાસી તે જ પ્રમાણેની જે મુલકમા પ્રશ્ન અને કામકાજ હોય તે જગ્યાની લેટીટ્યુડની કુડળી કાઢી અગ્રેજી ગ્રીનીચના જ ગ્રહોપર આધાર રાખી વિચાર પુગાડવો ઘણાએ પોતાના વેપાર ધધામા મોટી ખોટ જતી અને શેર સટ્ટામા આખો ભીચી બજાર રૂખપર ઘસડાઈ જઇ ખુવાર થતા અટકી શકશે, એવો અનુભવ ઘણા અભ્યાસીઓએ મેળવેલો છે માટે જોઇ તપાસી લાબી પ્રેક્ટીસથી સોએ ૯૦ ટકા સાચુ ફળ દર્શાવી શકાય છે, પણ એ માટે ચાલુ મહાવરો અને ખતની જરૂર છે જો કોઈ માણસ તમારી પાસે શેર કે નોટો વેચવા કે ખરીદવા માગે તો પહેલા ભુવનનો અને બીજા ભુવનનો માલેક તે આવનાર ધણી અને સાતમા ને આઠમાનો માલેક તે તમો પોતે એવી રીતે કુડળીમા જોવુ

૬૨. **લગ્નની બાબતો—હું પરણીશ કે?** આ સવાલને લગતી કુડળીમા સ્ત્રીને માટે પહેલાનો માલેક અને રવિ જોવા, અને પુરુષને માટે પહેલાનો માલેક અને ચદ્રને જોવો જો એ સીગ્નીફીકેટરો બળવાન કે ઊંચના હોય, સારા ભુવનમા હોય, ગુરુ કે શુક્ર સાથે શુભ દૃષ્ટિમાં હોય, અથવા તો પાચમે કે સાતમે જઈને બેઠા હોય, પહેલાનો માલેક પાચ, સાત કે અગિયાર ભુવને હોય, અથવા તો સાતમાના માલેક સાથે શુભ દૃષ્ટિ કે કજંગશન કરતો હોય, ફળદ્રુપ રાશિ પાચ સાત કે અગિયારમા ભુવનના કશપર હોય, તો જાણવુ કે લગ્ન થશે સાતમાનો માલેક પહેલા

ભુવને હોય, તે પણ લગનનો જોગ જાણવો. જો પહેલાનો માલેક અથવા રવિ ( સ્ત્રી માટે ), ચંદ્ર ( પુરુષ માટે ) કોઈબી પાપગ્રહો જેવા કે શનિ, મંગળ અને હરશચલ સાથે પાપદૃષ્ટિ કરતા હોય, અને પાપગ્રહો માંહેલો કોઈ જો પાંચ, સાત કે અગિયારમો હોય, અને ગુરુ શુક્રની તેને શુભ દૃષ્ટિ કે મદદ નહીં હોય, તો લગનનો સંભવ નથી એમ જાણવું. જો નપુંસક રાશિ પાંચમા, સાતમા અને અગિયારમાં ભુવનોના કશપર હોય, તો લગ્ન શકમંદ જાણવું યાને ઘણું કરીને થાય નહીં, પણ જો ગુરુ, શુક્ર, રવિ કે ચંદ્ર તે ભુવનોમાં હોય તો કાંઈક સંભવ હોય ને અચુક લગ્ન થાય, એ બાબતનો જવાબ આપવા આગમજ દરેક શીગ્નીફીકેટરોને ખૂબ તપાસવાની જરૂર છે, અને તેઓની રાશિ સાથેની ખાસીયત, તથા પહેલા, પાંચમા, સાતમા કે અગિયારમા ભુવનમાં જે રાશિઓ હોય, તે રાશિઓની ગુણદોષ અને ખાસીયત જરૂર તપાસવી.

**૬૩. હાલમાં હું જેને ચાહુંછું તેની સાથે સારાં લગ્ન થશે કે?** જો પહેલાનો માલેક સાતમાના માલેક સાથે કંજંગશન, ૬૦° અંશ કે ૧૨૦° અંશની દૃષ્ટિ કરતો હોય અથવા તો એકમેકના રીસેપશનમાં હોય અથવા પહેલાનો માલેક સાતમા ભુવને હોય, અને રવિ (સ્ત્રીને) અથવા ચંદ્ર ( પુરુષને ) પહેલા અથવા સાતમાના માલેકો સાથે શુભ એસપેક્ટ કરતો હોય અથવા કંજંગશન કરતો હોય તો ધારેલો અને ચાહેલો ધણી કે ધણીયાણી સાથે જ લગ્ન થશે એમ જાણવું. જો પહેલા અને સાતમાનો માલેક એક બીજાથી છૂટા પડતા હોય, ૯૦° અંશ કે ૧૮૦° અંશની પાપદૃષ્ટિ જો ચંદ્ર કે રવિ સાથે કરતા હોય, અથવા બેઉ સીગ્નીફીકેટરો પાપગ્રહ સાથે હોય અથવા પાપદૃષ્ટિ કરતા હોય, રવિ કે ચંદ્ર પાપગ્રહથી ડુબેલા હોય, વગેરે એવા સર્વે જોગો કારજ તોડી નાંખનારા અને પ્યારના લગનની વિરુદ્ધ જાણવા.

**૬૪. કારજ તૂટવાનું કારણ શું?** જ્યારે સ્ત્રી પુરુષના સીગ્નીફીકેટરો એક બીજા સાથે શુભ દૃષ્ટિ અને જોડાણમાં આવે, અને તેવે વખતે કોઇ ત્રીજો ગ્રહ તે બેઉ સીગ્નીફીકેટરોની એસપેક્ટની વચ્ચે ઝંડપી ચાલે આવી પુગીને એ માંહેલા સીગ્નીફીકેટર સાથે મળે, તો જાણવું કે કારજ સંધાયલું હોય, તે આ ત્રીજા ગ્રહના વચ્ચે પડવાથી તૂટી જાય અને એ ત્રીજો ગ્રહ જે ભુવનનો માલેક હોય તે ભુવનને લગતી બાબતના કારણથી ખતરો પડે; જેમકે બીજું અથવા આઠમું હોય તો પૈસા બાબત, ત્રીજું અથવા નવમું હોય તો ભાઈબેન કે પાડપડોશીથી, ચોથું કે દશમું હોય તો

માબાપની વિરુદ્ધતાથી, પાંચમું ને અગિયારમું હોય તો ખર્ચાથી, કે કોઇ મિત્રથી, અથવા તો નીતિરીતિનાં કારણોથી, જો છઠ્ઠું કે બારમું હોય તો માંદગીના સબબે, અથવા કાકા મામા કે છુપા દુશ્મનોની હરકતથી તૂટી જાય, લગનમાં વાંધો પડે, અને એકમેકને બેવફા નીવડે.

૬૫. લગ્ન કીયે દિવસે થશે ? બેઉના સીગ્નીફીકેટર એકમેક સાથે કંજંગશન, ૬૦° અંશ કે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિ કરે તે વખતે અથવા સાતમાનો માલેક કે શુક્ર, રવિ અથવા પહેલા કે સાતમાના સીગ્નીફીકેટરો સાથે શુભ દૃષ્ટિમાં આવે ત્યારે લગ્ન થાય, અને તે શુભ દૃષ્ટિ થવાને જેટલા અંશ બાકી હોય તેટલો લગ્ન થવાને વિલંબ જાણવો.

૬૬. લગ્નથી સુખ મળશે કે દુઃખ ? જો પહેલાનો માલેક ગુરુ, શુક્ર, કે ચંદ્ર સાથે શુભ દૃષ્ટિમાં હોય, અથવા શુભ ગ્રહો સાતમા ભુવને શુભ દૃષ્ટિમાં અને પાપગ્રહથી નિરાળા થઇને રહેલા હોય, અથવા તો પહેલાનો માલેક સાતમે અને સાતમાનો માલેક પહેલે ભુવને રીસેપશનથી બેઠા હોય, તો જાણવું કે લગ્ન સુખી નીવડશે, ને જોડામાં સંપ ને સુખ ઘણું રહેશે. પણ જો સાતમા ભુવને પાપગ્રહ હોય, સાતમાનો માલેક પહેલાનો માલેકને પાપદૃષ્ટિ કરતો હોય, અથવા તેઓ વચ્ચે કોઈ શુભ ગ્રહની દૃષ્ટિ ન પડતી હોય તો સુખી નીવડે નહી, અને પુષ્કળ ગેરસમજુતી, ખટપટ ને કંકાસ રહે. જો મેષ, કર્ક, તુલા કે મકર એ રાશિ પહેલા ભુવને હોય, અથવા તો એ રાશિઓના માલેક પણ એ માંહેલી કોઈ પણ રાશિમાં હોય તો જાણવું કે સંસાર સુખી નીવડશે નહી. જો સાતમા ભુવનેથી પહેલાના માલેકને કોઇબી ગ્રહ પાપદૃષ્ટિ કરતો હોય તો કજીયો સ્ત્રી કે ધણી તરફથી શરૂ થાય. મરદ સવાલ કરનાર હોય તો તેની સ્ત્રી તરફથી, ને સવાલ કરનાર સ્ત્રી હોય તો તેના મરદ તરફથી કજીયો શરૂ થવાનું કારણ જાણવું. જો પાપગ્રહો પહેલા ભુવનમાં હોય તો, સવાલ કરનારનો પોતાનો જ વાંક જાણવો, તેથી પોતે જ કજીયાનું મૂળ હોવું જોઇએ. જો દશમા કે ચોથા ભુવનેથી પાપગ્રહો પાપદૃષ્ટિ નાંખતા હોય તો, અથવા ચોથા કે દશમા ભુવનના માલેકો કોઇ બીજા ભુવનોથી પાપદૃષ્ટિ કરતા હોય તો, જાણવું કે માબાપ તરફથી ચાલુ કજીયોકંકાસ થયા જ કરવાનો. જો છઠ્ઠેથી હોય તો નોકર ચાકરો અને હલકા માણસોથી, જો પાંચમે કે અગિયારમે ભુવનેથી પાપગ્રહો દૃષ્ટિ કરતા હોય તો નીતિની બાબત, વ્યભિચારનું કારણ જાણવું. જો હરશચલ ગ્રહ હોય તો અદેખાઈ, અને એમાંથી એક જણ બેવફા થઇ આડો

વહેવાર કરે. જો રવિ અને ચંદ્ર હરશચલ, શનિ કે મંગળની પાપદષ્ટિમાં આવેલા હોય તો માટીમૈયેરને અણબનાવ હંમેશાં ચાલુ રહે.

૬૭. **સારા સગાસાં લગ્ન થશે કે?** જો સાતમાનો માલેક કેડન્ટ હોય, ત્રીજે અથવા નવમે હોય તો, પરમુલકના અને અજાણ્યા માણસ સાથે લગ્ન થશે, જો સાતમાનો માલેક પહેલે અથવા સાતમે હોય તો પોતાની ઓળખાણના માણસ સાથે લગ્ન થાય. જો સાતમાનો માલેક કેન્દ્ર સ્થાને હોય તો ઓળખાણપીછાણ ઘણી હોય, જો સકસીડન્ટ ભુવનોમાં હોય તો ઓળખાણ નહી હોય પણ તે માણસને અવારનવાર જોયેલો હોય બોલ-ચાલનો વહેવાર નહિ હોય એમ જાણવું.

૬૮. **લગ્નથી ફાયદો થશે કે?** ગુરુ, શુક્ર જો આઠમે હોય અથવા આઠમાનો માલેક બળવાન હોય અને બીજાના માલેક સાથે શુભ દૃષ્ટિ કરતો હોય તો લગ્નથી ફાયદો થાય. જો આઠમાનો માલેક બળહીન હોય તો કંઇ ફાયદો થાય નહી.

૬૯. **એકથી વધુ સ્ત્રીનો જોગ છે કે?** જો પહેલાનો માલેક મિથુન, ધન કે મીન રાશિમાં હોય તો, અથવા ઘણા ગ્રહોને એક્કી વખતે એપલાઇ થતો હોય અથવા પાંચમે કે સાતમે ઉપલી રાશિઓ હોય, તો એકથી વધુ સ્ત્રી કરવાનો જોગ જાણવો, પણ જો પહેલા ભુવનનો માલેક સ્થુળ રાશિમાં હોય તો, અથવા એક જ ગ્રહને એપલાઇ થતો હોય અથવા ચંદ્ર (પુરુષને માટે) અથવા રવિ (સ્ત્રીને માટે) એક જ ગ્રહને દૃષ્ટિ કરતો હોય તો જાણવું કે તમારાં લગ્ન એકજ વખત થશે, ફરીને પરણવાનો જોગ નથી.

૭૦. **ધારેલી પ્રિયાને કોઈ બીજો ચાહનાર છે કે?** જો સાતમાનો માલેક કંજંગશન, ૬૦° કે ૧૨૦° અંશના કોઈપણ ગ્રહ સાથે એસપેક્ટ, પહેલાના માલેક સીવાય, કરતો હોય તો ધારેલી પ્રિયાનો બીજો આશક ઉમેદવાર હોવો જોઇએ. જો સાતમા ભુવને ઘણા ગ્રહ હોય તોપણ તેમ સંમજવું, અથવા રવિ જો મંગળ કે હરશચલને એસપેક્ટ કરતો હોય, અથવા ગુરુ સાથે કંજંગશન કરતો હોય, તો જાણવું કે બીજા ઘણા ઉમેદવાર છે. સાતમાનો માલેક જે ગ્રહને એપલાઈ થતો હોય, તે ગ્રહથી જાણવું કે તેને લગતો પુરુષ લગ્નથી જોડાશે. જેમ કે જો મંગળ હોય તો ઇજનેર, લશ્કરી, કંટ્રાકટર વગેરે, ગુરુ હોય તો વેપારી, વકીલ, અથવા ધંધાદારી, જો શનિ હોય તો બુઢ્ઢો અથવા ઉમ્મરે પુગેલો માણસ, હરશચલ હોય તો વાર્તા કે નાટક લખનાર અથવા ફીટર ટરનરનું કે સાંચાકામનું કામ કરનાર જાણવો, જો બુધ હોય તો, લખનાર, મહેતો, કલાર્ક, વગેરે જાણવો. જે રાશિમાં

એ ગ્રહ બેઠેલો હોય તે પ્રમાણેનો તેનો દેખાવ કે ડ્રેસ જાણવો. જો સાત માનો માલેક પહેલા ભુવનના માલેક સાથે એસપેક્ટ કરતો હોય, સાતમા ભુવને કોઇપણ ગ્રહ ન હોય, રવિ ઘણા ગ્રહો સાથે એસપેક્ટ કરતો ન હોય તો જાણવુ કે તે સ્ત્રીને બીજા ઉમેદવાર નથી. એ જ પ્રમાણે એક સ્ત્રી પ્રશ્નકારે પોતાના આશક માટે જાણવુ હોય તો, એ જ પ્રમાણે જોવુ, પણ રવિને બદલે ચંદ્ર જોવો, જો ચંદ્રને કે સાતમાના માલેક ને પહેલા ભુવનના માલેક સિવાય કોઇ બીજા ગ્રહો સાથે એસપેક્ટ થતી હોય તો જાણવુ કે જરૂર બીજી પ્રિયાએો હોવી જોઇએ. ખાસ કરીને પ્રશ્ન કુંડળીએ ચંદ્ર જો મંગળ કે હરશચલ ગ્રહ સાથે કંજંગશન, ૬૦° અંશ, કે ૧૨૦° અંશની દૃષ્ટિ કરતો હોય તો જરૂર હોવી જ જોઇએ, પણ મંગળ કે હરશચલ સાતમાનો માલેક ન હોવો જોઇએ.

૭૧. **સ્ત્રી પુરુષના જોડામાં લાંબો વખત કોણ જીવશે ?** પહેલા અને આઠમા ભુવનના માલેક તથા ચંદ્ર સવાલ પૂછનાર શખ્સના મોત માટે જોવા, અને સાતમા તથા બીજાનો માલેક તે સ્ત્રી અથવા ધણીના મોત માટે જોવા. એ પ્રમાણે જોવુ કે એ બેમાથી કયા સીગ્નીફીકેટરને લગતા ગ્રહ બળવાન છે, વક્રી નથી, તેમજ કેડન્ટ સ્થાનમા નથી, અને ઊચના હોય તે સીગ્નીફીકેટરને લગતો પુરુષ કે સ્ત્રી ઘણો લાંબો કાળ જીવશે. વળી એ ગ્રહો છઠ્ઠા કે આઠમાના માલેક સાથે પાપદૃષ્ટિ કરતા હોવા ન જોઇએ. જો બેઉ સીગ્નીફીકેટરો બળવાન ને શુભ હોય તો બેઉના મરણ એકબીજાના મરણની થોડો વખત આગળ કે પાછળ થાય. જો આઠમાનો માલેક કે ચંદ્ર પાપદૃષ્ટિમા ફસેલા હોય તો પ્રશ્નકારને માટે મહા બુરું જાણવુ. જો સાતમાના માલેક સાથે એમ થવુ હોય તો પ્રશ્ન કરનારની સ્ત્રી કે ખાવિંદનુ મરણ પહેલા નીપજશે એમ જાણવુ.

૭૨. **મારો ધણી ( કે સ્ત્રી ) મને પાછો આવી મળશે કે ?** સાતમાનો માલેક કયા છે તે જોવો જો વક્રી હોય, પહેલાના માલેકને એપલાઇ થતો હોય, અથવા પહેલા ભુવને હોય અથવા ચંદ્ર પહેલાના માલેક સાથે શુભ દૃષ્ટિ કરવા જતો હોય, કોઈ ગ્રહની શુભ દૃષ્ટિ ટ્રાન્સલેટ થતી હોય, તો જાણવુ કે પાછો આવશે. જો સાતમાનો માલેક જલીલ હોય, પાપગ્રહોની વચ્ચે પડેલો હોય અને પાપગ્રહોની પાપદૃષ્ટિમા હોય તો, તેની મરજી વિરુદ્ધ તેને શોધી કાઢવામા આવશે, એમ જાણવુ જો સાતમાનો માલેક કેડન્ટ, ઝડપી ચાલનો અને પાપદૃષ્ટિથી નીરાળો હોય તો કદી પાછો આવશે નહીં, સાતમાનો માલેક જો ગુરુ કે શુક્ર સાથે શુભ દૃષ્ટિમાં હોય

તો અથવા પાપગ્રહોના સમાગમથી મોકળો થતો હોય તો તેનો પત્તો લાગશે નહીં. સ્ત્રીને પણ એ જ પ્રમાણે જોવું. જતા રહેવાની જગા અને હાલત સાતમાના માલેકના પોઝીશનપરથી માલમ પડશે. કેટલો દૂર ગયેલો છે તે જાણવા માટે ૪૧ નંબરના ફકરામાં છોકરા ભૂલા પાડવા માટે લખેલું છે, તે પ્રમાણે જોવું.

૭૩. **ધણી કે સ્ત્રીનાં રુપ ગુણદોષ કેમ જોવાં?** સાતમા ભુવનને તપાસવું. જો તેમાં જે ગ્રહ હોય તે કઈ રાશિનો છે, તે રાશિ સાથે તે ગ્રહની ખાસીયત પ્રમાણેનો સ્ત્રી કે પુરુષ જાણવો. જો તે ભુવનમાં કોઈપણ ગ્રહ બેઠો નહીં હોય તો સાતમા ભુવનની રાશિનો માલેક જે રાશિમાં બેઠો હોય તેના જેવો જાણવો.

## ચોરી અને ચોરને લગતી બાબતો

દરેક ચોરીને લગતા સવાલમાં પહેલું ભુવન તે સવાલ કરનાર બીજું ભુવન અને બીજાનો માલેક તે ચોરાયલી ચીજ. ચોથું ભુવન અને ચોથાનો ભુવન અને ચોથાનો માલેક તે ચોરાયલી ચીજ તે વખતે તે જગ્યા. અને સાતમું ભુવન તથા સાતમાનો માલેક, અથવા સાતમા ભુવનની નજદીકનો ગ્રહ અથવા કેન્દ્ર સ્થાનમાં આવેલો ગ્રહ અથવા બીજા ભુવનમાં આવેલો ગ્રહ તે ચોરનાર આસામી અથવા ચોર જાણવો.

૭૪. **માલ ચોરાયો છે કે, કેથે ભૂલમાં મૂકીને વીસરી જવાયો છે અથવા ગુમાઈ ગયો છે?** જો ચંદ્ર પહેલાનો માલેક થઈ ચોથા ભુવને બેઠો હોય, બીજાનો માલેક ચોથા ભુવને હોય, તો જાણવું કે માલ છુપાવેલો છે. જો ચંદ્ર બીજા ભુવને હોય, અને સાતમાના માલેક સાથે કંજંગશન કરતો હોય તો, જાણવું કે માલ કોઈ જગાએ ગુમાવેલો છે. જો સાતમાનો માલેક પહેલા ભુવનમાં હોય અને ચંદ્રથી ડીસપોઝ થયેલો હોય, તો જાણવું કે માલ ચોરાયલો નથી, પણ ઘરમાં જ કેથે મૂકી દેવાયલો છે. જો ચંદ્ર કે પહેલા કે બીજાનો માલેક સાતમાના માલેક સાથે કંજંગશન કરતો હોય અથવા હરશયલ, મંગળ કે શનિ પહેલા અથવા બીજા ભુવનમાં હોય, અથવા પહેલાનો માલેક **પેરીજરાઇન** હોય તો જાણવું કે માલ ચોરાયલો છે.

૭૫. **ચોર કોણ છે?** જો સાતમાનો માલેક ૧, ૪, ૫, ૬, ૭ અથવા ૧૦ મા ભુવને હોય તો જાણવું કે ચોરનાર માણસ ઘરમાંનો જ છે, અથવા જો પહેલા અને સાતમાના માલેક એક જ ભુવનમાં બેઉ સાથે હોય

તોપણ જાણવું કે ઘરમાંનો માણસ છે. જો સાતમાનો માલેક પહેલા ભુવનમાં હોય તો સવાલ કરનાર ધણી પોતે જ ચોર છે એમ જાણવું. બીજા ભુવને હોય તો પ્રશ્ન કરનારની સ્ત્રી, અથવા માશુક, યાને ઘરની નોકરાણી, ત્રીજામાં હોય તો ભાઈ બેન, પાડપડોશી કે પીત્રાઈ, ચોથામાં કોઇ બુઢ્ઢો માણસ અથવા બાપ. પાંચમામાં હોય તો જુવાન શખ્સ, અથવા બચ્ચું, કાસદિયો, છઠ્ઠામાં ભાડુત, ચાકર, નોકર, સાતમે હોય તો પોતાની સ્ત્રી, અથવા માશુક, અથવા ભાગિયો, અથવા કોઇ ઘરમાં આવેલો માણસ, અથવા જેની સાથે લેવડદેવડ હોય તે. 'આઠમે હોય તો, નોકર કે જે કોઈ કોઈ વખત ઘરમાં આવતો હોય તે, નવમે હોય તો, પારકો માણસ, ધર્મગુરુ કે બ્રાહ્મણ અથવા તો સ્ત્રી તરફનું કોઈ સગુંવહાલું જાણવું. જો દશમા ભુવનમાં હોય તો જાણવું જે કોઇ મોટો માણસ, શેઠ વગેરે. અગિયારમા ભુવનમાં હોય તો મિત્ર, અથવા કોઈ માણસ કે જેણે કોઇ વખતે તમારૂં કામકાજ કર્યું હોય તેવો શખ્સ. બારમામાં હોય તો જાણવું કે કોઇ લુચ્ચો લફંગો, કેદખાને જઇ આવેલો શખ્સ હોવો જોઇયે. જે સાતમાનો માલેક આઠ, નવ કે બારમા ભુવને હોય તો જાણવું કે ઘણુ કરીને કોઇ પારકો માણસ જ હોવો જોઇયે.

૭૬. **ચોર કેવો છે ?** જોવું કે સાતમાનો માલેક યાને ચોરનો સીગ્નીફીકેટર કઈ રાશિમાં છે, પછી ભાગ પહેલામાં દર્શાવેલા રાસિ અને ગ્રહના ગુણદોષ પ્રમાણેની તેની ખાસીયતો ને કદ જાણવું.

૭૭. **એક કરતાં વધુ ચોરો છે કે ?** જો કેન્દ્ર ભુવનોમાં સ્થુલ રાશિઓ હોય, અને જો ચોરને લગતો સીગ્નીફીકેટર સ્થુલ રાશિમાં હોય, અને બીજા ભુવનમાં કોઇપણ ગ્રહ સાથે દષ્ટિમાં જોડાયલો ન હોય, તો જાણવું કે ચોર એક જ છે, પણ જો ચંદ્ર અથવા ચોરનો સીગ્નીફીકેટર મિથુન, ધન, કે મીન રાશિમાં હોય, અને ઘણા ગ્રહોથી ઘેરાયલો હોય તો તે વખતે ચોરની સંખ્યા વધુ હોવી જોઇયે.

૭૮. **ચોરી કરનાર પુરુષ છે કે સ્ત્રી ?** હરશલચલ, શનિ, ગુરુ, મંગળ, રવિ અથવા બુધ પુરુષ દેખાડે છે; ચંદ્ર અને શુક્ર સ્ત્રી સમજવાં ♅ અને ♄ ૫૦ વર્ષ જેટલી ઉપરના સમજવા, ગુરુ અને મંગળ ૪૦ થી ૫૦ ની ઉમ્મર સમજવી, રવિ ૨૫ થી ૪૦, બુધ જુવાન માણસ, વખતે ૨૦ ની અંદર અને ચંદ્ર પરણેલી ને આધેડ ઉમ્મરની સ્ત્રી દેખાડે છે, જ્યારે શુક્ર કુમારી અને જુવાન સ્ત્રી સમજવી. કેટલાક વિદ્વાનોના મત છે કે ચંદ્રની ઉમ્મર પરથી ચોરની ઉમ્મર વગેરે આંકી શકાય છે. જેમકે

ચાંદરાતનો ચંદ્ર હોય તો બાળક સમજવું, બીજા અઠવાડીયાનો હોય તો ૨૦ થી ૩૦ ની ઉમ્મર અને એવી રીતે, પણ ખરૂં મત તેમ નથી, કારણકે જો એવી ગણતરી કરે તો ચાંદરાંત પછીના પહેલા અઠવાડીયામાં જે ચોરીઓ થાય તે બધી બાળકોએ જ કીધી એવું ઠરે, વળી ખાસ અભ્યાસીએ ધ્યાનમાં રાખવું કે ઉપર આપેલી ગ્રહની ઉમ્મરેપર પણ ઘણો ભરોસો રાખવો નહિ. કારણકે તે ગ્રહો જેવી જેવી દૃષ્ટિઓ અને એસપેક્ટોમાં આવેલા હોય તે પ્રમાણે ઉમ્મરમાં ફેરફાર થાય છે.

૭૯. **ચોર કઇ દિશામાં ગયો ?** તે માટે ચોરનો સીગ્નીફીકેટર જે ભુવનમાં હોય તે ભુવનને લગતી દિશા વિગેરે કોષ્ટક પ્રમાણે જોવું. અને તે ઉપરાંત જાણવું કે જો કેન્દ્ર સ્થાનમાં હોય તો ઘરની નજદીકમાં જ છે, ને કેથે દૂર નાઠો નથી. જો ૨, ૫, ૮, ૧૧માં હોય તો જાણવું કે થોડે દૂર ગયો છે, પણ જો કેડન્ટ ભુવનોમાં હોય તો જાણવું કે ઘણો દૂર નાઠો છે. ચંદ્ર પણ જો ઉપર પ્રમાણેના ભુવનોમાં હોય તો તે બી તેમજ સમજવું. જો સીગ્નીફીકેટર એક રાશિ કે ભુવનમાંથી તે વખતે બીજી રાશિ કે ભુવનમાં જતો હોય તો જાણવું કે તે તુરત પોતાની જગ્યા બદલી બીજે રસ્તે જશે. જો ચોરનો સીગ્નીફીકેટર શુક્રની સાથે પાપદૃષ્ટિમાં હોય તો જાણવું કે તે માણસ દારૂ પીવામાં પોતાનો વખત કાઢે છે, જો પાણીની રાશિમાં હોય તો જ એમ જાણવું.

૮૦. **ચોર પકડાશે કે ?** જો સાતમાનો માલેક કે આઠમાનો માલેક પહેલા ભુવને હોય, અથવા, પહેલાના માલેક સાથે કંજંગશન્ કરતો હોય.ચંદ્ર હોય અને પહેલાના માલેક સાથે ત્રાયન યાને ૧૨૦° અંશની દૃષ્ટિ કરતો હોય, અથવા ચંદ્ર સાતમા ભુવનેથી રવિ, મંગળ કે બુધ સાથે ૯૦° અંશની પાપદૃષ્ટિ કરતો હોય, અથવા તો ગ્રહોથી છૂટો થઇને રવિને જઇ મળતો હોય તો, અથવા સાતમાનો માલેક જલીત હોય, અથવા ચંદ્ર અને સાતમાનો માલેક એઉ કોઇ પાપગ્રહની દૃષ્ટિમાં આવ્યા હોય તો, તે ચોર પકડાશે એમ જાણવું. પણ જો સાતમાનો માલેક કેડન્ટ હોય, ઝડપી ચાલનો હોય અથવા ગુરુ, શુક્ર કે ચંદ્ર સાથે શુભ દૃષ્ટિમાં હોય, ચર રાશિમાં હોય તો ચોર પકડાશે નહીં. વળી જોવું કે સાતમાનો માલેક કયા ભુવનમાં છે, જો બારમામાં હોય તો ચાકરોની મદદથી અને અગિયારમામાં હોય તો ચોરના પોતાના મિત્રોની મદદથી નાસી જઈ શકશે. ત્રીજામાં હોય તો કોઈ પારકાની મદદથી, દશમામાં હોય તો પોતાની

મહેનતથી નાશી જાય, નોયામા હોય તો જાહેર રીતે નજર આગે આવે જાય, જે નવમે હોય તો પોતાના આપ્તજન મારફતે નાસે

૮૧ માલમતા ચોર પાસે હજી છે કે? જે ચોરનો રાશીસ્થિર માને સાતમા ભુવનનો માલેક કોઈ શુભ ગ્રહની જગાએ બેઠો હોય, તથા બીજા કોઈ શુભ ગ્રહ સાથે શુભ દૃષ્ટિ કરતો હોય, તો જાણવુ કે તેની પાસે ચોરેલો માલ હજી છે, પણ તે સિવાય જો ઉપલો જોગ ન બને તો જાણુ કે વેચી નાખી કે આપી દીધેલો હોવો જોઈયે

૮૨ ચોરેલો માલ પાછો મળશે કે? જો આઠમા ભુવનનો માલેક લગ્ને હોય, અથવા પહેલા કે સાતમાનો માલેક આઠમા ભુવનમા હોય, તો જાણવુ કે મળશે જો રવિ અથવા ચદ્રની શુભ દૃષ્ટિ પહેલા ભુવન સાથે હોય, તો જાણવુ કે મળશે જો બીજા ભુવનનો માલેક પહેલા ભુવને હોય અથવા પહેલાનો માલેક બીજે ભુવને હોય અથવા પહેલાનો માલેક સાતમે કે આઠમે હોય, અથવા બીજાનો માલેક ચોથે કે અગિયારમે હોય, રવિ ચદ્ર બેઉ દશમા ભુવને હોય, તો અચયુચ તે ચીજ આવી મળે પણ જો સાતમાનો માલેક જમીન હોય વક્રી હોય, પણ જો પહેલા કે બીજા ભુવનના માલેકને એપ્લાઇ થતો હોય તો, તે ચોરનાર શખ્સ પોતે જ પાછી લાવશે, એમ જાણવુ જો ચદ્ર, ગુરુ કે શુક્ર બીજે હોય તો તે બી સારા જાણવા, પણ જો પાપગ્રહ નીચના થઇને બીજે ભુવને બેઠા હોય બીજાનો માલેક જો આઠમાને પાપદૃષ્ટિ કરતો હોય, અથવા તો આઠમાનો માલેક બીજાના માલેક સાથે પાપદૃષ્ટિમા હોય, સાતમાને આઠમાના માલેકો એક બીજા સાથે કન્જગશનમા હોય, રવિ ચદ્ર એક બીજા સાથે દૃષ્ટિ કરતા ન હોય, તથા સાતમાનો માલેક ચદ્રને પાપદૃષ્ટિ કરતો હોય અથવા સાતમાનો માલેક ઊંચનો અને પોતાના ઘરનો બળવાન હોય તો જાણવુ કે ઉપલા એ જોગોથી તે ચીજ પાછી મળવાનો સભવ નથી જો ઉપલા સજોગો માહેલા સારા તેમજ માઠા બેઉ સજોગો હોય તો, તે બેઉમા જે વધારે સખ્યામા હોય તેને લગતુ મત આપવુ

૮૩ ચોર તથા ચોરીના માલના સ્વરૂપ વિગેરે ! ચોરીના માલ માટે જાણવુ કે બીજા ભુવનનો માલેક તે સર્વે ખુલાસો આપશે, તેમજ ગુમાવેલી ચીજને લગતી આગલવાળા ફકરામા લખવા પ્રમાણે જોઈ લેવુ ચોરના રગરૂપ સ્વરૂપ અને કપડાંનો રગ વગેરે સાતમાનો માલેક જે રાશિમા હોય તે ઉપરથી જોઈ લેવુ અને તે રાશિનો જે રગ હોય તેના કપડા તેણે પહેરેલા જાણવા

## આઠમા ભુવનને લગતા સવાલો

**૮૪. હાલમાં કુટુંબમાં કોઇનું મરણ નીપજવાનો સંભવ છે કે?** જો પ્રશ્ન કુંડળીમાં આઠમા ભુવનમાં હરશચલ, મંગળ, શનિ, એવા પાપગ્રહ બેઠા હોય, તો જાણવું કે તેવો માઠો બનાવ બનવાનો સંભવ છે. જો ત્રીજા, ચોથા, આઠમા કે દશમાના માલેકો પાપદૃષ્ટિથી ઘણા ઘેરાયલા હોય તોબી મરણ થવાનો સંભવ છે. જો ઉપલા જોગ ન હોય તો જાણવું કે માઠો બનાવ બનવાનો યાને મરણ નીપજવાનો સંભવ નથી.

**૮૫. કુટુંબમાં હાલમાં પહેલું કોણ મરશે?** જો ઘણા સ્નેહી સંબંધી કે ઓળખાણના એક્કી વખતે પુષ્કળ ઘરમાં બિમાર હોય, તેવે વખતે પ્રશ્ન કર્યો હોય તો પ્રશ્ન કુંડળીના ૧, ૩, ૪, ૫, ૭, ૧૦ મા ભુવનોના માલેકોને તપાસવા. તેમાંથી જે ભુવનનો માલેક પાપગ્રહની ઘણી જ પાપદૃષ્ટિમાં ફસેલો હોય, તે ભુવનને લગતા સગાનું મરણ પહેલાં નીપજશે એમ જાણવું. જેમકે ત્રીજાનો માલેક હોય તો ભાઈ, ચોથાનો હોય તો બાપ, પાંચમાનો હોય તો છોકરૂં, સાતમાનો હોય તો સ્ત્રી, પહેલું ભુવન હોય તો પોતે એમ જાણવું.

**૮૬. કોઇ તરફથી ફાળો હિસ્સો મળશે કે?** જો આઠમાનો માલેક બળવાન હોય, અને બીજા ભુવનના માલેક સાથે શુભદૃષ્ટિમાં હોય, આઠમાનો માલેક આઠમા ભુવનમાં હોય, ગુરુ અથવા શુક્ર આઠમા ભુવને બળવાન હોય, અને બીજા ભુવનના માલેક સાથે શુભ દૃષ્ટિમાં હોય, ગુરુ આઠમે બળવાન હોય, અને શનિ કે હરશચલ સાથે ૬૦° અથવા ૧૨૦° અંશની શુભદૃષ્ટિ કરતો હોય તો ફાળો મળશે એમ જાણવું. પણ જો શનિ, હરશચલ, મંગળ આઠમા ભુવને બળહીન થઇને પડયા હોય, અથવા બીજાના માલેક સાથે પાપદૃષ્ટિ કરતા હોય, જો આઠમા ને બીજાના માલેક એક બીજાના રીસેપશનમાં ન હોય, તો જાણવું કે ફાળો હીસ્સો કંઇબી મળશે નહીં.

**૮૭. મારી સ્ત્રી કે મારા ધણી તરફથી કાંઇ પૈસો મળશે કે?** જો આઠમાનો માલેક બળહીન ન હોય, અથવા હરશચલ, શનિ કે મંગળની પાપદૃષ્ટિથી મહાત થયેલો ન હોય, ગુરુ કે શુક્ર આઠમા ભુવનના કશપર હોય, અથવા આઠમા ને બીજાનો માલેક એકબીજાના રીસેપશનમાં હોય, અથવા શુભ દૃષ્ટિમાં હોય, અથવા આઠમાને બીજા ભુવનના માલેકોને રવિ ચંદ્ર પોતાની લાઈટ ટ્રાન્સલેટ કરતા હોય તો, જરૂર પૈસો મળશે. પણ

મહેનતથી નાસી જાય, ચોથામા હોય તો જાહેર રીતે નજર સામે ચાલ્યો જાય, જો નવમે હોય તો પોતાના ભાઇબધ મારફતે નાસે

**૮૧. માલમતા ચોર પાસે હજી છે કે?** જો ચોરનો સીગ્નીફીકેટર યાને સાતમા ભુવનનો માનેક કોઈ શુભ ગ્રહની જગ્યાએ બેઠો હોય, તથા બીજા કોઇ શુભ ગ્રહ સાથે શુભ દૃષ્ટિ કરતો હોય, તો જાણવુ કે તેની પાસે ચોરેલો માન હજી છે, પણ તે સિવાય જો ઉપલો જોગ ન બને તો જાણવુ કે વેચી નાખી કે આપી દીધેલો હોવો જોઈયે

**૮૨ ચોરેલો માલ પાછો મળશે કે?** જો આઠમા ભુવનનો માનેક લગ્ને હોય, અથવા પહેલા કે સાતમાનો માનેક આઠમા ભુવનમા હોય, તો જાણવુ કે મળશે જો રવિ અથવા ચદ્રની શુભ દૃષ્ટિ પહેલા ભુવન સાથ હોય, તો જાણવુ કે મળશે જો બીજા ભુવનનો માનેક પહેલા ભુવને હોય અથવા પહેલાનો માલેક બીજે ભુવને હોય અથવા પહેલાનો માનેક સાતમે કે આઠમે હોય, અથવા બીજાનો માનેક ચોથે કે અગિયારમે હોય, રવિ ચદ્ર બેઉ દશમા ભુવને હોય, તો અચણુચ તે ચીજ આવી મળે. પણ જો સાતમાનો માલેક જનીત હોય, વક્રી હોય, પણ જો પહેલા કે બીજા ભુવનના માનેકને એપ્લાઇ થતો હોય તો, તે ચોરનાર શખ્સ પોતે જ પાછી લાવશે, એમ જાણવુ જો ચદ્ર, ગુરુ કે શુક્ર બીજે હોય તો તે બી સારા જાણવા, પણ જો પાપગ્રહ નીચનો થઇને બીજે ભુવને બેઠા હોય, બીજાનો માનેક જો આઠમાને પાપદૃષ્ટિ કરતો હોય, અથવા તો આઠમાનો માનેક બીજાના માલેક સાથે પાપદૃષ્ટિમા હોય, સાતમાને આઠમાના માનેકો એક બીજા સાથે કજગશનમા હોય, રવિ ચદ્ર એક બીજા સાથે દૃષ્ટિ કરતા ન હોય, તથા સાતમાનો માનેક ચદ્રને પાપદૃષ્ટિ કરતો હોય, અથવા સાતમાનો માલેક ઊંચનો અને પોતાના ઘરનો બળવાન હોય તો જાણવુ કે ઉપલા એ જોગોથી તે ચીજ પાછી મળવાનો સભવ નથી જો ઉપલા સજોગો માહેલા સારા તેમજ માઠા બેઉ સજોગો હોય તો, તે બેઉમા જે વધારે સખ્યામા હોય તેને લગતુ મત આપવુ

**૮૩ ચોર તથા ચોરીના માલના રૂપરગ વિષે।** ચોરીના માન માટે જાણવુ કે બીજા ભુવનનો માનેક તે સર્વે ખુલાસો આપશે, તેમજ ગુમાવેલી ચીજને લગતી બાબતવાળા ફકરામા લખવા પ્રમાણે જોઇ લેવુ ચોરના રગરૂપ સ્વરૂપ અને કપડાનો રગ વગેરે સાતમાનો માનેક જે રાશિમા હોય તે ઉપરથી જોઈ લેવુ અને તે રાશિનો જે રગ હોય તેવા કપડા તેણે પહેરેલા જાણવા

## આઠમા ભુવનને લગતા સવાલો

**૮૪. હાલમાં કુટુંબમાં કોઇનું મરણ નીપજવાનો સંભવ છે કે?** જો પ્રશ્ન કુંડળીમાં આઠમા ભુવનમાં હરશચલ, મંગળ, શનિ, એવા પાપગ્રહ બેઠા હોય, તો જાણવું કે તેવો માઠો બનાવ બનવાનો સંભવ છે. જો ત્રીજા, ચોથા, આઠમા કે દશમાના માલેકો પાપદષ્ટિથી ઘણા ઘેરાયલા હોય તોબી મરણ થવાનો સંભવ છે. જો ઉપલા જોગ ન હોય તો જાણવું કે માઠો બનાવ બનવાનો યાને મરણ નીપજવાનો સંભવ નથી.

**૮૫. કુટુંબમાં હાલમાં પહેલું કોણ મરશે?** જો ઘણા સ્નેહી સંબંધી કે ઓળખાણના એકી વખતે પુષ્કળ ઘરમાં બિમાર હોય, તેવે વખતે પ્રશ્ન કર્યો હોય તો પ્રશ્ન કુંડળીના ૧, ૩, ૪, ૫, ૭, ૧૦ મા ભુવનોના માલેકોને તપાસવા. તેમાંથી જે ભુવનનો માલેક પાપગ્રહની ઘણી જ પાપદષ્ટિમાં ફસેલો હોય, તે ભુવનને લગતા સગાનું મરણ પહેલાં નીપજશે એમ જાણવું. જેમકે ત્રીજાનો માલેક હોય તો ભાઈ, ચોથાનો હોય તો બાપ, પાંચમાનો હોય તો છોકરૂં, સાતમાનો હોય તો સ્ત્રી, પહેલું ભુવન હોય તો પોતે એમ જાણવું.

**૮૬. કોઇ તરફથી ફાળો હિસ્સો મળશે કે?** જો આઠમાનો માલેક બળવાન હોય, અને બીજા ભુવનના માલેક સાથે શુભદષ્ટિમાં હોય, આઠમાનો માલેક આઠમા ભુવનમાં હોય, ગુરુ અથવા શુક્ર આઠમા ભુવને બળવાન હોય, અને બીજા ભુવનના માલેક સાથે શુભ દષ્ટિમાં હોય, ગુરુ આઠમે બળવાન હોય, અને શનિ કે હરશચલ સાથે ૬૦° અથવા ૧૨૦° અંશની શુભદષ્ટિ કરતો હોય તો ફાળો મળશે એમ જાણવું. પણ જો શનિ, હરશચલ, મંગળ આઠમા ભુવને બળહીન થઇને પડયા હોય, અથવા બીજાના માલેક સાથે પાપદષ્ટિ કરતા હોય, જો આઠમા ને બીજાના માલેક એક બીજાના રીસેપશનમાં ન હોય, તો જાણવું કે ફાળો હીસ્સો કંઇબી મળશે નહીં.

**૮૭. મારી સ્ત્રી કે મારા ધણી તરફથી કાંઇ પૈસો મળશે કે?** જો આઠમાનો માલેક બળહીન ન હોય, અથવા હરશચલ, શનિ કે મંગળની પાપદષ્ટિથી મહાત થયેલો ન હોય, ગુરુ કે શુક્ર આઠમા ભુવનના કશપર હોય, અથવા આઠમા ને બીજાનો માલેક એકબીજાના રીસેપશનમાં હોય, અથવા શુભ દષ્ટિમાં હોય, અથવા આઠમાને બીજા ભુવનના માલેકોને રવિ ચંદ્ર પોતાની લાઇટ ટ્રાન્સલેટ કરતા હોય તો, જરૂર પૈસો મળશે. પણ

જો પહેલા અથવા બીજાનો માનેક આઠમા ભુવનના માનેકની પાપદષ્ટિમા હોય, અથવા આઠમાનો માનેક બળહીન, વક્રી કે હારેલો હોય તો કાંઈ મળે નહી ને જો મળે તો નહી જેવુ જાણવુ

૮૮ સ્ત્રી પૈસાવાળી મળશે કે? જો ગુરુ કે શુક્ર આઠમા ભુવને હોય, અને આઠમાનો માનેક બળવાન થઇને શુભ ભુવને બેઠો હોય, તો સ્ત્રી પૈસાવાળી મળશે, પણ જો આઠમાનો માનેક વક્રી બળહીન હોય તો મળશે નહી વળી જો કોઈ પાપગ્રહ સાથે આઠમાનો માનેક સ્કવેર કે ઓપોઝીશનમા હોય તો, સ્ત્રીને વસિયત કે વીનમાથી કોઈ રદ્દમાતલ કરે એવો સભવ જાણવો એ જ પ્રમાણે સ્ત્રી તેમજ પુરષ કોઇને માટે પણ જાણવુ

## નવમા ભુવનને લગતા સવાલો

૮૯ દરિયાની લાબી મુસાફરી નસીબમા છે કે? જો નવમાનો માલેક બળવાન હોય અને શુભ દૃષ્ટિમા આવેલો હોય, અને લગ્નનો માનેક પાપદૃષ્ટિથી નિરાળો હોય નવમે કોઈ પાપગ્રહ ન હોય, તો મુસાફરી થશે તે ઘણી ફતેહમદ નીવડશે જો દશમામા શુભ ગ્રહ હોય તો, મુસાફરીથી ફતેહ ને લાભ થશે જો સાતમામા હશે તો જ્યા જશે ત્યા સારો આદરસત્કાર ને માન મળશે પણ જો ♆, ♄ કે ♂ નવમા ભુવનમા હોય, નવમાનો માનેક પાપદૃષ્ટિથી, બળહીન થયો હોય અથવા વક્રી હોય તો ફતેહ મળશે નહી, અને જે કામ સારુ ગયા હોય તે નિષ્ફળ નીવડશે આઠમે પાપગ્રહ હોય તો તે પણ નિષ્ફળતા આપે અને જો દશમા ભુવને પાપગ્રહ હોય અથવા દશમાનો માનેક પાપદૃષ્ટિમા હોય તો ફતેહ નહી મળે પણ હાડમારી અને નુકસાની બ કે બેઇજ્જતી પણ થાય

૯૦ મુસાફરીથી લાભ થશે કે પોતાના દેશથી લાભ થશે? જો નવમુ ભુવન તેમજ તેનો માનેક બેઉ બળવાન હોય, અને પાપદૃષ્ટિથી નીરાળા હોય અને પહેલા તથા બીજા ભુવનના માનેક સાથે શુભ દૃષ્ટિમા હોય, રીસેપશનમા હોય અથવા એક બીજાથી ડીસ્પોઝ થયેના હોય, ચદ્ર કેન્દ્ર સ્થાને હોય અને પાપદૃષ્ટિથી નીરાળો હોય તો જરૂર પરદેશમા લાભ મળશે પણ જો ચોથાનો માનેક બળવાન હોય અને નવમાના માલેક કરતા શુભ જગ્યાએ બેઠેનો હોય તો તે સવાલ કરનાર પરદેશ જવા કરતાં પોતાના જ દેશમા ઘણો ફાયદો મેળવે એમ નક્કી જાણવુ

૯૧. સ્વપ્નાની તાસીર શું છે? જો હરશચન ગ્રહ નવમા ભુવનના કશપર પ્રશ્નકાળે આવે તો ખ્વાબ ઘણો ચિત્ર વિચિત્ર અને અસાધારણ

જાણવો. જો શનિ આવે તો બીવડાવનારો અને ભયંકર જાણવો. જો મંગળ આવે તો લડાઇ, ટંટો ફીસાદ, વગેરેને લગતો જાણવો. હવે જો નવમાનો માલેક, પહેલા ભુવનના માલેકને, એ કુંડળીમાં પાપદૃષ્ટિ કરતો હોય તો, જાણવું કે સવાલ કરનારની તબિયત, શરીર કે લાભને નુકસાનકર્તા છે. જો બીજા ભુવનના માલેકને પાપદૃષ્ટિ કરતો હોય તો પૈસાની ખોટ જશે. જો પાંચમાના માલેક સાથે પાપદૃષ્ટિ હશે તો ફરઝંદ બાબત નુકસાન પહોંચશે, અને એવી રીતે જે ભુવનના માલેક સાથે પાપદૃષ્ટિ કરતા હોય, તે તે ભુવનને લગતી બાબત પ્રમાણે વિચારી લેવું. હવે જો નવમાનો માલેક શુભ દૃષ્ટિમાં હોય, તો તેને લગતો લાભ થશે એમ જાણવું. જો શુભ ગ્રહ નવમે બેસી પહેલા ભુવનના માલેક સાથે શુભ દૃષ્ટિમાં હોય તો પણ લાભ જાણવો.

**નોંધ:**—આ ખ્વાબના સવાલ બાબત અભ્યાસીનું ધ્યાન ખેંચવાની જરૂર છે કે, કોઇ અસાધારણ અને ગુંચવણભર્યાં ખ્વાબને માટે કુંડળી કાઢવી, અને સાધારણ અજીર્ણ અને મનની અસ્થિર હાલતને લીધે ઉપજેલા ખ્યાલી ખ્વાબો માટે ફાંફાં મારવાં ફેકટ છે. ખ્વાબ ખરો કયારે જાણવો કે તે ખ્વાબની બાબત મગજ ઉપર ઘણી જ અસર કરે. તેવો ખ્વાબ અચૂક કોઇ લાભ કે આફતની વિગત સત્ય દેખાડી આપે છે. માટે જરા જરામાં કુંડળી કાઢી જ્યોતિષ વિદ્યા સાથે ચેડાં કાઢવાં એ સરિયામ મુર્ખાઇ છે, કારણ કે એવાં વેહજાં ઘણાક આસામીઓને હરહમેશ હરેક બાબતમાં જોશી મહારાજો પાસે દોડી જવાનો મેનિયા લાગુ પાડે છે, અને આપણા કહેવાતા સત્ય જોશી મહારાજો, તેના ઘરાકોને હંમેશાંના પોતીક કરી રાખવાને ચૂકતા નથી. પરિણામમાં વહેમ, કુટુંબ કંકાસ અને નાઉમેદી તથા નામોશીજ ફાળે આવે છે. **માટે મારા આ પુસ્તકના વાંચકોને ભલામણ છે કે, જો કે “ હોરારી એસ્ટ્રૉલાજી, ” યાને પ્રશ્ન કુંડળીથી જોવામાં આવતી બાબતોને લગતી વિદ્યા ઘણી જ શ્રેષ્ઠ છે, પણ જે બાબત મન ઉપર ઘણો જ બોજો લાવી નાંખી ચિત્તને રોકી રાખતી હોય, તેવી બાબત સારે જ, અને ફક્ત એક જ વખત કુંડળી કાઢવી, અને ફળ જોવું. અને જે પહેલી કુંડળી દૃઢ મને ઉત્પન્ન થયેલી ઇચ્છાની ઘડીપળની કાઢવામાં આવે, તે જ સત્ય સર્વે બીના દર્શાવી શકે છે, તે સિવાય વારે ઘડીયે જ્યોતિષી મહારાજો આગળ દોડી જઇ, ગજવાનો ભાર ઓછો કરવાનું,**

**અને અસત્ય ફળ મેળવી મોટી આશાઓ રાખી અંતમાં નિષ્ફળ થઈ પરેશાન થવાનું સરિયામ નાપસંદ કરવા જોગ છે.**

૯૨. **વિદ્યા કે સાયન્સ શીખવાથી તેનો સંપૂર્ણ લાભ મેળવી શકાશે કે?** જો પહેલા અને નવમાનો માલેક એક બીજા સાથે કંજંગશન, ૬૦°, ૧૨૦° અંશની શુભ દૃષ્ટિ કરતા હોય અથવા ગુરુ અથવા શુક્ર નવમે ભુવને હોય, અને બળવાન હોય, અને પહેલાના માલેક સાથે શુભ દૃષ્ટિમાં હોય, જો ચંદ્ર ૬૦° અંશે નવમાના માલેક સાથે શુભ દૃષ્ટિ કરતો હોય, હરશચલ ૬૦° કે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિ ચંદ્ર કે બુધ સાથે કરતો હોય અને નવમા ભુવને હોય તો, વિદ્યાભ્યાસ અને સાયન્સ ઘણું શીખે તેમજ તેથી પુષ્કળ લાભ મેળવે. પણ જો નવમાનો માલેક નબળો, વક્રી કે બળહીન હોય અને પહેલા અથવા બીજાના માલેકને પાપદૃષ્ટિ કરતો હોય, અથવા શનિ કે મંગળ નવમાનો માલેક હોય અને અશુભ ભુવને પડ્યા હોય તો વિદ્યાભ્યાસમાં ખલેલ નડે, અને હાંસલ થાય નહી, ફત્તેહ મળે નહી.

૯૩. **કોઇ બાબત છુપાવાથી ફાયદો થશે કે?** એ માટે પણ ઉપર પ્રમાણેજ જોવું. શુભ ગ્રહો નવમે ભુવને હોય અને બુધ સાથે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિ કરતા હોય, બુધ બળવાન ઊંચનો થઈને નવમા કે દશમા સ્થાને હોય, અને ચંદ્રની ૧૨૦° અંશની શુભ દૃષ્ટિમાં હોય તો ફત્તેહ મળે, લાભ થાય. પણ જો બુધ નવમાનો માલેક થઈ ૬, ૧૨, કે ૮ મા ભુવને પડયો હોય, અથવા ઘણી પાપદૃષ્ટિમાં ઘેરાયેલો હોય, તો કંઇ લાભ મળશે નહી. એ બાબતનો વિચાર માંડી વાળવો.

## દશમા ભુવનને લગતા સવાલો

૯૪. **ધંધામાં ફાયદો થશે કે?** જો ચંદ્ર, પહેલા અને દશમાનો માલેક, એ સર્વે એક બીજાની શુભ દૃષ્ટિમાં હોય, અને રવિ ચંદ્ર શુભ ગ્રહો સાથે હોય, ગુરુ, રવિ, ચંદ્ર શુક્ર દશમા ભુવને હોય અને પાપદૃષ્ટિથી નીરાળા હોય, તથા પહેલા કે બીજાના માલેક સાથે શુભ એસપેકટમાં હોય, તો જરૂર ફત્તેહ મળશે એમ જાણવું. પણ જો ઘણા ગ્રહો કેડન્ટ હોય, શુભ ગ્રહો પણ કેડન્ટ હોય, અને પાપગ્રહો કેન્દ્ર સ્થાને હોય, અને જો ખાસ કરીને પાપગ્રહ બીજે અથવા દશમા ભુવને હોય તો બિલકુલ લાભ થાય નહી.

**નોધઃ**—આ બાબતમાં કોઇપણ ભુવનપર ઘણો આધાર રાખવો નહી. ફક્ત દશમુ ભુવન ને તેનો માલેક જો બળવાન હોય તો ફતેહ પામશે. અથવા

ગુરુ, રવિ, અને ચંદ્ર જો એક બીજા સાથે શુભ દૃષ્ટિમાં હશે તો કોઈબી રીતે ફત્તેહ મળશે. અથવા ગુરુ, રવિ, કે ચંદ્ર જો કેન્દ્ર સ્થાને હશે તો પણ ફત્તેહ મળશે. પાપગ્રહ જો બળવાન થઈ શુભ સ્થાને બેઠેલો હોય તો નાસીપાસી મળશે.

૯૫. **મારે કેવો ધંધો કરવો લાભકારી છે?** જો દશમાનો માલેક અથવા કોઈ ગ્રહ દશમા ભુવને મેષ રાશિમાં હોય તો, ઢોરોનો વેપાર, ઘોડાવાળો, જાનવરનો ડાક્ટર, સુથાર, ગાડી બનાવનાર, એવા ધંધાઓથી લાભ થાય. જો **વરખમાં** હોય તો ખેડૂતનો ધંધો, બાગબાની, અનાજ વેચનાર, એમાં લાભ થાય. જો **મિથુનમાં** હોય તો લખનારો, મહેતો, પેન્ટર, સર્વેયર, સ્કુલ માસ્તર, વગેરે ધંધામાં ફાયદો થાય. જો **કર્કમાં** હોય તો ખલાસી, દારૂના પીઠાંવાળો, દારૂનો ધંધો વિગેરે પ્રવાહીના ધંધામાં ફાયદો થાય. જો **સિંહ** રાશિમાં હોય તો, જોશી, સોની, ઘડીયાળી, શિકારી, વગેરે. જો **કન્યા** રાશિમાં હોય તો, સેક્રેટરી, સ્ટેશનર, છાપખાનાવાળો વગેરે અથવા તો એ એકાઉન્ટન્ટ થાય. જો **તુલા** રાશિમાં હોય તો ગાયનનો, નાટકી, સુતરાઉ કાપડનો વેપાર, દરજી, રેશમી કાપડનો વેપાર, વગેરે ફેન્સી સામાનનો વેપાર કરે. જો **વૃશ્ચિકમાં** હોય તો, સરજન, કંપાઉન્ડર, ગાંધી, ફાઉન્ડરીવાળો, દારૂની ભઠ્ઠીવાળો, બબરચી વગેરે થાય. જો **ધન** રાશિમાં હોય તો ઢોરનો વેપારી, ધર્મગુરુ, સ્પોર્ટસમેન, ઘોડાનો ડાક્ટર, વગેરે ધંધો કરે. જો **મકર** રાશિમાં હોય તો ગાંધી, ચેંડલર, ખેડુત, ઊનનો વેપાર, સીસું, અનાજ વગેરેનો વેપાર સારો થાય. જો **કુંભ** રાશિમાં હોય તો, સુથાર, પેન્ટર, સ્કલ્પચર, અથવા વેપાર. જો **મીન** રાશિમાં હોય તો દારૂની ભઠ્ઠીનો, માછલીનો, મસ્કરાનો, ગાયનનો, પોંચખાનાનો, અથવા દારૂ તાડીના પીઠાનો ધંધો જાણવો. એ પ્રમાણે વિચાર પહોંચાડીને કહેવું.

૯૬. **નોકરી મળશે કે, પગાર વધશે કે વગેરે?** જો પહેલાનો માલેક દશમા ભુવને હોય, ૬૦° કે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિમાં એક બીજા સાથે હોય, રવિ જો પહેલાના માલેક સાથે ૬૦° કે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિ કરતો હોય, ચંદ્ર કે રવિ દશમાનો માલેક હોય, ચંદ્ર જો દશમાના માલેકથી છૂટો પડી પહેલાના માલેકને જઈ મળતો હોય, પહેલાનો માલેક દશમાના માલેકને ડીસ્પોઝ કરતો હોય, પહેલાનો માલેક કેન્દ્ર, સ્થાને બળવાન હોય, અને રવિ, ચંદ્ર કે ગુરૂ સાથે શુભ દૃષ્ટિ કરતો હોય, પહેલાનો માલેક દશમા ભુવનમાં [illegible] કરતો હોય તો

જાણવું કે નોકરી મળશે, અથવા પગાર વધશે. પણ જો દશમાનો માલેક રવિ, ચંદ્ર, પહેલા કે બીજાના માલેકને પાપદૃષ્ટિ કરતો હોય, અથવા પહેલાનો માલેક બળહીન અને પાપદૃષ્ટિમાં હોય, અથવા દશમાનો માલેક સાતમાના માલેક સાથે શુભ દૃષ્ટિ કરતો હોય તો જાણવું કે નામીપાસી મળશે, નોકરી મળશે નહી. જો શનિ કેન્દ્ર સ્થાને હોય અને ચંદ્ર કે પહેલાના માલેકને પાપદૃષ્ટિ કરતો હોય તો નહી મળે, અને પગાર પણ વધશે નહી.

**૯૭. નોકરી ટકી રહેશે કે છોડાવી પડશે?** જો પહેલા અને દશમાના માલેકો શુભ દૃષ્ટિમાં હોય, વરખ, સિંહ, વૃશ્ચિક કે કુંભ અથવા મિથુન, કન્યા, ધન કે મીન એ રાશિઓ કેન્દ્ર સ્થાને હોય, અથવા ગુરુ, શુક્ર કે રવિ, પહેલાના માલેક સાથે શુભ દૃષ્ટિ કરતા હોય, અને પાપગ્રહની દૃષ્ટિમાં ન હોય, અથવા પહેલા અને દશમાના માલેકો રીસેપશનમાં હોય, તો નોકરી ઘણો લાંબો વખત ચાલશે. એમ જાણવું. જો દશમાનો માલેક અથવા ચંદ્ર કોઈ કેન્દ્ર સ્થાનમાં બીજા ગ્રહથી ડીરપોઝ થયો હોય, (સિવાય ચોથા ભુવન) અને તે ગ્રહ ધીમી ચાલનો કે વક્રી હોય અથવા થાય તો તે વખતે નોકરી જાય, અથવા તો તેવો ગ્રહ જ્યારે એક રાશિ છોડી બીજી રાશિમાં અથવા એક ભુવનથી બીજા ભુવને જાય, અથવા તો દશમાનો માલેક જ્યારે પોતાની રાશિ બદલે તે વખતે નોકરી જાય એમ જાણવું.

**૯૮. નોકરી છોડવાથી લાભ થશે?** જો દશમાનો માલેક અને પહેલાનો માલેક એક બીજાના રીસેપશનમાં હોય, બળવાન હોય, શુભ દૃષ્ટિમાં હોય, કેન્દ્ર સ્થાનમાં હોય, પાપગ્રહથી નીરાળા હોય, તો નોકરી કદી છોડવી નહી. પણ જો દશમાનો માલેક નિર્બળ હોય, કેડન્ટ હોય અને પહેલાં રવિ ને કંજંગશન ૬૦° કે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિ માટે એપલાઈ થતો હોય અથવા તો રવિ જો કોઈ શુભ ગ્રહને કંજંગશન કરતો હોય તો નોકરી છોડવાથી લાભ થાય, ને બીજી સારી નોકરી ને સારો રોક મળે.

**૯૯. નોકરી છોડવાનું કારણ શું?** જો પ્રશ્નકાળે પહેલાનો માલેક જ્વલીન હોય અથવા પાપગ્રહની વચ્ચે ઘેરાયેલો હોય તો જાણવું કે તમોએ તમારા શેઠને નારાજ કર્યો છે, જો પહેલાનો માલેક કોઈ ગ્રહની પાપદૃષ્ટિમાં આવ્યો હોય, અને તે ગ્રહ દશમા સ્થાને હોય, અથવા તે ગ્રહ રવિ સાથે અથવા દશમાના માલેક સાથે શુભ સંબંધમાં હોય, તો જાણવું કે તે ગ્રહની રાશિ તથા ભુવનને લગતી બાબત અથવા માણસથી તમને તમારી નોકરી છોડવાની ફરજ પડશે, જેમકે જો તે ગ્રહ બીજાનો માલેક હોય તો પૈસા

અથવા નાણાં સંબંધી બાબત માટે, ત્રીજાનો માલેક હોય તો કાગળપત્ર અથવા કંઇ અક્કલ અથવા તો ભાઇબંધ કામદારની અદેખાઇના સબબે નોકરી છોડવી પડશે. એ જ પ્રમાણે બીજા ભુવનોની ખાસીયત ગુણદોષ વગેરે પ્રમાણે અનુમાન કરવું

૧૦૦. **કંટ્રાકટ કરવો કે નહી?** જો દશમાનો માલેક બીજાના માલેક સાથે શુભ દૃષ્ટિ કરતો હોય, રવિ બીજાના માલેક સાથે શુભ સંબંધમાં હોય, પહેલાનો માલેક અગિયારમા ભુવને હોય ગુરુ, શુક્ર રવિ કે ચંદ્ર દશમા ભુવને બળવાન અને પાપદૃષ્ટિથી નીરાળા હોય, તો તે કામ કંટ્રાકટથી માથે લેવામાં ફાયદો જાણવો. પણ જો દશમાનો માલેક અને બીજાનો માલેક પાપદૃષ્ટિમાં હોય, કેડન્ટ હોય, અથવા એ ભુવનોમા પાપગ્રહો હોય, તો નહી આબરૂ કે નહી પૈસા, બન્નેમાંનું એકબી મળે નહ અને મોટી નુકશાની થાય.

## અગિયારમા ભુવનને લગતા સવાલો

૧૦૧. **મારી ધારેલી ચીજ મને મળી શકશે કે?** જો પહેલા અને અગિયારમા ભુવનોના માલેક એક બીજાના ભુવનોમાં બેઠા હોય રીસેપશન હોય, અથવા રવિ ચંદ્રની લાઇટ મેળવતા હોય, શુભ દૃષ્ટિમ હોય, અગિયારમાનો માલેક લગ્ને બેઠો હોય, ચંદ્ર શુભ દૃષ્ટિનો હોય, તે ઇચ્છા પૂરી પડશે. પણ જો પહેલાનો માલેક ને અગિયારમાનો માલેક એ બીજાને ૯૦° અંશની એસપેક્ટ કરતા હોય, પણ રીસેપશનમાં હોય તે મળશે પણ ઘણી મહેનત પડશે. અગિયારના કે પહેલા ભુવનમાં પાપગ્ર હોય, ચંદ્ર પાપદૃષ્ટિમાં હોય અથવા કેડન્ટ હોય તો નહી થાય.

૧૦૨. **મારા મિત્રો સાચા ને વફાદાર છે કે?** જો અગિયાર ભુવને શુભ ગ્રહો હોય, અગિયારમાનો માલેક પહેલાના માલેક સાથે શુ દૃષ્ટિમાં હોય, લગ્ને બેઠેલા શુભ ગ્રહો અગિયારમાના માલેક સાથે શુ દૃષ્ટિમાં હોય તો મિત્રો સાચા ને વફાદાર જાણવા. પણ જો ♆, ♄ ( ♂ અગિયારમા ભુવનને હોય, અથવા તો અગિયારમાના માલેક હોય, અ લગ્ન સાથે પાપદૃષ્ટિમાં હોય તો જુઠા ને દગાબાજ જાણવા. બુધ જો અગિ યારમા ભુવને પાપદૃષ્ટિમાં હોય તો, મિત્રોનો બિલકુલ ભરોસો કરવો નહ

૧૦૩. **સાચો મિત્ર કોણ નીવડશે?** અગિયારમા ભુવને જો શુ ગ્રહ હોય તે ગ્રહની ખાસીયત ને ગુણદોષવાળો માણસ સાચો મિત્ર થશે. અગિયારમા ભુવને કોઇ ગ્રહ જ ન હોય તો તે ભુવનની રાશિ અને

રાશિના માલેક પ્રમાણે જોવું, અથવા અગિયારમાનો માલેક પહેલાના માલે-કને શુભ દૃષ્ટિમાં હોય તો તે ગ્રહ અને તેની રાશિ પ્રમાણેના ગુણદોષવાળો સમજવો. જો પાપગ્રહ અગિયારમા ભુવનને હોય, અને અગિયારમા ભુવનનો માલેક પણ કોઈ પાપગ્રહ હોય તો કદી સાચો મિત્ર મળે નહી, અને મિત્રો પર કદી પણ ભરોસો રાખવો નહી.

## બારમા ભુવનને લગતા સવાલો

૧૦૪. કેદખાને પડવા વિષે ? જો ચંદ્ર ઝડપી ચાલનો હોય, ચર રાશિનો હોય, લગ્નનો માલેક અથવા ચંદ્ર ચોથાના માલેકથી છુટા પડતા હોય, અથવા કોઇ શુભ ગ્રહને એપલાઇ થતા હોય તો કેદ પડેલો માનવી જલદીથી છુટકો પામે. બારમા ભુવનના કશપર મેષ, કર્ક, તુલા કે મકર રાશિ હોય તો, અને તેના માલેકો પણ ચર રાશિમાં હોય તો જલદી છુટકો થાય. પણ જો સ્થુળ રાશિઓ બારમાના કશપર હોય અને તેના માલેકો પણ સ્થુળ રાશિઓમાં હોય, ચંદ્ર પણ કેડન્ટ અને સ્થુળ રાશિમાં હોય, પહેલાનો માલેક ૪, ૬, ૮ કે ૧૨ મા ભુવનમાં હોય, લગ્નનો માલેક પાપગ્રહોથી ઘેરાયલો હોય, વક્રી હોય, અથવા સ્થુળ રાશિમાં હોય તો લાંબો વખત કેદખાનું ભોગવે.

૧૦૫. ખાનગી દુશ્મનો છે કે ? જો બારમાનો માલેક પાપગ્રહ હોય અથવા બારમે પાપગ્રહ બેઠો હોય, અને જો તે ગ્રહ અથવા બારમાનો માલેક પહેલા અને બીજા ભુવનના માલેકોને પાપદૃષ્ટિ કરતો હોય તો જાણવું કે છુપા દુશ્મનો છે અને તેઓ નુકસાન કરશે. બારમાનો માલેક શુભ ગ્રહ હોય અથવા શુભ ગ્રહ બારમે હોય તો બિલકુલ છુપા દુશ્મનોની ધારતી રાખવી નહીં.

૧૦૬. છુપા દુશ્મનો કેવા છે ? બારમા ભુવને જે પાપગ્રહ બેઠો હોય તેની રાશિ જોવી, અથવા તો બારમાનો માલેક જે રાશિમાં બેઠો હોય તે રાશિ તપાસવી, અને તેના ગુણદોષ પ્રમાણે છુપા દુશ્મનની હકી-કત જાણવી, અને તેનું જોર તથા હાલત બારમાનો માલેક અથવા બારમે પડેલો પાપગ્રહ જે ભુવનમાં પડેલો હોય અથવા જે ભુવનનો માલેક હોય તે ભુવનના બળ પ્રમાણે જાણવું. જેમકે જો ઊંચનો અથવા પોતાના ઘરનો હોય તો બળવાન સમજવો, અને જો લગ્નના ગ્રહ કરતાં વધુ બળવાન અથવા શુભ ભુવને પડેલો હોય તો જરૂર નુકસાન પહોચાડશે એમ જાણવું. પણ જો ૬૦° કે ૧૨૦° અંશની દૃષ્ટિ કરતો હોય તો તે ઇજા કરી શકવા છતા, ઇજા કરશે નહીં, એમ સમજવું.

**નોંધ:**—એ પ્રમાણે ઉપર દર્શાવેલા બાર ભુવનોને લગતા મુખ્ય ૧૦૬ સવાલો કેમ જોવા, કેવી રીતે જોવા અને કેમ ફળ જાણવું તે સ્પષ્ટ રીતે સમજાવવાની કોશેષ કરી છે, જે ઉપરથી, અભ્યાસીને કોઇપણ તરફથી પ્રશ્ન તથા, તે પ્રશ્નના વખતની કુંડળી તુરત કાઢી, તેને લગતા સવાલનો નિર્ણય થઈ શકશે. અત્રે એટલી જ ભલામણ થઈ શકશે કે, **સાધારણ બાબત સારુ વારે ઘડીએ કુંડળી કાઢવી નહીં.** દરેક સવાલ કરનારને માટે એકજ કુંડળી કાઢવી અને તે કુંડળી મારફતે બારે ભુવનને લગતા સર્વે સવાલોનો જવાબ આપી દેવો. જો કોઇ પ્રશ્ન કરનાર પોતાની જન્મોત્રી સાથે લાવેલો હોય, અને પોતાનું અને પોતાના કામને લગતા કોઈપણ ભુવનની બાબતનો ખુલાસો પૂછે, તો તે પણ એજ રીતે વિચાર પહોંચાડીને ઉપલા સવાલોની રુઢી તેને પણ લાગુ પાડવી. એ પ્રમાણે " હોરારી એસ્ટ્રોલોજી "ની સર્વે બાબતો ખૂબ ધ્યાનથી તપાસવી.

## હોરારી સવાલના દાખલાઓ

૧. **એક મિત્રની માંદગી અને તેનું મોત ?** પ્રશ્ન કુંડળી નીચે પ્રમાણે :

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| **ભુવનો=** | ૧૦ | ૧૧ | ૧૨ | લગ્ન | ૨ | ૩ |
| **ભુવનના અંશ=** | કર્ક ૧૦° | સિંહ ૧૭° | કન્યા ૧૬° | તુલા ૯° | વૃશ્ચિક ૪° | ધન ૫° |

| | | | |
|---|---|---|---|
| **ગ્રહો=** | રવિ | ચંદ્ર | બુધ |
| **ગ્રહની રાશિ અંશ=** | મકર ૨૦° | કર્ક ૧૪°–૪૪ | મકર ૧૩.૧૨ R |

| | | | |
|---|---|---|---|
| શુક્ર | ગુરુ | મંગળ | શનિ |
| ધન ૨૭°.૧૮'R | મકર ૨૩°.૫૨' | મકર ૪°.૫૮' | મીન ૧૪°.૧૦' |

| | | |
|---|---|---|
| હરશચલ | નેપચ્યુન | રાહુ |
| ધન ૨૨°.૦' | ધન ૨૭°.૪ | મેષ ૨૫°.૧૬' |

ઉપલી કુંડળીમાં ચંદ્ર દક્ષિણ કેન્દ્રમાં દશમા ભુવનેથી ઝડપી ચાલે રવિની સાથે ઓપોઝીશન કરવાને આગળ વધે છે, કે રવિ પણ કેન્દ્ર સ્થાન પકડીને મકર રાશિએ બેઠો છે. આ જોગ મહા બુરો જાણવો, કારણકે રવિ જે જીવનશક્તિનો આપનાર છે તે ચોથા ભુવને પડેલો છે, કે જે ભુવન દરેક ચીજનું છેવટ અને અંત લાવનાર ઘર ગણાય છે, અને ખૂલ્લી રીતે તંદુરસ્તીનો માલેક હાઇલેગ અને જીવનશક્તિ આપનાર રવિ એક બીજાનાં ઓપોઝીશનમાં આવવાથી જીંદગીનો અંત સ્પષ્ટ દેખાડે છે. ગુરુ જે છઠ્ઠાનો માલેક યાને દરદનો માલેક તથા દરદના પરિણામનો માલેક છે

તે પણ ચોથા ભુવને મકર રાશિનો થઇને રવિ સાથે જોડાયો છે, તેમી ખુલ્લું દેખાડે છે, કે દુખ દરદનો માલેક અનના ભુવનમા બેઠો છે, યાને દુખ દરદ તેનો અંત જ લાવશે, કારણ કે ૦ ૮ ૨ થયુ છે, વળી રવિ અને ગુરનું તે દિવસે ડેકલીનેશન પણ એક સરખું છે, એટલે મોત નક્કી જાણવું ચોથા અંતના ભુવનનો માલેક શનિ છઠ્ઠા માદગીના ભુવનના કશપર આવીને બેઠેલો છે, કે જેનું ફળ એ કે મદગી મોત તરફ જ દઇની છે, અને છઠ્ઠાનો માલેક ગુરુ શનિના ઘરમા ચોથે ભુવને અને ચોથાનો માલેક શનિ, છઠ્ઠે ગુરના ભુવને પડયા છે યાને એક બીજાના રીસેપશનમા છે, યાને દુખ દરદ અને અન, એ બન્ને એકમેકના સાથી થતા છે, જે ખુલ્લું દેખાડે છે કે દુખથી જીદગીનો અત આવશે, અને અત આવવાનુ કારણ માદગી છે. લગ્નનો માલેક શુક્ર તે આત્માનો પણ માલેક છે, યાને તન ભુવનનો માલેક મોતના ઘરનો પણ માલેક થયો, વળી શુક્ર તન ભુવનનો માલેક ખુદ પોતે વક્રી છે. ચંદ્ર લગભગ બુધના ઓપોઝીશનમા છે, તે જ એક મહા બુરો જોગ મારી નાખવાને બસ છે, કારણ કે તે રવિની પાપ-દૃષ્ટિને ટેકો આપતો છે. વળી બુધ પોતે મારકસ્થાનનો માલેક થઇ બારમા ભુવને પડેલો છે, અને ગુરુના અંશનો થઇને બેઠો છે, કે જે ગુરુ દુખ દરદનો માલેક છે. એ જ પ્રમાણે જીવનશક્તિ રવિ, શુક્રના અંશનો થઇને બેઠો છે, કે જે શુક્ર તન ભુવન તથા ખાસ કરીને મોતના આઠમા ભુવનનો માલેક છે. વળી ગુરુ દુખનો માલેક શનિના અંશનો (term) થઇને અતના ઘરમા બેઠો છે. એ પ્રમાણે દરેક ગ્રહના અંશનો પણ માર પડતો છે, એટલે મોત નક્કી જાણવુ ચદ્ર પાણીની કર્ક રાશિનો દશમા સ્થાને છે અને છઠ્ઠાના કશપર પણ પાણીની રાશિ છે, જે દેખાડે છે કે દરદ પ્રવાહીને લગતું હોવુ જોઇયે વળી મોતનુ કારણ પણ દરદી પોતે છે, યાને લગ્નનો માલેક તે આત્માનો પણ માલેક છે, જેથી માલમ પડે છે પોતે પોતાના હાથે તબિયતનું 'નખ્ખોદ વાળી મોતનુ કારણ' ઊભું કરેલું હોવુ જોઇયે. કર્ક રાશિ પેટ અને છાતીનો ભાગ દેખાડે છે, એટલે દરદનુ જોર તે જગાઓપર પણ હોવુ જોઇયે, (કે જેને છાતીનું જલદર કહે છે) વળી રવિ ચદ્ર પણ પાણીની રાશિમા છે. વળી ડીસ્પોઝીટરો (યાને એક ગ્રહની રાશિમા બેસનારો બીજો ગ્રહ) પણ મારતા જ છે, જેમકે રવિને ડીસ્પોઝ કરનાર શનિ પાણીની મીન રાશિમા છે, અને ચદ્ર જે પોતે પોતાને જ ડીસ્પોઝ કરે છે, તે બી પોતાની રાશિ કર્કમા ઊંચનો થઇને બેઠો છે, એ પ્રમાણે દરેક ભુવનો, ભુવનોના માલેકો, ગ્રહો, તેના અંશો વગેરે

સર્વે બાજુના હરેક જોગ મોત જાહેર કરે છે, એટલે મરણ જરૂર નીપજવાનું એ નક્કી છે. હવે ક્યારે નીપજવાનું તે જોવાનું બાકી રહ્યું. હવે રવિ અને ચંદ્રનું ઓપોઝીશન યાને જીવ અને પ્રાણપડનું સામ સામા થવાને તેઓના અંશ પ્રમાણે જોતાં, ચંદ્રને ઓપોઝીશનમાં આવવાને ૫°-૧૬'નો તફાવત છે. વળી ચંદ્ર કેન્દ્ર સ્થાનમાં ચર રાશિનો છે, એટલે કોષ્ટક પ્રમાણે એક અંશ એક દિવસની બરાબર લેખાય છે, જે હિસાબે પાંચ અંશના પાંચ દિવસ અને ૧૬' કળાના, ૬ કલાક ને ૪ મિનિટ થાય છે, એટલે કે ૫ દિવસ ને ૬ કલાક ૨૪ મિનિટે ચંદ્ર બરાબર રવિના ઓપોઝીશનમાં આવશે, કે જે વખતે આ પૂછવામાં આવેલા સવાલનો અંત યાને મરણ નીપજશે. આ હોરારી સવાલની કુંડળી મોત અને તેનું કારણ જેટલી સ્પષ્ટ રીતે દેખાડે છે, તેવી ક્વચિત જ કોઇ બીજી કુંડળીનો દાખલો દેખાડી શકશે. વળી આ કુંડળી એટલી બધી સ્પષ્ટ છે કે એને લગતી હરેક બાબત તદ્દન પ્રદર્શિત માલમ પડી આવે છે. આ કુંડળી એક અતિ વ્હાલા મિત્રની ગંભીર માંદગી વખતે એકાએકીના સંભવ વખતે કાઢવામાં આવી છે. અગિયારમા ભુવનનો માલેક રવિ છે, કે જે ચોથે ભુવને અંતના ભુવનમાં મકર રાશિનો થઇને બેઠો છે, અને ચંદ્રના ઓપોઝીશનમાં છે. વળી બીજા હાથપર અગિયારમું ભુવન ખુદ મિત્રનું ભુવન છે, જેનો માલેક અંતના ચોથા ભુવને પાપદૃષ્ટિઓમાં સપડાયલો (રવિ) છે, એટલે મિત્રનું મોત નક્કીજ હતું. એ પ્રમાણે પહેલા ભુવનને લગતી બાબતો જાણવી.

૨. **પૈસા ચોરાયા છે, પાછા મળશે કે?** આ સવાલની કુંડળી નીચે પ્રમાણે કાઢવામાં આવી છે:—

**ભુવનો=** ૧૦ ૧૧ ૧૨
**ભુવનોની રાશિ=**કર્ક ૧૩° સિંહ ૧૬° કન્યા ૧૬°
લગ્ન ૨ ૩
તુલા ૧૧° વૃશ્ચિક ૮° ધન ૯°

**ગ્રહો=** રવિ ચંદ્ર બુધ
**ગ્રહના રાશિ અંશ=**મિથુન ૨૫° ૧૫ તુલા ૧૦°-૫૭ મિથુન ૪°-૩૮
શુક્ર મંગળ ગુરુ શનિ
વરખ ૨૮°-૫૮ કર્ક ૮°-૩૫ મીન ૧૭°-૧૯ કન્યા ૧૧°-૨૧
હરશચલ નેપ્ચ્યુન રાહુ
તુલા ૧૭°-૨૭ R મિથુન ૭°-૧૩ મિથુન ૪°-૨૪'

આ સવાલની કુંડળી ઉપર પ્રમાણે જોતાં શુક્ર લગ્નનો માલેક છે, અને તેની સાથે હરશચલ અને ચંદ્ર પણ બેઠા છે. એ દેખાડે છે કે સવાલ કરનાર આસામી એક નહીં પણ એકથી વધુ જણ હોવા જોઇયે, અને તેમજ હતું, કારણકે સવાલ કરવા આવનાર બે સ્ત્રીઓ હતી, અને બેઉ સાથે આવી હતી. સવાલ કર્યો તે કલાકનો માલેક રવિ હતો, (જુવો દિવસના ૨૪ કલાકના જુદા જુદા ગ્રહોની માલેકીનું કોષ્ટક જે આમળ પહેલા ભાગમાં આપ્યું છે) જે ખૂલી રીતે દેખાડે છે, કે તેઓ માંહેલી એક સ્ત્રી મજબુત બાંધાની, ફીક્કા ભૂરા વાળવાળી, અને દમામદાર દેખાવવાળી હતી, કે જેવી ખાસીયત રવિની હોય છે. વળી રવિ અગિયારમા ભુવનનો માલેક છે, જે ભુવન મિત્રનું છે, જેથી સવાલ કરનાર સ્ત્રીએ તે બાઈને પોતાની મિત્ર દાખલ ઓળખાવી. હવે લગ્ને ચંદ્ર બેઠેલો છે, એટલે ચોર એ બાઈનો કોઈ ઓળખાણનો જ અને લગ્ન હોવાથી ઘરને લગતો જ આસામી હોવો જોઈયે. વળી બીજાં કેન્દ્ર સ્થાનો જેવાં કે ચાર, સાત દશમાં કોઇપણ ગ્રહ મળે નહીં જેથી સાતમા ભુવનના માલેકને ચોર તરીકે ગણવો જોઇયે. હવે સાતમું ભુવન પ્રશ્ન કરનારા ધણીનું છે. એટલે તે સવાલ કરનાર બાઈનો ધણી જ ચોર હોવો જોઇયે. તેનો દેખાવ સાતમા ભુવનના માલેકની રાશિ કર્ક છે, તે પ્રમાણે દાઢીઓ, ઉતાવળિયા સ્વભાવનો તથા ઘેરાં, બ્લુ અને લાલ કપડાં પહેરેલો હોવો જોઈયે. વળી સાતમા ભુવનથી દશમે ભુવને સાતમાના માલેકનો ધંધો જોવામાં આવે છે ત્યાં શનિ છે, જેથી તે કાંઈ માટીનો કે જમીનને લગતો ધંધો કરનારો હોવો જોઇયે, કારણકે મંગળની સાથે તે શુભ દૃષ્ટિમાં ૬૦° અંશની એસપેકટ કરે છે. વળી મંગળ કેન્દ્ર સ્થાનમાંથી નીકળેલો છે, જેથી એવું માલમ પડે છે કે તે શહેરથી થોડે દૂર છેટે કામ કરતો હોવો જોઈયે, વળી તે પૂર્વ દિશા તરફ હોવો જોઇયે કારણકે સાતમાનો માલેક કર્ક રાશિમાં છે. એ પ્રમાણે સાતમુ ભુવન ચોરનું, તેનો માલેક તે ચોરનો સીગ્નીફીકેટર, અને તે પ્રમાણે તેનું વર્ણન થયું. હવે સવાલ કરનારે જણાવ્યું કે ખરેખર એવા ગુણ અને રૂપરંગનો તેનો ધણી છે, ને હકીકત સર્વે બરાબર છે, પણ ચોરી તેણે જ કરી છે કે કોઇ બીજા પાસે ચોરી આગળ રહીને કરાવી છે ? પણ આ કુંડળીમાં છઠ્ઠાનો માલેક ગુરુ પોતાનાજ ઘરનો ઉચનો થઇને બેઠો છે, અને વળી છઠ્ઠું ભુવન નોકર ચાકરને લગતું છે, માટે કોઇ બીજા પાસે ચોરી કરાવી નથી, કારણ ગુરુ જે નોકરનો સીગ્નીફીકેટર તે શુભ ગ્રહ ને ઉચનો છે, એટલે નોકર વિશ્વાસુ અને સાફ દાનતનોજ હોય, એટલે ખરો ચોર તો સાતમાનો જ

માલેક છે. હવે પેસા ઘરમાં જ કેથે સંતાડેલા છે કે નહીં, તે જોવા માટે ચોથું ભુવન કે જે છુપાવેલા ખજાના, પૈસા, અથવા દાટેલી ચીજને લગતું છે. તેનો માલેક શનિ સકસીડન્ટ ભુવનમાં છે. જે દેખાડે છે કે ઘરથી થોડે દૂર હોવું જોઇયે, અને ખુદ ઘરમાં કંઇ નથી. વળી શનિ સાતમાના માલેક યાને ચોરના સીગ્નીફીકેટની સાથે નજદીકની એસપેક્ટ કરે છે, એટલે એ પૈસા ચોરનાર શખ્સ જયારે ચાહે ત્યારે પૈસાને હાથ લગાડી શકે અને મેળવી શકે. એ ચોરી ગુરુ અને શનિના ઓપોઝીશનને ૭ અંશનો તફાવત હતો તે વખતે એટલે ૭ મહિના અગાઉ થયલી તે બાઇએ દર્શાવી હતી.

**૩ હું સટ્ટો કરૂં કે, શેરનો ભાવ ટકી રહેશે કે, ફાયદો કયારે થશે, ભાવ કયારે ઘટશે વગેરે :** આ સવાલની કુંડળી નીચે પ્રમાણે છે :

**ભુવનો=** ૧૦ ૧૧ ૧૨

**ભુવનોની રાશિઓ=**કુંભ ૮° મીન ૪° મેષ ૧૮°

લગ્ન ૨ ૩

મિથુન ૧૩° કર્ક ૨° કર્ક ૧૮°

- આ કુંડળીમાં વરખ રાશિ ગલિતભાવ છે.

**ગ્રહો=** રવિ ચંદ્ર બુધ

**ગ્રહના રાશિ અંશ=**વૃશ્ચિક ૩°-૩' કન્યા ૯°-૨૭' વૃશ્ચિક ૩°-૨૯'

શુક્ર મંગળ ગુરુ શનિ

વૃશ્ચિક ૧૪°-૧૩' તુલા ૩°-૪૧' મીન ૮°-૧૩' R કન્યા ૨૫°-૨૩'

હરશચલ નેપચ્યુન રાહુ

વૃશ્ચિક ૧°-૪૫' મિથુન ૮°-૩૨' R વરખ ૨૭°

આ કુંડળીનું લગ્ન ડબલ રાશિનું યાને મિથુન રાશિનું છે. જેથી સવાલ કરનાર એક કરતાં વધુ સવાલ પૂછશે, અને તેજ પ્રમાણે હવે પછીનો મુસાફરીનો સવાલ પણ એ ધણીએ કર્યો છે, જેની વિગત આ સવાલનો ખુલાસો કરી, નંબર ૪ના દાખલામાં જણાવી છે. આ કુંડળીને લગતો સવાલ એવો છે કે કોલસાની ખાણના શેર ઘણી મોટી રકમના લેવા છે. પ્રશ્નકાર પૂછે છે કે શેર ખરીદી સટ્ટો કરવો કે અને તેથી લાભ થશે કે? શેર સટ્ટાના ભુવનનો માલેક યાને પાંચમા ભુવનનો માલેક ચંદ્ર છે, જે ગુરુના ઓપોઝીશનમાં છે, અને ગુરુ પાણીની રાશિનો બળવાન છે; એટલે

પાણીની બાબતથી નુકસાન પહોંચશે, અથવા તો ચંદ્ર કન્યા રાશિનો છે માટે માટી અથવા જમીન ધસવાથી નુકસાન લાગશે. સટ્ટાની ચીજ કોલસાની ખાણના શેરો છે. હવે શેરોને પાણીથી અથવા માટી કે જમીનના ધસી પડવાથી નુકસાન થશે, યાને કોલસાની ખાણમાં પાણી ભરાઈ જવાથી કે માટીથી પુરાઇ જવાથી નુકસાન પહોંચશે અને શેરનો ભાવ કમતી થઇ જશે, એમ સ્પષ્ટ માલમ પડે છે. વળી સવાલ કરનારનો સીગ્નીફીકેટર કેડન્ટ થઇને છઠ્ઠા ભુવને પાપગ્રહોથી દબાઇને બેઠો છે, અને જલીત છે, જેથી જોકે શેરના ભાવ કમતી છે, છતાં લેવાથી લાભકારી નથી, માટે હાલમાં એ શેરો લેવા નહીં, પણ બુધ ને શનિ સાથે ૬૦°ની દૃષ્ટિ છે, અને સવાલ કરનારના પૈસાનો માલેક યાને બીજા ભુવનનો માલેક ચંદ્ર છે, જે રવિ સાથે ૧૨૦° અંશની દૃષ્ટિ કરે છે, ને રવિ કોલસાની ખાણનો માલેક થઇને યાને ચોથા ભુવનનો માલેક છે, માટે એ એસપેકટો જ્યારે સંપૂર્ણ થાય યાને લગભગ એક મહિના પછી થશે, તે વખતે એ શેરો ખરીદેલા પ્રશ્ન કરનારને લાભ આપે, માટે તે વખતે લેવા યાને એક મહિના પછી લેવા અને જો તે શેરોપર લાભ મેળવવો હોય તો, ચોથાનો માલેક રવિ, જ્યાં શનિ સાથે ૬૦° અંશની દૃષ્ટિમાં આવશે ત્યારે ભાવ ઓછા થશે, અને ત્યાર પછી પાછો ભાવ ચઢતો જશે. તે વખતે ઉપર ખરીદેલા શેરો વેચી નાંખવ કે નફો મળશે. એ પ્રમાણે શેર સટ્ટાને લગતી બાબતો બીજી ચીજોમાં પણ જાણવી.

૪. **મોટી દરિયાની મુસાફરી કરવી લાભકારી છે કે?** આ સવાલ ત્રીજા દાખલાવાળા સવાલના પુછનારે જ કરેલો છે, અને તેથી એ સવાલ માટે તેજ કુંડળીમાં જોવાનું છે. તન ભુવન યાને લગ્નનો માલેક છઠ્ઠા ભુવને રવિથી જલીત થઇને અને બીજા ગ્રહોની વચ્ચે પડેલો છે, એટલે હવા ખાવા જવાની જરૂર છે એમ સ્પષ્ટ માલમ પડે છે. શનિ નવમાનો માલેક, કે જે લાંબી મુસાફરીનો માલેક થઇ પાંચમા મોજશોખના ભુવનમાં પડેલો છે, એટલે જીંદગીને અચવસ નહીં આવતાં મોજશોખ મુસાફરીથી કરાવે એમ લાગે છે. વળી ચંદ્ર અને બુધ ૬૦° અંશની દૃષ્ટિમાં છે, વળી ચંદ્ર ૬૦° અંશની એસપેકટ રવિ તથા શુક્ર સાથે પણ કરે છે, શુક્ર પાંચમા ભુવને અરધી માલેકી ધરાવે છે, અને રવિ ચોથાનો માલેક છે એ સર્વે જોગો ફત્તેહમંદીથી મુસાફરી થશે એમ દેખાડે છે, પણ અગિયારમા ભુવનેથી યાને મિત્રના ભુવનેથી ગુરુ બળવાન રહીને બીજાના માલેક ચંદ્રને પાપદૃષ્ટિ કરે છે, એટલે મિત્રો તરફથી કાંઇક ખમવું પડશે. વળી ચંદ્ર પણ પાપ-

દૃષ્ટિમાં દબાયલો હોવાથી કેટલીક બાબતમાં પૈસા સંબંધી ખમવું પડશે. સારા સંજોગો છતાં પાણીની મુસાફરીએ જવું સારું નથી, કારણ દરિયાની માંદગી થવાનો સંભવ લાગે છે, છતાં જો જાય તો ફરીહરીને આવે, કાંઇ જીવને જોખમ નથી.

**૫. એક જાહેર ચૂંટણીના બે હરીફો માંહેલો કોણ ફત્તેહમંદ નીવડશે, તેને લગતો સટ્ટો?** સવાલ કરનાર શખ્સે એવો સવાલ કર્યો કે "મી. એ અથવા મી. બી એ બેમાંથી કોણ ફત્તેહમંદી સાથે ચૂંટણીમાં ચૂંટી કઢાશે? હવે આવા સવાલો જોવાને માટે ઘણા જ્ઞાનની જરૂર છે, એવી વખતે સવાલ કરનાર માટે નહી પણ સવાલના બે હરીફોની કુંડળી કાઢવાની જરૂર છે. સવાલ ટપાલ મારફતે મળ્યો, તે વખતની કુંડળી નીચે પ્રમાણે હતી:

| | | | |
|---|---|---|---|
| **ભુવનો =** | ૧૦ | ૧૧ | ૧૨ |
| **ભુવનોના રાશિ અંશ=** | સિંહ ૨૪° | કન્યા ૨૬° | તુલા ૨૩° |
| | લગ્ન | ૨ | ૩ |
| | વૃશ્ચિક ૧૪° | ધન ૧૪° | મકર ૧૮° |

| | | | |
|---|---|---|---|
| **ગ્રહો=** | રવિ | ચંદ્ર | બુધ |
| **ગ્રહોના રાશિ અંશ=** | તુલા ૧૭°-૩૮' | મિથુન ૧૬°-૩૮' | તુલા ૧૯°-૧૮' |
| શુક્ર | મંગળ | ગુરૂ | શનિ |
| કન્યા ૨°-૫૩' | કુંભ ૧૫°-૧૫' | મેષ ૨૦°-૧૧'R | તુલા ૫°-૬' |
| હરશચલ | નેપચ્યુન | રાહુ | |
| વૃશ્ચિક૫°-૧૬' | મિથુન ૧૧°-૭R | વરખ ૮° | |

જો કે, આવા જુગાર સટ્ટાના સવાલો બાબત વિવેચન અને ખુલાસો કરવાની મારી નામરજી છતાં, જ્યોતિષ વિદ્યાની સચ્ચાઈ તપાસવા માટે અને અંગ્રેજી રૂઢી કેટલી સરળતાથી ભવિષ્યની બાબત કેવા કેવા સંજોગો વચ્ચે તુલોતવીલ જાહેર કરે છે. તે માટે અભ્યાસીની ખાત્રી કરવામાં આ કુંડળીના ફળાદેશની સમજણ લખવાને ફરજ પડી છે.

હવે પહેલી બાબત તો એ જોવાની છે કે સવાલ કરનારે બે સીગની ડીરેક્ટરો યાને હરીફો વચ્ચે પ્રજાની પસંદગી પૂછી છે. માટે સવાલ કરનારને આ સવાલમાં તદન બાજુ રાખી કુંડળીના લગ્નનો માલેક તે સવાલમાં પુછાયેલો પહેલો હરીફ મી. એ અને સાતમાનો માલેક તે મી. એ નો હરીફ મી. **બી** તરીકે લેખવામાં આવ્યા છે તે.

હવે પડેના ભુવનનો માલેક યાને મી. એ નો સીગ્નીફીકેટર મંગળ ત્રીજા ભુવને છે, જે દેખાડે છે કે ત્રીજા ભુવને મંગળ હોય તો ભાઇઓ અને પાડોશીઓ તથા ઓળખાણવાળાઓ સાથે કજીયો કંકાસ હોવો જોઇએ. વળી પોતાના લખાણમા કડક સ્વભાવનો હોવો જોઇએ, સાથે જીદ્દીલો પણ હોય, હવે મંગળ, ગુરુને પાચમા ભુવને એપલાઇ થાય છે જેથી પાચમા ભુવનને લગતા આસામીઓની મદદ મી. એ મેળવી શકે, પણ ગુરુ વક્રી છે, એટલે તે લોક મદદ આપવા કહીને પાછળથી મદદ ન આપે, ખસી જાય વળી રાહુ છઠા ભુવને છે, જેથી છઠા ભુવનને લગતા લોકો મદદ જરૂર કરે, પણ એ મદદ પણ અધૂરી સમજવી, કારણ કે છઠું ભુવન ખેદ ખાડાનુ છે, ને તેમા હલકા મજુર કે નોકર લોક સમા યલા છે, એટલે મુખ્ય ભાગે હલકાઓનું વજન ઘણુ લેખાય નહી. વળી કેતુ બારમા ભુવનમા છે, (અત્રે કહેવાની જરૂર છે કે રાહુ કેતુ હોરારી એસ્ટ્રૉલૉજીમા ઘણો ભાગ ભજવે છે, જો કે અગ્રેજી જ્યોતિષો જન્મકાળમા રાહુ કેતુને ગણતા નથી, પણ હોરારીમા તેઓ કેટલોક ભાગ ભજવે છે) વળી કેતુ, હરશચલ ગ્રહ સાથે કજગશન કરીને છઠા ભુવનની ઓપોઝી શનમા છે. જેથી બારમા ભુવનના ગુણદોષ પ્રમાણે પુષ્કળ ખાનગી દુશ્મનો હોવા જોઇએ હવે ચદ્ર નવમાનો માલેક થઈ આઠમા ભુવને ખાડામા મોતના ઘરમા પડેલો છે એટલે નવમા ભુવનના માણસો જેવા કે ધર્મગુરુઓ પ્રોફેસરો, વિદ્વાનો, જડજો વગેરે તરફથી પણ મત મળવાની કે મદદ મળવાની આશા ફોકટ છે, કારણ કે નવમાનો માલેક ખાડામા છે નવમુ ભુવન કોર્ટ અને વેપારીઓને લગતુ છે એવી રીતે એ જોગ પણ નિર્બળ છે વળી ચોથાનો માલેક હરશચલ કે જે પણ બારમા ભુવને છુપા દુશ્મનોના ભુવને બેઠો છે, ચોથુ ભુવન કે જે દરેક ચીજનો અત અને છેવટ પરિણામ દેખાડનારુ ભુવન છે, જ્યારે તેનો માલેક જ બારમા ભુવને ખાડામાં પડયો છે, એટલે આ બાબતનું છેવટ છુપા દુશ્મનોની દુશ્મનાઈથી હાર થશે. અગિયારમુ ભુવન જો કે મિત્રોથી ભરપૂર છે, પણ શનિ લુચ્ચા અને દગાબાજ મિત્રો દેખાડે છે, જેઓ આગળ રહીને દ્ગપેથી નુકસાન કરશે, કારણ કે બીજા બધા કરતા તે બળવાન છે, શુક્ર જાહેર દુશ્મનોનો સીગ્નીફીકેટર દશમા ભુવને છે, એટલે જાહેર લોક સ્નેહ મેળવે, કારણકે દશમુ ભુવન સ્નેહનુ મુખ્ય ધામ છે, રાજદ્વારી અને રાજાનુ મથક છે, એટલે શુક્ર કરી શકે તેટલુ કોઈ આ કુડળીમા કરી શકે નહીં વળી મી **બી** જેઓ મી એ ના હરીફ યાને જાહેર દુશ્મન ગણાય, અને તેઓનુ ભુવન

ભુવન સાતમું છે, તેનો માલેક શુક્ર દશમા ભુવને બેઠો એટલે મી. **બી** ને જ જીતવાનો ચાન્સ છે. એ પ્રમાણે મી. **એ** ના હરેક જોગ નબળા છે. હવે મી. **બી** ના જોગ આપણે જોઇયે. સાતમું ભુવન મી. **બી** પોતે છે, અને તેનો માલેક શુક્ર (જો સાતમાને મી. **બી** નું લગ્ન યાને પહેલું ભુવન ગણીએ તો) પોતાના ઘરથી ચોથે બેઠેલો છે, જે ભુવન જમીનદારો, જાહેર બાંધકામ ખાતાં, રહેવાનાં ઘરો વગેરેને લગતું છે, એટલે તે સર્વે મી. **બી** ની તરફેણમાં છે. બીજો જોગ મી. **એ**નો સીગ્નીફીકેટર પાપગ્રહ છે, જ્યારે મી. **બી**નો સીગ્નીફીટર શુભ ગ્રહ છે. ચંદ્ર મી. **બી**ના બીજા ભુવને છે. રવિ, બુધ, શનિ મી. **બી**ના પાંચમા ભુવનમાં છે. વળી ચંદ્ર, રવિ તથા બુધને ૧૨° અંશની શુભ દૃષ્ટિ કરે છે, એટલે પાંચમા ભુવનનો પૂરેપૂરો લાભ મળી શકે. એ પ્રમાણે મી. **એ**ના જે મિત્રો યાને ઉપલી કુંડળીના અગિયારમા ભુવનમાંના ગ્રહો, તે મી. **એ**ના મિત્રો સર્વે મી. **બી**ના પાંચમા ભુવને છે, એટલે મી. **એ**ના મિત્રો જ મી. **બી**ને ફત્તેહ અપાવશે. કારણકે પાંચમું ભુવન સોર્ટી, સરત, હરીફાઈ, મોજશોખ વગેરેનું ભુવન છે. જોકે એ ભુવનમાં શનિ બળવાન છે, પણ ત્યાં, રવિ તથા બુધ બેસીને ચંદ્ર સાથે ૧૨૦° અંશની ઘણી જ શુભ દૃષ્ટિ કરે છે, એટલે શનિનું બળ તદ્દન નિર્બળ થઈ જાય છે. વળી મી. **બી**ના છઠ્ઠા ભુવને હરશચલ બેસીને મી. **એ**ના છઠ્ઠા ભુવનમાં જે રાહુ છે તેને ઓપોઝીશન કરે છે. અને મી. **બી**ના છઠ્ઠા ભુવનમાં કેતુ પણ હરશચલ સાથે કંજંગશન કરી મળી ગયો છે, એ પણ મી. **એ**ને માટે ખરાબ છે. વળી કેતુ મી. **બી**ના છઠ્ઠા ભુવને છે. જે વખતે મી. **બી**ના નોકરો અથવા બીજા મજુર વર્ગના લોકો મી. **બી**ની વિરૂદ્ધ જાય, પણ તે જોગ રાહુ મી. **બી**ના લગ્નની છેક નજદીક અને બારમા ભુવને હોવાથી તોડી નાંખે છે. એ પ્રમાણે મી. **બી**ના સર્વે જોગ જીતવાના છે. સઉથી મુખ્ય જોગ ફત્તેહ આપનાર તો એ છે કે મી. **એ**ને અગિયારમા ભુવને શનિ બળવાન થઇ પડયો છે, પણ તેજ શનિ મી. **બી**ને પાંચમા ભુવનમાં બળવાન થયો છે. જ્યારે મી. **એ**ને અગિયારમા ભુવનમાં લુચ્ચા મિત્રો તરીકે શનિ કામ કરે છે. જ્યારે મી. **બી**ને પાંચમા ભુવનમાં રવિ બુધ, ચંદ્રની સાથે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિ કરીને શનિને નબળો કરે છે, તે ઉપરાંત મી. **બી**ને અગિયારમા ભુવને ગુરુ છે, તે જોકે વક્રી છે છતાં મિત્રના ભુવને છે, જ્યારે મી. **એ**ને ગુરુ વક્રી પાંચમા ભુવને શનિથી દબાયલો છે. એ પ્રમાણે સર્વે જોગો બન્ને હરીફને લગતી પૂરેપૂરી સમજ આપે છે. એવા સરત કે સોરટીના સવાલોમાં એક કરતાં

વધુ સીમ્નીફીકંટ હોય છે સ્પેક્યુલેશનને લગતી નવી બાબતોમા ફળાદે જોવાનો વખાણ ન્હાવરો અને ઘણા વખતની પ્રેક્ટીસની જરૂર છે

૬ ધધો કરનારને નાણા ઉછીતા મળશે કે નહીં ધધો થઈ શકશે કે ? આ સવાલની કુડળી નીચે પ્રમાણે છે

ભુવનો- ૧૦ ૧૧ ૧૨
ભુવનોની રાશિ અ શ વરખ ૨૯° કર્ક ૭° સિંહ ૧૦°
લગ્ન ૨ ૩
કન્યા ૭° કન્યા ૨૭° તુલા ૨૫°
ગ્રહ- રવિ ચદ્ર બુધ
ગ્રહના રાશિ અ શ-કુભ ૨° ૧૮' વૃશ્ચિક ૯° ૩૬ મકર ૮° ૧૭'
શુક્ર મગળ ગુરુ શનિ
મીન ૨° ૨૭ વૃશ્ચિક ૨૮° ૪૫ મીન ૧૭° ૩૪ તુલા ૦° ૦' R
હરશચલ નેપચ્યુન રાહુ
વૃશ્ચિક ૫ ૫૬ મિથુન ૬° ૨૫' વરખ ૨૨°

આ કુડળીથી માલમ પડે છે કે સવાલ કરનાર શખ્સ સ્પેક્યુલેશન કરવાનો શોખ રાખે છે, પણ તેમ કરવાને તેની પાસે પૈસા નથી એ કુડળી જોતા લગ્નનો માલેક બુધ પાચમા ભુવને છે એટલે કાઈક કામ ધધો કરવાની ઉમગ આવે ખરી વળી બુધ અગિયારમા ભુવનના માલેક ચદ્ર સાથે ૬૦° અશની શુભ દૃષ્ટિ કરે છે અગિયારમુ ભુવન આશા ઉલટ, ઉમગ આપનારૂ છે જેથી ધધો કરવાની ઉમગ અને આશા વધી ગયેલી જણાય છે વળી કોઈ સગા સ્નેહીથી મદદ પણ મળે તેમ છે બુધ ફક્ત ચદ્ર અને હરશચલનીજ મદદ મેળવે છે તે સિવાય તેને બીજુ કઈપણ બળ કે જોર મળતુ નથી, જેથી આ સવાલ કરનાર હાલ તુરત વેપાર કરવાના અખાડા કરે તો સારુ થોડો વખત થોભી જવુ જોઈએ શનિ બીજે ભુવનેથી ચોથાના કેશ ઉપર મગળ સાથ ૬૦° અશની શુભ દૃષ્ટિ કરવા આગળ વધે છે, અને મગળ મિત્રના ભુવનથી બીજા ભુવનનો માલેક છે એટલે કે મિત્રના પૈસાનો માલેક છે જેથી ગુરુની ખાસીયતવાળો કોઈ મિત્ર નાણાની મદદ પણ વખતે કરે તેવો જોગ છે પણ બુધને સાતમાના માલેક ગુરુ સાથે કઈપણ દૃષ્ટિ નથી, તેથી જો પૈસા મિત્રના ઉછીતા લે, તો તે આપી શકાવાના નથી અને તેથી દોસ્તીનો ભગ થઈ દુશ્મનાઈ થશે માટે પૈસા ઉછીતા લેવાની સલાહ આપી શકાતી નથી બધા કરતા

મોટો જોગ તો એ છે કે ચોથા ભુવનનો માલેક ગુરુ, (કે જે ચોથું ભુવન સર્વે બાબતનું છેવટ પરિણામ લાવનારૂં છે) સ્પેકયુલેશનના પાંચમા ભુવને રહેલા રવિ સાથે ૯૦° અંશની પાપદૃષ્ટિ કરે છે, અને વળી રવિ અગિયારમા ભુવનનો અર્ધો માલેક છે, કે જે ભુવન આશા અને ઉમેદનું છે. વળી હરશચલ ગ્રહ રવિ સાથે લગભગ સ્કવેર યાને ૯૦° અંશની દૃષ્ટિ કરે છે. જેથી એ સર્વે જોગ એવું બતાવે છે કે હાલ તુરત વેપાર કરવાનો તેમજ પૈસા ઉછીતા લેવાનો વિચાર માંડી વાળવામાંજ લાભ છે.

**૭. ચોકસ માણસ સાથે ભાગીદારી કરવી લાભકારક છે કે?** આ સવાલની કુંડળી નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| **ભુવનો=** | ૧૦ | ૧૧ | ૧૨ |
| **ભુવનોની રાશિ અંશ=** | વરખ ૨૩° | કર્ક ૧° | સિંહ ૫° |

| | | |
|---|---|---|
| લગ્ન | ૨ | ૩ |
| કન્યા ૨° | કન્યા ૨૨° | તુલા ૧૯° |

| | | | |
|---|---|---|---|
| **ગ્રહ=** | રવિ | ચંદ્ર | બુધ |
| **ગ્રહના રાશિ અંશ=** | કર્ક ૫°.૮ | કર્ક ૨૮°.૨૦' | કર્ક ૧૨°.૦' |

| | | | |
|---|---|---|---|
| શુક્ર | મંગળ | ગુરુ | શનિ |
| કર્ક ૨૪°.૨૬ | કુંભ ૧૬°.૪૫' | મેષ ૨૧°.૧૯ | કન્યા ૨૪°.૧૧ |

| | | |
|---|---|---|
| હરશચલ | નેપચ્યુન | રાહુ |
| વૃશ્ચિક ૨°.૩' R | મિથુન ૯°.૪૬' | વરખ ૧૪° |

આ કુંડળીનું લગ્ન ડબલ રાશિનું છે, અને સવાલ કરનારે એકજ સવાલ કર્યો છે, પણ એ સવાલનો કાગળ જે ટપાલમાં આવ્યો તેની સાથેજ બીજું પણ કાગળ એક સ્ત્રી તરફથી આવ્યું. જેથી સવાલ કરનારનો તેમજ તે સ્ત્રીનો બન્નેના સવાલો માટે આ એક જ કુંડળી કાઢવામાં આવી છે. વળી સવાલ બન્નેના કાગળમાં સાતમા ભુવનને લગતો જ છે, પણ તેની બાબત તદન જુદી છે. બીજા કાગળમાં સ્ત્રીનો સવાલ છે કે **તેણી જે શખ્સ સાથે અદરાવા માગે છે, ને લગભગ અદરાવાનું નક્કી છે, તો કારજ થશે કે નહીં?** એ પ્રમાણે બે કાગળ બે જુદા જુદા ધણીના એકજ ટપાલમાં એકીજ વખતે આવ્યા, અને એકીજ વખતે ઉખેડવામાં આવ્યા, તે વખતનું લગ્ન ડબલ રાશિનું હતું, અને તેથી એ બે સવાલનો મેળ મળ્યો છે. જ્યોતિષ બરાબર ગણતાં હરેક બાબતનો સ્પષ્ટ પુરાવો મળે

છે એ ઉપની બાબતથી સિદ્ધ થાય છે સ્પષ્ટ ગણતરી ઉપરાત અદ્ભુત સમજશક્તિની પણ જરૂર છે

**પહેલા કાગળના સવાલ** માટે આ કુડળીમા જોતા પહેનાનો માલેક બુધ અને ગુરને સાતમાના માલેક સાથે ગિનકુન એસપેકટ થતી નથી એ જ દેખાડે છે કે ભાગીનારી કરવામા બીનકુન લાભ નથી વળી પહેનાનો અને સાતમાનો માલેક એ બેઉ ચર રાશિમા છે, એક કેડન્ટ છે જ્યારે બીજો સકસીડન્ટ ભુવનમા છે, એટલે એ જોગ પણ દેખાડે છે કે ભાગી દારીમા લાભ નથી શનિ બીજા ભુવને છે, જે ખુલ્લો શક દેખાડે છે, કે ભાગીદારીથી નફો મળશે કે નહીં મળશે, અને તે શક પૈસા સબધી રહે વાથી ભાગીદારીમા જય નથી વળી ચદ્ર કે જે તમારા સીગ્નીફીકેટરોમાનો એક છે, તે હરશચન સાથે પાપદૃષ્ટિ ૯૦° અશની કરવાને ત્રીજા ભુવન તરફ આગળ વધે છે જે દેખાડે છે કે કોઇ તમારો ભાઇ અથવા પાડ પાડોશી, એ બાબત માટે જુઠી અફવા ઉડાવશે વળી મગળ તમારા ચોથા ભુવનનો માનેક, ચદ્ર સાથે કે તમારા સીગ્નીફીકેટર સાથે કાઇબી એસપે કટ કરતો નથી જેથી ભાગીદારી કરવાને બીનકુન સનાહ આપી શકાતી નથી **હવે બીજો સવાલ કે જે પણ સાતમા ભુવનને લગતોજ** છે તે તપાસતા ઉપર પ્રમાણે લગ્નનો માનેક સાતમાના માનેક સાથે કઈ એસપેક્ટ કરતો નથી અને ૯૦° અશની પાપદૃષ્ટિ બીજા ગ્રહ સાથે કરે છે એ દેખાડે છે કે સવાન કરનારના આશકનો પ્યાર કઈ ધરખમ અને લાંબો વખત ટકી રહે તેવો નથી વળી દશમાનો માલેક શુક્ર, ૯૦° અશની પાપદૃષ્ટિ ગુરુ સાથે કરે છે, કે જે ગુરુ સાતમાનો માનેક છે હવે દશમુ ભુવન સવાન કરનારની માતાનુ અને સાતમુ ભુવન આશકનુ છે દશમાનો માનેક પાપદૃષ્ટિ સાતમાને કરે છે, યાને સવાલ કરનારની માતા, પોતાની બેટીના આશકની વિરુદ્ધ છે એમ ખૂલ્લુ દેખાય છે, જેથી પોતાની બેટીને સમજાવીને મારજ તોડી નાખશે એ ખૂલ્લું છે વળી સ્ત્રીના લગ્ન બાબતમા રવિ મુખ્ય જોવાનો છે, તે રવિ પણ સાતમાના માનેક ગુરુ સાથે કઈ પણ એસપેક્ટ કરતો નથી, અને રવિ જે ગ્રહ સાથે પડેલી એસપેક્ટ કરે છે તે ૯૦° અશની પાપદૃષ્ટિ છે, એટલે એ જોગ સધાવો કઠણ છે હરશચન ગ્રહ સાથે ચદ્ર ૯૦° અશની પાપદૃષ્ટિમા આવે છે એટલે કાઠકિ કાગળ પત્ર મારફતે અનમા છૂટા પડશે વળી ચોથાનો માનેક મગળ, પહેના ભુવનના માનેક સાથે કઈ એસપેક્ટ કરતો નથી એટલે એ કારજનુ પરિણામ લગનમા આવવાનું નહી, યાને લગ્ન કાઈ થવાના નહી

**નોંધ**—આ પ્રમાણે હરેક બાબતને લગતા સવાલો જવાબો જોવાની ટેવ રાખવી જોઈએ, અને ઘણા સવાલોની ચાલુ પ્રેકટીસ તથા તેનાં ફળ કહેવા પછીથી મળેલો અનુભવ, તથા જો ફળાદેશ ખોટો પડે તો, તેની ફરીથી ગણતરી કરી, કારણ શોધી કાઢવાની ખંત વગેરેથી, આ હોરારી વિદ્યા, કે જે મારફતે અસલના પંડિતો અને જ્ઞાનીઓ આજની ઘડી લગીનું, બલ્કે હવે પછી પણ થનારી બાબતો હજારો વર્ષ અગાઉ જાહેર કરી ગયા હતા, કે જેની છુટી છવાઈ નોંધો તવારીખના હરેક તબકકે. હાલની માનવીની ઓલાદને મળી આવે છે. આ વિદ્યાનું બંધારણ, ગણિત અને સમજ જેટલી બની શકે તેટલી સરળ અને સ્પષ્ટ બતાવવાની કોશેષ કરવામાં આવી છે. હરેક સવાલ બાબે જાણવાની સમજશક્તિ, લંબાણ વિચાર, અને **પાકટ અનુભવની** ઘણી જરૂર છે. જે ચાલુ પ્રેકટીસ અને ખંતીલા અભ્યાસથી મેળવી શકાય તેમ છે. હું અત્રે એમ કહેવા નથી માંગતો કે, જ્યોતિષ વિદ્યા અને પ્રશ્ન કુંડળી યા કોઈ પણ ગણિતથી એક જ્યોતિષી જે કાંઈ કહે, તે સઘળું માન્ય કરવું. એવું કંઈ છેજ નહી. કારણ આ વિદ્યા એટલી ભિન્ન ભિન્ન અને સૂક્ષ્મ છે, કે મોટા મોટા મહાન પંડિતો પણ એ વિદ્યાની તળેટીમાંજ ગોથાં ખાયા કરે છે; અલબત જેને દૈવ- ઈચ્છાથી દિવ્ય દ્રષ્ટિ ખૂલી હોય તે, સાધારણ જ્યોતિષી કરતાં વધારે અંશે ખરૂં ફળ દર્શાવી શકે છે. એટલું છતાં, જો એક માનવી પ્રયત્ન કરે, તો તે ઘણું નહી તો થોડું પણ સત્ય બતાવી શકે, અને ઘણા દાખલાઓમાં એંસી ટકા જેટલી ફત્તેહ મેળવી શકે તેમ છે. આ વિદ્યાનું ગણિત હિંદુશાસ્ત્ર તેમજ બીજાં શાસ્ત્રોમાં પુષ્કળ સુક્ષ્મ રીતે ભિન્ન ભિન્ન બતાવેલું છે. પણ હાલના લોભ અને લાલચમાં ફસેલા જ્યોતિષીઓ પાકા જ્ઞાનની ગેરહાજરીમાં લેભાગુ તોડ જોડી કાઢી પોતાનું પેટ ભરવા સાથેજ વાત રાખે છે, જેથી આ શ્રેષ્ઠ વિદ્યા આજે હીણાય છે. ગમે તેવો વિદ્વાન પણ આ જ્યોતીષ વિદ્યાના સત્યને જરા પણ ખોટું કહી શકે તેમ નથી, કારણ કે આ વિદ્યા, પાકા ગણિત અને શ્રેષ્ઠ પાયા ઉપર રચાયલી છે, પણ અજ્ઞાન લેભાગુ જ્યોતિષીઓ જુઠા વહેમો અને ભળતી બાબતોનું તથા ધર્મને બહાને ખોટા આચાર વિચારોની ભેળમભેળ કરી આ વિદ્યાને હીણપરતીમાં નાંખી છે. હિંદુ જ્યોતિષ જો કે ગણિતમાં ઘણું સુક્ષ્મ છે, પણ હિંદુ જ્યોતિષીઓ સંપૂર્ણ નવી કળાના યંત્રોની ગેરહાજરીમાં, તથા ચાલતા આવેલા રિવાજના ગણિત પ્રમાણે કાંઇ પણ તેમાં સુધારો વધારો, કે ભૂલચૂક સુધાર્યાં વગર, એક જૂના કાળના ધોરણ પ્રમાણે ચાલવાથી, તેઓ પોતાના ગણિતમાં ભૂલથાપ

ખાય છે, ને પરિણામે ખોટુ ફળાદેશ વર્તવે જુઠ્ઠા પડે છે. આ હોરારી વિદ્યાની સમજણ તદન સ્પષ્ટ ને ખૂલી છે, અને એજ ધોરણપર જન્મ કુંડળીના પણ સવાલોનો કડચો કરી શકાય છે. જીજ્ઞાસુ અભ્યાસીને ભલામણ કરવાનું અત્રે લાભકારી થઈ પડશે કે, તેઓએ ખંત અને ચાલુ અભ્યાસથી આ મહાન વિદ્યાનો અભ્યાસ કરી તેનો લાભ, પ્રજાના અજ્ઞાન વર્ગને, લોભ લાલચથી દૂર રહીને, સત્યના માર્ગે આપવો, કે જેથી માનવીની ઓલાદની નિષ્ફળતા ને આશાનાં કિરણોથી પ્રકાશ મળશે.

## ભાગ બીજો સમાપ્ત.

# "મૂનડેન" એસ્ટ્રૉલૉજી

## ભાગ ત્રીજો

### " Mundane Astrology."

### દેશ પરદેશની પ્રજા, રાજ્ય, અને મુલકોને લગતું જ્યોતિષ

હરેક મુલક, હરેક મુલકના લોકો. દેશ પરદેશનાં રાજ્યો, તથા દુનિયાના જુદા જુદા ભાગોમાં બનતા બનાવો બની ગયેલા બનાવો તથા બનવાના બનાવો વગેરે જોવાની ગણતરીને (Mundane Astrology) " મૂનડેન એસ્ટ્રૉલૉજી" કહે છે.

જે પ્રમાણે માનવીની ખાસીયત, જન્મ; તેનું ભૂત ભવિષ્ય વગેરે વર્તાય છે, તેમ આ ગણતરીથી ઉપર લખવા પ્રમાણે જમીન, મુલકો, રાજ્યો, અને શહેરો, ત્યાંના લોકો, ત્યાંના રાજ્યનો કારોબાર, રેલ, આગ, રોગ, ધરતીકંપ વગેરે અનેક બનાવો માલમ પડે છે. એ જ્યોતીષી વિભાગ સર્વ બીજા ગણિત કરતાં વધારે ઉપયોગી અને જરૂરનો છે. એક ચોક્કસ આસામીના કરતાં, હજારો આસામીની બનેલી પ્રજા, તેની તંદુરસ્તી, તેની ઉપર આવી પડનારી આફતો વગેરે જાણવાની ઘણી અગત્ય છે. એ બાબતપર જો વિસ્તારથી લખીએ તો ઘણાં મોટાં પોથાં ભરાય, પણ અત્રે જગ્યાના સંકોચને લીધે જરૂરી અને ઉપયોગમાં આવે એવી બાબતો જણાવીશું.

૧. દર વર્ષે જ્યારે જ્યારે મેષ, કર્ક, તુલા અને મકર રાશિમાં સૂર્ય દાખલ થાય તે ઘડીપળની કુંડળી કાઢવી. એ કુંડળીને અંગ્રેજી પ્રમાણે "**ઈનગ્રેસ**" (Ingress) કહે છે. હવે એ કુંડળીના પહેલા ઘરમાં જે રાશિ આવે તે રાશિ ઉપર મોટો આધાર એ કુંડળીના ફળના વખતનો રહે છે. જો મેષ, કર્ક તુલા, મકર એ રાશિનું લગ્ન આવે તો તે કુંડળીમાં જે ફળ દર્શાવેલું હોય તેની અસર ત્રણ મહિના સુધી રહે. જો વરખ, સિંહ, વૃશ્ચિક, કુંભ એ રાશિનું લગ્ન આવે તો આખું વર્ષ બારે મહિના તે કુંડળીના ફળની અસર રહે. જો મિથુન, કન્યા, ધન અને મીન એ રાશિનું લગ્ન આવે તો તે કુંડળીની અસર ૭ મહિના સુધી રહે.

૨ "લ્યુનેશન" (Lunation) હવે જે વખતે રવિ ચદ્રનું કજગશન ☽ ☌ ☉ કે ઓપોઝીશન ☽ ☍ ☉ થાય તે ઘડીની કુડળી કાઢવી એ કુડળી બે રીતે જોવાય છે, એક તો ચદ્ર કઇ રાશિમા આવેલો છે તે ઉપરથી ફળ માનમ પડે છે, અને બીજુ તો ચદ્ર કેવી કેવી જાતની સારી માઠી "એસપેકટસો" કરે છે, તે ઉપરથી માનમ પડે છે જો ચાદરાત, સૂર્ય જ્યારે મેષ રાશિમા દાખલ થનો હોય, ત્યારે નજદીકમા જ પડે, તો દર મહિને જરૂર ચાદરાતની કુડળી કાઢી જોવાથી ઘણી ચીજો માનમ પડશે જો કોઇ મકાન્તિની વખતે પૂનમ, ઇન્ગ્રેસના ભુવનની નજ દીકમા પડે તો તે વર્ષે પૂનમની, કુડળી દર મહિને કાઢવી એ લ્યુનર યાને ચદ્રને લગતી કુડળી ઇન્ગ્રેસની મુખ્ય કુડળીમા જે ફળ અને જે જે એસ પેકટસો જણાવેલી હોય, તે તે એસપેકટસો ક્યારે ફળ આપશે તે દેખાડે છે, એ ચદ્રની કુડળીઓની અસર ફક્ત એક મહિનાની જ જાણવી

૩ "સૂર્ય ગ્રહણ" જ્યારે પણ સૂર્ય ગ્રહણ થવાનુ હોય, ત્યારે તે મહીનાની ચાદરાતની કુંડળી જરૂર કાઢવી ગ્રહણ લાગવાની ઘડી પરે જે કુડળી કાઢવામા આવે છે, તે ભૂત ભરેલી છે તે માસની (New Moon) યાને ☽ ☌ ☉ ની જ કુડળી કાઢવી જરૂરી છે, કારણ કે તેજ ઘણી ઉપયોગી છે, કારણકે તે કુડળીની અસર જેટલા કલાક અને મિનિટ સુધી ગ્રહણ ચાલુ રહે છે **તેટલા વર્ષ અને મહિનાઓ સુધી** તેની અસર લબાય છે, તથા તે અસરો ઘણી જોરાવર હોય છે તેની અસર જે રાશિમા ગ્રહણ થયુ હોય તે રાશિને લગતા માણસ તથા મુનકોમા ઘણી જ અસર કરે છે તે ઉપરાત જે દેશમા તે ગ્રહણ દેખાવ દે છે, ત્યા પણ તેની અસર વિશેષ છે એ પ્રમાણે સૂર્ય ગ્રહણને લગતી કુડળી પણ દુનિયામા થનારા ફેરફારોની વિગત જાણવાને ઘણી જરૂરની છે

૪ "ચદ્ર ગ્રહણ" જે મહિનામા ચદ્રગ્રહણ થાય, તે માસની ☽ ☍ ☉ પૂનમની કુડળી જરૂર કાઢવી કારણકે જેટલા કલાક ને જેટલી મિનિટ સુધી ચદ્ર ગ્રહણ રહે **તેટલા માસ ને તેટલા દિવસ સુધી** તેની અસર દુનિયામા રહે છે એ ચદ્રગ્રહણ જે રાશિમા થાય તે રાશિના મુનક અને લોકોને તે વધારે અસર કરે છે

૫ દરેક મુખ્ય મોટા ગ્રહો જેવા કે મગળ શનિ, ગુરુ હરશચલ, નેપચ્યુન વગેરે ગ્રહો જ્યારે જ્યારે એક બીજા સાથે "કજગશન" યાને યુતિમા, અથવા તો ઓપોઝીશન યાને ૧૮૦ અશની પાપદૃષ્ટિમા

આવે, તે વખતની પણ કુંડળી કાઢવી જરૂરની છે, કે તેની અસર અમુક મુલકમાં અને અમુક પ્રજાને કેવી રીતે સારી અથવા માઠી નીવડશે; કારણકે મહાભારત ફેરફારો એ સંયોગથી થાય છે.

## સૂનડેન કુંડળીનાં બારે ભુવન તથા તેમાં રહેલા ગ્રહોનાં સારાં માઠાં ફળની સમજણ.

**પહેલું ભુવન**—કુંડળીનું લગ્ન યાને પહેલું ઘર બીજાં બધાં ઘરો કરતાં વધારે ઉપયોગનું છે. કારણકે જે પ્રજા અથવા જે મુલક માટે તે કુંડળી ઉત્પન્ન કરવામાં આવે છે, તે મુલકની પ્રજા, તે પ્રજાની હાલત, સુકાળ દુકાળ, તથા તંદુરસ્તી વગેરે જોવાનું છે. હવે પહેલા ભુવનમાં જે રાશિ હોય, તે પ્રમાણેની અસર આગળ કહ્યા પ્રમાણે રહે છે. પણ જો તેમાં કોઈ ગ્રહ બેઠો હોય તો તે ગ્રહ અથવા તે રાશિનો માલેક, વિગેરે જેની રીતે સાધારણ જન્મ કુંડળીનું ફળ જોવામાં આવે છે, તેમ હરેક ચીજ જોવી. એ પ્રમાણે દરેક ભુવનોમાં જે જે ગ્રહો અને રાશિઓ હોય તેવી તેવી અસર થાય છે, એમ જાણવું. જો શુભ ગ્રહ પહેલા ઘરમાં હોય તો પ્રજાને ઘણું લાભકારી અને સુખાકારીભર્યું જાણવું. જો પાપદૃષ્ટિમાં ગ્રહ પડ્યો હોય, નીચનો હોય, તો તેના પ્રમાણમાં તે ફળ સારૂં માઠું આપે છે, જે સર્વે સમજ આગલા ભાગોના પ્રકરણોમાં આપેલી છે, તે અત્રે લાગુ પાડવી. જો પાપગ્રહ પહેલા ભુવને આવે તો પ્રજાને ઘણો ગેરલાભ ને નુકસાની વેઠવી પડે, પણ જો તે પાપગ્રહ ઉપર કોઈ સારા ગ્રહની દૃષ્ટિ હોય તો, તે દુઃખ થોડું ઘણું કમતી થાય. જો પહેલા ઘરમાં ચંદ્ર આવે ને ચાંદરાત પડતી હોય તો, તે મુલકમાં ઘણા ફેરફાર થવાનો સંભવ છે. તે ફેરફારનું ફળ ચંદ્ર જેવી જેવી એસપેક્ટ કરતો જાય, તેવી તેવી અસરો ઉત્પન્ન કરનારૂં જાણવું. જો રવિ પડ્યો હોય ને સારી દૃષ્ટિમાં હોય તો લાભકારી, પણ જો પાપ દૃષ્ટિમાં હોય તો નોકરો અને શેઠો વચ્ચે ખટપટ થાય, અને પ્રજાની તંદુરસ્તી સારી રહે નહીં. જો ચંદ્ર હોય ને સારી દૃષ્ટિમાં હોય તો સ્ત્રીઓ તથા બચ્ચાઓને લાભ કરે તથા પ્રજામાં ઘણા સારા ફેરફાર થાય. જો ખરાબ દૃષ્ટિમાં હોય તો નાસીપાસી, નિરાશા, ને દુઃખ પ્રજામાં વધે. બુધ જો લગ્ને હોય તો વેપાર વધે, અને કેળવણી તથા એજ્યુકેશનનો બહોળો ફેલાવો કરે, પણ તેની અસર જેવી જેવી એસપેક્ટસમાં બુધ ઘેરાયલો હોય, તે પ્રમાણમાં સારી માઠી હોય છે. માઠી દૃષ્ટિમાં બુધ, લાયબલ, નિંદા, તથા છાપાવાળાઓમાં ખટપટ ઉત્પન્ન કરનારો

છે જો **શુક્ર** પહેલા ભુવનમા આવે ને સારી દૃષ્ટિમા હોય તો લક્ષ્મી થાય, પ્રજાને સુખ મળે, સ્ત્રીઓ તથા બચ્ચાઓને ફાયદો થાય સાધારણ સુખાકારી ને પ્રજાની તદુરસ્તી વધે, પણ જો પાપગ્રહોની યુતિ કે દૃષ્ટિમા ફસ્યો હોય તો વ્યભિચાર, સ્ત્રીઓપર બળાત્કાર, બચ્ચાઓને અનેક રીતે નુકસાન કર્તા છે જો **મગળ** લગ્ને આવે તો તેન ફળ ખરાબ જ જાણવુ ખુનામરકી, હુલ્લડ, હડતાળ, ચોરી ને પ્રજાની તદુરસ્તીનુ નખ્ખોદ વળે લોકોમા લડાઇનો જુસ્સો ઉત્પન્ન કરે, અને દરેક રીતે ખરાબ જ સમજવો જો **ગુરુ** પહેલા ભુવને આવે તો હરે- ચીજે ઘણો સારો, સતોષ, સબુરી સુખ, સુકાળ, પુષ્કળ વેપાર, સારી તદુરસ્તી અને મોટા પ્રમાણમા લાભ થાય જો પાપદૃષ્ટિમા ફસેલો હોય તો તેના જોરના પ્રમાણમા માઠી અસરને સરળ કરે છે જે ભુવન માહેનો ગ્રહ, લગ્ને રહેલા ગુરુપર પાપદૃષ્ટિ નાખતો હોય તે ભુવનને લગતી બાબતથી પ્રજા પીડાય તે જાણવુ **શનિ** જો લગ્ને આવે તો મહા બુરો જાણવો, જો સારી દૃષ્ટિમા હોય તોપણ, અસતોષ, દુકાળ, બેરોજગારી, મતભેદ, કાવત્રા, વેપારમા ખોટ, ગરીબાઇ, તગી, નાદુરસ્તી ઉત્પન્ન કરે, અને ખરાબ દૃષ્ટિમા તો નખ્ખો૦ વાળનારો જાણવો, યાને મહા કષ્ટ અને દુ ખ ઉત્પન કરે જો ઘણી જ સારી દૃષ્ટિમા આવ્યો હોય તો સહેજ પ્રજાને ચોકેના, ચેતેના, અને નોક્કસ બનાવે છે **હરશલ** ગ્રહ જો પહેલા ઘરમા આવે તો હુલ્લડ, જબરદસ્તી, જુલમ, રાજદ્રોહ તથા પ્રજા સરકારની સામે થાય, ખૂનામરકી તથા સુનેહનો ભગ થાય. જો સારી દૃષ્ટિમા હોય તો નવી શોધો કરે, સુધારો કરે, તથા ચુનોચરા અને ઉત્સાહ ઉપજાવે જો **નેપચ્યુન** ગ્રહ પહેલા ઘરમા હોય તો, તો પ્રજામા અસતોષ ઉત્પન્ન કરે, છુપા મડળ ઊભા થાય, વ્યભિચાર, દારૂ અને વ્યસન ઘણુ થાય, આપઘાતો અને પાપ બેસુમર થાય, અને પ્રજામા ઘણો મોટો હાહાકાર કરી મૂકે, મોટી ઉથલપાથલ થઈ જાય, અને દગો ફટકો ઘણો ઊભો થાય. એ ગ્રહ સર્વે વાતે ઘણો મોટો નુકસાન કરનારો છે ખાસ કરીને એ દરેક ઉપર લખેલી વિગતોને માટે ગ્રહનુ બળ તથા ઉચ્ચ નીચ પ્રમાણુ જરૂર જોવુ એ જ પ્રમાણે બીજા બાર ભુવનમા તે દરેકને લગતી સારી માઠી અસરો જોવી કુડળીના **બીજા** ભુવનમા પ્રજાની પૈસા સબધી હાલત, મહેસુલીખાતાની હાલત બેક, દનાની, લોન, શેર, એક્ષ્ચેન્જ વેપાર વણજ વગેરે સર્વે બાબત જોવી ત્રીજા ભુવનમા રેલવે કપનીઓ, પોસ્ટલ અને તાર ખાતુ અને તેને લગતી સર્વે બાબતો, રેલવેના શેરો, રેલવેની મહેસુન તથા કમાઇ, તથા દરેક જાતના લોકોમોટીવ ઇન્જીનોને

લગતી બાબતો, મોટરકારો, ચોપડીઓ, ન્યુસપેપરો, લાયબ્રેરીઓ, અને દરેક **લીટરરી** બાબતોને લગતો ખુલાસો મળે છે. જો ચાંદરાત (New Moon) એ ત્રીજા ભુવનમાં પડે તો એ દરેક બાબતનો મોટો લાભ આપે. **ચોથા** ભુવનમાં હરેક ચીજ જમીન સંબંધી જોવાની છે. ખેડુત વર્ગ, ખેતીવાડી, પાક, જમીનના ભીતરના ખનીજ પદાર્થ વગેરેને લગતી ખાણો (Mines), સરકારની વિરુદ્ધ પક્ષની બાબતો જણાય છે. એ ઘરના કશપર (Cusp) જે રાશિ આવે અને તેની જે ડીગ્રી હોય, તેના પ્રમાણમાં ધરતીકંપ, જ્વાળામુખી, વગેરે ગ્રહના પ્રવેશથી જાણવું. જ્યારે ચોથા ઘરના કશપર અમાસ કે ચાંદરાત પડે, તો જરૂર ધરતીકંપ થાય. જે રાશિ હોય તે રાશિ અને જે ડીગ્રી હોય તે ડીગ્રીને લગતા મુલકમાં થશે એમ જાણવું. **પાંચમું** ભુવન રંગરાગ, નાટક, બચ્ચાં, કેળવણી ખાતું, જન્મપ્રમાણ, નિશાળો અને મોજમજાહના ધામોને લગતું છે. છઠ્ઠું ભુવન જાહેર પ્રજાની તંદુરસ્તી તથા જાહેર હાલત અને વ્યવસ્થા, ગરીબ મજુર વર્ગ અને ચાકરી કરનારાઓને લગતી બાબતો, વોલંટીયરો, તથા પ્રજાની સેવા કરનારાઓ, લશ્કર, તથા દરિયાઈ લશ્કર, ખલાસીઓ, સેલરો તથા લડાઇના સિપાઈઓ, મનવારો વગેરેને લગતું જોવાની સમજ આપનારૂં છે. દરદ અને દુઃખ જે રાશિ **છઠ્ઠા ઘરપર** આવે તે ઉપરથી જોવું તથા માંદગી અને શારીરિક ભીતરનાં દરદો વગેરે માટે આ ચોપડીમાં આપેલાં **મેડીકલ એસ્ટ્રૉલૉજીનાં** પ્રકરણમાં તપાસવું. **સાતમું** ભુવન ઘણી અગત્ય ધરાવનારું છે, કારણ કે એ ભુવનમાં પારકા મુલક, પારકી પ્રજા, લડાઇ, તકરાર, રાજ્ય રાજ્યનો બંદોબસ્ત, કોલકરાર, સંધિ, લગ્નનો તલ્લાક, અને બીજી જાહેર બાબતોને લગતો ખુલાસો આપનારૂં છે. **આઠમું** ભુવન પ્રજાના મરણ પ્રમાણ માટે ખાસ છે, વળી એ ભુવનમાં પ્રિવી કાઉન્સીલને લગતી પણ બાબતો જણાય છે. જો ચાંદરાત કે અમાસ અને પુનમ એ ભુવનમાં થાય તો તે જરૂર તપાસવું. ચંદ્ર જો ખરાબ અને પાપદૃષ્ટિથી ઘેરાયલો હોય તો, સ્ત્રીઓ, તથા મોટા માણસોનાં મરણ નીપજે. આઠમા ભુવનમાં મંગળ હોય તો, મિલીટરી અને દાકતરી જ્ઞાનવાળાઓ મરે, આગથી મરણો નીપજે, એકસીડન્ટો થાય, લોખંડનો મોટો વેપારી મરે, અથવા તો તે વેપારને આગથી નુકસાન પુગે. **નેપચ્યુન** ગ્રહ આપઘાત, ઝેર, દવા, ડૂબી જવાથી, તથા ઘેલાપણાથી મરણો નીપજાવનારો છે. **નવમું** ભુવન, ધર્મ અને ધાર્મિક વર્ગને માટે છે. કોર્ટ દરબાર, તથા દરેક "**લીગલ**" બાબતો, વહાણની સફરો, તથા દરિયા

માર્ગનો વેપાર તથા સાયન્સ, વિદ્યા, નવી શોધ વગેરે બાબતો ઉપર અજવાળુ નાખનાર છે દશમુ ભુવન રાજા અથવા પ્રજાનો રાજકર્તા, અથવા પ્રેસિડન્ટ, વાઇસરોય, ગવરનર જનરલ વગેરે રૈયત રાજકર્તાનું કુટુબ, ઉમરાવો, તથા રાજાની લગામ, એ સર્વે બાબત ઉપર ખુલાસો કરનારૂં છે આ ભુવનમા જો સૂર્ય અથવા ચદ્રનું ગ્રહણ પડે તો તે ઘણુ જ ખરાબ પરિણામ જાણુવુ જો ચાદરાત (New Moon) એ ભુવનમા પડે તો માનમર્તબો રાજ્યશ્રીનો વધે ને ઘણીક રીતે લાભ થાય જો ચદ્ર ખરાબ સ્થિતિમા એ ભુવનમા આવે તો રાજકર્તાનું મરણ નીપજે, એ માટે બીજા ગ્રહો પણ તપાસવાની જરૂર છે **અગિયારમા** ભુવનમા ખાસ કરીને પાર્લામેન્ટની બાબતો, હાઉસ ઓફ કોમન્સ, તથા તેને લગતા હરેક કામ કાજ ઉપર છે બારમુ ભુવન જેલ બંદીખાના, વર્ક હાસ્પિટલ ઇસ્પિતાલો, મેડહાઉસો, બદમાસોને સુધારનારા મથકો ધરમખાતાઓ ગુનાહ અને બુરા કામો, જાસુસો અને ખાનગી દુશ્મનો વિગેરેનો પુરતો ખુલાસો આપે છે હરેક બાબત આગના પ્રકરણોમાં જણાવી ગયા તેમ ગ્રહો, રાશિઓ તેના બળ, ઊંચનીચ ખાસીયત, તેની ડીગ્રી તેની એસપેકટસો તથા સમાગમ અને દૃષ્ટિ ગોચર પ્રમાણે આ "મુદેન" કુડળી તપાસવી, અને તેને લગતા અનેક ભુવનોને લગતી બાબતો જોવી તથા **હોરારી અસ્ટ્રૉલોજીના** પ્રકરણોમા જણાવ્યા પ્રમાણે કુડળીના કોઈ ભુવનની રાશિને લગતા કોઇપણ મુલકની વિગત જોવી એ માટેની સમજણ હવે આપીશુ

## મુંદેન કુડળીનું ફળ જોવાની રીત

દર વર્ષે ચાર ઇન્ગ્રિસ (Ingress) યાને ચારે **સક્રાંતિની** કુડળી જરૂર કાઢવી, અને ત્યાર પછી દર મહીને નવો ચદ્ર યાને અમાસની થાય તેની કુડળીઓ કાઢવી એ સર્વેમા મેષ રાશિમા સૂર્ય દાખલ થાય છે તે વખતની કુડળી જરૂર કાઢવી કારણ કે તે જ કુડળી આખા વર્ષનું ફળ આપનારી છે ત્યાર પછીની બીજી કુડળીઓ તો ત પહેલી કુડળીમા દર્શાવેલી બાબતોને ચોક્કસ રીતે અને અનુક્રમે કયારે ફળ આપતી થાય છે તે જોવા માટે છે મુખ્ય પાયો મેષ રાશિમા સૂર્ય દાખલ થતા, જ્યોતિષીનું વર્ષ બેસે છે માટે એ કુડળી ઘણી જ જરૂરની છે

હવે સઉથી પહેલા તો જોવુ કે કુડળીનુ **પહેલુ** ઘર યાને લગ્ન કઈ રાશિનું છે જો વરખ, સિંહ, વૃશ્ચિક અથવા કુભ રાશિનું લગ્ન હોય તો, એ કુડળીની અસર આખુ વર્ષ થશે જો મિથુન કન્યા, ધન, કે મીન રાશિનું લગ્ન આવે તો જાણુવુ કે એ (Ingress) ઇન્ગ્રિસનુ ફળ ફકત છ

મહિના અસર કરશે, પણ જો મેષ, કર્ક, તુલા, મકર રાશિનું લગ્ન આવે તો જાણવું કે તેનું ફળ ફક્ત ત્રણ મહિના જ અસર કરીને ખલાસ થશે, માટે એ પ્રમાણે બીજી કુંડળીઓ કાઢવી કે નહી કાઢવી, તે સમજી લેવું. હવે પહેલે જોવું કે ઇન્ગ્રેસ કઈ રાશિમાં પ્રવેશ કરે છે તે જોવું, કારણ કે જે ભુવનમાં ઇન્ગ્રેસ પ્રવેશ કરે તે ભુવનને લગતી ચીજોને લગતું સર્વે વધુ પ્રમાણમાં ફળ આપે. ત્યાર પછી પહેલા ભુવનને તપાસવું તથા તે ભુવનમાં જે રાશિ હોય તેનો માલેક ગ્રહ તપાસવો. કારણ કે તે ગ્રહ એ આખા વર્ષનો માલિક ગણાય છે, અને ત્યાર પછી એક પછી એક ભુવનો જોતા જવું. તે માંહેલી રાશિ, ગ્રહ, તેનાં બળ, રાશિનો માલેક, ઊંચ નીચ, તથા તેને કેટલી કેટલી ડીગ્રીની સારી અથવા પાપદૃષ્ટિ બીજા ગ્રહોથી થાય છે, તે સર્વે બીના ઘણા ધ્યાન અને ચોકસાઇથી જોવી. ધારો કે **રવિ** જો કુંડળીના સાતમા ભુવનમાં આવ્યો, તો સાતમું ભુવન કુંડળીના લગ્ન યાને પહેલું ભુવન એટલે **પ્રજાની** બરોબર સામેનું યાને પારકી પ્રજાનું થયું. હવે તે પ્રજાને લગતી બાબતો સર્વે મોટે ભાગે આરંભે છે, હવે ત્રાન્ઝીટમાં જો મંગળ ફરતો ફરતો તે વખતે રવિની ઉપરથી પસાર થાય, તો જાણવું કે પારકી પ્રજામાં ગંભીર ખળભળાટ કરી મેલે, અને પારકા રાજ્યો સાથે ખટપટ ઊઠે. ધારો કે રવિ અથવા ચંદ્ર દશમા સ્થાને આવે, અને જો મંગળ ત્રાન્ઝીટમાં તેની ઉપરથી પસાર થાય, તો જાણવું કે રાજકર્તા અથવા તો મહારાણી, કે કોઇ મોટા ઉમરાવનું મોત થાય, અથવા ગંભીર માંદગી ભોગવે અથવા મોટો એકસીડન્ટ થાય. એવી રીતે અનેક બાબતો તપાસવી. જે વાંચનારે આ પુસ્તકના આગલા પ્રકરણોનો અભ્યાસ કર્યો હશે તે ઘણી સારી રીતે આ બાબત સમજી શકશે.

## ગ્રહણ વિચાર

સૂર્યગ્રહણ મુંદન જ્યોતિષમાં ઘણોં અગત્યનો ભાગ ભજવે છે, કારણ કે તેની અસર ઘણો લાંબો વખત સુધી રહે છે, તેટલા માટે દરેક સૂર્ય-ગ્રહણની કુંડળી કાઢવાની ઘણી જરૂર છે. રવિ અને ચંદ્રનું કંજંગશન થાય તેને સૂર્યગ્રહણ કહે છે, અને રવિ અને ચંદ્રનું ઓપોઝીશન થાય તેને ચંદ્રગ્રહણ કહે છે. સૂર્યગ્રહણની કુંડળી ગ્રહણ જેવું યુતિ યાને કંજંગશન શરૂ થાય તે વખતની જ કુંડળી કાઢવી, અને એવી રીતે જોતાં અમાસ "ન્યુ મુન" (New moon) અને પુનમ "ફુલ મુન" (Full moon) એ બેઉ કુંડળી કાઢવાની જરૂર છે. ગ્રહણ જે મુલકમાં દેખાય તે મુલકમાં તેની ઘણી અસર

થાય છે. તે ઉપરાંત જે રાશિમા થાય, તે રાશિને લગતા મુનકો, જાત અને માણસો તેમજ ચીજોને પણ અસર કરનારૂં છે. ચદ્ર ગ્રહણની અસર ગ્રહણ પડતા ઘણી જલદી માલમ પડે છે, પણ સૂર્ય ગ્રહણની અસર તો ઘણે વખતે માલમ પડે છે. જેટલું ગ્રહણ સંપૂર્ણ તેટલી તેની અસર વધારે રહે છે. જે ગ્રહણો દુનિયાના જે જે ભાગોમા દેખાતા નથી તે તે ભાગોમા તેઓની અસર ઊતરતી નથી. હવે જે રાશિમા ગ્રહણ પડે તે રાશિને મુલક ને પ્રજાને અસર કરવા ઉપરાંત, ગ્રહણ કુડળીના લગ્ન તથા તેનો માલેક અને તેનું ભુવન, તેની ડીગ્રી, તેમજ બેઉની ડીગ્રી અથવા રાશિના અમલવાળા મુલકો શહેરો વગેરેને અસર કરે છે.

જે ગ્રહણ વરખ, સિંહ, વૃશ્ચિક અને કુંભ રાશિમા પડે તો તેની અસર ઘણી લબાણ જાણવી. જો મેષ, કર્ક, તુલા, કે મકર રાશિમાં પડે તો તો ઘણા થોડા વખતમા જ તેની અસર ઊતરી જાય છે. જો મિથુન, કન્યા, ધન કે મીનમા ગ્રહણ પડે તો તેની અસર તુરત શરૂ થાય ને લંબાણ વખત સુધી રહે, પણ વચમાં ખાચો પડે, યાને ગ્રહણ થતા શરૂઆતમા ફળ આપે, ને પછી અટકી જઈ વળી એકાએક ફળ આપવા માંડે.

જો ગ્રહણ મેષ, સિંહ ને ધનમા થાય તો, ગાય ઢોર જાનવરો ને ચોપગા મરે. કોઈ મોટા રાજવંશી અથવા જાહેર માણસનુ ખૂન થાય અથવા બંદીખાને પડે પ્રજામા અસતોષ ને કચકચ ઊભી થાય, લશ્કરી હીલચાલ થાય, લડાઈ થાય, આગ લાગે, તાવને રોગ ચાલુ થાય, મરકીનુ જોર વધે, મોઘવારી થાય, ધાન્યનો પાક ઓછો થાય, ફળફળાદિમાથી રસકસ ઊડી જાય, એ સર્વે ચીજો મોટે ભાગે જે મુલકને લગતી એ રાશિઓ માલ્હેમી, જે રાશિમા ગ્રહણ પડે, તેને લગતા જ મુલકમા વિશેષ ફળ આપે જો ગ્રહણ વરખ, કન્યા કે મકર રાશિમા પડે તો દુકાળ પડે, અને તેનુ કારણ હીમ પડવાથી, કરાથી હોય અથવા ધરતીકપો થાય, ધાતુ વગેરેની જમીનની ખાણોમા હોનારત થાય, અને ખેતીવાડીને ઘણુ મોટુ નુકસાન પહોચે જો ગ્રહણ મિથુન, તુલા કે કુભ રાશિમા પડે તો દુકાળ પડે, માદગી ઘણી જ થાય, ઊડતા રોગોનો પ્રવેશ થાય, તોફાનો અને વટોળીઆઓ થાય, પવનના જોશથી લોકોને ઘણુ ખમવુ પડે જો ગ્રહણ કર્ક, વૃશ્ચિક કે મીન રાશિમા પડે તો, સાધારણ પંક્તિના લોકોમા મરણ પ્રમાણ વધે, લોકો ઘણા મરે, પશુ, પંખેર તથા માછલીનો નાશ બેશુમાર થાય, જે ચીજો નદી કીનારે અથવા તો પાણીની અદર રહેતી હોય તેને ઘણુ જ ભારી છે.

**હવે નીચલા વિચાર પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે.** જો ગ્રહણ પૂર્વ તરફ પડે, તો તેની અસર આવતા ચાર માસ સુધીમાં થાય, અને તેના પહેલા ભાગમાં ફળ આપે. હવે પૂર્વ એટલે કે લગ્નવાળું ભુવન જાણવું. જો મધ્ય ભુવનમાં યાને દશમે ઘરે ગ્રહણ થાય તો ગ્રહણ દિવસથી ચોથા મહિનાથી આઠમા મહિના સુધીમાં ફળ આપે, અને એ ચાર મહિના માંહેલા વચલા ભાગમાં ફળ આપે. જો પશ્ચિમ ભુવનમાં ગ્રહણ પડે તો ગ્રહણ પડવાના વખતથી આઠમે માસથી બારમા માસ સુધીમાં ફળ આપે, અને ખાસ કરીને છેલ્લા વખતમાં ફળ આપે.

હવે ખરો સંભવિત ગ્રહણ ફળનો વખત, સૂર્ય ઉદય અથવા સૂર્ય અસ્તથી તે ગ્રહણ મધ્યાહ્ન થતાં સુધીનો વખત ગણવો, અને જેટલા કલાક થાય, તેટલા કલાકની મિનિટ કરી નાંખવી, પછી તેને ચારે ભાગવા તો જે ભાગ આવે, તેટલા દિવસે તેનું ફળ જાણવું. **૨૪ કલાકનું એક વર્ષ** એ હિસાબે ગણવું. હવે ગ્રહણનો વિચાર જોવાની ઘણી જ અગત્ય છે, કારણકે તેનાં પરિણામે જગતમાં મોટા ફેરફાર થાય છે, તેથી ગ્રહણના ગુણદોષ બરાબર પીછાણવા માટે નીચલી બાબતો જોવી.

દરેક રાશિને ત્રણ ભાગમાં વ્હેંચી નાંખી છે. યાને રાશિનાં ૩૦ અંશ છે, તેમાંથી ત્રણ ભાગ કરી, દરેક ભાગમાં દશ અંશ રાખ્યા છે, હવે જે રાશિમાં ગ્રહણ હોય, તે રાશિની કેટલી ડીગ્રીમાં ગ્રહણ થયું તે જાણવું જરૂરનું છે, પછી તે ડીગ્રી યાને અંશ, તે રાશિને લગતા કયા ત્રીજા ભાગમાં સમાય છે તે જોવું, તેનો કોઠો નીચે પ્રમાણે છે:

કોષ્ટક

| અંશ | ૧ થી ૧૦ | ૧૦ થી ૨૦ | ૨૦ થી ૩૦ |
|---|---|---|---|
| મેષ રાશિ | મેષ | સિંહ | ધન |
| વરખ | વરખ | કન્યા | મકર |
| મિથુન | મિથુન | તુલા | કુંભ |
| કર્ક | કર્ક | વૃશ્ચિક | મીન |
| સિંહ | સિંહ | ધન | મેષ |
| કન્યા | કન્યા | મકર | વરખ |
| તુલા | તુલા | કુંભ | મિથુન |
| વૃશ્ચિક | વૃશ્ચિક | મીન | કર્ક |
| ધન | ધન | મેષ | સિંહ |
| મકર | મકર | વરખ | કન્યા |

| | | | |
|---|---|---|---|
| કુંભ | કુંભ | મિથુન | તુલા |
| મીન | મીન | કર્ક | વૃશ્ચિક |

જો ગ્રહણ નીચે પ્રમાણેની રાશિના અંશોમા પડે તો તેનું ફળ

## સૂર્યગ્રહણ

**મેષ રાશિમાં** ૧° થી ૧૦° અંશમા ગ્રહણ પડે તો લડાઈ, ખળભળાટ, ગેરસમજુતી, લશ્કરી હીલચાલ તથા હવામા પવનનો જોશ વધારે થાય. જો ૧૧° થી ૨૦° અંશમા હોય તો કોઇ મોટો માણસ અથવા રાજવંશી કેદ પડે, અથવા તો તેને દુ ખ પડે અથવા તો મરે, ઝાડપાનમા ફળનો નાશ થાય જો ૨૧° થી ૩૦° મા પડે તો, કોઈ આબરૂદાર મોટા ખાનદાનની સ્ત્રીનુ મોત થાય, જાનવરો ઘણા મરે અને પ્રજાને દુ ખને દિલગીરી વેઠવી પડે

**વરખ રાશિમાં** ૧° થી ૧૦° અંશે ખોરાકીનો નાશ કરે અનાજનો નાશ થાય, અને વેપારને ધોકો પહોચે ૧૧° થી ૨૬° મા મુસાફરી કરનારાઓને નુકસાન પહોચે અને હમેલવાળી સ્ત્રીઓને હેરાન થવુ પડે ૨૧° થી ૩૦° મા દુકાળ પડે

**મિથુનમા** ૧° થી૧૦° અંશે ધર્મગુરુઓમા કલેશ ઉપજાવે, દ્વેષભાવ જાગે, અને નીતિ તેમજ ધર્મના કાયદાઓનુ ઉલ્લંઘન થાય ૧૧° થી ૨૦° મા અંશે ખૂન, ચોરી, દરિયાઈ ચોરી, વગેરેનો ઉપદ્રવ થાય ૨૧° થી ૩૦° મા અંશે રાજ્યમા આફત આવી પડે, રાજા મરે

**કર્કમા** ૧° થી ૧૦° અંશે હવામા બગાડો, અને ઋતુમા ઘણો ફેરફાર કરે ૧૧° થી ૨૦° અંશે નદીઓ સુકાઈ જાય, તથા સ્ત્રીઓના ગર્ભનો ક્ષય કરે ૨૧° થી ૩૦° મા અંશે ઘણા દરદોનો ઉપદ્રવ થાય.

**સિંહ રાશિમા** ૧° થી ૧૦° અંશે અનાજની તંગી પડે તથા કોઇ રાજકુંવરનુ મરણ થાય ૧૧° થી ૨૦° મા રાજવંશીઓને તથા મોટા માણસોને ઘણી દિલગીરી ને દુ ખમાથી પસાર થવુ પડે ૨૧° થી ૩૦° ધર્મના મકાનોનો નાશ થાય ખરાબી થાય, દેવળો, ધર્મની જગ્યાઓને ખરાબ કરે, શહેરમા લુંટ કરે, શહેરને ઘેરો પડે

**કન્યા રાશિમાં**, ૧° થી ૧૦° અંશમા પડે તો કોઇ રાજા મરે, અને ભારે આફતમા આવી પડે ૧૧° થી ૨૦° મા દુકાળ પડે ૨૧ થી ૩૦ મા ચિતારાઓ, કવિઓ અને ભણેલા માણસોને બહુ દુ ખ ખમવુ પડે, અથવા તો કેદમા પડે

**તુલા રાશિમાં,** ૧° થી ૧૦° અંશમાં મોંઘવારી થાય, દુકાળ પડે, હવામાં બગાડો થાય, ૧૧° થી ૨૦° માં દુકાળ ને કોઇ રાજાનું મરણ નીપજાવે. ૨૧° થી ૩૦° માં ઉમરાવ લોકોની માલમિલકતને નુકસાન થાય.

**વૃશ્ચિક રાશિમાં,** ૧° થી ૧૦° માં લડાઇ શરૂ થાય, ખૂનામરકી ચાલે, રાજદ્રોહ થાય, ૧૧° થી ૨૦° માં કોઇ સુલેહસંપથી રહેતા રાજા અથવા મોટા માણસને નુકસાન પહોંચાડે, ૨૧° થી ૩૦ માં કોઇ જુલમી પેદા થાય, આળસાઇને ઉત્તેજન મળે, ધિક્કાર વધે તે પ્રજાને બંડ કરવાની ફરજ પડે.

**ધન રાશિમાં** ૧° થી ૧૦° અંશે માનવીઓમાં દ્વેષભાવ ઘણો ઊભો થાય. ૧૧° થી ૨૦° માં ઊંટ ઘણાં મરે તથા ઝાડપાલો ખાનારાં જાનવરો ઘણાં મરે. ૨૧° થી ૩૦° માં ઘોડાઓ તથા લશ્કરને ઘણી અસર કરે.

**મકર રાશિમાં** ૧° થી ૧૦°માં મોટા માણસોને અસુખ થાય, તથા બંડ ઊઠે, રાજ્યમાં ઉથલપાથલ થાય. ૧૧° થી ૨૦માં લશ્કરમાં મતફેર પડે ને લશ્કરમાં જ બંડ ઊઠે અને સીપાઇઓ તથા અમલદારોમાં ભારે ગેરસમજુતી થાય. ૨૧° થી ૩૦°માં દુકાળ પડે, રાજ્યમાં રાજા તરફથી કાંઇ હીલચાલ ચાલે.

**કુંભમાં** ૧° થી ૧૦° અંશે પ્રજાને દિલગીરી ઉપજે, ૧૧° થી ૨૦° માં જાહેર ચોરીઓ, લૂંટફાટ, બાળક સ્ત્રીઓ પર જાસ્તી ગુજરે, દુકાળ અને ધરતીકંપ થાય, ૨૧° થી ૩૦ મા અંશે બકરાં, ઘેટાં અને જાનવરોની કતલ થાય.

**મીન રાશિમાં** ૧° થી ૧૦° અંશે નદીઓ સુકાઇ જાય તથા દરિયાના કીનારાપરના મુલકોમાં હેરાનગતી થાય; ૧૧° થી ૨૦ માં કોઇ મહાન પ્રખ્યાત માણસનું મોત થાય, માછલીઓનો નાશ થાય, દરિયામાં તોફાન થાય, મોજાંનું જોર વધે, ૨૧° થી ૩૦°મા લશ્કરીઓ પ્રજાપર પુષ્કળ જુલમ ગુજારે.

એ પ્રમાણે સૂર્યના અંશ તથા જે રાશિમાં ગ્રહણ થાય તે રાશિના અંશ જોવા, ને તે અંશને લગતા મુલકોમાં ઉપર પ્રમાણેની અસર જાણવી.

## ચંદ્ર ગ્રહણ

મેષ રાશિમાં ૧° થી ૧૦° માં જો ચંદ્ર ગ્રહણ પડે તો, તાવનો ઉપદ્રવ ઘણો થાય, જંગલોમાં આગ લાગે, સુક્કી ચીજો બળી જાય

તથા હવા સુકી થઇ જાય. ૧૧° થી ૨૦°મા મોંઘવારી, દુકાળ ચાને ૨૧° થી ૩૦°મા સ્ત્રીઓના ગર્ભ અધુરે જાય, અને સ્ત્રીઓને મહા દુ ખ થાય.

**વરખ રાશિમાં** ૧° થી ૧૦°મા જાનવરોમા મરકી ચાને ૧૧° થી ૨૦°મા કોઇ રાણી મરે, બીયા ને પાક ખરાબ થાય, અને જમીન પાક નહી આપે ૨૧° થી ૩૦°મા અશ્રેપડે તોસાપ અને પેટે ચાલનારા જાનવરો પુષ્કળ મળ્યામા મરે

**મિથુન રાશિમાં** ૧° થી ૧૦°મા નાટકના ધધાદારિયોની હરીફાઇ ને દુશ્મની વધે ૧૧° થી ૨૦°મા લશ્કરમા ખળભળાટ થાય, પ્રજામા મતફેર થાય. ૨૧° થી ૩૦°મા કોઇ મોગ જાહેર પ્રખ્યાત માણસનુ મરણ નીપજે.

**કર્ક રાશિમા** ૧° થી ૧૦°મા લડાઇ થાય, ૧૧° થી ૨૦°મા પ્રજાને કરમા વધારો થાય, તથા પ્રજા દુ ખીને, દિલગીર થાય, ૨૧° થી ૩૦°મા સ્ત્રીઓમા મરણપ્રમાણ ઘણુ જ વધે, અને પ્રજામા દરિદ્રતા ઘણી આવી પડે.

**સિંહ રાશિમા** ૧°થી ૧૦°મા કોઇ રાજાને એક્સીડટ થાય, અથવા કોઇ મોટો માણસ મરે, ૧૧°થી ૨૦°મા રાજાને મુસાફરી કરવી પડે, ૨૧° ૩૦°મા લશ્કર અને પ્રજામા બડ ઉઠે

**કન્યા રાશિમાં** ૧°થી ૧૦°મા માદગી, અને પ્રજામા આફત, ૧૧° ૨૦°મા વકીલ અને સદાગરીઓમા આફત અને મતફેર, ૨૧°થી ૩૦°મા માનવીઓને માદગી ઘણી થાય.

**તુલા રાશિમાં** ૧°થી ૧૦°મા ઘણા મોગ તોફાન થાય, ૧૧°થી ૨૦°મા દરેક ચીજ અને દરેક બાબતમા ઘણુ જ ખરાબ ૨૧°થી ૩૦મા કોઇ મોગ જાહેર માણસનુ મોત મરે, ચિંતા ઉપજે

**વૃશ્ચિક રાશિમા** ૧°થી ૧૦°મા ધરતીકપ, મોટુ તોફાન વીજળીના ચમકારા વગેરે થાય. ૧૧°થી ૨૦°મા ફળનો, તેનના બીયાનો પાક સુકવી નાખે તથા હવામા ઊડતા રોગો, તાવ, અને મરકી ફેલાય ૨૧ થી ૩૦°મા મરકી, દુ ખ, સખત રોગો, ખૂનામરકી, મારામારી ગમખારી વગેરે થાય.

**ધન રાશિમા** ૧° થી ૧૦°મા ચોરી દગામાજી થાય, ૧૧° થી ૨૦°મા ઘોડા અને બળદો ને ચોપગા જાનવરો મરે, ૨૧° થી ૩૦°મા માણસ જાતમા રોગ અને દુ ખ ઘણુ ઉત્પન્ન કરે

**મકર રાશિમા** ૧° થી ૧૧°મા હલોફટો, અને દિલગીરી ઉપજાવનારૂં, કોઈ ભલા અને જાહેર પ્રખ્યાત માણસનું ખૂન થાય. ૧૧° થી

૨૦°માં લશ્કરીઓનો જુલમ વધે, કેદીઓ પર સીતમ ગુજરે, અને ચોરી ને દગાબાજી ઘણી થાય. ૨૧°થી ૩૦°માં કોઈ રાજવંશીનું મોત થાય.

**કુંભ રાશિમાં** ૧°થી ૧૦°મા અંશે કોઇ રાજા માંદો પડે, ૧૧° ૨૦°માં પાક કમતી થાય, ને બીયાં નાશ પામે, ૨૧°થી ૩૦° માં દરેક બાબતમાં ગંભીર ફેરફાર થાય.

**મીન રાશિમાં** ૧° થી ૧૦મા અંશે દેવળો, ધર્મનાં મકાનો, અને ધર્મગુરુઓને નુકસાન પહોંચે. ૧૧°થી ૨૦°માં કોઇ મોટા માણસનું મરણ થાય, ૨૧°થી ૩૦°માં મોટી ચોરી ને લૂંટ થાય, અને દરિયા તથા ખુશકીમાં લુંટાણું ઘણું થાય, ને પ્રજા પર સીતમ ગુજરે.

આ ઉપર લખેલાં ફળો ચંદ્રગ્રહણને લગતાં છે, તે લખવા પ્રમાણે જ્ઞાનથી જોવાં.

## મોટાં કંજંગશનોની દુનિયાપર અસર

મોટાં કંજંગશનો યાને મોટા ગ્રહ જેવા કે **મંગળ, શનિ, ગુરુ, હરશચલ** વગેરે એક બીજાની યુતિમાં કે સમાગમમાં આવે તેની અસર ઘણી તીવ્ર થાય છે. તે કંજંગશનો નીચે પ્રમાણે જાણવાં:

૧. **મંગળ અને ગુરુનું** કંજંગશન દર ૨૭ મહિને પડે છે.

૨. **મંગળ અને શનિનું** કંજંગશન દર બે વર્ષે લગભગ પડે છે.

૩. **ગુરુ અને શનિનું** કંજંગશન દર વીસ વર્ષે પડે છે, જે દુન્યાની મોટી લડાઇઓ જગાડે છે.

૪. **શનિ અને હરશચલનું** કંજંગશન લગભગ દર ૪૫ વર્ષે પડે છે. માટે જે રાશિમાં એ યુતી અને કંજંગશનો થાય તેની અસર તે રાશિનો લગતા મુલકોમાં ઘણી જ ખરાબ થાય છે, અને ત્યાં ખાનાખરાબી થાય છે, અને એ કંજંગશનોની અસર, જ્યાં લગી એ ગ્રહો પાછા એવી જ રીતના સમાગમમાં આવે, ત્યાં લગી તેની અસર રહે છે,

**મંગળ અને ગુરુનું** કંજંગશન ધર્મ સંબંધી અને નાણાં સંબંધી ખટપટ ઊભી કરનારૂં છે. **શનિ તથા મંગળનું** કંજંગશન લડાઈ, બળવો, ખૂન, તથા રાજવંશીઓને ભયમાં નાંખનારૂં છે. દાખલા તરીકે શનિ મંગળનું કંજંગશન થવાના પરિણામે, કુંભ રાશિમાં થવાથી, રશીયા જાપાનની લડાઈ થઇ, કારણકે કુંભ રાશિ રશીયાને લગતી છે, ત્યાર પછી તે જ કંજંગશન મીન રાશિમાં થયું ત્યારે પોર્ટુગલના રાજાનું ખૂન થયું. હાલનું છેલ્લું કંજંગશન મેષ રાશિમાં થયું તેથી ઇંગ્લંડના રાજા કીંગ એડવર્ડનું મરણ નીપજ્યું, તે પછીનું કંજંગશન મંગળ શનિનું તા. ૧૬ મી ઓગસ્ટ

૧૯૧૧મા થયુ, જે વરખ રાશિમા હોવાથી ઇરાન તથા આયરલેંન્ડને તેનુ ફળ ખમવુ પડયુ. **સઉથી મુખ્ય કજગશન શનિ તથા ગુરુનુ છે,** કે જે વીસ વર્ષે એમ જ વખત થાય છે, ને તેની અસર હમેશા ચાલુ રહે છે જ્યારે જ્યારે ગ્રહણ અથવા કોઇ બીજી એસપેકટસે ત્રાન્ઝીટમા, જે રાશિમા એ કજગશન થયુ હોય તે રાશિમા થવાથી, ઘણી ભારી અસર તે વખતે થાય છે. છેલ્લુ શનિ ગુરુનુ કજગશન ૧૯૦૧ ની સાલમા મકર રાશિમા થયુ છે શનિ અને હરશચનનુ કજગશન મરકી અને દુખ તથા દુકાળ ઉપર અસર કરનાર છે, એની અસર કેટલાક વર્ષ સુધી ચાલુ રહે છે હિંદુસ્તાનમા ભયકર મરકી ફાટી નીકળવાની આગમજ છેલ્લુ શનિ અને હરશચનનું કજગશન વૃશ્ચિક રાશિમા થયુ હતુ જોકે એ કજગશનો પર કાઇ ઘણુ ધ્યાન આપવામા આવતુ નથી, પણ સમાગમમા કોઈ વખતે એ કજગશનો ઘણી જ હૃદયભેદક અસર કરે છે જેના પરિણામમા ખાનાખરાબી અને સત્યાનાશી સિવાય બીજુ કશુ હોતું નથી

## ધરતીકંપ

મુદન એસ્ટ્રોનૉજીમા ધરતીકપનુ ફળ, દુનિયાના કયા કયા ભાગોપર અસર કરશે, તે જાણવાનુ ઉપયોગી થઈ પડે છે ધરતીકપ થવાનુ મુખ્ય કારણ ગ્રહણ તથા સ્થિર રાશિઓ જેવી કે વરખ, સિંહ, વૃશ્ચિક અને કુભ તથા ખાસ કરીને વરખ તથા વૃશ્ચિક રાશિમા જે ગ્રહો હોય તેની સ્થાન ઉપરથી માલમ પડે છે

૧. ખાસ કરીને ધરતીકપ ગ્રહણ પડવા પછી થોડીજ વખતમા થાય છે, અને ખાસ કરીને જે મુનકોમા ગ્રહણ "મેરીડિયન" અથવા "નાદીર" મા પડે છે, તેમા જરૂર ધરતીકપ થવાનો ઘણો ભય રહે છે વળી ગ્રહણ વખતે જો કોઇ ગ્રહ સ્થૂન રાશિમા હોય તો તે ગ્રહનો તે વખતે જે મુલકમા ઉદય, અસ્ત, કે મધ્યાહ્ન અથવા નાદીર થતો હોય, તે તે મુનકમા ધરતીકપ થવાનો સંભવ છે

૨ દાખલા તરીકે જો શનિ તે વખતે સ્થિર રાશિમા હોય, અને મેરીડિયનથી ૪૫ અંશ દૂર હોય, તો તે પ્રમાણે મેરીડિયનથી જેટલી ડીગ્રી દૂર હોય તે પ્રમાણે આગળ કે પાછળના મુનકમા ધરતીકપ થાય.

૩ ઘણુ કરીને જ્યારે વરખ અથવા વૃશ્ચિક રાશિમા ગુરુ, શનિ હરશચન, મગળ ગ્રહ આવેલા હોય ત્યારે ધરતીકપ થવાનો ઘણો સંભવ છે

૪. મોટાં કંજંગશનો જ્યારે કુંડળીના ચોથા ભુવનમાં થાય છે, ત્યારે પણ ધરતીકંપ થવાનો સંભવ છે. દાખલા તરીકે એવાં કોઈ મોટાં કંજંગશનનો ટાઇમ સાંધી, તે ટાઇમની કુંડળી કાઢવામાં આવે, અને તે કંજગશન જો તે કુંડળીના ચોથા ભુવને પડે. તો તે વખતે જરૂર ધરતીકંપ થાય.

૫. જ્યારે બૃહસ્પતિ વરખ વૃશ્ચિક રાશિમાં હોય અને તેની સાથે બુધ જો પેરેલલમાં અથવા તો ઓપોઝીશનમાં આવ્યો હોય તો ઘણોજ ગંભીર ધરતીકંપ થાય.

૬. જો મેષ, કર્ક, તુલા અને મકર એ રાશિઓની પહેલી ડીગ્રીમાં જો ઘણા ગ્રહ એકઠા થાય તો જરૂર ધરતીકંપ થાય.

૭. જ્યારે મોટા ધૂમકેતુઓની નજદીકમાં અથવા તો સૂર્યની નજદીકમાં ફરતા ફરતા આવી લાગે તો તે મુલકમાં જરૂર ધરતીકંપ થાય.

## ધૂમકેતુ

કોમેટ યાને ધૂમકેતુને માટે અસલવારેથી જગજાહેર છે કે જ્યારેથી તેઓ આ દુનિયાપર દેખાવ દે છે, ત્યારે ઘણાં માઠાં પરિણામો બને છે. મરકી, દુકાળ લડાઈ વગેરે ઘણા ગંભીર બનાવો તે અરસામાં બને છે. છેલ્લો ૧૯૧૦માં હેલીસ કોમેટ ફરીથી નજરે પડયો હતો. એ નજરે પડવાની લગભગ બે વર્ષ અગાઉથી ધરતીકંપ થયા હતા.

એવું કહેવામાં આવે છે કે જ્યારે ધૂમકેતુ યાને કોમેટનો ઉદય પૂર્વ તરફ થાય, તો તે નિશાની હવે પછી કોઇ પેદા થનારા પયગમ્બર અથવા ધર્મ શિખવનારની જન્મ થવાની અગમચેતી તરીકે લેખાય છે. જો મધ્ય આકાશે અથવા દશમા સ્થાને, જો ઉદય થાય તો, કોઈ રાજવંશીની મોટાઈ થાય છે. અથવા મોટો નવો પાદશાહ પેદા થાય છે. પણ જો પશ્ચિમ યાને સાતમા ભુવનમાં ધૂમકેતુનો ઉદય થાય તો ઘણી મોટી ખાનાખરાબી થવાનો સંભવ જરૂર હોય જ છે. જો મેષ, કર્ક, તુલા, મકર એ રાશિમાં ઉદય હોય તો દેશનો રાજા મરે અથવા તો કોઇ મોટો માણસ મરે. જો વરખ, સિંહ, વૃશ્ચિક અને કુંભ એ રાશિમાં ધૂમકેતુ હોય તો પારકા મુલકો સાથે લડાઇ કરવી પડે, તથા ચઢાઇ થાય, જો મિથુન, કન્યા, ધન અથવા મીનમાં હોય તો, દેશમાં મોટો દુકાળ પડે ને ખરાબી થાય. જો કુંડળીને નવમે સ્થાને ધૂમકેતુ હોય તો ધર્મની મોટી ઉથલપાથલ અને નિંદા થાય. બારમા સ્થાને અનાજનો દુકાળ પડે, અને આઠમા સ્થાને ઘણાં મોત થાય. જે રાશિમાં પહેલો ધૂમકેતુ દુનિયાને જણાય, તે રાશિને લગતા મુલકોમાં તેની ઘણી ગંભીર

અને ખરાબ અસર થાય છે ધૂમકેતુ અથવા તો પૂછડિયા તારા આ દુનિયામા દેખાવ દે, એ બાબતનુ ફળ એ છે કે, તેથી દુનિયામા મહાન ફેરફારો થવાની વકી છે ઇતિહાસમા એવા દાખના ઘણા નોધાયના છે કહે છે કે અસનના વખતમા જેરૂસનેમ શહેર ઉપર એક લાબી પૂછડીવાળો તારો એક વર્ષ સુધી ચાલુ દેખાયા કીધો, જેથી ત્યાર પછી રોમનોના હાથે જેરૂસનેમનો નાશ થયો હાનમા ૧૯૦૩ ની સાતમા કુભ રાશિમા એક પૂછડિયો તારો જોવામા આવ્યો હતો. હવે કુભ રાશિ રશિયાના મુલકને લગતી છે, તેથી રૂશ જાપાનની લડાઈ થઈ અને તેમા રશિયાની હાર થઈ, વળી એ બાબેનુ જ્યોતિષી ગણિત એમ છે કે જ્યારે ધૂમકેતુ જે રાશિમા જેટલા અશ હોય, તે રાશિમા રવિ તેટલા અશનો જ્યારે થાય, ત્યારે તેનું પૂરુ ફળ મળે છે દાખના તરીકે કુભ રાશિમા પૂછડિયો તારો ૧૯૦૩ મા રશિયાની રાશિનો થયો, હવે ફેબ્રુઆરી મહિનામા રવિ, અગ્રેજી પ્રમાણે કુભ રાશિનો થાય છે, ત્યારે ફેબ્રુઆરી સમાસમાજ રશિયાએ જાપાન સાથ લડાઇ શરૂ કીધી હતી

## ચાલુ રોજની એસપેકટો

રાફાએનની એફીમરીમા દર વર્ષે, રોજની દરેક કનાકની ગ્રહોની એક બીજા સાથની એસપેકટસો આપેની હોય છે એ રોજની એસપેકટસો જો ધ્યાન રાખી તપાસવામા આવે તો તેથી ઘણીક બાબતો આગમજથી માનમ પડી શકે છે, કારણ કે ઇન્ગ્રેસ કુડળી ચાદરાત યાને ન્યુ મુનની દર મહિનાની કુડળી વગેરેનુ ફળ એ રોજની એસપેકટસો દેખાડી આપે છે, અને જે જે બાબતની એસપેક્ટસો ન્યુ મુનની એસપેકટમા હોય છે, તેનુ ફળ સ્પષ્ટ દેખાડી આપે છે જેમકે —ચોક્કસ દિવસે બુધ અને મગળ એક બીજાને ૯૦° અશની પાપદષ્ટિ કરે છે, અને એ બે માહેનો એકબી ગ્રહ જો ન્યુ મુનની કાઢેની તે મહિનાની કુડળીના બીજા ભુવને પડેલો હોય તો જાણવુ કે આ દિવસ પૈસા સબધી બાબતમા યાને નાણા બજારમા ઘણો કમનસીબ જશે, અને જો તે બળવાન થઇને પડેલો હોય અથવા પાપદષ્ટિ બરાબર અશથી અશ સુધી હોય, તો તે વખતના ન્યુસપેપરો વાચ્યા કરવાથી હરેક ઠેકાણે એ દિવસે પૈસા સબધી નુક્સાની, ખોટ અથવા દેવાળા કે કાઇ પણ નાણા સબધી માઠી ખબર આવ્યા વગર રહેશે નહી, અને એવી રીતે દરરોજની હરેક બાબતો વિચારવાની તક મળે છે, માટે એ બાબતના ખતીના અભ્યાસની જરૂર છે એમ પણ છે કે મુનન અને ન્યુ મુનની કુડળીઓ ઉપરાત, રવિ ચદ્ર, ગ્રહો વગેરે એક બીજા સાથે

જે હરપળે જુદી જુદી દૃષ્ટિમાં પંચાંગ પ્રમાણે આવે છે, તેઓ પોતે પણ જુદી જુદી અસરો તે દિવસો પર અને પોતાના અમુક વખત પર (કે જે વખતની ઘડી પળ પણ રાફાએલની એફીમરીમાં આપેલી છે) જુદી જુદી અસર કરે છે, જેમકે:—શુક્ર જો શનિ, મંગળ, કે હરશચલ ગ્રહની સાથે ૯૦ અંશ કે એપોઝીશનની પાપદૃષ્ટિમાં આવે તો જાણવું કે, તે સમયે પ્યાર મહોબત, ઘરસંસારી, અને બીજી સાધારણ બાબતોને માટે ઘણો જ ખરાબ જાણવો. જ્યારે હરશચલ ગ્રહ ઘણો જ નિર્બળ અથવા સખત પાપદૃષ્ટિમાં પડેલો હોય, ત્યારે જાણવું કે પાર્લામેન્ટમાં, રાજસભામાં, સરકારી સભાઓમાં ઝગડો, વાદવિવાદ, તકરાર અને મતફેર જરૂર થશે, અને સમાધાનીથી કામ આગળ ચાલશે નહી. ખાસ કરીને ચંદ્રની દરરોજની એસપેક્ટ શુભ અશુભ મહુરતો દેખાડે છે.

## અમુક ગ્રહ મુંદનમાં કઈ બાબતનો માલેક છે?

રવિ, ચંદ્ર અને ગ્રહો મુંદન કુંડળીમાં અમુક ચીજના સીગ્નીફીકેટર કહેવાય છે, યાને ચોક્કસ ગ્રહ, ચોક્કસ પ્રજા, ચોક્કસ મંડળ, ચોક્કસ રાજ્ય વગેરે હરેક જુદી જુદી ચીજો પર મવકલ છે, જે ખૂબ ધ્યાનમાં ગોખી રાખવાની જરૂર છે,

**રવિ**—રાજા, ઉમરાવો, માજીસ્ટ્રેટો, જડજો, પ્રધાનો અને દરેક સીવીલિયન કે મોટી લાયકાતવાળા શખ્સ દર્શાવે છે.

**ચંદ્ર**—સાધારણ પ્રજા, ખાસ કરીને સ્ત્રીઓ પ્રજાનાં ટોળાં, સાધારણ હરેક જાહેર પ્રજાને લગતી બાબતો દર્શાવે છે.

**બુધ**—ન્યુસપેપરવાળા, છાપખાનાવાળા, પરમુલકના એલચીઓ, ધંધાદારીઓ, વેપારીઓ, હુન્નર ઉદ્યોગ અને કેળવણીખાતાં તથા સાહિત્યને લગતી હરેક બાબતો ઉપર મવકલ છે.

**શુક્ર**—સ્ત્રીજાતિ, પેન્ટર, ચિતારો, ગવૈયો, એકટર, લગ્ન, છોકરાં બચ્ચાં, અને જન્મપ્રમાણ વગેરે દેખાડે છે.

**મંગળ**—લશ્કરી સિપાહી, સરજન, દરિયા અથવા ખુશકીના લશ્કરી અમલદાર, લડાઇ કજીયો, ખટપટ, આગ, ધરતીકંપ વગેરે બાબતપર મવકલ છે.

**ગુરૂ**—ધર્મ, ધર્મગુરુઓ, અને ધર્મને લગતી બાબતો, જડજો, વકીલો બેન્કરો, વેપારીઓ તથા હરેક કોર્ટ દરબારને લગતી બાબતો પર મવકલ છે.

**શનિ**—આ ગ્રહની ખાસ અસર ભુઝર્ગ માણસો પર, માનગુજાર યાને જમીનના માનેકોપર, ખેડુતો પર, કોલસાની તથા બીજી ખાણો પર, તથા જમીનમાથી મળેના ધન ધાન્ય પર છે

**હરશચલ**—રેલ્વે ઉપર, સોસાયટીઓ પર, એસોસીએશનો, પાણી અને ગેસખાતાપર, હડતાલ, હુલ્લડ, અને એવી ખટપટો કોરપોરેશન મ્યુનીસીપાલીટી, બ્રુન અને હવાને લગતા સાચાકામો, સાયન્સને લગતી શોધખોળ, એનારકી, રાજદ્રોહ, વગેરે ઉપરાત હાર્ટિનાસના એરીસ્ટોક્રેટીક મડળો વગેરે પર મવકલ છે

**નેપચ્યુન**—સોસીયેલીઝમ, સફરેજેટ્સ, રાજદ્રોહ, છુપી મસનત, દગો ચોરી લુચ્ચાઈ, દિવાળા, વિશ્વાસઘાત હરેક નિર્જીવ અને કાયદાની વિરૂદ્ધ તથા રીતિનીતિની ઉનટી બાબતો અને કામો, બોગસ જાકી કપનીઓ અને હરેક હલકી અને સર્વેથી નીચમા નીચ કરતૂકો અને હવસો છે

**નોધ**—હવે દરેક બાબતમા ગ્રહનું ભુવન રાશિ વગેરે જરૂર તપાસવા, જેમકે જો નેપચ્યુન ગ્રહ દશમા ભુવને ઇન્ગ્રેસની કુડળીમા કે બીજી મુદન કુડળીમા આવે તો જાણવુ કે **સોશીયાલીસ્ટો,** રાજા તથા સરકારની સામે ચળવળ ચનાવશે નેપચ્યુન જો બારમા સ્થાને આવે તો ઈન્સ્ટીટયુશનોને લગતી નાલેશી બાહેર આવે, નિંદા થાય અને એવા ખાનાઓને લગતા માઠા સમાચાર મળે એ પ્રમાણે ગ્રહ તથા તે જે ભુવનમા હોય તેને લગતી સર્વે હકીકત જોઈ તપાસીને વિચારવી

## જુદા જુદા દેશ પ્રદેશની હકીકત માટે મુંદન કુડળી કાઢવાની રૂઢી ને કાયદા

મુદન કુડળી તદન સ્પષ્ટ કાઢવાની જરૂર રહેતી નથી, ગ્રહ અને રાશિના અશ જ ફક્ત હોય તોપણ ચાને તમ છે એફીમરીમા સાઈડ્રીયન ટાઇમ ગ્રીનીચ મીન ટાઇમનો આપેનો હોય છે તે સાઇડ્રીયન ટાઇમ પ્રમાણે વિનાયતની કુડળી મા વી રવિનો ઈન્ગ્રેટ યાને સક્રાતિ અથવા અમાસ કે પૂનમની કુડળી કા વી હોય અને તે વિનાયતને બદલે કોઇ બીજા મુલકની કા વી હોય તો નીચે પ્રમાણેના નિયમ પ્રમાણે કુડળી કા વી

૧ પહેના વિનાયતના-લડનના લગ્નપત્ર તથા એફીમરીના સાઇડ્રીયન ટાઇમ પ્રમાણેની કુડળી જેમ સાધારણ જન્મ વખતે કાઢીયે છીએ, તેમ કાઢવી

૨. બીજું જે મુલકની કુંડળી કાઢવી હોય તે મુલકની લેટીટયુડ તથા લોંજીટયુડ લેવી અને તેને (આગલા ભાગમાં આપેલા કોષ્ટક પ્રમાણે) અંશમાંથી કલાકમાં ફેરવવી, જો કોષ્ટક પ્રમાણે નહીં ફેરવી શકાય તો દરએક ડીગ્રીની ચાર મિનીટ, અને દરએક મિનીટની ચાર સેકન્ડને હિસાબે, લોંજીટયુડ તથા લેટીટયુડના અંશને ફેરવી નાંખવા.

૩. ત્રીજું જે પરદેશની કુંડળી કાઢવી. હોય તેની લોંજીટયુડ જો ગ્રીનીચની **પૂર્વે** (east) હોય તો, વિલાયતના સાઈડ્રીયલ ટાઇમમાં, લોંજીટયુડ મેળવેલા કલાક તેમાં **ઉમેરવા.** જો **પશ્ચિમ** તરફની લોંજીટયુડ હોય તો, (જરૂર પડયે ૪૪ કલાક ઉમેરી) પછી લોંજીટયુડના મેળવેલા કલાક **બાદ** કરવા. જે આવે તે, તે મુલકનો સાઇડ્રીયેલ ટાઇમ જાણવો પછી તે મુલકને લગતા લગનપત્રમાંથી જોઇને કુંડળી હંમેશ પ્રમાણે કાઢવી.

૪. ચોથું ફક્ત કુંડળી જ દેશપરદેશના ઉપર દર્શાવેલા **લોકલ ટાઇમ પ્રમાણે કાઢવી,** પણ ગ્રહ તો જેટલી અંશકળાએ લંડનની કુંડળીમાં આવે તેટલીજ અંશકળાએ એમનાં એમ, જે લોંજીટયુડની કુંડળી કાઢી હોય તેમાં મૂકવા. ફક્ત ભુવનોના કશપરની રાશિનાંજ અંશકળામાં વિલાયત કરતાં સહેજ વધતો ઓછો ફરક પડશે, બાકી તો ગ્રહ તો એકજ અંશ કળાના સર્વમાં ચાલશે, કારણકે ગ્રહનું પ્રમાણ તો આખી દુનિયામાં એકજ સરખું જાણવું.

**ભાગ ત્રીજો સમાપ્ત**

# "મેડીકલ" એસ્ટ્રૉલૉજી

## ભાગ ચોથો

આ ચોથા ભાગમા માનવીની એનાદને ગ્રહો સાથે કેટલો સબધ છે, ગ્રહોની ગતિના વાઇબ્રેશનથી, માનવીના શારીરિક બધારણ ઉપર કેવી કેવી અસર થાય છે, તથા હરેક પ્રકારના વ્યાધિ કેમ ઉત્પન્ન થાય છે, અમુક માનવીનો બાંધો કેવો છે, દુ ખ દરદને લગતી બીજી અનેક બાબતો, દુ ખ દરદથી નીપજતા મરણો, તેના કારણ, એ સર્વે હજારો વર્ષોના જુદા જુદા અભ્યાસીઓ, જ્ઞાનીઓ, અને વિદ્વાનોએ અનુભવેલી, અને ખાત્રી કરેલી બાબતોથી તેનુ વિદ્યા અનુસાર ફળ દર્શાવવામા આવ્યુ છે.

કહે છે કે "પરમાણુઓના કાયદા પ્રમાણે (Atomic Law) વિદ્વાનો ઉત્પત્તિના કારણભૂત લેખે પરમાણુઓની ગતિને લેખે છે, અને કહે છે કે એક મોટો **નેબ્યુલી** (યાને પરમાણુ ઓનો જથ્થો) પોતાની અતિ ઝડપી ગતિને લીધે ફાટયો કે જેમાથી હજારો સૂર્યના જેવા તેજસ્વી જથ્થાઓ બહાર પડયા, અને તેઓ પણ પોતાની ગતિમા એટલા તો ઝડપથી ફરવા લાગ્યા, કે ચોક્કસ કુદરતી દબાણોને લીધે તે ફાટીને તેમાથી એક મોટો સૂર્ય ઉત્પન્ન થયો, તે સૂર્ય પોતાની અતિ ઝડપે ફરતા, તેના ભાગો માહેથી હાનનું આપણુ ગ્રહ મ ડળ છૂટુ પડી, પોતપોતાની ગતિ પ્રમાણે ફરવા લાગ્યુ એ ગ્રહમ ડળમા આપણી **પૃથ્વી** પણ એક ગ્રહ ગણાય છે, અને એ પૃથ્વીના હજારો કાળના ઝડપી ફરવાથી પૃથ્વીના ગોળા માહેના અણુઓ જુદા જુદા પ્રકારના અણુઓ સાથે ભેળાવાથી, જડ પદાર્થની અને હરેક વસ્તુની, પ્રાણી મ ડળ, અને ઝાડપાન વગેરે સર્વ ચીજોની ઉત્પત્તિ થઇ એ પ્રમાણે (Atomic Law) પરમાણુઓના કાયદાના સત્યને આધારે માનવી કે જે પણ એજ પરમાણુઓથી શરીર ધરાવે છે, તો દુનિયાની હરેક પેદાશ જડવાદ અને તેથી પણ અન્તી કળાના અણુઓ અને શક્તિઓ સાથે તે સબધ ધરાવે છે હાલના વખતમા વિદ્યાથી પુરવાર થયુ છે, કે અણદીઠ સૂક્ષ્મ પરમાણુઓને વાઇબ્રેશન મારફતે, હવા માર્ગે એકથી બીજી

જગ્યાએ મોકલી અસર થઇ શકે છે, (દાખલા તરીકે વાયરલેસ, ટેલીગ્રાફી, ટેલેપેથી વગેરે) તો એજ પ્રમાણે ગ્રહોનાં અણુઓ, પોતાની ઝડપી ચાલ અને જુદી જુદી ગતિઓથી, હરેક પ્રકારની ગતિનાં વાઇબ્રેશન કરે છે, જે આકર્ષણના કાયદા પ્રમાણે એક બીજા તરફ ખેંચાઇને ભેળાય છે, અને તે ભેળાયલી જુદી જુદી શક્તિઓ, ફરીને પોતાની ગતિ મારફતે બીજી ગતિઓ ઉત્પન્ન કરે છે, જે ગતિઓ પોતાને ખેંચાણ કરતી તેવીજ બીજી ચીજોમાં આમેજ થઇ, ભેળાઇને ચોક્કસ ફેરફારો કરે છે, અને એ ફેરફારોને આધારે આ જગતની ચાલુ ગતિ અને રચનાથી સર્વે લીલા વ્યાપી રહી છે.

હવે દુઃખ દરદ અને વ્યાધિની બાબત ઉપર આવતાં જણાવીશું કે હજારો વર્ષ આગમજ પહેલવહેલી દવાદારૂની શોધ થવા અગાઉ, ફક્ત ગ્રહોની ચાલ અને ભક્તિભાવથીજ દુઃખદરદોનો ઉપચાર કરવામાં આવતો હતો. જેની સાહેદતો, હજારો વર્ષની જૂની વિદ્યાઓ અને રાહરસમો જે અસલના ઇજીપશીયનો તથા બીજી પ્રજાઓએ ગ્રહની ચાલ ઉપરથી અનુભવ, અખતરા, અને અજમાયશથી પુરવાર કરેલા દાખલાઓથી નોંધાયલી છે. આ ચાલુ જમાનામાં "પેરાસેલ્સસે" (Parcelsus) એ વિદ્યાના અખતરા અને અજમાયશ કરીને શરીરનાં બંધારણ અને દુઃખ દરદોને તથા ગ્રહોની ગતિને કેટલો સંબંધ છે, તથા ગ્રહોનાં વાઇબ્રેશનની અસરથી શું શું પરિણામો નીપજે છે, તે સર્વે બાબતને લગતી વિદ્યા રચી છે, જેને "Medicina adepta" કહે છે. આ કાંઈ હસવા જેવી બાબત નથી, પુરવાર થયેલી, વિદ્વાનોએ તે પ્રમાણે અમલમાં મૂકેલી, ખાત્રી કરેલી હજારો વર્ષની વિદ્યા છે, પણ માનવીની ઓલાદના કમનસીબે તેનાં મહાભારત સાચાં પુસ્તકો જમાનાના વહેવા સાથે નાશ પામેલાં હોવાથી હાલની ઓલાદને હાથ કાંઇ રહ્યું નથી. જે હાલમાં રહ્યું છે, તે ફક્ત તેનો નજીવામાં નજીવો અને છુટો છવાયો ભાગ છે, તે છતાં ખંતીલા અભ્યાસીઓએ તે ફરી પ્રમાણે ખંતથી ફરીને શોધખોળ ચલાવવા માંડી છે, જેને પરિણામે ઘણી ભરોસેદાર બાબતોની ખાત્રી થઇ છે, અને એસ્ટ્રૉલૉજી ઉપર દિન પ્રતિદિન અજવાળું પડતું જાય છે.

આ મેડીકલ એસ્ટ્રૉલૉજીમાં આપણને કોઇપણ ચીજ ધારી લેવાની નથી, પણ ચોક્કસ ગણત્રીને આધારે આ વિદ્યાનું સત્ય બંધારણ કરવામાં આવ્યું છે, અને જમાનાઓ સુધી તેને લગતી તપાસ કરીને અમુક ગ્રહની અમુક અસર ચોક્કસ કરી છે, જે કોઇપણ માનવીના જન્મ વખતે થતા ગ્રહના વાઇબ્રેશનો પ્રમાણે અમુક અસર કરનારી નીવડી છે. આગલા ત્રણ

ભાગો કરતા આ ભાગ વધુ સગીન પાયાપર રચાયલો છે, અને ગ્રહોની અસર કરતા ગ્રહોના તત્વની બાબત આવેલી છે, જેથી તે ઉપર ઘણો ભરોસો મૂકી શકાય તેમ છે. જો કોઈ શખ્સને હવે પછીના આવતા વર્ષોમા તેના શરીરની હાનતમા વ્યાધિઓ કેવુ રૂપ પકડશે તે જાણવાની ઈચ્છા હોય, તેનો ખરો ખુલાસો મેળવવો હોય, તથા તેનું પ્રમાણ અને ગંભીરતા જાણવી હોય તો, આ દરદોને લગતા જ્યોતિષની વિદ્યા મારફતે જાણવાનું ઘણુ અગત્યનું થઈ પડશે. આ બાબતમા વહેમ જેવી કોઈ ચીજ જ નથી જન્મ વખતે થયેલી ગ્રહોની અસર, માનવીની ઉમરના વહેવા સાથે તેમજ ગ્રહોની ગતિના ચાલવા સાથે અનુક્રમે ફેરફાર પકડતી જાય છે, અને સોએ નવાણુ ટકા, પાકટ ગણત્રીથી ગણેલા વ્યાધિ તેના ખરા સ્વરૂપમાંજ જણાય છે. ચાલુ જમાનામા વિદ્યા પરમાણુઓના તગડા સુધી આવીને અટકી હતી, પણ હાલની સદીએ તો તેથી પણ આગળ વધી બીજા સૂક્ષ્મ અણુઓ જેવા કે "ion, corpuscle electron" ઇલેકટ્રોન વગેરે શોધી કહાડયા છે. આગળ દર્શાવ્યા પ્રમાણે જેમ અણુઓ અને પરમાણુઓને જગતની હરેક ચીજો સાથે સબધ છે કે જે સબધ ગ્રહો સુધીનુ જોડાણ પુરવાર કરે છે, તે જ પ્રમાણે પરમાણુ (Atom) પણ ખુદ પોતાની અદર યાને પોતાના બંધારણના જગત (Body of Atom) મા ગ્રહોના મડળ માફક ઉપર દર્શાવેલા સૂક્ષ્મ પરમાણુઓનું ગ્રહમંડળ ધરાવે છે, જેમ જગતના બધારણમા ગ્રહમંડળ પોતાની ગતિથી ફેરફાર મચાવે છે, તેમ પરમાણુના બદનમા, તેવાજ બીજા સૂક્ષ્મમા સૂક્ષ્મ પરમાણુઓની ગતિ ચાલુ જ છે, બનકે તે સૂક્ષ્મોમા પણ અણદીઠ ગતિ ચાલુ હશે જ, કારણકે ચૈતન્ય વગરની કોઇપણ ચીજ છેજ નહીં એ પ્રમાણે હરેક ચીજમા ગતિ અને ફોર્સ (Force) છે, કે જેનો સબધ જગતની એકેએક બાબત સાથે વળગેલો છે. એ **ફોર્સને** લગતી અતિ ઉપયોગી બાબતો અને બધારણ તથા સાઇકોલોજી અને તેની સૂક્ષ્મ બાબતોની પુરી માહીતી માટે, હમોએ પ્રગટ કરેલુ **"ધી પ્રેકટીકલ સાઇકોલોજી"** નામનું પુસ્તક જરૂર વાચવાની ભલામણ કરીશુ

હવે **મેડીકલ એસ્ટ્રૉલૉજી**મા બે શબ્દ સમાયલા છે, એક તો **મેડીકલ** અને બીજો **એસ્ટ્રૉલૉજી** તેનો ખુલાસો નીચે પ્રમાણે છે

૧. મેડીકલ —યાને દવાદારૂ, વૈદાને લગતી હવે દવાદારૂ ઉપરાત એમા બે હાલત સમાયલી છે, એક તો **તંદુરસ્તી** અને બીજી **માંદગી.**

**તંદુરસ્તી** યાને શરીરના એકેએક અવયવોની નીરોગી હાલત, ને કહે છે તેમજ તે હાલતો પોતપોતાની નિયમિત ગતિમાં કામ કરી શરીરના ચોક્કસ ભાગોને નિયમિત કાર્યો કરતાં પોતપોતાની ગતિમાં ચાલુ રાખે છે.

**માંદગી** યાને દુઃખ દરદથી શરીરનું ચૈતન્ય ઓછું થાય છે, અને એક અથવા વધુ શરીરના અવયવો પોતાના કાર્યોમાં અનિયમિત થવાથી વ્યાધિ ઉત્પન્ન થાય છે. તેનાં **મુખ્ય કારણ બે** છે.

(ક) શરીરનો બાંધો જન્મથી જ નબળો હોવાથી, અથવા તો વંશપરંપરા ઊતરી આવેલા કુટુંબી દરદથી, અનિયમિત ખાવાપીવાથી અથવા સંસાર સ્થિતિમાં જોગવાઈ નહીં હોવાથી દુઃખ દરદો થવા પામે છે.

(ખ) બીજું કારણ હવા અને ઋતુના ફેરફાર, ગરમી શરદી, ઝેર, અકસ્માત, અને ચેપી ઉડતા રોગો મારફતે ઉત્પન્ન થયેલા વ્યાધિઓ છે. એટલા માટે તંદુરસ્તી માટે માણસનું શરીર મજબુત બાંધો, તથા સારી મગજશાકતની જરૂર છે. એ પ્રમાણે **મેડીકલ** શબ્દનો આ ભાવાર્થ થાય છે.

૨. **એસ્ટ્રૉલૉજીને** માટે જાણવાની જરૂર છે, કે માનવીને ગ્રહો જન્મના વખતે જે અસર કરે છે, તેથી અસરને કારણભૂત રૂપ મળી વ્યાધિ થાય છે. અને તેઓની સ્પષ્ટ જુદી જુદી અસરો છે. એ અસરોનું પ્રમાણ કંઈ ખાલી નથી, પણ સત્ય છે, કે જે હજારો દાખલાઓથી મહાન વિદ્વાનોએ સાબિત કર્યું છે. એ કાંઈ હંબગ અને વહેમ જેવું નથી, પણ સાયન્સ યાને વિદ્યાએ પુરવાર કર્યું છે, કે આખા ગ્રહમંડળનો સઉથી નાનામાં નાનો ચંદ્ર મહાસાગરના હજારો ટન વજન અને ફેધમ ઉંચાઈ તથા હજારો માઈલના વિસ્તારપર પોતાની ગતિની અસર કરી ભરતી ઓટ કરે છે. ગ્રહોના ફેરફારથી પૃથ્વી ઉપર ઋતુના ફેરફારો થાય છે, અને આગળ જણાવ્યા પ્રમાણે પરમાણુઓના કાયદા (Atomic Law) પ્રમાણે જ્યારે અનેક તત્વોને એક બીજા સાથે સંબંધ છે, તો દુનિયાની ભારીમાં ભારી વસ્તુઓને અસર કરનારા ગ્રહો, દુનિયાની બીજી અબજો ટનની ભારી વસ્તુઓને અસર કરે છે, તો તે સરખામણીમાં તણખલાભાર માનવીનું પંચભૂત શરીર શું વિસાતમાં છે. અને એ સત્યથી પુરવાર થાય છે કે માનવીને પોતાના પેદા થવાની ઘડીપળથી તે મરણ અને નાશની ઘડી સુધી, એ ગ્રહો અને સેતારાઓ સાથે ચાલુ સંબંધ છે. જેમ માનવીના શરીરના અવયવો છે, કે જેના ચાલવાની ગતિથી માનવીની જીંદગી છે, તો તે પ્રમાણે ગ્રહમંડળ પણ આખા જગતના બંધારણ માંહેલા અવયવોમાંનું એક છે, અને જેમ શરીરના

અવયવો પોતાની ગતિથી ચોક્કસ કાર્યો કરી શરીરનું પોષણ કરે છે, તેમ ગ્રહમંડળ પોતાની ગતિથી જગતના ચોક્કસ ભાગ યાને પૃથ્વીને મોટે ભાગે અસર કરે છે એ પ્રમાણે આપણે જેથી ચીજમાં જ્યાંથી જોઈશું તે આપણે વિચાર ચલાવશું તો અંતમાં પરમાણુઓના કાયદા ( Atomic Law ) સિવાય બીજું કંઇ પણ દેખવામાં આવશે નહીં સૂક્ષ્મમાં સૂક્ષ્મ આગળ વધતાં અણુની ગતિ ( Force ) આગળ માનવીની સમજનો છેડો આવે છે

અગ્રે બે શબ્દ આપણે દાક્તરી વિદ્યા માટે લખીશું અસલના જમાનામાં હરેક વૈદો દરદના બીજા કારણો ઉપરાંત ગ્રહની ચાલ અને માનવીના જન્મ વખતના સંજોગોની પણ તપાસ કરતા હતા કે જેથી દરદીના દુઃખનો ખરો ઉપચાર થઇ શકતો હતો જમાનાના વહેવા સાથે દાક્તરી વિદ્યા આજે બીજી વિદ્યાઓની સરખામાં સર્વેથી આગળ વધેલી વિદ્યા છે, તોપણ તેમાં કેટલીક વખતે જાહેર સંજોગો કરતાં ગ્રહ સંજોગથી જે દુઃખ થાય છે, અને કેટલીક વખતે તે દુઃખો પરખાતાં નથી, તેમજ તેની ઉપર કંઇપણ ઉપચાર લાગુ પડતો નથી કેટલાક ભયંકર ઓપરેશનોમાં માગનું કટેસર થઇ જાય છે દવા કોઇને ગરમ પડી જાય છે, તો કોઇને શરદ માલમ પડે છે વળી દવાની અવળી અસર થવાનો સંભવ રહે છે, અને એ પ્રમાણે આ શ્રેષ્ઠ વિદ્યા ગ્રહોના શરીર સાથના બંધનની અસરના જ્ઞાનની ગેરહાજરીમાં ચોક્કસ ઇચ્છા પ્રમાણેના ઉપચાર થઈ શકતા નથી અને આ બાબતની તકરારમાં ઊતરવાનું શુભ થઈ પડશે નહી, માટે એટલુંજ કહીશું કે, આપણે અસલની રૂઢીઓને માગી માગી તેને સુધારાની ટોચે પહોંચાડી અને હવે ટોકરાઇને અનુભવ મેળવતા, ધીમે ધીમે આપણા પાછલા જમાનાની જ રાહ રસમો પર આવતા જઇએ છીએ હાલમાં આ વિદ્યા તરફ વિદ્વાનોનું પણ લક્ષ લાગ્યું છે એવે પ્રસંગે દાક્તરો અને વૈદો, પોતાના ધંધાના જ્ઞાન ઉપર એસ્ટ્રોનોમીની આ વૈદક શાખાને સમજું, ગ્રહોની શરીરની બાહેર તથા અંદર અને અવયવોના ભીતર ઉપર અમુક અસર કેમ થાય છે, તેના કારણો વગેરે સર્વે બાબતને સમજું જ્ઞાન મેળવતા જાય, અને પોતાના ધંધામાં તેનો ઉપયોગ કરે તો તેઓને કાંઇપણ નુકસાન જવાને બદલે, તેઓ ઘણી સારી રીતે દુઃખ દરદના મારણો પોતાની વિદ્યાના જ્ઞાનથી પારખવા ઉપરાંત, એસ્ટ્રોલોજીના જ્ઞાન મારફતે તેની ખરી સ્થિતિ જાણી તાળો મેળવી શકશે એ ચોક્કસ છે અને એવી કાંઈ મહામહેનત કરી શકાતી નથી કે, દરેક દાક્તરે જોશી થવું જોઇએ, પણ એટલું તો બાર મહિના કરી શકાય છે, અને બને તો સમાજ તરફથી પુરતાર પણ કરી આપી

શકાશે કે દાકતરોને શરીરના અવયવોપર ગ્રહની થતી અસરો માટેનું ચોક્કસ જ્ઞાન હોવું જ જોઇએ. એક નાનામાં નાનો ગ્રહ ચંદ્ર દુઃખ દરદો ઉપર કેટલીક અસર કરે છે, અને ગ્રહો તથા રાશિઓને દુઃખ દરદો ઉપર કેટલો કાબુ છે, તે સર્વે બનતી જોગવાઇથી દેખાડી આપવાની કોશિષ અહિં કરી છે. "એટલું તો ખરૂંજ છે કે દાકતરોએ, એ બાબતનો દ્રઢ અભ્યાસ કરી, તે અભ્યાસને પોતાના ધંધાની સાથે સાથે ઉપયોગમાં લઇ, તે મારફતે ખરી ખોટી સાબીત કરી એ વિદ્યાને આગળ અને આગળ વધારી અસલ જમાનાની ઊંચ પંક્તિપર પાછી લાવી મેલશે. જમાનો ઢળતો જાય છે, અને હવે પછીની ઓલાદ એવું જોવા પામશે એમાં શક નથી. કારણ કે સ્થૂલ બાબતો પરથી અર્ધનક્કર, અર્ધનક્કર પરથી પ્રવાહીની વિદ્યાઓ પછી તેથી પણ સૂક્ષ્મ ગેસ, હવા અને વીજળી ઉપર આવ્યા છીએ. ચાલુ સદીમાં હવે સૂક્ષ્મ અણુઓને લગતી વિદ્યા અને ઘણીક સૂક્ષ્મ શક્તિઓ અને ચૈતન્યો તરફ શોધખોળની શરૂઆત થઇ ચુકેલી છે, ને જેમ જમાનો આગળ વધતો જશે, તેમ એવી રીતે એક પછી એક અણદીઠ અસરો અને શક્તિઓની વધુ શોધખોળ થતી જશે. હાલમાં એસ્ટ્રોલોજી પશ્ચિમ તરફ ઘણી આગળ વધતી જાય છે, ને આ દેશમાં પણ હવે એકવાર ફરીને તે પોતાની અસલી શ્રેષ્ઠ હાલત પર આવવા પામશે."

(ક) ઉપર દર્શાવ્યા પ્રમાણે હવે જ્યોતિષ વિદ્યાને શરીરના બંધારણ, રોગ, તંદુરસ્તી વગેરે સાથે નિકટ સંબંધ છે. **રવિ** પુરુષની તંદુરસ્તીનો માલેક છે, જ્યારે સ્ત્રીની તંદુરસ્તી ઉપર **ચંદ્રની** અસર છે, પણ જન્મ વખતે જે રાશિ ASC પહેલા ભુવને ઉદય થાય છે, તે રાશિ તો બેઉનો યાને નર તેમજ નારીનો શારીરિક બાંધો, જોર, દેખાવ, વગેરે સર્વ દર્શાવે છે, તેમજ તે ઉપર અસર કરે છે.

(ખ) જન્મ કુંડળીનું **છઠ્ઠું ભુવન,** માનવીનો રોગ તથા દુઃખ દરદ કયા ભાગ ઉપર છે, કેવા પ્રકારનું છે તે છઠ્ઠા ભુવનના કશપર આવેલી રાશિ, તેમજ છઠ્ઠા ભુવનમાં બેઠેલા ગ્રહો વગેરે ઉપરથી માલમ પડે છે.

(ગ) **આઠમું ભુવન** તે માંહેલી રાશિ તથા ગ્રહ મારફતે, માનવીનું કયા રોગથી અને કેવા કારણથી મરણ નીપજશે, તે જણાવે છે.

(ઘ) **ચોથું ભુવન,** કે જે માનવીની છેલ્લી જીંદગી યાને જીવતાં જીંદગીનો છેલ્લો વખત દર્શાવે છે, તે પણ આ બાબતમાં ઘણી અગત્ય ધરાવે છે; કારણ કે તેમાં રહેલા ગ્રહો જ્યારે રવિ કે ચંદ્રને પાપદૃષ્ટિ કરે છે, ત્યારે

ગંભીર અસરો થાય છે અને તેની ઉપર તદુરસ્તી અને માદગીનો મોટે આધાર રહે છે

## રાશિ મંડળ અને શરીરનો સંબંધ ૬

માનવીના શરીરને, રાશિ મડળ માફક બાર ભાગમા વહેચી નાખી તેના દરેક ભાગ ઉપર એક એક રાશિને મનકન કરેલી છે, અને એવી રીતે બાર રાશિ, શરીરના બાર ભાગ અથવા બાર **મુખ્ય અવયવો** ઉપર અસર કરે છે, એટલુ છતા કેટલીક વખતે એ બારે આખા અવયવ કરતા, તે માહેલા કોઇક અમુક ભાગપર અસર થાય છે, ત્યારે ગુચવાડો ઉત્પન્ન થાય છે વળી **એટોમીક** (Atomic) કાયદાઓ પ્રમાણે એક ભાગ ઘણા બીજા ભાગોનો બનેલો છે દાખના તરીકે માથુ, મોઢુ અને ચ્હેરો, એ શરીરનો એક અખડ ભાગ થયો તેની ઉપર મેષ રાશિની હકુમત છે, છતા નાક કે જે પણ એજ હકુમતની અદર સમાયલુ છે, તેની ઉપર વૃશ્ચિક રાશિની અસર છે બીજા દાખના તરીકે સિહ રાશિ હૃદયના આખા ભાગ ઉપર કાબુ રાખે છે, પણ હૃદયને લગતા અનેક જુદી જુદી ગતિ અને ભાગોમા જે દરદ થાય છે, તે સમજવાને માટે ઘણી ગુચવણ ઊભી થાય છે, અને હૃદયનું દરદ થયુ, પણ કયા ભાગમા કેવી જાતની ગતિમા અને કેવા કારણથી થયુ તે સર્વે જાણવાનુ મુશ્કેલ થઇ પડે છે કારણ કે એક અવયવનો ભાગ એક રાશિ, આખા ભાગ તરીકે કાબુમા રાખે છે, પણ તે માહેના જુદા જુદા તત્વોને જુદા જુદા ગ્રહો યાને પચભૂતી તત્વોનું બનેલું હોવાથી જુદી જુદી અસર થાય છે અને તેટલા માટે એક રાશિ ઉપર દર્શાવ્યા પ્રમાણે શરીરના બાર ભાગ માહેના એક ભાગપર અસર કરે છે, જ્યારે તેના તત્વો અને સૂક્ષ્મ ગતિઓ પર ગ્રહોનો અમલ છે માટે બાર રાશિઓની શરીરના ભાગપર કેવી રીતે અસર છે તે તપાસવાની જરૂર છે શરીરના બાર ભાગ છે, તેમજ રાશિ મડળમા પણ બાર રાશિ છે, તે રાશિઓ પોતાના મવકવ કરેલા અમુક ભાગપર ત્રણ જાત**ની** હકુમત કરે છે ૧ **બાહેરની** (External) ૨ **ભીતરની** (Internal) ૩ **હાડકાનાં બંધારણને** લગતી (Structural) એ ત્રણ ઉપરાત, રાશિઓના પચભૂતી તત્વ પ્રમાણે, ૪ **તત્વને** લગતી (Elemental) અને ૫ અવયવોના બાધાને લગતી (Constitutional) છે

૧ **રાશિઓની શરીરના બાહેરના ભાગપર હકુમત** (External Rulership) **મેષની** માથા તથા મોઢા ઉપર, **વરખની** ગરદન

તથા ગળા ઉપર, **મિથુનની** ખભા, બાજુ અને હાથ ઉપર, **કર્કની** છાતી, આંચળ, અને (Epigastric region), **સિંહનું** બરડાનો કાંઠો અને પીઠ, **કન્યાનું** પેટ, આંતરડાં, અને પેટની પાછળનો ભાગ, Umbilical region), **તુલાનું** ચામડી તથા ડુંટીની પાછળનો કમરનો ભાગ (Lumber region) પાંસળાં, **વૃશ્ચિકની** પિસાબનો માર્ગ, પિસાબનો કુક્કો, ખાનગી ઇન્દ્રિય, ઝાડાનો માર્ગ, **ધનનો** જાંગ તથા વંચારા, **મકરનો** જાંગનો નીચલો ભાગ, પાછલો ભાગ અને ઘુંટણ, **કુંભનો** પગનાં ટેટાં તથા નળો, અને **મીનની** હકુમત પગની પાટલી, આંગળાં વગેરે ઉપર છે.

**૨. રાશિઓની ભીતરના ભાગોપર અસર**—(Internal) Rulership), **મેષની** ભેજાપર, **વરખની** (Gullet larynx, cerebellum) ગળાની નળી, ઘાંટો, ગળા અને ગરદનનો આગલો તેમજ પાછલો ભાગ. **મિથુનની** ફેફસાં, દમ, લોહી. **કર્કની** પેટ, હોજરી, પાચનશકિત વગેરે. **સિંહની** હૃદય ઉપર, **કન્યાની** પેટનો માંહેલો ભાગ આંતરડાં વિગેરે, **તુલાનો** ગુરદા ઉપર, **વૃશ્ચિકનો** ઇન્દ્રિય તથા પિસાબના કુક્કાનો માંહેલો ભાગ. **ધનનો** નસો, ધોરી નસો તથા રંગો ઉપર, **મકરનો** હાડકાં તથા સાંધાઓ ઉપર, **કુંભનો** લોહીના ફરવા (Circulation) ઉપર અને મીન રાશિનો માંસના લોચાઓ તથા માંસની ઉપરની છીલી તથા શાખાઓને પોષણ કરનારાં પડોનો (Lymphatic system) જથ્થો વગેરે ઉપર અસર છે.

**૩. રાશિઓની હાડકાંના બંધારણ ઉપર અસર**—(structural rulership). **મેષની** અસર માથાની ખોપરી તથા મોઢા ઉપરનાં સર્વ હાડકાંઓ ઉપર (Carnium and facial bones) **વરખની** ગળાનાં હાડકાંઓ ઉપર, **મિથુન** ખભાનાં હાડકાં, હાંસડી, હાથ અને બાજુનાં હાડકાં, **કર્કનો** છાતીનાં હાડકાં તથા છાતીની પાંસળીઓ, **સિંહની** બરડાની કરોડ ઉપર. કન્યાની બરડાની કરોડના નીચલા ભાગનાં હાડકાં, **તુલાની** કમરની પાછળના ભાગનાં હાડકાં, **વૃશ્ચિકની** ઝાડાના માર્ગ તથા ઇન્દ્રિય વગેરેની આજુબાજુના ભાગનાં હાડકાં ઉપર (Pelvic bones) **ધનની** જાંગ તથા વંચારાનાં હાડકાં, **મકરની** પગના સાંધા અને ઘુંટણની ઢાંકણીનાં હાડકાં. **કુંભની** પગની નીચલી ઘુંટી તથા નળાનાં હાડકાં, અને **મીનની** અસર પગનાં આંગળાં અને પાટલીનાં હાડકાં ઉપર છે.

**૪. રાશિના તત્ત્વની શરીરના ભાગોપર અસર** (Elemental rulership).

**અગ્નિ તત્વને** લગતી રાશિઓ જેવી કે ♈ ♌ ♐ ની અસર માથુ, મોઢુ, હૃદય, પગનો ઉપરનો ભાગ, અને જાગ વગેરે પર છે

**ખાકી તત્વને** લગતી રાશિઓ ♉ ♍ ♑ ની અસર ગળુ, પેટ ઘુટણ અને ચામડી વગેરેને લગતી અસર કરે છે/વાયુ તત્વ ♊ ♎ ♒ ની અસર ફેફસા, દમ, ગુરદા અને લોહી ઉપર છે, અને **પાણી તત્વ** ♋ ♏ ♓ ની અસર હોજરી પાચનશક્તિ, ઝાડો, ઊલટી વગેરે (Excretory system) તથા પગ ઉપર છે

**૫ શરીરના બાધાને લગતી રાશિઓની અસર** (Constitutional rulership)

કારડીનલ (Cardinal) ૧, ૪, ૭, ૧૦ રાશિઓની અસર માથુ હોજરી, ગુરદા, ચામડી

ફીક્સ્ડ (Fixed) ૨, ૫, ૮, ૧૧ રાશિઓની અસર ગળુ, હૃદય ઝાડો, ઊલટી, લોહી, વગેરે ઉપર છે

**કોમન** (Common) ૩, ૬, ૯, ૧૨ રાશિઓની અસર ફેફસા, પેટ, રગો, પાચનશક્તિ વગેરે ઉપર છે એ ઉપરાત **નર** રાશિ અને **નારી** રાશિની અસરો છે તેમજ **પોઝીટીવ** અને **નેગેટીવ** રાશિઓની પણ અસરો છે, જેમકે એકીની રાશિઓ પોઝીટીવ અને બેકીની રાશિઓ નેગેટીવ છે જે પોઝીટીવ રાશિઓ છે તે મજબુત છે અને નેગેટીવ રાશિઓનો બાધો કોમળ હોય છે, જન્મકાળે પહેલા ભુવને જે રાશિ હોય તેનુ બળ ઉપર પ્રમાણે જોવાથી માલમ પડશે

## ગ્રહોની શરીરપર અસર

રાશિઓ જેમ જુદા જુદા શરીરના ચોક્કસ અવયવોપર અસર કરે છે, તેમ ગ્રહો પણ પોતાની માલેકીને લગતી જુદી જુદી અસરો કરે છે

**રવિ**—પુરુષના જીવનનું પોષણ કરનાર રવિ છે એની **અસર** જીવન શક્તિ આપનાર, ગરમ, સુક્કો અને બધારણ કરનારો છે (Constructive) એનો અમલ હૃદય, જીવનશક્તિ, લોહી અને ભેજુ, પુરુષની જમણી આખ અને સ્ત્રીની ડાબી આખ ઉપર છે

**ચંદ્ર**—સ્ત્રીની તદુરસ્તી જીવનશક્તિ અને જીદગીનો માલીક ચદ્ર છે, અને કુદરતની હરેક ચીજને અસર કરનારો છે એની **અસર** ઠંડો, ભીના શવાળો, અને સમેનત (Assimilative) કરનારો છે, અને એનો અમલ છાતી, હોજરી, શરીર માહેલી પ્રવાહી અને જગાઓ, પુરુષની ડાબી આખ અને સ્ત્રીની જમણી આખ ઉપર છે

બુધ—મનશક્તિ, ભેજું વગેરેનો માલેક છે અને ઘણો ચિત્ર વિચિત્ર ખવાસનો છે, એની ખાસીયત એવી છે, કે જેમી કોઈ બીજા ગ્રહના ઘાડા સંબંધમાં એ આવે છે, તો પોતાની અસર તે સંબંધમાં આવેલા ગ્રહના જેવી કરી મૂકે છે. એનો અમલ શરીરની રગો,નર્વસ સીસ્ટમ (Nervous system) ફેફસાં, જીભ, બોલવાનું, હાથો, પહોંચા અને મોઢું તેમજ બાલ પણ એના અમલ હેઠળ છે.

શુક્ર—એ ગ્રહ ગરમ અને ભીનાશવાળો છે અને ગળુ, હડપચી, ચ્હેરો, ગાલ, નસો તથા ઇન્દ્રિની માંહેલા ભાગો અને નસો ઉપર અસર કરે છે.

મંગળ—ગરમ, સુક્કો અને સોજા ઉત્પન્ન કરનારો લોહીયાળ અસરનો છે, અને નાક, કપાળ, પિત્ત, માંસના લોચા, સ્નાયુઓ અને ઇન્દ્રિયના બાહેરના ભાગ ઉપર અમલ કરે છે.

ગુરુ—નરમ, સમધાત, ગરમ અને ભીનો ખવાસ ધરાવે છે. એનો અમલ લોહી, કલેજું, ઘોરી નસ, જમણો કાન, (Pleura) છાતી ઉપરની ચામડી, તેમજ શરીરમાં પ્રવેશ થતી અને હરેક ચીજોને ચુસી લેનારૂં કાર્ય (Absorbative system) કરતી શક્તિ ઉપર છે.

શનિ—ઠંડો, સુક્કો, સંકોચાતો અડચણ કરતો ખવાસ ધરાવે છે, અને એનો અમલ હાડકાં, સાંધાઓ, તલી, દાંત, ઘુંટણ, કફ અને શરીરમાં રહેતા જુદા જુદા પ્રવાહીઓ મારફતે અર્ક અને કુચાને છૂટી પાડનારી ગતિ યાને (Secretive system) ઉપર છે.

યુરેનસ—હરશચલ ગ્રહ ઠંડો, સુક્કો અને લોહચુંબક તથા વીજળીક શક્તિ ધરાવે છે, અને ખાસ કરીને શરીરની રંગો તથા ચૈતન્ય શક્તિ ભેજાની અંદરનો પ્રવાહી તથા અવયવો, બરાડાનો કાંઠો અને શરીરનું તંદુરસ્તીવાળું તેજ યાને ફરવશી અથવા ઑરા (Aura) ઉપર તે હકુમત ધરાવે છે.

નેપચ્યુન—ગરમ, ભીનાશવાલો અને હીપ્નોટીક અસર કરનારો છે, એનો અમલ કેટલેક દરજ્જે આંખ અને ભેજા ઉપર છે, પણ ખાસ કરીને મનશક્તિ તથા વિચારશક્તિ તથા પ્રવાહીશક્તિઓ અને ભેજા ઉપર છે.

અત્રે લખવાની જરૂર છે કે જો કે અમુક ગ્રહ અમુક શરીરના અવયવ કે ભાગ ઉપર અસર કરનારો છે, તેથી કાંઇ એમ નહીં સમજવું કે તે ગ્રહ શરીરના બીજા ભાગો ઉપર અસર નહીં કરશે, પણ ગ્રહો જેવી રીતે એક બીજાના સમાગમમાં આવતા જાય તેવી તેવી રીતે શરીરના જુદા જુદા ભાગોને પોતાનો તે ભાગપર અમલ નહીં હોવા છતાં પણ અસર

કરે છે, માટે હરેક ગ્રહના સમાગમો અને એસપેકટસો પર ખુ૧ ધ્યાન આપવાની જરૂર છે

## તંદુરસ્તી અને શરીરનો બાંધો

એક જન્મ કુંડળીપરથી માનવીની તંદુરસ્તીની પરીક્ષા કરવા માટે તથા તેનો નિર્ણય જાણવા માટે મુખ્ય ત્રણ બાબતો પહેલે જોવાની જરૂર છે

૧ જન્મ લગ્ન યાને પહેલું ભુવન તેની રાશિ વગેરે

૨ ચંદ્ર અને ૩ જુ રવિ

જન્મ લગ્ન શરીરની મજબુતી કે નબળાઈ દેખાડે છે, શરીરનો ઘાટ ઘડતર બતાવે છે, અને શરીરનો કયો ભાગ ઘણુ કરી દરદી અથવા દુખી થશે તે જન્મ કુંડળી માંહેની રાશિ જે ભાગ ઉપર મવકલ હોય તે જણાવે છે ચંદ્ર તો સ્રીને જીવન તત્વ અને ચૈતન્ય આપનારો પ્રાણપ્રદ છે, અને તેના ભુવન, રાશિ, બળ, અને એસપેકટ પ્રમાણે સ્રીની તંદુરસ્તી, માંદગી, અને અંત સમજાવે છે જ્યારે રવિ સર્વ રીતે જીંદગી આપનારો, જીવનુ પોષણુ કરનારો, તંદુરસ્તીનો માલેક, હૃદય તથા જીવનશક્તિનો માલેક તથા તેના ઉદય અને અસ્ત ઉપર પુરુષ તેમજ સ્રીનો, બન્નેના હૃદય તથા જીવન તત્વનુ બળ જણાય છે જો રવિ ઉદયનો હોય પૃથ્વીની ઉપર હોય તો હૃદય તથા બાંધો મજબુત હોય છે, જો રવિ અસ્તનો હોય અથવા પૃથ્વીની તળેટીમા હોય તો બાંધો નબળો હોય છે

રવિ—જો કે સર્વ ચીજનો ચૈતન્ય આપનારો છે, છતા તે પુરુષની કુંડળીમા, પુરુષની તંદુરસ્તીનો ખાસ માલેક છે, અને તેના બળ, ભુવન, રાશિ, ઊચ નીચ વગેરે તથા બીજા ગ્રહોની એસપેકટ પ્રમાણે તે પુરુષની જીંદગી લાંબી કે ટૂંકી દેખાડે છે સ્રી પુરુષ માટે ચંદ્ર અને રવિ તથા લગ્ન જ્યા સુધી ઘણીજ ખરાબ રીતે પાપદૃષ્ટિમા આવે નહીં, તથા પાપગ્રહોનુ તે વખતે બળ વધેલું હોય અથવા કોઈપણ શુભ એસપેકટની મદદ જીવનશક્તિ અને પ્રાણપ્રદને મળતી નહીં હોય તોજ મરણુ નીપજે છે, જે બાબત આગળ સમજાવીશું હવે એ ત્રણે બાબતને જુદી જુદી હાથ લઈ વર્ણવવાની જરૂર છે

### જન્મ લગ્ન (Ascendant)

પોઝીટીવ રાશિ જેવી કે ૧, ૩, ૫, ૭, ૯, ૧૧ જો જન્મ લગ્ને હોય તો શરીર મજબુત હોય અને શરીર બાહેરથી જોખમાવાનો ચાન્સ થોડો હોય. જો નેગેટીવ રાશિ જેવી કે ૨, ૪, ૬, ૮, ૧૦, ૧૨, જો જન્મ

લગ્ને હોય તો શરીરનો બાંધો કમજોર હોય અને બાહેરની બાબતોથી શરીર-પર ઘણી અસર થવાનો સંભવ રહે છે.

અગ્નિ રાશિ ( Fiery signs ) ઘણી મજબુત રહે છે. જ્યારે વાયુ (Airy) રાશિ તેથી ઉતરતી છે, અને એ છ રાશીઓ પોઝીટીવ રાશિ યાને જોરેમંદ બાંધો આપે છે. હવે એજ પ્રમાણે ખાકી (Earthly signs) રાશિ જો કે બંધબેસતો સાધારણ બાંધો આપે છે, પણ તેની મજબુતી કાંઈ ઘણી નથી, અને પાણીની રાશિ (Watery) સૌથી નબળી છે, અને શારીરિક બાંધો ઘણો કાવળો ને નબળો રહે છે. એ પછી જન્મ લગનની બરાબર ડીગ્રી જોવી જોઇએ, અને બીજા ગ્રહો લગ્નના અંશ સાથે પોતાના અંશોથી કેવી એસપેક્ટ કરે છે તે પણ જરૂર તપાસવું જોઇએ. એ પ્રમાણે જો લગ્નનાં રાશિ અંશ સાથે **રવિ** પાપદૃષ્ટિમાં એસપેક્ટ કરતો હોય તો શરીરના બાંધાને લગતાં દરદો થાય અને ખાસ કરીને તેનું કારણ શરદી હોય. જો **ચંદ્ર** પાપદૃષ્ટિ કરતો હોય તો શરીરના અવયવોને લગતું તથા અનિયમીતપણાને લગતું, યાને શરીરમાં કોઈક અનિયમીત ગતિ ઉત્પન્ન થવાથી દરદ થાય છે. જો **બુધ** પાપદૃષ્ટિ કરે તો ભેજાને લગતી બીમારી તથા ચૈતન્ય અને રગોને લગતી બીમારી જાણવી. જો **શુક્ર** પાપદૃષ્ટિ કરે તો મોજશોખનું અનિયમિતપણું અને હદ બાહેર અનિયમિતપણાથી થતાં દુઃખો થાય છે. જો **મંગળ** પાપ-દૃષ્ટિમાં હોય તો વારેઘડી એક્સીડંટો કરાવે, તથા સોજો અને લોહીનો જોસ વગેરેનાં દરદો આપે જો **ગુરુ** પાપદૃષ્ટિ કરતો હોય તો લોહીનો બીગાડો, અને દરેક બાબતમાં હદથી બાહેર જવાથી થતાં દરદો થાય છે. જો **શનિ** પાપદૃષ્ટિ કરતો હોય તો ચાલુ ક્રોનીક દરદો થાય અને તેનું કારણ શરદી અને નબળાઈ જાણવી. જો **હરશચલ** ગ્રહ પાપદૃષ્ટિ કરતો હોય તો ચૈતન્યને લગતાં, રગોને લગતાં, એક્સીડન્ટ, અથવા સાજાં નહીં થાય તેવાં દરદો થાય. જો **નેપચ્યુન** ગ્રહ લગ્નને પાપદૃષ્ટિ કરતો હોય તો, કોઈ દવા પીવાના ઝેરની અસરથી દરદો ઉત્પન્ન થાય. એ પ્રમાણે પહેલું ભુવન જે **તનભુવન** છે, યાને શરીરને લગતું છે, તે જે જે ગ્રહો સાથે પાપદૃષ્ટિ કરે, તે તે ગ્રહોને લગતી બીનાઓ જોવાની જરૂર છે.

## રવિ

રવિ મુખ્ય કરીને પુરૂષની જન્મ કુંડળીમાં તંદુરસ્તી તથા જીંદગી આપનારો ગણાય છે, અને તેનાં ભુવન, જગ્યા અને બીજા ગ્રહો સાથેની દૃષ્ટિ પ્રમાણે તે તંદુરસ્તી કે માંદગી આપે, અને જીંદગી લંબાવે

કે ટૂકી કરે તેમ છે. એની મુખ્ય હકુમત હૃદય ઉપર છે અને હમેશા ખાસ કરીને જાણવુ કે જ્યારે રવિ ઉદયનો હોય, તે વખતના જન્મની કુડળીવાળો માણસ શરીરે મજબુત અને દેહનો તદુરસ્ત હોય છે પણ જેમ જેમ રવિ નીચાણમા જતો જાય છે, તેમ તેમ તે નબળી તદુરસ્તી આપે છે વળી જ્યારે રવિ ઉદયનો હોય ત્યારે પાપ ગ્રહોની દૃષ્ટિનું જોર તેની ઉપર ચાલતુ નથી, પણ જો અસ્તનો હોય તો પાપ ગ્રહની દૃષ્ટિ ઘણી ખરાબ અસર કરે છે. જો રવિ, મેષ, મિથુન, સિહ, તુના, ધન કે કુભમા હોય તો મજબુત બાધો આપે, પણ એમા તુના અને કુભ રાશિ સહેજ નબળી જાણવી હવે જો વરખ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર, કે મીન રાશિમા રવિ હોય તો, તે ઉપલી રાશિઓ કરતા તદુરસ્તી કમતી આપે, અને ખાસ કરીને વરખ અને વૃશ્ચિક એ બે રાશિમા સહેજ વધારે તદુરસ્તી આપે, જે પુરુષો આતશી રાશિમા રવિ હોય તે વખતે જન્મ લે છે, તેઓ ઘણી સારી તદુરસ્તી અને લાબી જીદગી ભોગવે છે, કારણ કે બીજી રાશિઓ કરતા જીવન શક્તિ એ રાશીઓમા વધારે પ્રબળ હોય છે, અને એ રાશિઓમા જો માદગી થાય છે તો ઘણી સખ્ત અને જાલિમ થાય છે, પણ ઘણી જલદી તદુરસ્તી પાછી મળે છે

**આતશી રાશિઓથી** ઊતરતી પક્તિએ **પવનની રાશિઓ** ( Airy signs ) છે, અને જો રવિ જન્મ વખતે પુરૂષને તે રાશિમા હોય તો તેની તબીયત સારી હોય, પણ ફીકર ચિંતા અને મગજની હયુપચુ ખાસીરતથી દુખ દરદ ઘણા ઉત્પન્ન કરે, અને તેવે વખતે જો બહારગામ જાય, હવા ફેરબદલ કરે, અથવા મગજને આરામ આપે તો તબીયત સુધરી જાય **ખાકી રાશિમાં** ( Earthy signs ) ઘણો મજબુત બાધો આપે છે, અને રખડ રવડ કે રગડમા શરીર ઘણો જવાબ આપે છે, અને માદગી ઘણી લાબી અને સખ્ત હોય છે, અને દરદી ઘણો ધીમે ધીમે સાજો થાય છે મકર રાશિ શરૂઆતના જુવાનીના વખતમા કઈ મજબુતી આપતી નથી એ પછી પાણીની રાશિ ( Watery signs ) સર્વેથી નબળો બાધો આપે છે, એમા વૃશ્ચિક રાશિ જરા મજબુત છે પાણીની રાશિમા રવિ હોય તે શખ્સોને બાહેરની બાબતોની અસર ઘણી ઝપાટામા થાય છે, અને વૃશ્ચિક રાશીમા લોહચુબક શક્તિ ( *Magnetic force* ) વધારે રહે છે એ પ્રમાણે પુરુષને રવિ જે રાશિમા હોય તે પ્રમાણેની શારીરિક મજબુતી, બાધો તથા તદુરસ્તી સમજવી

**રવિની બીજા ગ્રહોના સમાગમથી થતી અસરો**—જો રવિ ચંદ્રમાની પાપદૃષ્ટિમાં આવતો હોય તો તંદુરસ્તી નબળી રાખે, અને તેથી ઘણું કરીને અવયવોને લગતાં ( Functional ) અને બંધારણને લગતાં ( Constitutional ) દરદો થવાનો સંભવ છે, તેમજ શરદી તુરત લાગી જઇ તેથી પણ માંદગી થવાનો સંભવ છે, વળી આંખને પણ હેરાનગતી થાય.

શુક્ર જો રવિને પાપદૃષ્ટિ કરતો હોય તો તે ફક્ત ૪૫° અંશની જ એસપેક્ટથી તેમ કરી શકે છે, અને તે કાંઈ ઘણી જરૂરીયાત ધરાવતું નથી, તો પણ ખાસ કરીને મોજશોખ અને ખાવાપીવામાં હદથી બાહેર જવાથી ઘણો ગેરફાયદો થાય છે.

**મંગળ** જો રવિ સાથે પાપદૃષ્ટિ કરે તો શરીરમાં પુષ્કળ ગરમી વ્યાપી રહે, અને બેસુમાર જીવનશક્તિ વધે, પણ તેથી તાવ ઘણો આવે, સોજાનાં અને લોહી વિકારનાં દરદો ઘણાં થાય, જખમ પડે, ઘા વાગે અને અકસ્માતો ઘણા થાય.

**ગુરુ** જો રવિ સાથે પાપદૃષ્ટિ કરે, તો જો કે ગુરુ શુભ ગ્રહ છે છતાં રકત વિકાર કરે, લોહીનો બિગાડો કરે, માથે લોહી ચઢે ( Apoplexy ) તથા બેસુમાર લોહીયાળ આંગ યાને **પ્લીથોરા** ( Plethora ) થાય, અને ખાસ કરીને રાજવંશી ઉંચો ખોરાક અને તેમાં અનિયમિતપણું હોવાથી, અરુચિ ઉત્પન્ન કરનારાં અને રક્તનો બગાડો કરનારાં દરદો થાય.

**શનિ** જો રવિને પાપદૃષ્ટિ કરે તો તંદુરસ્તીને નબળી કરે, અને હઠીલાં, જુનાં, અને ધીમાં, ચાલુ હંમેશનાં દરદો આપે ( Chronic disorders ) અને મુખ્ય કરીને શરદીને લગતાંજ દરદો હોય, બેદરકારી તેમજ નાસીપાસી અને કઢંગી હાલતો, ગરીબાઇ વગેરેથી ઉત્પન્ન થતાં દરદો આપે. એ સર્વેથી ખરાબમાં ખરાબ દૃષ્ટિ કહેવાય છે, કારણ કે ખુદ તંદુરસ્તીનું એનાથી નખ્ખોદ વળે છે.

**હરશચલ** ગ્રહ જો રવિને પાપદૃષ્ટિ કરતો હોય તો સાજાં નહીં થઈ શકે તેવાં દરદો આપે છે, અકસ્માત, તથા સમજ નહીં પડે તેવાં જ્ઞાનતંતુને લગતાં દરદો અને ભેજાંને માઠી અસર કરે છે, વળી કેટલીક વખતે દારૂગોળો ફાટવાથી થતાં એકસીડન્ટ અને જુલમજાસ્તીથી અને સીતમગારથી થતા અકસ્માતો આપે છે.

**નેપચ્યુન** જો રવિને પાપદૃષ્ટિ કરે તો મનશક્તિને લગતાં દરદો આપે તથા શરીર તવાતું જાય, અથવા તો ઝેર પીવાથી કે ઝેર લાગવાથી દુઃખ ઉત્પન્ન થાય છે.

## ચંદ્રને થતી બીજા ગ્રહોની પાપદૃષ્ટિથી ઉપજતાં દરદો

ચંદ્ર સ્ત્રીઓને માટે ખાસ જોવાનો છે, કારણકે સ્ત્રીઓની તદુરસ્તી નો આધાર ચદ્ર ઉપર છે અને ચદ્ર જેવા બળ, કે ઊચ નીચ હોય, તેમજ બીજા ગ્રહોના જેવા જેવા સમાગમમા આવે તેવી રીતે સ્ત્રીની તદુરસ્તી અને લાબી જીદગીનું અનુમાન કરવુ વળી રવિની માફક ધ્યાનમા રાખવુ કે ચદ્ર ઉદય યાને શુદનો કે અસ્ત યાને વદનો છે સુદનો જન્મ હોય તો સારી તદુરસ્તી હોય છે, અને સુદમા જો પાપગ્રહોની પાપદષ્ટિ થાય તો તે કાઇ ઘણી ગભીર અસર કરતી નથી ચદ્ર માટે કર્ક અને મીન રાશિ સર્વથી શ્રેષ્ઠ છે, કારણ કે એ પાણીની રાશિઓ ખુદ ચદ્રના ગુણને મળતી આવે છે પવનની રાશિઓ (Airy signs) પણ ચદ્રને માફક આવતી છે, વળી વરખ ને કન્યા રાશિઓ કે જેઓ ખાકી રાશિ (Earthy signs) છે, જેથી ચદ્ર તેમા હોય છે ત્યારે તમીયત સારી રાખે છે આતશી રાશિ ચદ્રને બીનકુલ માફક આવતી નથી ચદ્રને વૃશ્ચિક અને મકર રાશિ સર્વેથી વધુ ખરાબ છે વૃશ્ચિક રાશિ અસ્વચ્છતા, અનિયમિત પણુ વગેરે સ્ત્રીને ઘણીજ ગેરફાયદો કરનારી અસરો કરે છે, ખાસ કરીને ગર્ભસ્થાન, અને છુપા માર્ગોના ભાગોનો બીગાડો કરે છે, તેમજ બીજી ઘણી ખરાબ કુટેવો ઉત્પન્ન કરે છે, કે જેથી તબીયતનું નખ્ખોદ વળે છે, અનિયમિત જાતની વ્યાધીની વૃદ્ધિ કરે છે, મકર રાશિમાં ચદ્ર બળ હીન થઇ જાય છે, અને જેઓ એ રાશિમા જન્મે છે તેઓ હમેશા નાજુક બાધાના હોય છે ખાસ કરી નાનપણમા અને જુવાન જીદગીમા તબીયતનો બીગાડો રાખે છે

રવિ જો ચદ્રને પાપદૃષ્ટિ કરતો હોય તો તબીયત નરમ રાખે, શરદી અને ટડકથી તબીયત બગડે અને ખાસ કરીને સ્ત્રીઓ માટે એ અસર સર્વેથી ખરાબ સમજવી

બુધ જો ચદ્રને પાપદૃષ્ટિ કરતો હોય તો મનને લગતો વ્યાધિ થાય, જેવુ કે બળાપો, ઝૂરાપો, અદેખાઇ, નાસીપાસી, અને ખોટા વિચારોથી ઉત્પન્ન થતા વ્યાધિઓ થાય છે

શુક્ર જો ચદ્રને પાપદષ્ટિ કરતો હોય તો બેદરકારી અનિયમિત અને વિચાર વગરની ચાલચલણ પડેરવેશ, કે મોજશોખથી થતા દરદો થવાનો સંભવ છે

**મંગળ** જો ચંદ્રને પાપદૃષ્ટિ કરતો હોય તો તાપ, અકસ્માત, સોજાનાં દરદ, પેઢુનો દુઃખાવો, દાસતાનને લગતા મરજો, રક્તપાત, હુજ-તાઈ અને બેવકુફીથી ઉત્પન્ન થતાં દરદો વગેરે થાય છે, અને સ્ત્રીઓના બાબતમાં એ અસર ઘણીજ ખરાબ પ્રકારે દરેક બાબતમાં કરે છે, તથા વ્યભિચારી બનાવે છે.

**ગુરુ** જો ચંદ્રને પાપદૃષ્ટિ કરતો હોય તો, કલેજાનાં દરદો, લીવર કમ્પલેન, તથા ઊંચા ખોરાકો મીઠાઈ મેવા અને રાજવંશી ખોરાકના અનિયમિતપણાને લીધે થતાં દરદો થાય છે.

**શનિ** જો ચંદ્રને પાપદૃષ્ટિ કરતો હોય તો, ઘણા ધીમા અને લાંબા કાળ સુધી ચાલુ રહેતાં દરદો, શરદી અને ઠંડકથી ઉત્પન્ન થતાં દરદો, બેદરકારી અને શરીરનું જતન નહીં રાખવાથી ઉપજતાં દરદો, અને શરીરની ચાલુ માંદગી તથા નબળાઈ વગેરે થાય છે.

**હરશાચલ** ગ્રહ જો ચંદ્ર સાથે પાપદૃષ્ટિ કરતો હોય તો અકસ્માતથી અથવા તો જ્ઞાનતંતુઓના ખેંચાણથી કે કંઇ નહી સમજી શકાય તેવા કારણથી અને નબળાઇથી ઉપજતાં દરદો થાય છે.

**નેપચ્યુન** જો ચંદ્ર સાથે પાપદૃષ્ટિ કરતો હોય તો મન અને વિચારને લગતાં દરદો તથા શરીર માંહેલી ભીતરના પ્રવાહીઓને લગતાં દરદો, કાંઈક માનસિક મનને લગતાં દરદો અથવા તો કંઇ ઝેર ચઢવાને લગતાં દરદો થાય છે.

એ પ્રમાણે **પુરુષને માટે રવિ** અને **સ્ત્રીને માટે ચંદ્ર**, ઉપર લખવા પ્રમાણે હરેક સ્ત્રી પુરુષની જન્મ કુંડળીમાં જોવા, અને તેને ઉપલી બાબતો લાગુ પાડવી, કારણ કે તે ખાસ તેમજ સાધારણ બન્ને રીતે લાગુ પડી શકે છે, પણ એટલું ધ્યાન રાખવું કે હરેક કુંડળીમાંથી કાંઇ છૂટી છૂટી એસપેક્ટો તારવી કાઢી તે ઉપર ઉપલું મત બાંધવું નહીં, પણ કુંડળીની દરેકે દરેક એસપેક્ટ સારી તેમજ માઠી બન્નેનો તોલ કરીને પછી જ અનુમાન બાંધવું એ બાબે આગળ જતાં આપણે વધુ લખીશું.

## શરીરની ચાલુ તંદુરસ્તી

શરીરનો બાંધો, તંદુરસ્તી, જોર અને સાધારણ ટેવ જાણવાને માટે જન્મલગ્ને જે રાશિ હોય તે રાશિના ગુણદોષપર મોટો આધાર રાખે છે. કારણ કે જન્મ થતી વખતે, તે રાશિની સર્વે હકીકતને લગતી અસરો જન્મતાં બાળકને અસર કરે છે. સાધારણ દરેક અસર નીચે લખેલી રાશિઓ

પોત પોતાના ગુણદોષ પ્રમાણે આપે છે, પણ તે તદ્દન સાધારણ જાણવી, અને ખાસ અસર તો દરેક રાશિ જે જન્મ લગ્ને આવી હોય તેના અંશ યાને ડીગ્રી ઉપર મોટો આધાર રાખે છે. હરેક ડીગ્રી યાને અંશની અસર એક બીજાથી તદ્દન ઊલટી રહે છે, જે આગળ જતાં સમજાવીશું. હાલ તુરત તો સાધારણ ચાલુ અસરો રાશિઓ કેવી રીતે કરે છે, તથા શરીરનો બાંધો કેવો હોય છે, કેવી કેવી જાતનાં દરદો થવાનો સંભવ છે, અને તે દરદોની અસર કેવી છે વગેરે સર્વ અત્રે નીચે પ્રમાણે દર્શાવ્યું છેઃ—

**મેષ રાશિ** શરીરનો બાંધો મજબુત બનાવે છે અને પુષ્કળ ગરમી તથા જીવનશકિત (Vitality) આપનારી છે. ખાસ કરીને માથું, મોઢું, પેટ, ગુરદા એવા ભાગોમાં તે દરદ ઉપજાવનારી અસર કરે છે. આંખ અને ભેજું પણ કેટલીક વખતે દરદી થાય છે, લોહીનો જોશ અને સોજો ઉપજાવનારી એની અસર છે, જેથી તાવ, જ્વર વગેરે ઉપજાવે તથા મોઢાપર ગરમીનાં ફોરાં અથવા ખીલ, ખુજલી, ફુટી નીકળે, અકસ્માત કરાવે, અંગારથી દાઝવુ, હથીયારથી કપાવું, ઘા પડવો વગેરે સર્વેપર એ અસર કરનારી છે.

**વરખ રાશિ** ઘણું કરીને મધ્યમ, ઠાવકું અને મજબુત શરીર આપે છે, ગળું અને હૃદયનો ભાગ નબળો હોય છે, જેથી **ડીપથેરીઆ**—ગળાનો સોજો (Diphtheria), તથા (Quinsy) હાંસો તથા ગળાની ગાંઠ, ટોનસીલનો સોજો, (Laryngitis) વગેરે દરદો કરે છે, તેમજ તેની વળતી અસરમાં ઘણું કરીને ઝાડાના માર્ગને નુકશાન પુગાડે છે, **ભગંદર** (Fistulas) **મસા** (Piles) વગેરે થાય છે. અથવા કેટલીક વખતે (Apoplexy) માથે લોહી પણ ચઢે છે.

**મિથુન રાશિ** સાધારણ મજબુત બાંધો આપે છે, શ્વાસોશ્વાસ ઝડપી રાખે છે, અને જ્ઞાનતંતુઓને લગતાં (Nervous disorders) દરદો ઉત્પન્ન કરે છે, અને તેની ઉત્પત્તિનું મુખ્ય કારણ બેચેની અને વહેમ તથા વિચાર અને મગજ ઉપર બોજો હોવાથી થાય છે. ફેફસાં, હાથ અને ખભાને દરદ થાય છે, દમ હાંફણ (Asthma) લોહીનો બગાડો, ફેફસાની નળીને લગતી ખાંસી (Bronchitis) અને કેટલીક વખતે શ્વાસ અને દમ લેવાની નળીને લગતા અથવા તો ક્ષયરોગ (ખઈ) (Consumption) ને લગતી અસરો પણ ઉપજાવે છે.

**કર્ક રાશિ** નાકૌવતી શરીર આપે છે, અને બાહેરની અસરોને તુરત શરીરમાં આમેજ કરી દઈ તેથી દરદ ઉપજાવે છે. છાતી અને હોજરી મુખ્ય કરીને એના નબળા ભાગો છે, અને તેથી ઘણું કરીને વાયુનો પ્રકોપ કરે છે, ઊલટી ઉત્પન્ન કરે છે, અજીર્ણ કરે છે, જલંદર જેવાં દરદો (Dropsical ailments), રૂમેટીઝમ અથવા તો કેનસર (Cancer) કરે છે. કર્ક રાશિવાળાઓની મુખ્ય એબ તો એ છે કે તેઓ ચાલુ સીક રહે છે, અને પોતાના વહેમથી એવું માની લે છે કે ફલાણું ફલાણું દરદ મને થયેલું છે, જો કે તેવું માની લેવાને કશું કારણ હોતું નથી, તોબી વહેમ કરે છે. ઘણી જાતનાં ભેજાને લગતાં દરદો અને ભેજાની નબળાઇઓ થાય છે જેવા કે (Dipsomania) ડીપસોમેનીઆ યાને દારૂના લબથી ઉપજતાં દરદો તથા (Hypochondriasis) ભેજાના ખ્યાલથી ઉત્પન્ન કરેલાં દરદો તથા રગોને પુષ્કળ એકસાઇટ કરવાથી ઉપજતાં ખ્યાલી દરદો વગેરે છે.

**સિંહ રાશિ** સૌથી મજબુત અને કદાવર અંગ તેમજ પુષ્કળ જીવનશક્તિ આપે છે. હૃદયનો ભાગ ઘણો ખરો દરદના કારણ રૂપ છે અને ઘણું કરીને છાતીના પુષ્કળ ધબકારા (Palpitation) તથા (Syncope) બેશુદ્ધિને લગતાં દરદો તથા (Aneurisms) યાને ધોરી નસનાં દરદો વગેરે થાય છે. વળી બરડાના કાંઠામાં અને બરડાના નીચલા ભાગોમાં દરદ થવાનો સંભવ છે. વળી આ રાશિવાળાઓને જ્યારેબી દરદ થાય છે, ત્યારે ઘણુંજ જોરમાં થાય છે. તથા અકળાટ ગભરાટ વધારે કરાવે છે. ઘણું કરીને એ રાશીવાળા સીક પડતા નથી પણ જ્યારે પડે છે ત્યારે મજબુત અને જોરાવર માંદગી થાય છે, પણ તેમ વળી તેઓ ઘણા જલદીથી સાજા પણ થઇ જાય છે.

**કન્યા રાશિ** ઘટમદાર બાંધો આપે છે, તથા શ્વાસ સારો ચાલે છે, ખાસ કરીને પેટ અને જઠરને લગતાં દરદો ઉત્પન્ન કરે છે, ચુંક, અતિસાર મરડો, કબજીઆત, અને અજીર્ણ અને તેથી ઉત્પન્ન થતાં હરેક દરદોનો ઉપદ્રવ કરે છે.

**તુલા રાશિ** સાધારણ મુખ્ય ભાગે મજબુત બાંધો અને ઘટમદાર અવયવો હોય છે. ગુરદા અને બરડાનો કાંઠો બીજા ભાગો કરતાં નબળો હોય છે. જેથી મુખ્ય કરીને ગુરદાને લગતાં દરદો, મીઠી પીસાબ ( Diabetes ), બ્રાઇટસ ડીસીઝ એક જાતનું ગુરદાનું દરદ, પિસાબનો અટકાવ, બરડાના કાંઠાના નીચલા ભાગનો કમરનો દુ:ખાવો, લોહીનો

બીગાડ અને ઊડતા રોગ અથવા ખરપસુ, કીડ વગેરે થાય છે, અને દુ ખોના વગતા જ્વાસમા હોજરી અને માથાને અસર થા છે

**વૃશ્ચિક રાશિ** સારો બાધો આપે છે પણ ઘણીક વખતે ચહેરાનો દેખાવ સારો હોતો નથી ખાસ કરીને ખાનગી ભાગો અને ઇન્દ્રિયને લગતા દુ ખો થાય છે, હરસ, મસા, રેપ્ચર ( Raptures ) આતરડાનું ગોળીમા ઊતરવુ, ભગ દર, ઈન્દ્રિયને લગતા દરદો, તેમજ હૃદય અને ગળાના પણ દરદો થાય છે. આ રાશિ ઘણી લોહચુબક શક્તિની ( Magnetic ) અસર ધરાવે છે, અને ખાસ કરીને ઊ તા રોગોનુ તેથી ખેચાણ વધારે થાય છે, કેટલીક વખતે માનવીને દારૂડી છાકરો બનાવે છે

**ધન રાશિ** ચીવટ અને મજબુત શરીર આપે છ, જાગ અને તેની ઉપરનો ભાગ મુખ્ય કરીને દરદી થાય છે, રૂમેટીઝમ, સાયેટીમ, ગાઉટ, તાપ, આરધગી જખમ, જાગના હાડકાનુ લચકાવુ, વગેરે દરદો થાય છે, વળી ફેફસા તેમજ નરવ યાને રગો પણ વખતે દરદી બને છે, અને લોહીના બીગાડા થાય છે

**મકર રાશિ** ખાસ કરીને જુવાનીમા શરીરનો બાધો ઘણો નબળો રાખે છે, કારણકે તેમા જીવનશક્તિ કમતી છે ખાસ કરીને રૂમેટીઝમને લગતા દરદો, ઘણીક જાતના ચામડીના દરદો, ખરપસુ ખુજલી તથા કોહવાટને લગતા દરદો અને દરેક જાતના શરદીથી ઉત્પન્ન થતા દરદો, તેમજ શરીરને પુરતી ગરમી નહીં મળવાથી થતા દરદો વગેરે થાય છે વળી ખાસ કરીને પગના ઘુટણ કઇ દુ ખ દરદથી અથવા તો એકસી ડન્ટથી દરદ કરે છે

**કુભ રાશિ** ઘણુ મજબુત અને સમધાત જોરાવર શરીર આપે છે, પણ ઘણુ કરીને પગનુ દરદ કરે છે, જાગની હેઠળનો ભાગ, પગનો નળો, ઘુટા, તથા રગો અને જ્ઞાનતતુઓને લગતા દરદો લોહીનો બીગાડો, લોહીનુ સુકાઇ જવુ, ઘુજરી, આકરા વગેરે થાય છે, વખતે જાગ ભાગી જાય છે, અથવા તો આખને પણ હેરાન કરે છે ખાસ કરીને એ રાશિના માણસોને અજબ જાતના અને નહીં સમજ પડે તેવા દરદો થાય છે

**મિન રાશિ** નાતવાનું કમજોર શરીર અને નાજુક બાધો આપે છે મુખ્ય દુ ખ, પેટ અને જાદરને લગતું હોય છે, ગાઉટ અથવા પગના અગુઠા કે પાટલી કે એડીનુ રૂમેટીઝમ થાય છે પગ મારફતે શરદી અગમા પ્રવેશ કરે છે પાણીના અને ગાંઠોના દરદો કરે છે, ઊડતા રોગોનો પણ

ભય રહે છે ખાસ કરીને દારૂના હદબહાર ઉપયોગથી થતાં દરદો પણ ઉપજાવે છે, અને કોઇ કોઇક વખત દવાનું પણ ઝેર ચઢે છે.

એ પ્રમાણે જન્મ વખતે જે રાશિ જન્મલગ્ને હોય, તે રાશિ પોતાના ગુણદોષ પ્રમાણેનો શરીરનો બાંધો આપે, તથા પોતાની ખાસીયત પ્રમાણેનાં દરદો પણ ઉપજાવે છે, પણ તેના પ્રમાણનો અને બળનો આધાર લગનના અંશ ઉપર રહે છે, માટે લગ્નના અંશ જોવાની જરૂર છે. **શુક્ર** તથા **ગુરુ** જો જન્મ લગ્નના અંશ સાથે શુભદષ્ટિમાં હોય તો શરીરની શક્તિ વધારે અને દરદને હાંકી કાઢવાની શક્તિ પ્રબળ રહે. **રવિ ચંદ્ર** (Luminaries) શુભદષ્ટિમાં હોય તો શરીરનું ચૈતન્ય અને તેજ વધારે છે, અને જુદા જુદા અવયવોને નિયમિત રાખે છે. **મંગળ**ની શુભદષ્ટિ શરીરમાં પુષ્કળ ગરમી આપે છે, અને તે ગરમીથી શરીરને ઉશ્કેરાયલું રાખે છે. **શનિ** જો શુભદષ્ટિમાં હોય તો ઘણું કરીને શરીરનાં હાડકાં અને શરીરનો બાંધો પુષ્કળ મજબુત કરે છે. **શુક્ર** તથા **ગુરુ** જો જન્મ લગ્નના અંશ સાથે પાપદષ્ટિમાં આવે તો મુખ્ય કરીને અનિયમિતપણાં તથા અવિચારી રીતે શરીરનું જતન નહીં રાખવાથી થતાં દરદો ઉત્પન્ન કરી શરીરને નુકશાન પહોંચાડે છે. **રવિ ચંદ્ર**ની પાપદષ્ટિ શરીરનું તેજ તથા ચૈતન્ય કમતી કરી નાંખે છે, તથા શરીરના અવયવોને તદન અનિયમિત કરી નાંખે છે, અને જરા જરામાં શરદીની અસર કરે છે. **મંગળ** જો પાપદષ્ટિમાં હોય તો તાવ, અકસ્માત શરીરમાં ગરમી, ઘસારા, કાપ, જખમ વગેરે દરદો ઉત્પન્ન કરે છે. **શનિ**ની પાપદષ્ટિ શરીરને તદન નાકૌવતી આપે છે અને શરદીનાં દરદો ઉત્પન્ન કરે છે, કે જે દરદો ચાલુ અને જીંદગીનો ઘણો લાંબો ભાગ દુઃખ દે છે.

**હરશાચલ** અને **નેપચ્યુન** ગ્રહોની પાપદષ્ટિ રગો અને જ્ઞાનતંતુઓને લગતાં તેમજ માનસિક દરદો (Psychic disorders) કરે છે. હરશાચલ ગ્રહ કેટલીક વખતે વીજળી અથવા દારૂગોળો ફૂટવાથી નુકસાન પહોચાડે છે યા તો મરણ નીપજાવે છે. હવે જન્મલગ્ન જે રાશિનું હોય, તે ગ્રહની ઉપર દર્શાવેલી અસર પ્રમાણે, જન્મલગ્ન જે જાતનું દુઃખ દરદ આપતું હોય, તે દરદની અસર, જોર, કારણ વગેરે હકીકત સમજવી.

" હાઇલેગ " અને **જીવનશક્તિ આપનાર તત્વ** આગળ સમજાવવા પ્રમાણે મરદના જન્મકાળે તંદુરસ્તી અને જીવનશક્તિ આપનારી અસર કરનાર **રવિ** છે, અને તે જ પ્રમાણે સ્ત્રીઓને માટે ચંદ્ર જાણવો, અને એ બેઉ ગ્રહો અનુક્રમે બીજા ગ્રહોના જેવા જેવા સમાગમ કે એસ-

પેકટસમા આવે તે પ્રમાણે તદુરસ્તી, તમીયત અને દેહનું સુખદુ ખ તપાસવુ, એટલા માટે મરદ અને ઓરત એ બેઉની તબીયત અને તદુરસ્તીનો વિચાર જુદો જુદો સમજાવીશુ

## મરદની તંદુરસ્તી

રવિનુ ભુવન તપાસવુ તથા તેની રાશિનું બળ ઊચનીચ વગેરે જોવુ તેની સાથની દૃષ્ટિઓ વગેરે તપાસવુ જો રવિ ઊંચને કે બળવાન હોય અને પાપદૃષ્ટિથી નિરાળો હોય તો તબીયત ઘણી સરસ રહે જો ગુરુ સાથે શુભદૃષ્ટિમા હોય તો જાણવુ કે બાધો મજબુત અને લાબી જીદગી સમજવી જો રવિ બળહીન, પાપદૃષ્ટિથી ઘેરાયનો કે નીચનો હોય તો અથવા ખાસ કરી શનિ કે મગળની પાપદૃષ્ટિમા હોય, તો ખરાબ જાણવો, પણ જો ગુરુ તેવામા શુભ દૃષ્ટિ કરતો હોય તો, તદુરસ્તીનું પ્રમાણ એસપેકટની અસર પ્રમાણે વધતું કે ઓછુ સમજવુ જો પાપગ્રહ અથવા પાપદૃષ્ટિ કરતો ગ્રહ રવિ કરતા બળવાન હોય તો જરૂર તબીયત નાદુરસ્ત કરે મગળને શનિ જો બેઉ રવિને પાપદૃષ્ટિ કરતા હોય તો, કઇ તબીયતને ઘણી ખરાબ બનાવતા નથી, કારણ કે શનિ એકદમ ઠડકની અસર કરે છે જ્યારે મગળ ગરમી વધારી દે છે એ રીતે, એકમેકથી ઊલટી અસર એકી વખતે થતા શરીર ઘણુ કરી સમધાત રહે છે પણ જો મગળ એકલો રવિને પાપદૃષ્ટિ કરતો હોય અને રવિ કરત બળવાન હોય તો પુષ્કળ સખ્ત હુમલા ગરમીને લગતા દરદો તથા સોજા વગેરેના દરદો અને અકસ્માતો અથવા એકાએક મોત નીક કરે છે જો રવિ છઠ્ઠા ભુવનમા જન્મકાળે બેઠો હોય, અને જો શુભ ગ્રહની શુભ દૃષ્ટિમા નહી હોય તો, તબીયત હમેશની સીકલી રાખે અને લાબી અને ચાનુ કટાળા ભરી માદગી ભોગવાવે બ કે આખી જીદગી માદગીમા જ પસાર થાય બારે રાશિમા રવિની અસર તેના બળ અને સારી માઠી એસપેકટ પ્રમાણે મરદની તદુરસ્તીપર ઘણી થાય છે જેમ કે

**મેષમા** મજબુત બાધો, પુષ્કળ જીવનશક્તિ ( Vital force ) ક્વચિતજ માદગી થાય જો એ રાશિમા ઘણા પાપગ્રહોની દૃષ્ટિમા રવિ આવેલો હોય તો, તાપ, માથા તથા આખને લગતા વ્યાધિ ઉપજાવે છે

**વરખમા** મજબુત બાધો હોય પણ તેનુ હૃદય ઘણુ નબળુ રાખે, માથે લોહી ચઢવાનું દરદ ( Apoplexy ) બેશુદ્ધિ અને એકાએક નાકૌવતી

વગેરે થવાનો ઘણો સંભવ રહે છે, અને જો પુષ્કળ પાપદૃષ્ટિમાં હોય તો ઘણી વખત માણસ બચતો નથી, મોત થાય છે.

**મિથુન** રાશિમાં સાધારણ બાંધો આપે છે, પણ ફેફ્સાંનો ભાગ ઘણો નબળો રાખે છે, લોહી ને રગો તથા જ્ઞાનતંતુઓને લગતાં દરદો થાય છે, જો ઘણો પાપદૃષ્ટિમાં રવિ એ રાશિમાં ઘેરાયલો હોય તો ખઈ ( Consumption ) તથા એવાં જ બીજાં ફેફ્સાં ને છાતીનાં દરદો થાય છે, તથા લોહીનો બગાડો થાય છે.

**કર્ક રાશિમાં** બાંધો નબળો હોય છે, પાચનશકિતને નબળી રાખે છે, રૂમેટીઝમ થાય છે, અને જ્યારે શનિ એ રાશિ માંહેલા રવિને પાપદૃષ્ટિ કરે છે ત્યારે જાથુકનું ચાલુ દરદ થાય છે, વળી ગાંઠ અને રસવિકાર તથા ટ્યુમર ( Tumor ) વગેરે થાય છે.

**સિંહ રાશિમાં** ઘણુંજ મજબુત અને જોરાવર તન બદન હોય છે, અને બીજી કોઈપણ રાશી કરતાં મરદને આ રાશિમાં રવિ હોય તો દરદ જવલ્લેજ થાય છે, તથા માંદગી કવચિતજ આવે છે, એટલું છતાં " હાર્ટ ડીસીઝ " ( Heart disease ) થવાનો ઘણો જ સંભવ છે.

**કન્યા રાશિમાં** આંતરડાં, પેટ, જઠર અને પાચનશકિત નબળી રહે છે, કેટલીક વખતે કબજિયાત વધારે કરે છે, તેમજ ફેફ્સાં અને જ્ઞાનતંતુને લગતાં દરદો પણ થાય છે. વળી ચૂંક, પેટનો દુઃખાવો અને આંતરડાંને લગતાં હરેક દરદો વારંવાર થયા કરે છે, અને લંબાણુ ખાટલો ભોગવાવે છે.

**તુલા રાશિમાં** સમધાત અને દરેલ બાંધો હોય છે, અને અવયવોને લગતાં દરેક દરદો સામે થવાની શકિત પ્રબળ હોય છે. ગુરદા, કમરની પાછળનો ભાગ વગેરે નબળો હોય છે, અને ઘણું કરીને મીઠી પિસાબ માથાનો અથવા પેટનો દુખાવો સાધારણ રીતે થયાં કરે છે, મુખ્ય કરીને અંદરના સાંચાકામના ભાગોમાં દરદ થવાનો ઘણો સંભવ રહે છે.

**વૃશ્ચિક રાશિમાં** મજબુત બાંધો હોય છે અને પુષ્કળ જીવનશકિત અને ગરમી રહે છે. મુખ્ય કરીને ગળું, હૃદય, અને પિસાબને લગતાં દરદો થાય છે. ગાઉટ, ઊંડતા રોગો, ભગંદર, મસા અને ઇન્દ્રિયને લગતાં દરદો પુષ્કળ થાય છે, આ રાશિમાં રવિ હોય તો પુષ્કળ માનસિક શકિત અને આકર્ષણ શકિત પ્રબળ થાય છે.

**ધન રાશિમાં** ચીવટ અને મજબુત બાંધો હોય છે અને શારીરિક દરદો કવચિત હોય છે, પણ લોહી અને જ્ઞાનતંતુઓ તથા રગોને લગતા

બ્યાધ થાય છે, અને ઘણી હીલચાલ અથવા તો મહેનતથી ફેફસાંને અસવળ પુગે છે, એ રાશિમાં રવિ જે મરદને હોય છે, તેને રમત ગમતમાં, એકસીડન્ટ, પડી જવાથી તથા વાગવાથી થતા ઘા અને જખમ, જાનવરોને થતા અકસ્માતો વગેરે થવાનો ઘણો જ સંભવ છે.

**મકર રાશિમાં** ઘણો જ નબળો બાંધો તથા જીવનશક્તિનો પ્રવાહ ઘણોજ નબળો હોય છે. પાચનશક્તિ અને પેટ તથા જઠરનો ભાગ ઘણો નબળો હોય છે. મુખ્ય કરીને શરદીથી ટાઢ વાવાથી, સારા ખોરાકની ગેરહાજરીથી થતાં દરદો વગેરે થાય છે. વળી રૂમેટીઝમ, અને ઝાડાની કબજીઆત, તથા ચાલુ લંબાણુ દરદો થાય છે, તેમજ કેટલીક વખતે મેલનકોલીઆ ( Melancholia ) અને ગમગીનીનું પણ દરદ થાય છે.

**કુંભ રાશિમાં** મજબુત બાંધો હોય છે, પણ લોહીનો ફેરાવો શરીરમાં બરાબર રહેતો નથી, **નર્વસ** અને જ્ઞાનજરીને લગતાં દરદો થાય છે, તેમજ હૃદય અને આંખને નુકશાન પહોંચે છે, વળી મગજશક્તિ અને વિચારને લીધે, ઘણીક જાતના મગજને લગતા વ્યાધિ થાય છે.

**મીન રાશિમાં** બાંધો મજબુત હોતો નથી તેમજ જીવનશક્તિ નબળી રહે છે, વળી ઉડતા રોગો તથા દરદોના ચેપ જલદી લાગુ પડે છે, તેમજ કાયિકશક્તિ સ્વચ્છ રહેતી નથી. ખડી, લોહીનો બીગાડો, પાચનશક્તિને લગતાં દરદો, તથા શરીરનો કચરો તથા અસ્વચ્છતાથી ઉત્પન્ન થતાં દરદો સહેજ થાય છે. એ પ્રમાણે રવિ પુરુષ માટે મુખ્ય અસર કરનારો છે, અને જો રવિ પાપગ્રહોની દૃષ્ટિમાં આવ્યો હોય તો, ઉપર દર્શાવેલી રાશિના ગુણદોષ પ્રમાણે દરદનું જોર વધારે રાખે છે. જો શુભ દૃષ્ટિમાં હોય છે તો તે પ્રમાણે દરદનું જોર કમતી કરે છે, એ ઉપરાંત જે ગ્રહો દૃષ્ટિ કરતા હોય તે ગ્રહોની અસરનો પણ વિચાર પહોંચાડવો જરૂરી છે.

## સ્ત્રીની તંદુરસ્તી

સ્ત્રીઓને માટે **ચંદ્રને** તપાસવો. જેમ પુરુષો માટે રવિ છે, તેમ સ્ત્રીઓ માટે **ચંદ્રને** સમજવો. જો ચંદ્ર બળવાન હોય, ઊંચનો હોય ખાસ કરીને ગુરુ કે શુક્રની શુભદૃષ્ટિમાં હોય, ઊંચનો હોય તો તંદુરસ્તી ઘણી સારી રાખે અને લાંબી જીંદગી થાય, પણ જો ચંદ્ર બળહીન હોય, પાપદૃષ્ટિમાં હોય, પાપગ્રહોથી હારેલો હોય, નીચનો હોય, રવિ, શનિ કે મંગળની પાપદૃષ્ટિમાં હોય પણ વળી તેજ વખતે જો શુક્ર ને ગુરુની શુભદૃષ્ટિ હોય તો ઘણી સંભાળ લેવાની જરર છે, અને એસપેક્ટ કરતાં ગ્રહોના બળપર

આધાર રાખવો પડે છે, જે ગ્રહ બળવાન થઇને પાપ કે શુભદૃષ્ટિ કરતો હોય, તે પ્રમાણે દુઃખ દરદ કે મોત થાય.

જે ગ્રહ પાપદૃષ્ટિ કરતો હોય તે ગ્રહ ચંદ્ર કરતાં બળહીન હોય તો દરદનું જોર કમતી રહે, પણ જો ચંદ્ર તે પાપગ્રહ કરતાં નિર્બળ હોય તો દુઃખનું જોર વધારે જાણવું.

જ્યારે મંગળ અને શનિ બેઉ, ચંદ્રને એક્કી વખતે પાપદૃષ્ટિ કરતા હોય, તો મહા બુરૂં પરિણામ જાણવું; કારણ કે એ બન્ને ગ્રહો ચંદ્રના શત્રુ છે, જેથી લાંબી જીંદગી માટે કંઈ ખાતરી આપી શકાય નહીં.

જો મંગળ ચંદ્રને પાપદૃષ્ટિ કરતો હોય અને એ બેમાંથી કોઈપણ કેન્દ્રસ્થાનમાં હોય અથવા મંગળ જો ચંદ્ર કરતાં બળવાન અને મુખ્ય ભુવનમાં હોય તો સખ્ત તાવની બિમારી આપે, અકસ્માત કરે તથા એકાએક મોત થાય.

છઠ્ઠા ભુવને ચંદ્ર સ્ત્રીને હોય તો ચાલુ માંદગી થયા કરે, અને માંદગી લંબાયા કરે, તથા શરીરને નાકૌવત કરી નાંખે, જેટલો વધારે પાપદૃષ્ટિમાં હોય તેટલો વધારે ખરાબ જાણવો.

બારે રાશિમાં ચંદ્રની અસર તેના બળ તથા સારી માઠી એસપેક્ટ તથા દૃષ્ટિ કરતાં ગ્રહોનાં બળ પ્રમાણે સ્ત્રીની જન્મ કુંડળીએ વધુ કે ઓછું દરદનું જોર હોય છે, કેમકે—

**મેષ રાશિમાં** ચંદ્ર કાંઇ ઘણી મજબુત તંદુરસ્તી આપતો નથી, આંખ તથા માથાનાં દરદો કરે છે, ભેજાની અંદરના ભાગમાં દુઃખ ઉપજાવે છે, ઊંઘ કમતી કરે છે ( Insomnia ), ઉપલ્તું, ફેર ચક્કર, કમતાકાતી અને બેચેનીથી ઉપજતાં દરદો ઉત્પન્ન કરે છે.

**વરખમાં** ચંદ્ર સારી જીવનશક્તિ આપે છે, તથા શરીરમાં દુઃખ ખમવાની શક્તિ ઘણી પ્રબળ હોય છે, પણ ગળાનાં દરદો, સાદ અને અવાજ તથા બોલવાની નળીને લગતાં ગળાના ભાગનાં દરદો, ખાંસી, બલ-ગલ અને કફના વ્યાધિ, ટોન્સીલ, ગળાની ગાંઠ, કંઠમાળા વગેરે ગળાના અંદરના ભાગ તથા ગરદનને લગતા સર્વે જાતનાં વ્યાધી ઉત્પન્ન કરે છે.

**મિથુન રાશિમાં** સાધારણ જીવનશક્તિ આપે છે. શરીરનો બાંધો ઘણો મજબુતબી નહી તેમ ઘણો નબળો પણ હોતો નથી. એ રાશિમાં ચંદ્ર લોહીનો બીગાડો કરે છે, જ્ઞાનતંતુને લગતી નબળાઇ આપે છે, ફેફ-સાંના, છાતીના, તથા દમ લેવાની નળીને લગતાં દરદો કરે છે, દમ, હાંફણ, ખહી વગેરે થાય છે.

વ્યાધિ થાય છે, અને ઘણી દોડધામ અથવા તો મહેનતથી ફેફસાંને અસવળ પુગે છે, એ રાશિમાં રવિ જે મરદને હોય છે, તેને રમત ગમતમાં, એકસીડન્ટ, પડી જવાથી તથા વાગવાથી થતા ઘા અને જખમ, જાનવરોને થતા અકસ્માતો વગેરે થવાનો ઘણો જ સંભવ છે.

**મકર રાશિમાં** ઘણો જ નબળો બાંધો તથા જીવનશકિતનો પ્રવાહ ઘણોજ નબળો હોય છે. પાચનશક્તિ અને પેટ તથા જઠરનો ભાગ ઘણો નબળો હોય છે. મુખ્ય કરીને શરદીથી ટાઢ વાવાથી, સારા ખોરાકની ગેરહાજરીથી થતાં દરદો વગેરે થાય છે. વળી રૂમેટીઝમ, અને ઝાડાની કબજીઆત, તથા ચાલુ લંબાણુ દરદો થાય છે, તેમજ કેટલીક વખતે મેલનકોલીઆ ( Melancholia ) અને ગમગીનીનું પણ દરદ થાય છે.

**કુંભ રાશિમાં** મજબુત બાંધો હોય છે, પણ લોહીનો ફેરાવો શરીરમાં બરાબર રહેતો નથી, **નર્વસ** અને જ્ઞાનતંતુને લગતાં દરદો થાય છે, તેમજ હૃદય અને આંખને નુકશાન પહોંચે છે, વળી મગજશકિત અને વિચારને લીધે, ઘણીક જાતના મગજને લગતા વ્યાધિ થાય છે.

**મીન રાશિમાં** બાંધો મજબુત હોતો નથી તેમજ જીવનશક્તિ નબળી રહે છે, વળી ઉડતા રોગો તથા દરદોના ચેપ જલદી લાગુ પડે છે, તેમજ કાયિકશક્તિ સ્વચ્છ રહેતી નથી. ખડી, લોહીનો બીગાડો, પાચનશક્તિને લગતાં દરદો, તથા શરીરનો કચરો તથા અસ્વચ્છતાથી ઉત્પન્ન થતાં દરદો સહેજ થાય છે. એ પ્રમાણે રવિ પુરુષ માટે મુખ્ય અસર કરનારો છે, અને જો રવિ પાપગ્રહોની દૃષ્ટિમાં આવ્યો હોય તો, ઉપર દર્શાવેલી રાશિના ગુણદોષ પ્રમાણે દરદનું જોર વધારે રાખે છે. જો શુભ દૃષ્ટિમાં હોય છે તો તે પ્રમાણે દરદનું જોર કમતી કરે છે, એ ઉપરાંત જે ગ્રહો દૃષ્ટિ કરતા હોય તે ગ્રહોની અસરનો પણ વિચાર પહોંચાડવો જરૂરી છે.

## સ્ત્રીની તંદુરસ્તી

સ્ત્રીઓને માટે **ચંદ્રને** તપાસવો. જેમ પુરુષો માટે રવિ છે, તેમ સ્ત્રીઓ માટે **ચંદ્રને** સમજવો. જો ચંદ્ર બળવાન હોય, ઊંચનો હોય ખાસ કરીને ગુરુ કે શુક્રની શુભદૃષ્ટિમાં હોય, ઊંચનો હોય તો તંદુરસ્તી ઘણી સારી રાખે અને લાંબી જીંદગી થાય, પણ જો ચંદ્ર બળહીન હોય, પાપદૃષ્ટિમાં હોય, પાપગ્રહોથી હારેલો હોય, નીચનો હોય, રવિ, શનિ કે મંગળની પાપદૃષ્ટિમાં હોય પણ વળી તેજ વખતે જો શુક્ર ને ગુરુની શુભદૃષ્ટિ હોય તો ઘણી સંભાળ લેવાની જરૂર છે, અને એસપેક્ટ કરતાં ગ્રહોના બળપર

આધાર રાખવો પડે છે, જે ગ્રહ બળવાન થઇને પાપ કે શુભદૃષ્ટિ હોય, તે પ્રમાણે દુઃખ_દરદ કે મોત થાય.

જે ગ્રહ પાપદૃષ્ટિ કરતો હોય તે ગ્રહ ચંદ્ર કરતાં બળહીન હોય તો દરદનું જોર કમતી રહે, પણ જો ચંદ્ર તે પાપગ્રહ કરતાં નિર્બળ હોય તો દુઃખનું જોર વધારે જાણવું.

જ્યારે મંગળ અને શનિ બેઉ, ચંદ્રને એકી વખતે પાપદૃષ્ટિ હોય, તો મહા બુરૂં પરિણામ જાણવું; કારણ કે એ બન્ને ગ્રહો શત્રુ છે, જેથી લાંબી જીંદગી માટે કંઈ ખાતરી આપી શકાય નહીં.

જો મંગળ ચંદ્રને પાપદૃષ્ટિ કરતો હોય અને એ બેમાંથી કોઇ કેન્દ્રસ્થાનમાં હોય અથવા મંગળ જો ચંદ્ર કરતાં બળવાન અને ભુવનમાં હોય તો સખ્ત તાવની બિમારી આપે, અકસ્માત કરે એકાએક મોત થાય.

છઠ્ઠા ભુવને ચંદ્ર સ્ત્રીને હોય તો ચાલુ માંદગી થયા કરે, અને લંબાયા કરે, તથા શરીરને નાકૌવત કરી નાંખે, જેટલો વધારે પાપ હોય તેટલો વધારે ખરાબ જાણવો.

બારે રાશિમાં ચંદ્રની અસર તેના બળ તથા સારી માઠી તથા દૃષ્ટિ કરતાં ગ્રહોનાં બળ પ્રમાણે સ્ત્રીની જન્મ કુંડળી ઓછું દરદનું જોર હોય છે, કેમકે—

**મેષ રાશિમાં** ચંદ્ર કાંઇ ઘણી મજબુત તંદુરસ્તી આપતો નથી, તથા માથાનાં દરદો કરે છે, ભેજાની અંદરના ભાગમાં દુઃખ ઉપજાવે ઊંઘ કમતી કરે છે ( Insomnia ), ઉપલ્લું, ફેર ચક્કર, દમ અને બેચેનીથી ઉપજતાં દરદો ઉત્પન્ન કરે છે.

**વરખમાં** ચંદ્ર સારી જીવનશક્તિ આપે છે, તથા શરીરમાં ખમવાની શક્તિ ઘણી પ્રબળ હોય છે, પણ ગળાનાં દરદો, સાદ અવાજ તથા બોલવાની નળીને લગતાં ગળાના ભાગનાં દરદો, ગલ અને કફના વ્યાધિ, ટોન્સીલ, ગળાની ગાંઠ, કંઠમાળા વગેરે અંદરના ભાગ તથા ગરદનને લગતા સર્વે જાતનાં વ્યાધી ઉત્પન્ન કરે

**મિથુન રાશિમાં** સાધારણ જીવનશક્તિ આપે છે. ઘણો મજબુતબી નહી તેમ ઘણો નબળો પણ હોતો નથી. ચંદ્ર લોહીનો બીગાડો કરે છે, જ્ઞાનતંતુને લગતી નબળાઇ સાંના, છાતીના, તથા દમ લેવાની નળીને લગતાં દરદો કરે છે, ખાંસી વગેરે થાય છે.

કર્કમાં ચંદ્ર ઊંચનો થાય છે, જેથી ઘણો બળવાન ગણાય છે, પણ જો એ રાશિમાં ઘણી પાપદૃષ્ટિમાં હોય, તો પ્રવાહીને લગતા, તથા હોજરીને લગતા તથા અવયવોને લગતાં અને પાચનશક્તિને લગતા વ્યાધિ અને દરદો થાય છે.

**સિંહ રાશિમાં** જીવનશક્તિ, વધારે હોય છે પણ ધારા પ્રમાણે કાંઇ ચંદ્રને જોર આપનારો નથી, ખાસ કરીને હૃદય અને હાર્ટ ડીસીઝ, એમાની ચામડીનાં દરદો, ખોડો, તથા લોહીના ફરવાના અચોક્કસપણાથી ઉપજતાં દરદો વગેરે થાય છે.

**કન્યા રાશિમાં** દુઃખ ખમવાની સારી શક્તિ હોય છે, તથા તબીયતને સમતોલ રાખે છે, મુખ્ય ભાગે આંતરડાં અને હોજરીનાં દરદો કરે છે, ને મુખ્ય કરીને ઝાડાની કબજીયાત, ચુંકો, મરડો, દસ્તાનનો અટકાવ, ખરપસું, ફીડ, ચામડીનાં દરદો વગેરે કરે છે.

**તુલા રાશિમાં** ચંદ્ર હોય તો ઘણી સારી જીવનશક્તિ તથા જલદી સાજા થવાની શક્તિ હોય છે, પણ ગુરદા તથા લોહીના બીમાડાનાં દરદો થાય છે, પિસાબનાં દરદો થાય છે, કમરના નીચલા ભાગમાં દુઃખાવો થાય છે અને કમરનો ભાગ નબળો હોય છે, તથા માથાનો દુઃખાવો અને હોજરીને લગતાં પણ દરદો થાય છે.

**વૃશ્ચિક રાશિમાં** પુષ્કળ ગરમી ને જીવનશક્તિ હોય છે, તથા દુઃખ ગ્રહણ કરી લેવાની શક્તિ પ્રબળ હોય છે, જેથી તંદુરસ્તી નાજુક અને માંદગી તથા દુઃખ દરદ તુરત થવાનો સંભવ હોય છે, શરીરની નબળાઇ પુષ્કળ હોય છે, હરેક બાબતમાં હદથી બાહેર જવાથી દરદો થાય છે, માંસની ગાંઠોને ( Tumorous diseases ) લગતાં દરદો, પિસાબના ફુક્કાની નબળાઈ, અને ખાનગી ભાગોને લગતા પુષ્કળ વ્યાધિઓ થાય છે, જેમાં પિસાબ અને દસ્તાનના માર્ગોને લગતાં દરદો ઘણાંજ સખ્ત થાય છે.

**ધન રાશિમાં** ચંદ્ર હોય છે, તો સારી તંદુરસ્તી આપે છે, તથા ઘણા વ્યાધિ થતા નથી, ફેફસાં, લોહી અને રગો તથા જ્ઞાનતંતુઓને લગતાં મુખ્ય દરદો થાય છે, ખડી, સાએટીકા ( Sciatica ) તથા જાંગને લગતાં દરદો થાય છે, અને જો ચંદ્ર ઘણી જ પાપદૃષ્ટિમાં હોય તો એકસીડન્ટ કરે છે અથવા હાડકાંને અવવલ પહોંચાડે છે.

**મકર રાશિમાં** ચંદ્ર ઘણી જ નબળી દેહ આપે છે; શરીરમાં ગરમી ઓછી રાખે છે, જીવનશક્તિ નરમ હોય છે, જલદીથી સાજા થઇ

જવાની શક્તિ કમજોર હોય છે, અને જીંદગીમાં માંદગી ચાલુ થયા કરે છે, તંદુરસ્તી બીલકુલ સારી રહેતી નથી, હરપ્રકારે દુઃખ થાય છે ને તેબી લંબાણ અને હાનિકારક દુઃખો થાય છે. ગાઉટ (Gout), રૂમેટીઝમ, કબજીઆત, નજલો, ચામડીનાં દરદો, (Urticaria) અને એવાં બીજાં દરદો થાય છે.

**કુંભ રાશિમાં** સાધારણ તંદુરસ્તી આપે છે પણ શરીરમાં લોહી કમતી હોય છે, જેથી (Anaemia) લોહી સુકાઈ જવાનાં દરદો, હીસ્ટીરીઆ, બેશુદ્ધિ, વગેરે દરદો થાય છે, લોહી, આંખ અને જ્ઞાનતંતુઓ તથા રગો મુખ્ય ભાગે નબળી હાલતમાં હોય છે.

**મીન રાશિમાં** ચંદ્ર સાધારણ જીવનશક્તિ આપે છે, તથા તબીયત સાધારણ રહે છે, પણ એ રાશિમાં ગ્રહણ કરી લેવાની શક્તિ હોવાથી હરેક જાતના ઊડતા રોગો તથા ચેપી રોગો ઘણા જલદીથી અસર કરે છે, તેમજ જલંદર અને લોહીના બગાડાને લગતાં દરદો થાય છે અને લોહીનો બગાડો થાય છે. પગોને આંટણ ઘણાં પડે છે તથા પગ ઘણા ભીનાશવાળા રહે છે.

**નોંધઃ**—આ પ્રમાણે સ્ત્રીઓની તંદુરસ્તી માટે ચંદ્ર જે જે રાશિમાં જન્મકાળે પડેલો હોય તેને લગતી ઉપર દર્શાવેલી સાધારણ ચાલુ અસરો તે માનવીને થાય છે, અને તેનું પ્રમાણ ચંદ્રની બીજા ગ્રહો સાથની શુભ કે પાપદૃષ્ટિ પર આધાર રાખે છે, તથા તંદુરસ્તી કે માંદગી તેના પ્રમાણમાં ઉત્પન્ન થાય છે.

અત્રે બે બોલ વધુ લખવાની મને લાલચ થાય છે, કે જો હાલના તબીબો, અસલના જમાનાના તબીબોની રીત રૂઢી પ્રમાણે, તથા હાલના ચાલુ જમાનામાં રવિ તથા ચંદ્રની અસરને લગતા એસ્ટ્રોનોમીના જ્ઞાન પ્રમાણે, પોતાની વિદ્યાની સાથે સાથે, મરદ તથા ઓરતની દેહને લગતી ઉપલી બાબતનો વિચાર પુગાડી, જો દવાદારૂ આપવામાં સમજ વાપરે, તો કેટલાક કેસોમાં, કોઇ દરદીને ગરમ દવા, અને કોઇને ઠંડી દવાની ખરાબ અસરો જે થાય છે, તેમજ દવાઓ માફક આવતી નથી, તેમ બનવાનો સંભવ કમતી થાય. મારા અભ્યાસ દરમિયાન ઘણાકોનાં ફક્ત નામ પૂછી, તેઓનાં નામની રાશી પ્રમાણે ચંદ્ર ગણી કાઢી, તે ઉપરથી તેઓની તબીયત તથા દુઃખને લગતી હકીકત જણાવતાં, તે લગભગ ૯૫ ટકા જેટલી ખરી પડે છે. એ રીતે તબીબો આ સાધારણ સાદું પણ અર્થસૂચક જ્ઞાન મેળવી, મરદ તેમજ ઓરતના જન્મ બંધારણ તત્વને

લગતો સહેજખી ખ્યાલ પુગાડે, તો તબીબોને કાંઇપણુ ગેરકાયદો થવા કરતાં, સામો દરદીને મોટો ફાયદો થાય. દાખલા તરીકે એક ઓરત દરદી દાકતરની પાસે દવા લેવા જાય, દાકતર તેની નાડી તપાસી તથા બાહેરની હાલત જોઈ, દરદનું કારણુ દૂર કરવા માટે, પોતાની વિદ્યા અનુસાર દવા આપે, કે જે દવા જો કે તે વ્યાધિને માટે ખાસ ગુણકારી હોય, તે છતાં જો તે સ્ત્રીના જન્મ બંધારણુ, કુદરતી તત્ત્વ, તે દવાને અનુગ્રહ નહિ કરતો હોય, અથવા તે દવા અનુસરતી નહીં થતી હોય, અને શરીરના અંદરના ભાગમાં જેમ આતશ અને પાણી એ બેઉનો મેળ થતો નથી, તેવી અસર જો તે કરે, તો પેલી સ્ત્રી દરદીને, તેના દુઃખની ખરી દવા આપવા છતાં કશો ફાયદો થાય નહીં, અને તે દવા વળતી અસર ( Countereffect ) કરીને બીજું દરદ ઊભું કરે, એ સાદી સમજથી બનવા જોગ છે કે નહીં! અસલના વૈદો અને તબીબો નાડી પકડીને શરીરની અંદરની હરેક હકીકત દરદી આગળ બોલી જતા હતા. તેઓ નાડી પરીક્ષાની વિદ્યા ઉપરાંત ખાસ ઉપલી બાબતમાં ઘણી ફત્તેહ મેળવતા હતા. દાખલા તરીકે એક મરદ દરદી જો અસલના જમાનાના વૈદ પાસે જતો, તો તેને બીજા સવાલો સાથે સાથે તેનો **જન્મ** કયા **માસમાં** થયો, તે પુછતા હતા. અને તે ઉપરથી તેની ચાલુ નાડી યાને તુરત વેળાની નાડીની હાલત ઉપરાંત તેના *જન્મ બંધારણુ તત્ત્વને* લગતી બીનાઓ ઝટ ધ્યાનમાં લઇ તે દર્શાવતા, કે જેથી તે દરદી પોતાના શરીરની હરેક બાબતો વૈદને મોઢે સમજી એટલો બધો સંપૂર્ણ વિશ્વાસ તેઓમાં મેલતો, કે જેથી તેનું અર્ધું દુઃખ જતું રહેતું અને આશાનાં કીરણો તેને તંદુરસ્તી તરફ દોરવતાં થવાથી, તે દરદી ઉતાવળે સાજો થતો હતો. હાલમાં પણુ આ અંગ્રેજી રૂઢીના જ્યોતિષનું જ્ઞાન જો વાપરવામાં આવે, અને કોઇપણુ મરદ પોતાના જન્મનો અંગ્રેજી **મહિનો** અને તે માહનાને લગતી જે અંગ્રેજી **રાશિ** હોય તે રાશિનો **રવિ,** *તેને જન્મકાળે હોવાથી તે પ્રમાણે તેના શરીરની અંદરની હાલત* તથા ખાસીયત, અને ગરમી શરદીની દેહ માટે, આગળ લખી જવા પ્રમાણેનું ધ્યાન તે પોતે તપાસી જોશે તો ૯૫ ટકા તેની ખાત્રી થશે, કે અત્રે દર્શાવેલી વિગતો પ્રમાણેની અસરો મોટે ભાગે તેના શરીરમાં થતી હોવી જોઇએ. સ્ત્રીઓ માટે એ બાબતમાં ચંદ્રને તપાસવાનો હોવાથી, તથા મુખ્ય ભાગે હિંદુસ્તાનમાં *જન્મ ચંદ્ર* ઉપરથી જ નામ રાખવામાં આવતાં હોવાથી તે સ્ત્રીનું નામ પૂછી, તે નામને લગતા અક્ષરની રાશિના ચંદ્ર પ્રમાણે કહેવાથી ખરૂં પડે છે, પણ તેમાં એટલું ધ્યાન રાખવાની

જરૂર છે, કે ગુજરાતી ગણિતનો ચંદ્ર, અંગ્રેજી ગણિતના ચંદ્રથી ૨૨°-૩૬' અંશ ઓછો હોય છે, જેથી અંગ્રેજી ચંદ્ર એક રાશિ લગભગ આગળ હોય છે, માટે એ બાબતનું ધ્યાન પુગાડીને રાશિ ફેરબદલ કરી ખુલાસો જણાવવાની જરૂર છે, અથવા જો તે સ્ત્રીનું નામ જન્મ ચંદ્ર પ્રમાણે નહીં રાખતાં મોઢેનું હોય, તો જન્મની તારીખને દિવસે અંગ્રેજી ગણિતનો જે ચંદ્ર હોય તે પ્રમાણેના દેહને લગતો ખુલાસો તે સ્ત્રીને લાગુ પાડવો. એ પ્રમાણે દેહ, તબીયત અને શરીરની અંદરના જન્મ બંધારણ તત્ત્વની હાલત જાણવાથી દુઃખ દરદ વખતે તબીબો ઘણી ફત્તેહમંદીથી તથા દરદીને બીજી કોઇપણ જાતની વળતી અસર થતી અટકાવી, દરદ સાજું કરી શકે એ બનવાજોગ છે.

દરેક વાંચકને અત્રે ભલામણ કરીશ કે એ બાબેની સચ્ચાઇ પોતે પોતાના માટે અજમાવી અને તપાસી જોવી. લેભાગુ જ્યોતિષીઓની કહેવાતી કેટલીક હંબગ બાબતો જેવી આ બાબત નથી, પણ સાયન્ટીફીક અને સચ્ચાઇ ઉપર અને અનુભવથી મોટા વિદ્વાનોએ ગોઠવેલું શાસ્ત્ર છે, જેની સચ્ચાઇ તપાસવાનું વાંચનાર વર્ગનીજ મુનસફી ઉપર છોડવું વાજબી લેખાશે, કારણ કે કેટલીક દેખીતી અસંભવિત બાબતો, અનુભવે તથા તેનો અભ્યાસ કરવે સત્ય નીવડે છે.

## આયુષ્ય

એક બાળકના જન્મ વખતે મુખ્ય જે બાબત જાણવાની છે તે એજ કે, તે બાળકની જીંદગી કેટલી છે, તે બાળક મોટું થશે કે બાલ્યાવસ્થામાં જ તેનું મૃત્યુ થશે, કારણ કે એ બાબત જાણવા આગમચ, તે બાળકને લગતી કોઇ પણ બીજી બાબતનો વિચાર પુગાડવો એ સરિયામ મૂર્ખાઇ છે, માટે એ બાબત મુખ્ય પહેલે તપાસવાની છે, કે આયુષ્ય અને જીંદગી કેટલી લાંબી છે.

હવે એ બાબત ઘણીજ નાજુક છે, તથા એ બાબત તપાસવાને ઘણા જ્ઞાન અને બહોળા અભ્યાસની જરૂર છે. એ બાબતનો નિર્ણય કરવો કઠણ છે, કારણ કે બાળકના જન્મ વખતની હરેક બારીકમાં બારીક બાબતો તપાસવી જોઇએ, તેમજ તે ઉપર લંબાણ વિચાર પુગાડવાની જરૂર છે, કારણ કે બાળકના જન્મ વખતે ઘણા શુભ ગ્રહો અને સારા સંજોગો છતાં, સહેજ અથવા તદ્દન જુજ પાપદષ્ટિથી બાળક મરણ પામેલાના દાખલા નોંધાયેલા છે, અને તેમજ એક બાળકના જન્મકાળે ઘણી પાપ-

દૃષ્ટિઓ, અને મારતા યોગો છતાં, તે બાળક જીવતું રહી મોટું થાય છે, એવા ઘણા દાખલા બનેલા છે ને બને છે, જેથી એવી નાજુક બાબતનો ભેદ જાણવાનું ઘણું જ કઠણ થઈ પડે છે. લાંબો અભ્યાસ અને પુખ્ત વિચાર તથા દરેક મંજોગો તપાસવાની એમાં જરૂર છે, એટલા માટે નીચલી બાબતો ખૂબ ધ્યાનથી તપાસવાથી, કેટલીક વખતે સત્ય દર્શાવી શકાય છે, માટે એ નીચલા યોગો અભ્યાસીએ ખૂબ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

૧. જન્મ લગ્ન, તેનો માલેક, અને આઠમા ભુવનનો માલેક તપાસવો.

૨. તંદુરસ્તી ( Hyleg ) મરદ માટે રવિ અને સ્ત્રી માટે ચંદ્ર તપાસવો. તથા તેઓની જગ્યા, રાશિ, તથા બીજા ગ્રહો સાથેનો સમાગમ વિચારવો.

૩. જો જન્મલગ્ન બળવાન રાશિનું હોય, અને તેનો માલેક પાપ-દૃષ્ટિથી નિરાળો થઇને, કોઇ શુભ ભુવને બેઠો હોય, તો તે દરદનો અટકાવ કરે અને તંદુરસ્તી સારી રાખે, તેમજ તે વખતે જો તંદુરસ્તીનો માલેક પાપ ગ્રહોની દૃષ્ટિથી નિરાળો હોય તો તે બાળક મોટું થાય ને લાંબી જીંદગી ભોગવે.

૪. જો ઉપર પ્રમાણે ન હોય પણ તેથી ઊલટું હોય તો તે બાળક ઘણું દુઃખી થાય, પણ જ્યાં લગી ( Hyleg ) તંદુરસ્તીનો માલેક પાપ ગ્રહોથી પાપદૃષ્ટિથી તદન હારેલો નહી થાય ત્યાં લગી તે મરે નહી. ખાસ તંદુરસ્તીનો માલેક પાપદૃષ્ટિમાં ઘણો દબાય ત્યારેજ મોત થાય.

૫. પહેલા ભુવનમાં પાપગ્રહનો ઉદય થતો હોય, અને આઠમા ભુવનના માલેક સાથે તે ગ્રહ પાપદૃષ્ટિમાં આવતો હોય તો તે બાળક મરે.

૬. જન્મલગ્નનો માલેક છઠ્ઠા ભુવને હોય અને આઠમા ભુવનના માલેક સાથે પાપદૃષ્ટિ કરતો હોય, તથા કોઈપણ શુભ ગ્રહની શુભદૃષ્ટિની તેને મદદ ન હોય તો અલ્પ આયુષ્ય અને ટુંકી જીંદગી સમજવી.

૭. જો ચંદ્ર અથવા રવિ કેન્દ્ર સ્થાને એમાંથી કોઇ પણ હોય અને પાપગ્રહ સાથે જોડાયેલા હોય, અથવા તો, તે જોડાયેલો પાપગ્રહ, રવિ કે ચંદ્રની અંશકળાથી એક સરખા તફાવતે હોય, અને તેવે વખતે શુભગ્રહની શુભદૃષ્ટિ ન હોય, તો તે બાળક બાળપણમાંજ મરણ પામે.

૮. ચંદ્ર કે રવિ પાપગ્રહના કંજંગશનમાં જો કેન્દ્ર સ્થાનમાં પડે અથવા તો પાપગ્રહની દૃષ્ટિમાં આવે, અને બીજા શુભ ગ્રહોની દૃષ્ટિની

મદદ ન હોય તો, જરૂર ટૂંકું આયુષ્ય જાણવું. જો પાપગ્રહ રવિ કે ચંદ્ર બેઉને પાપદૃષ્ટિ કરતો હોય તો અલ્પ આયુષ્ય જાણવું.

૯. જો રવિ ચંદ્ર અને લગ્ન પાપદૃષ્ટિમાં હોય, પાપગ્રહો કેન્દ્ર સ્થાને હોય, તથા તંદુરસ્તીના માલેકને શુક્ર કે ગુરુની શુભદૃષ્ટિ ન હોય, તો જાણવું કે નાનપણમાં મરણ થાય.

૧૦. જો બે પાપગ્રહ એકબીજાના ઓપોઝીશનમાં હોય, અને રવિ ચંદ્રને ૯૦ અંશની પાપદૃષ્ટિ કરતા હોય, અને એક બીજાને પણ પાપદૃષ્ટિ હોય તો જાણવું કે આયુષ્ય ટૂંકું છે.

૧૧. પહેલા ભુવને તંદુરસ્તીનો માલેક પાપગ્રહ સાથે કંજંગશનમાં હોય, અથવા તો એવો જોગ છઠે, આઠમે, કે બારમે ભુવને હોય અને શુભદૃષ્ટિ શુભ ગ્રહોની નહી હોય તો અલ્પ આયુષ્ય જાણવું.

૧૨. કેટલીક વખતે અલ્પ આયુષ્યના ઉપલા જોગોમાં જો શુક્ર કે ગુરુ પહેલા ભુવને હોય, બળવાન હોય, અને પાપદૃષ્ટિથી નિરાળા હોય તો તંદુરસ્તી ( Hyleg ) ના માલેક સાથે શુભદૃષ્ટિ કરતા હોય, અથવા તો લગ્નનો માલેક બળવાન હોય, શુભ ભુવને બેઠો હોય અને પાપ ગ્રહની દૃષ્ટિથી નિરાળો હોય તો, ટૂંકી જીંદગીના જોગને તોડીને લાંબુ આયુષ્ય થાય છે.

૧૨. વળી લગ્નની રાશિપર પણ જીંદગીનો આધાર છે, કારણ કે કર્ક, મકરને મીન રાશિમાં જન્મેલાં બાળકોમાં જીવનશકિત નિર્બળ હોય છે, જેથી એવી રાશિમાં જન્મેલાં માણસોને પાપદૃષ્ટિ અથવા અશુભ ભુવનમાં ગ્રહ પડવે મોત થવાનું ઘણું કારણ રહે છે.

૧૪. વરખ રાશિ જન્મ લગ્ને હોય તો, બચ્ચાંને દાંત આવતી વખતે ઉપલ્યું થયા કરે, અને બીજા ગ્રહો બળવાન નહી હોય તો, તે કારણથી મોત થાય.

૧૫. જો આતશી રાશિ જેવી કે મેષ, સિંહ ને ધન જો લગ્ને પડે તો તે ઘણી જીવનશકિત વધારે, તુલા, મિથુન, કન્યા, વૃશ્ચિક અને કુંભ રાશિ સાધારણ સારી તંદુરસ્તી આપે છે, અને એ રાશિમાંજ જન્મેલાં માણસો, માંદગીમાંથી જલદી સાજા થાય છે, તથા તે લોક લાંબી જીંદગી ભોગવવાનો ચાન્સ ધરાવે છે. અને બીજી નબળી રાશિઓમાં જો માંદગીથી મરણ નીપજતું હોય તો એ રાશિવાળાઓ તેવા મોતમાંથી બચી જાય છે. કેટલીક વખત એ રાશિઓનું બળ એટલું બધું હોય છે કે, આ વિદ્યાને તેઓ પોતાની ગતિ અને બળથી અચોક્કસ બનાવી દે છે. રાશિઓની

ખાસીયતો જુદી જુદી હોય છે, જેથી એક બાળક પાપમા પાપગ્રહોને ખરાબમા ખરાબ દૃષ્ટિ છતા રાશિના બળપર જીવી શકે છે, જ્યારે શુભ ગ્રહ અને શુભ એસપેક્ટમાં જન્મેલુ બાળક રાશિની નિર્બળ અવસ્થામા સહેજ પણ પાપદૃષ્ટિ થતા મરણ પામે છે એવી રીતે રાશિની અસર પ્રબળ હોય છે

૧૬. બચ્ચુ જન્મ પછી ક્યારે ને ક્યા વખતે મરણ પામશે તે કહેવુ કઠણ છે, અને તેને માટે કોઈ ચોક્કસ કાયદો કે રૂઢી બતાવી શકાતી નથી, પણ ચદ્રનું ડાઈરેકશન એ બાબતમા મુખ્ય જોવાની જરૂર છે, તેમજ ત્રાન્ઝીટ કરતા પાપગ્રહો જેવા કે મગળ, શનિ હરશચલ, જો કુડળીના અશુભ ભુવનોપરથી અથવા તો અશુભ ગ્રહોપરથી પસાર થાય તો તે પણ તપાસવાની જરૂર છે, તથા જન્મ પછીની દરેક અમાસ ( New Moon ) ના અશ કળા, જન્મની કુડળીના અશ કળા સાથે શુ એસપેક્ટ કરે છે તે જોવા રહેવુ એ પ્રમાણે બીજા અનેક જોગો છે

બાળકને ખાસ કરીને ભુવનો, ગ્રહોના ડાઇરેક્શન અને ત્રાન્ઝીટની ઘણી અસર થાય છે, કારણ કે બાળપણમા શરીરના ભાગ કુમળા હોવાથી તેઓ પોત પોતામા અસરો ખેચી લેવાની શક્તિ ધરાવે છે, જ્યારે ઘડપણ પણ એક જાતની બાલ્યાવસ્થા છે, કે જેમા હરેક ચીજની અસર ખેચવાને બદલે અસરો સકોચાતી જાય છે, તથા શરીરના અવયવો જડ થઈને નિર્બળ થતા જાય છે

૧૭ જ્યારે રવિ, શનિની પાપદૃષ્ટિમા હોય છે ત્યારે જીવનશક્તિ ઓછી કરે છે, જેથી કાંઈ એમ નથી ઠરતું કે બાળપણમા મોત થાય, પણ જુવાનીમા આમળ જતા સહેજ ભય રહે છે, પણ તેનું પ્રમાણ દૃષ્ટિના બળ ઉપર આધાર રાખે છે, જો દૃષ્ટિ છેક નજદીકની હોય તો, ભય નક્કી જાણવો, અને એવા દાખલાઓમા પ્રોગ્રેસ અને ડાઇરેકશનથી કોઈ ગ્રહ જો પહેલા કે સાતમા ભુવનના કશપર, નાની ઉમ્મરમા આવે, ને તેવે વખતે શરીરની જીવનશકિત અને ગરમી ( Vitality ) કમતી હોય તો અરીષ્ટ યોગ જાણવો

૧૮ કેટલીક વખતે ત્રાન્ઝીટ કરના ગ્રહમા રવિ ચદ્ર કે ગુરુ પણ બચ્ચાની દેહમા એટલો બધો ફેરફાર કરી નાખે છે કે જેથી, શરીર મારેલા અવયવો અને નતિઓને ઘણુ નુકશાન પહોચે છે, અને એવે વખતે જો પાપગ્રહ જેવો કે શનિ જો ઓરીએન્ટલ કે ઓશીડેન્ટલ કશપર અથવા તો ચોથા કે દશમા ભુવને હોય, તો બચ્ચુ જન્મતા જ મરે

૧૯. બચ્ચાંઓનું મરણ પ્રમાણ મુખ્ય ભાગે અમાસના ચંદ્ર અને ન્યુ મુનથી થાય છે, અને ખાસ કરીને ન્યુ મુન થવાની આગમજ જે જન્મ થાય છે, ને તે જન્મ કુંડળીએ જો પાપગ્રહ દેહને તથા તંદુરસ્તીના માલેકને (Hyleg) પાપદૃષ્ટિ કરતો હોય તો, એ ચંદ્રનું ડાયરેકશન જરૂર મોત નીપજાવે.

## બાળ મરણના દાખલાઓ

દાખલો પહેલો:—જન્મ કુંડળી નીચે પ્રમાણે :

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| **ભુવનો** | ૧૦મું, | ૧૧મું, | ૧૨મું, | લગ્ન, | ૨જું, | ૩જું |
| | સિંહ ૨૫°, | કન્યા ૨૮°, | તુલા ૨૧°, | વૃશ્ચિક ૧૦-૧૧, | ધન ૯°, | મકર ૧૬°. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ગ્રહો** | રવિ, | ચંદ્ર, | બુધ, | શુક્ર, | મંગળ. |
| | કન્યા, | મીન, | કન્યા, | કર્ક, | મિથુન. |
| | ૧૦°-૪૭' | ૧૯°-૪૨' | ૨૬°-૮' | ૨૯°-૩૧' | ૧૩°-૫૦', |
| | ગુરુ, | શનિ, | હરશચલ. | | |
| | કન્યા, | મેષ, | મેષ. | | |
| | ૪°-૫૬' | ૬°-૨૧' | ૨૫°-૫૪'. | | |

આ કુંડળીમાં રવિ તંદુરસ્તીનો માલીક દશમા ભુવને છે અને આઠમા ભુવનમાં રહેલા મંગળ સાથે ૯° અંશની પાપદૃષ્ટિ કરે છે. વળી ચંદ્ર રવિ સાથે ઓપોઝીશનમાં છે, અને ચોથે ભુવને બેસી આઠમે મંગળ સાથે ૯૦° અંશની પાપદૃષ્ટિ કરે છે, એ પ્રમાણે **અરીષ્ઠ યોગ** યાને મોતનો જોગ થાય છે. બચાવ કરનારો ગ્રહ ગુરુ જો કે રવિ સાથે કંજંગશનમાં છે, પણ તે કન્યા રાશિનો નીચનો થઇને પડેલો છે, એટલે તેનું જોર પ્રબળ નથી. વળી રવિ બરાબર ૧૩૫° ની પાપદૃષ્ટિ હરશચલ સાથે કરે છે, કે જે છઠ્ઠા ભુવને બેઠેલો છે. જન્મ પછી એક મહિનો ને અગિયાર દિવસે ચંદ્ર તથા શનિ એક બીજાના ઓપોઝીશનમાં આવે છે, તથા રવિ લગભગ હરશચલના ઓપોઝીશન તથા પેરેલલની નજદીક થાય છે, તે વખતે મરણ નીપજે છે. જુઓ એ માટે આગળ લખેલો કાયદો નંબર સાત તથા આઠ.

**દાખલો બીજો:**—આ દાખલામાં શરૂઆતના અંશની સિંહ રાશિ લગ્ને છે, રવિ હાઇલેગ ત્રીજા ભુવને કન્યા રાશિ ૪ અંશનો થઇને, મીન રાશિ ૯° માં રહેલા શનિ સાથે ઓપોઝીશન તથા પેરેલલ થાય છે, વળી શની આઠમાનો માલેક છે. રવિ વળી હરશચલની સાથની ૧૩૫° અંશની પાપદૃષ્ટિથી તુરતનો છૂટો થાય છે, ચંદ્ર હરશચલ સાથે કંજંગશનમાં દશમા

ભુવને છે અને શુક્ર ચોથા ભુવનેથી ચંદ્ર તથા હરશચલને ઓપોઝીશન કરે છે; અને ગુરુ સાથે ૯૦° અંશની પાપદૃષ્ટિ કરે છે. કોઈ પણ શુભ ગ્રહ, રવિને શુભદૃષ્ટિ કરતો નથી, જો કે શુક્ર રવિ સાથે પેરેલલ છે પણ પોતે ઘણી પાપદૃષ્ટિથી દબાયલો હોવાથી કાંઇ કરી શકતો નથી, મરણ લગભગ ચાર મહિનાને વીસ દિવસે આ કેમમાં થાય છે, કે જ્યારે હરશચલ જન્મકાળના ચંદ્રને કંજંગશન કરે છે, અને જન્મકાળના મંગળ સાથે, ચંદ્ર કંજંગશનમાં આવે છે.

દાખલો ત્રીજો :—મકર રાશિ લગ્ને છે, સાતમે ભુવને રવિ તંદુરસ્તીનો માલેક કર્ક રાશિનો ૮°–૨૦' અંશનો છે અને ત્રીજા ભુવને મેષ રાશિમાં મંગળ ૯°–૮' સાથે ૯૦° અંશની પાપદૃષ્ટિ કરે છે. વળી રવિ આઠમા ભુવનના કશપરના શુક્ર સાથે ૪૫° અંશની પાપદૃષ્ટિ કરે છે. મરણ કે જે લગભગ એક મહિને ને તેત્રીસ દિવસે જન્મ પછી થાય છે, તે વખતે મંગળ ચંદ્રની જન્મ વખતની જગ્યા સાથે ૯૦° અંશે પાપદૃષ્ટિમાં થાય છે, અને ચંદ્ર તે વખતે લગ્નની રાશિમાંથી પેંસાર થાય છે.

દાખલો ચોથો:—લગ્ને વરખ રાશિ ૨૫°–૯' માં શુક્ર ૨૯૦–૫૯ અંશનો છે, સ્ત્રીનો જન્મ છે એટલે ચંદ્ર તંદુરસ્તીનો માલેક મંગળ અને નેપચ્યુન સાથે કંજંગશનમાં છે અને અગિયારમા ભુવનમાં છે. વળી ચંદ્ર, હરશચલ સાથે પેરેલલ તથા ૪૫° અંશની પાપદૃષ્ટિ કરે છે, તથા રવિ સાથે ૪૫° અંશ છે, ગુરુ કે શુક્ર તરફથી કોઇ પણ શુભ મદદ થતી નથી, ગુરુ ચોથે ભુવને સિંહ રાશિમાં છે. મરણના દિવસની ત્રણ દહાડા અગાઉ ન્યુ મુન થાય છે, જે જન્મના મંગળને ૪૫° અંશની એસપેક્ટ કરે છે, જન્મના ચંદ્ર સાથે પણ ૪૫° અંશની પાપદૃષ્ટિ ન્યુ મુન કરે છે, ન્યુ મુન જન્મના રવિ સાથે તથા જન્મના હરશચલ સાથે-૯૦° અંશની પાપદૃષ્ટિ કરે છે, અને મરણના દિવસે મધ્યાન્હકાળે ન્યુ મુન, જન્મના ચંદ્ર, જન્મના મંગળ અને જન્મના નેપચ્યુન સાથે કંજંગશનમાં એપ્લાઈ થાય છે, તે વખતે મરણ નીપજે છે.

દાખલો પાંચમો:—લગ્ને મિથુન રાશિ છેલ્લા અંશે ચંદ્ર હાઇલેગ મિથુનમાં ૧૩°–૩૫ અંશે તથા આઠમા ભુવનના માલેક શનિ સાથે ૯૦° અંશની પાપદૃષ્ટિ કરે છે, વળી મંગળ જે છઠ્ઠા ભુવનનો અરધો માલેક છે તે ચંદ્ર સાથે ૪૫° અંશે છે. મરણના દિવસે ચંદ્ર, જન્મના ચંદ્રની ઓપોઝીશનમાં છે, જન્મના શનિના સ્કવેરમાં છે, તે વખતે મરણ નીપજ્યું છે.

એવી રીતે બીજાં દુઃખ દરદને લગતાં તથા મોતને લગતા દાખલા આગળ જતાં સમજાવ્યા છે.

## છઠ્ઠું ભુવન, દુઃખ દરદનું ઘર

હવે ગ્રહો ભુવનો અને રાશિઓથી ઉપજતાં દરદોને લગતી હકીકત આગળ દર્શાવીશું. આગળ જણાવ્યા પ્રમાણે હરેક ગ્રહ અને હરેક રાશિ શરીરના જુદા જુદા ભાગો તથા ગ્રહોનાં જુદાં જુદાં ભુવનો તથા ગ્રહોની એક બીજા સાથેની એસપેકટસો, તથા ગ્રહોની રવિ ચંદ્ર સાથેની દૃષ્ટિઓ ઉપરથી, શરીરના જુદા જુદા ભાગમાં કેવાં દરદો થાય છે તે સહેલાઇથી જાણી શકાય છે, એ બાબતમાં **રવિ** તથા **ચંદ્રને** લગતી બીના આપણે આગળ વિગતથી વાંચી ગયા છીએ. હવે સૌથી પહેલાં **છઠ્ઠું ભુવન** કે જે દુઃખ દરદ અને વ્યાધિને લગતું ભુવન ગણાય છે તે તપાસવું જોઇએ, તથા તેના કશપર જે રાશિ હોય તેને લગતા શરીરના ભાગપર દુઃખની વધુ અસર થશે એમ જાણવું, પણ જો તે રાશિમાં કોઇ ગ્રહ બેઠેલો હોય, તો તે ગ્રહ જે રાશિમાં હોય તે પ્રમાણેનું તેને લગતું દરદ સમજવું. જો તે ગ્રહ શુભદૃષ્ટિમાં અને બળવાન હોય તો દરદનું જોર કમતી હોય અને તે જલદી સાજું થઇ જાય, પણ જો પાપદૃષ્ટિમાં અને નીચનો હોય તો ઘણું દુઃખ આપે. જો છઠ્ઠા ભુવનમાં કોઈ પણ ગ્રહ ન હોય તો, છઠ્ઠા ભુવનમાં બારે રાશિ નીચે પ્રમાણેનાં દરદો આપે છે. દરદો, તથા સ્નાયુઓ અને નસો વગેરેનાં ગુજરાતી નામ બરાબર ન મળવાથી તે અંગ્રેજીમાંજ અત્રે દર્શાવ્યાં છે.

**મેષ**—મેષ રાશિ માથાના ભાગ માટે છે, અને શરીરના એ ભાગમાં તે કાર્ય કરે છે, અને એના સ્વાધીનમાં ભેજું, મોઢું, ખોપરી વગેરે સર્વે ભાગ છે. એ રાશિ ચૈતન્ય આપનારી છે, અને જીવનશકિતના જુસ્સા સમેત ભેજાની તેમજ શરીરની ગતિને સચેત કરનારી છે, બેચેની (Restlessness) તથા ફેરબદલ ખવાસની તએહ રહે છે, અને ખાસીયતમાં ગરમ, સુકી અને સોજો કરનારી છે. **હાડકાંમાં**, માંથાની ખોપરીને લગતાં, **મોઢાંને** લગતાં, સર્વે હાડકાં એ રાશિને લગતાં છે. તેમાં ફકત નાકનું હાડકું વૃશ્ચિક રાશિને લગતું છે. **સ્નાયુઓમાં** ( Frontales, Occipitals, Attoleus, Deprimens articularum, Zygomaticus, temporalis, Bucoinator ) વગેરે છે.

ઘોરી નસ—( Temporal and internal carotids )
નસો—( Veins Cephalic )

દરદોમાં—(Epilepsy) ફીકરૂ, માથાનો દુ ખાવો તથા ગોઢા અને ચહેરાપર થતી ગરમીને લગતા દરદોના વ્યાધિઓ, ( Alopecia Phrenitis ) ભેજાને અ દરનો સોજો (Vertigo) ફેર ચક્કરનું દરદ, ન્યુરેલ્જીઆ, ભેજાનો સોજો, ( Cerebral congestion, Ence phalitis. ) ભેજાના દરદો વગેરે છે

વરખ—મુખ્ય અસર ગળુ, ગરદન, કાન, ગળાની અ દરના ભાગ, તોનસીનસ Tonsils, તાળવુ, અવાજ, એ રાશિને લગતા ભેજાના નીચલા પાછના ભાગ યાને ( Cerebellum ) થી તે છેક (Lower maxillary) ના આગલા ભાગ સુધીમા દરેક તત્વમા અસર કરે છે એના મુખ્ય હાડકાં—(Cervical Vertebrae) ને લગતા છે

સ્નાયુઓ—(Sternohyoid, Mastoid trapezus, Sternomastoids, Longus, œsophagaeus, Stylopharingaeus, Splenius and eompleœus, Scalenus, Biventres cervicis Spinales cervieis)

ઘોરી નસો—(External carotids and basilar artery )

નસો (Veins) (Occipitals, Jugulars) અને (Thyroid gland) ની નસો છે.

દરદો—(Diphtheria) ગળશુનુ, ગળાનો સોજો, ખાસી ગળાની ગાહનું સુજવુ, શુંગળાવુ, (Apoplexy) લોહીના ધસારાથી થતી એકાએક Scrofula, કાસો ખાઇને શુગળાવુ તથા એ ઉપરાત છાતીના, હૃદય તથા ગુરદાના તથા બીજા દરદો જેવા કે ( Polypus, abscess Angina Gangrena Bronchocele, quinsy. Goitres) વગેરે છે

મિથુન—એની મુખ્ય અસર ફેફસા, હાથ અને રગો ઉપર છે, તથા એ માટે લોહીને ઘણું જ સ્વચ્છ રાખવાની જરૂર છે, મિથુન રાશિ વાળા માણસોને નરવસ ડીસીઝો ઘણુ કરીને થાય છે હાથના ખભાથી તે આગળા સુધી છે, તેમજ લોહીને સ્વચ્છ બનાવવાની ક્રિયા (The Oxygenation of the blood) વગેરે ઉપર મિથુન રાશિની મોટી અસર છે બારીક નસો વગેરે એના હસ્તકમા છે

મુખ્ય હાડકાંઓ—( Clavicle, Seapula, Humerus,

Radius, Ulna, Carpal and Metacarpal ) તથા છાતીના ભાગની ઉપલી પાંસળીઓની રીબ્સ છે.

સ્નાયુઓ—(Deltoid Biceps, Supinator radii, Subclavians, Triceps. Serratus, Anticus minor, Pectoralis, Palmaris )

ધોરી નસો—(Subclavians, Brachial, Right and left bronchials, Intercostals and Radials Ulnars.)

નસો—(Pulmonary, Basilic, Subclavians, Azygos, Veins of thymus and mediastinum) વગેરે છે.

દરદો—બ્રોનકાઇટીઝ ( Bronchitis ), ખઈ ( Pulmonary consumption), નરવસ ડીસીઝ, ન્યુમોનીઆ, ( Pleurisy ) તથા હાથને લગતાં દરદો વગેરે થાય છે.

કર્ક—હોજરી તથા પાચનશક્તિને લગતાં દરદો કરે છે, પોષણ કરનાર (Nurturing) તથા ભીનાશદાર, અનુગ્રહ કરનારી, તેમજ જરપત કરનારી શક્તિ ધરાવે છે, તે છતાં એની અસર છાતીના આખા ભાગ ઉપર અને (Axillœ, Epigastric region, Lacteals, Thoracic duct, Pancreas and womb) છાતી, છાતી માંહેલી પ્રવાહી તથા બીજા છાતીના ભાગો ઉપરાંત સ્ત્રીના છુપા ભાગના ભીતરમાં પણ થોડી અસર કરનારી છે. વળી એ રાશિ જેમ દરેક ચીજ જરપત કરીને તેની અસર કરનારી છે, જ્યારે એની સામેની રાશિ મકર એનાથી ઊલટીજ અસર કરનારી છે, જ્યારે કર્ક રાશિ (Peristaltic) યાને પેટમાં દોહવાઇને જરપત કરનારી અસર કરે છે, જ્યારે મકર રાશી તેથી ઊલટીજ અસર જેવી કે (Anti-Peristaltic) યાને દોહવાઇને હજમ કરવાને બદલે ઊલટી કરાવી નાંખનારી અસર કરે છે. અસલના વિદ્વાનો એ કારણસર કર્ક કે મકર રાશિમાં જ્યારે ચંદ્ર હોય ત્યારે દવા પીવાની મનાઈ કરે છે.

મુખ્ય હાડકાં—છાતીનું વચલું હાડકું (Sternum ) તથા સીપી (Ensiform cartilage) તથા છાતીની નીચલી પાંસળીઓ (Ribs) વગેરે છે.

સ્નાયુઓ—પેટ અને છાતીની વચ્ચેનો પડદો ( Diaphragm, Intercostals) વગેરે છે.

ધોરી નસોમાં—(Axillary, Diaphragmatic, Posterior mediastines and oesophagian) વગેરે છે.

નસોમાં—(Diaphragmatic, Gastric, Gustro-epiploie, Mammary) વગેરે છે.

દરદો—જરપત શકિતને લગતાં દરદો, જાહરનાં દરદો, પિત્ત વિકાર, જલંદર, ખાંસી, કેન્સર, સીપી પડવી, અજીર્ણ, લોહીનું ઊડી જવું, બેસુમાર નબળાઈ થવી અને ખોરાક વગર લોહીનાં તત્વોનું નિર્બળ થવું જેમ કે ( Chlorosis, Cachexia Dipsomania Dropsy, Gastric catarrh) વગેરે દરદો છે.

સિંહ રાશિ—હૃદયના આખા ભાગ ઉપર એની અસર છે, જીવનશકિતની ઉત્પત્તિનું આ મૂળ છે, કારણકે કહેવત છે કે ( *Sol et homo generant hominem*) યાને પાંચમી રાશી રવિનું ઘર છે, તેવુજ પાંચમુ ભુવન બચ્ચાંને લગતું છે જેથી જીવની ઉત્પત્તિનું એ મૂળ ગણાય છે, બરડાની કરોડ અને તે માંહેલી પ્રવાહી ખુદ એના તાબામાં છે.

મુખ્ય હાડકાં—(Dorsal Vertebræ)

સ્નાયુઓ—( Longissimus and Latisoimus dorsi, Transversalis, Interspinals).

ધોરી નસો—Aorta, Anterior and Posterior coronary arteries).

નસો—(Vena cavæ, coronariesm.)

દરદો—દરેક જાતનાં હૃદયને લગતાં દરદો, તથા હૃદયમાં થતા ધબકારા (Palpitation) તાવ, બરડાના કાંટાને લગતાં દરદો (Spinal meningites, Locomotor ataxy, Aneurism, Angina Pectoris) વગેરે દરદો થાય છે.

કન્યા રાશિ—આ રાશિ ઘણીજ નરવસ અને ધ્રુજરી તેમજ વાંઝણી છે, અને ખાસ કરીને એની અસર આંતરડાં અને જાહરની ઉપર છે અને ખાસ કરીને જાહર માંહેલા ભાગ જેવાકે (Duo-denum, Jejunum and ileum) ઉપર ઘણી અસર કરે છે, જેમકે કર્ક રાશિ જાહરમાં ખોરાકને હલાવીને જરપત કરવાનું કામ કરે છે, તેમ કન્યા રાશિ જાહરમાં એક જાતનો સફેદ પ્રવાહ ઉત્પન્ન [illegible]

(Chylefication) કહે છે. એ રાશિની ખાસીયત પોતામાં આમેજ કરનારી ( Absorption ) તેમજ તેને સંમેલન કરી મીક્ષ કરવાની ( Assimilation ) તથા તેમાંની તત્ત્વોને છૂટાં પાડવાની (Selection) અને પછી તેઓને પોતપોતાનાં કાર્યોમાં વાપરવાની યાને ( Utilisation ) વગેરે છે. હવે એ સર્વે ક્રિયા પેલી સફેદ પ્રવાહી બનાવનારૂં કાર્ય (Chylefication) કરે છે, પણ એ રાશિવાળાં માણસનાં જઠરમાં એ પ્રવાહી સારા પ્રમાણમાં બનતી નથી ને ખાસ કરીને જો રવિ કે ચંદ્ર એ રાશિમાં પાપદૃષ્ટિમાં પડયો હોય તો જરૂરજ એમ થાય છે, અને તેના પરિણામે જીંદગીભર જઠરની ગંભીર માંદગી થાય છે, એ ઉપરાંત એ રાશિની અસર (Mesentery, Peritoneum તલ્લી (Spleen) અને (Sympathetic) નરવ વગેરે પર છે.

**સ્નાયુઓ**—( Obliquis, Transversalis of abdomen, Rectus pyramidalis), (diaphragm with cancer).

**ધોરી નસો**—(Gastric, superior and inferior mesenteries) વગેરે છે.

**નસો**—( Portal, Hepatics, Umbilical intestinal ) વગેરે છે.

**દરદો**—ચુંકો (Colic), મરડો (Dysentry), અતિસાર (Diarrhoea) એનટ્રીક ફીવર ( Antric fever ) કોલેરા ( Cholera ) તથા હરેક આંતરડાંને લગતાં દરદો જેવાં કે ( Enteralgia ) કબજીઆત (Constipation) તથા (Peritonitis) વગેરે છે.

**તુલા રાશિ**—મુખ્ય કરીને બરડાના નીચલા ભાગ ( Lumber region) અને ખાસ કરીને ગુરદા ( Kidneys ) ઉપર અસર કરે છે. એની અસર અરક ગાળવાની તથા તેની અંદરનાં ઝેરને છૂટી પાડવાની છે જેમ કે ( Distillation and filtration ) વગેરે છે.

**મુખ્ય હાડકાં**—( Lumber vertebræ).

**ધોરી નસો**—(Seprarenal, Renal and Lumbar).

**નસો**—(Renal Lumbar.)

**સ્નાયુઓ**—(Quadrati Lumborum, Sacrolumbares) વિગેરે છે.

દરદો—ગુરદાનો નજ્લો બ્રાઇટસ ડીસીઝ, પિસાબનો અટકાવ, તથા એવા બીજા ગુરદાને લગતા દરદો થાય છે, તેમજ (Nephritis, Spurious ischuria) વગેરે દરદો થાય છે

વૃશ્ચિક રાશિ—આ રાશિ જીદગીની ઉન્નતિ તેમજ નાશ કરનારી અસર ધરાવે છે, અને ખાસ એની અસર માનવીની છૂપી ઇન્દ્રિય અને તેને લગતી હરેક બાબત જેવી કે (Pelvis of Kidney, Bladder) પિસાબનો કુક્ષો (Ureters, Urethra, the iliac or groins, the gall, Rectum, Sigmoid *flexure*, *Meso-colon* and Meso rectum) વૃશ્ચિક રાશિ ઘણુ કરીને બરડો હૃદય અને ગળાને પણ અસર કરે છે, કારણકે ઇન્દ્રિયના દરદો સાથે તેને પણ ઘણો સબધ છે, કારણકે નાક ખરી જવુ, ગુગણુ બોલવુ, ગરદનમા ગાઠ, અવાજનુ બેસી રાખણુ વગેરે દુ ખો ઘણું કરીને સીફીલીસ, ચાદી ટાકી વગેરે પિસાબના નાલેસીબર્યા દરદો થવાથી થાય છે કે જેનો સપૂર્ણ ખ્યાન આપવાને અત્રે જગ્યા પૂરતી નથી અત્રે ધ્યાન રાખવાની જરૂર છે કે તુલા રાશિ અને વૃશ્ચિક રાશિના દરદો એકમેક સાથે ભેળસેળ થઇ જાય છે, કારણકે તુલા રાશિ ગુરદા ઉપર અસર કરે છે જ્યારે વૃશ્ચિક રાશિ પણ ગુરદાના ચોક્કસ ભાગો સાથે સંબધ ધરાવે છે, દાખલા તરીકે પિસાબનું રોકાવુ યાને (Suppression of Urine) અને પિસાબનુ અટકાવવુ યાને Retention of Urine) એ બેઉ દરદ જો કે સાધારણ એક જ બાબતને લગતા છે પણ તેમા પિસાબનુ રોકાવુ (Suppression of Urine) ખાસ તુલા રાશિને લગતું જ દરદ છે કારણકે પિસાબ ગુરદામા બને છે કે જે ગુરદા તુલા રાશિને લગતી છે, ને ત્યા પિસાબ કોઈ કારણથી બનતી નથી ત્યારે તેને Suppression of Urine કહે છે, હવે Retention of Urine યાને પીસાબનું અટકવુ એ તદન વૃશ્ચિક રાશિને લગતું દરદ છે, કારણકે ગુરદામા પિસાબ બની ચૂકયા પછી, તે પિસાબના કુક્ષામા (Bladder) ઊતરે છે, અને ત્યા કઈ અડચણ થવાથી કુક્ષામા પિસાબ હોવા છતા તે બહાર પડતો નથી અને અટકી રહે છે કે જે ભાગો વૃશ્ચિક રાશિને લગતા હોવાથી તે દરદ વૃશ્ચિક રાશિને લગતું જાણવુ એ પ્રમાણે રેતી તથા પથરી વગેરે દરદો જો કે ગુરદાના ભાગમા બને છે, છતા તેઓ વૃશ્ચિક રાશિને લગતા દરદો ગણાય છે, કારણ કે રેતી અથવા પથરી ગુરદાના ચોક્કસ ભાગમા બને છે જેને (*Pelvis of the Kidney*) કહે છે, ને તે વૃશ્ચિક રાશિની અસરમા છે એ પ્રમાણે વૃશ્ચિક રાશિને

લગતાં સર્વે દરદોની બાબતમાં તુલા અને વૃશ્ચિક રાશિ એઉને બરાબર તપાસવી; તેમજ ગળું, મોઢું, અવાજ વગેરે માટે વરખ રાશિને પણ તપાસવી જરૂર છે.

મુખ્ય હાડકાં—( Tuberosity of ischium, Brim of pelvis, Symphysis pubis) વગેરે છે.

સ્નાયુઓ—( Cremasters, sphincter and levatores ani erectores penis and clitoridis, sphincter of bladder).

ધોરી નસો—(Internal iliae).

નસો—( Spermatie, mesenteric, Colic, Haemorrhoidal ).

દરદો—રેતી (Gravel), પથરી (Stone), અંતરગળ Ruptures, ભગંદર (Fistulas), મસા (Piles), પરમો (gonorrhoea), ધાતનાં દરદો (Leucorrhoea), ચાંદી ( syphillis, Priapism, scurvy, Catamenial disorders, Vaginitis, Uretritis, Inguries of spermatic cord, groin) વગેરે છે.

ધન રાશિ—આ રાશિ લાગણીની અસર ઉત્પન્ન કરનારી છે, જેમ મિથુન રાશિ હાથ ઉપર પોતાની હકુમત રાખે છે, તેમ ધન રાશિ પગની જાંગ અને તેનાં મુખ્ય જ્ઞાનતંતુઓ અને સ્નાયુઓ (Locomoter muscles of hips and thighs) ઉપર અસર કરે છે વળી એ (common) રાશિ હોવાથી, કેટલીક વખત ફેફસાં અને રગોની ઉપર પણ મોટો કાબુ ધરાવે છે, એની મુખ્ય અસર બંદુકની ગોળીના ઘા અને ઘોડા ઉપરથી પડી જવાથી અથવા ઘોડાના અકસ્માતથી થતા જખમો અને વ્યાધિઓ ઉપર છે.

મુખ્ય હાડકાં—Ilium, Femur, Coceygeal and sacral bones વગેરે છે.

સ્નાયુઓ—Iliopsoas, Iliacus, Pectinaeus, Sartorius, Rectus, Quadriceps extensor, Glutaeus muscles (forming the buttocks વગેરે છે.

ધોરી નસો—External iliac, Femorol, Sacral વગેરે છે.

નસો—Vena saera, Iliac

દરદો—સાઇટીકા (Sciatica) યાને જાગના ભાગનુ રૂમેટીઝમ (Enteric) રૂમેટીઝમ (Rheumatism, Coxalgia), જાગના હાડકાનુ ભાગી જવુ અથવા ખસી જવુ, ગાઉટ (Gout) વગેરે દરદો છે. વળી લીવર કમ્પલેન, લોહીનો બિગાડો, ખડી વિગેરે દરદો ઉપર પણ એ અસર કરનારી રાશિ છે

મકર રાશિ—હદ, ખમવાની શકિત, તથા ઉપાય યોજવાની શકિત ધરાવે છે, એની ખાસીયત ઠંડી, સુક્કી અને ઉજ્જડ છે, જેમ કર્ક રાશિ અંદરના ભાગના સ્નાયુઓના જનામા અસર કરે છે, તેમ મકર રાશિ બહારના ભાગમા અસર કરે છે સાધાઓ પણ એ રાશિની અસરમા છે, અને ખાસ કરીને ઘુટણના સાધા ઉપર એની મુખ્ય અસર છે

મુખ્ય હાડકા—(Patella) ઘુટણની ઢાકણી

સ્નાયુઓ—(*Patellar legament, Popliteus*) વગેરે

નસો—(Popliteal, ext saphenous)

ધોરી નસો—(Part ext illiac, Popliteal)

દરદો—ચામડીના દરદો, રૂમેટીઝમ, (Articular Rheumatism) ગાઉટ (Gout), હીસ્ટીરીઆ (Hysteria), ખરજવુ (Eczema), રગત પીત (Leprosy, Synovitis, Urticaria, Impetigo, Pruritus, Dislocation of head of tidia) વગેરે દરદો થાય છે

કુંભ રાશિ—મુખ્ય અસર લોહીના ફરવા પર છે અને નસો માહેના લોહીમાનું ઝેર સાફ કરી ધોરી નસોમા સ્વચ્છ ફરતુ કરવાની એની અસર છે ઘણું કરી લોહીમા ઝેર ચઢવુ, શરીરમા પૂરતો ઓક્ષીજન નહીં જવો, પગનો નીચલો ભાગ, નળો અને ટેટા, ઘુટી, વગેરે ભાગમા એની અસર પ્રબળ છે

સ્નાયુઓ—(Tibialis anticus, Peronaeus tertius, Soleus, Gastrocnemius)

મુખ્ય હાડકા—(Tibia and fibula, inner and outer ankles)

નસો—(Internal saphenous)

ધોરી નસો—(Tibial)

દરદો—ઘુંટીનું ભાગવું કે મોરચાવું, છાતીમાં હૃદયમાં પાણી ભરાવું, લોહીનું સુકાઇ જવું (Anoemia), ઘુંટીનો સોજો, આંકરાં, હૃદયની નબળાઇ, જ્ઞાનતંતુને લગતાં દરદો, શરીરના લોહીમાં ઝેરનું ભેલાવું (Caisson disease and nervous disorders.) વગેરે થાય છે.

**મીન રાશિ**—એની અસર શરીરનાં જાલાંઓ (Tissues,) તથા તે માંહેલી અર્ધ નકર પ્રવાહીઓ વગેરે પર છે, મુખ્ય ભાગે ફેફસાં પર અસર કરે છે, કારણ કે રવિ એ રાશિમાં હોય છે તેઓ ઘણું કરીને ક્ષયના રોગથી પીડાય છે, અને જેઓને ચંદ્ર એ રાશિમાં હોય છે તેઓને ઠંડીની અસર તુરત ફેફસાંમાં થાય છે. વળી પગનાં આંગળાં અંગુઠા ને પાટલી પણ એ રાશીની અસરમાં છે, અને કેટલીક વખતે ઈન્દ્રિય અને શરીરના છુપા ભાગો ઉપર પણ એ રાશિની અસર થાય છે, અને ઘણું કરીને સીફીલીસનો ચેપ લાગવાથી (Syphilitic Contagion) દરદો થાય છે.

**મુખ્ય હાડકાં**—(Tarsus, metatarsus and phalanges.)

**સ્નાયુઓ**—(Short extensor of toes, short flexor great toe, accessory flexors toes.)

**ધોરી નસો**—(Internal and external plantars, tarsal and metatarsal.)

**નસો**—પગને લગતી નસો.

દરદો—પરૂ, ઘટલોહી વગેરેને લગતાં દરદો, પરમો (Gonorrhœa) ગાઉટ (Gout), ગડ ગુમડાં, પગ અને અંગુઠાનાં દરદો, પગ મારફતે શરદી થવી, શરીરના સ્નાયુઓના જાલાંનું ઢીલું પડવું, દારૂથી થતાં દરદો (Alcoholism Dropsy, Defluzion of humours, Bunions) વગેરે દરદો થાય છે.

**નોંધ:**—એ પ્રમાણે છઠ્ઠા ભુવનમાં કોઇપણ ગ્રહ નહી હોય તો છઠ્ઠા ભુવનના કશપર જે રાશિ હોય તે રાશિને લગતા વ્યાધિઓ થવાનો ઘણો સંભવ રહે છે. વ્યાધિઓ અને દુઃખો કંઈ એક્કી વખતે સામટાં થતાં નથી, પણ ગ્રહોની ત્રાન્ઝીટથી, તેમજ પોત પોતાની જુદી જુદી એસપેકટસોમાં આવવાથી જે અસર એ છઠ્ઠા ભુવનને થાય છે, તે પ્રમાણે વખતો વખત દરદો અને વ્યાધિઓ થતા જાય છે, એ માટે મુખ્ય વિચારવાનું એ છે કે

**તંદુરસ્તીનો** માલેક (Hyleg) જો બળવાન હોય, તેમજ જન્મકાળે લગ્નની રાશિ જોરમંદ અને મજબુત શરીર બંધારણ હોય તો શરીરને દુઃખ તથા વ્યાધી થવાનો સંભવ ઘણો કમતી થઈ જાય છે. છઠ્ઠા ભુવનના કશની રાશિને લગતા શરીરના ભાગમાં, તથા તે રાશિને લગતી અસરો વગેરે, દરદો તથા વ્યાધિઓ તે રાશિને લગતા ભાગમાં વ્યાધી થવા પછી અસર કરે છે. એ પ્રમાણે રાશિઓની અસર અને છઠ્ઠા ભુવન સાથનો તેનો સંબંધ જાણવા પછી, હવે ગ્રહો જુદી જુદી રાશિઓ તથા એસપેકટસોમાં છઠ્ઠા ભુવનમાં હોય તો કેવાં દરદો આપે છે તે લખ્યું છે.

## ગ્રહો જુદી જુદી રાશિમાં અને એક બીજાની એસપેકટ તથા કોમ્બીનેશનમાં કેવાં દુઃખ દરદો કરે છે તેની વિગત

આ બાબત દુઃખ દરદો પારખવાને ઘણી મદદગાર થઈ પડે છે, મુખ્ય કરીને દુઃખ દરદ કેઇ જગ્યાપર થયુ છે તે ઘણું જલદી માલુમ પડે છે, હવે તે થવાનું કારણ ગ્રહોની ગરમી શરદી વગેરે વાઇબ્રેશનોની ગતિ ઉપરાંત શરીરમાંહેલી બીજી ગતિઓ તેમજ માનવીની પોતાની રાહ, રીત, સ્વચ્છતા, અસ્વચ્છતા, ખાવા પીવા વગેરે ઉપર આધાર રાખે છે, જેથી પહેલે દુઃખની જગ્યા તપાસતાં અને ગ્રહોની અસર તથા તે માનવીની પોતાની જાતિ ખાસીયત અને ગુણ જોઇ દુઃખ દરદનું મુખ્ય કારણ ( Cause ) શોધી કાઢી તે કારણ દૂર કરવે વ્યાધિ નાબુદ થાય તેમાં સંદેહ નથી. દાખલા તરીકે પથરીનું દરદ (Stone ) મુખ્ય કરીને વૃશ્ચિક તથા તુલા રાશિને લગતું છે, પણ તેનું કારણ જો આપણે તપાસીએ તો, લોહીનો ફેરાવો ( Blood circulation ) છે, કારણ કે લોહીમાં યુરીક એસીડ, ( Uric acid ) વધારે થવાથી એ દરદ થાય-છે, અને યુરીક એસીડ થવાનું કારણ, માંસાહાર, દારૂ અને અનિયમિતપણાને લીધે થાય છે, તેમજ લોહીના ફરવા ( Blood circulation ) ઉપર ગુરુની હકુમત છે, એટલે એવાં દરદો વખતે ગુરુ જરૂર પાપદૃષ્ટિમાં આવતો હોવો જોઇએ. એ પ્રમાણે ગુરુ જેવી થોડી કે ઘણી પાપદૃષ્ટિમાં દબાયેલો હોય, તે પ્રમાણમાં તે દરદનું જોર વધારે કે ઓછું આપે. એમ રાશિની જગ્યા અને ગ્રહથી કારણ શોધી કાઢી, જો ઉપચાર કરવામાં આવે તો અલબત દરદ સાજું થવા ઉપરાંત, દવાની બળતી અસર થતી નથી, અને આરોગ્ય જલદી મળે છે. એ બાબત આગળ જતાં વધારે ખુલાસાથી સમજાવીશું. તેટલા

માટે અત્રે દરેક ગ્રહો જુદી જુદી રાશિમાં કેવાં દુઃખો આપે છે, તે લખ્યાં છે. કેટલાંક દરદોનાં ગુજરાતી નામ નહીં હોવાથી અંગ્રેજી ભાષામાંજ લખ્યાં છે; જે અંગ્રેજી જાણનારાઓ સારી રીતે સમજી શકશે. ગુજરાતી વાંચનારાઓએ તે શબ્દનો ખુલાસો અત્રે પુરો પાડી શકવાને જગ્યાની ખૂટ હોવાથી, તથા તેમ કરતાં પુસ્તકનું દળ ઘણું વધી જતું હોવાથી જેટલું ગુજરાતી સમજી શકાય તેટલા ઉપર જ સંતોષ પકડવો પડશે.

## રવિનાં દરદો

રવિની અસર અને શક્તિ તંદુરસ્તીના માલેક યાને પુરુષના (Hyleg) તરીકે આગળ જણાવી ગયા છીએ છતાં જુદી જુદી રાશિમાં તે જે દરદો કરે છે તે નીચે પ્રમાણે છે.

**મેષમાં**—માથાનો દુઃખાવો (Hyperaemic and organic headache,) માથાપર લોહીનું ચઢવું (Apoplexy), લુ લાગવી, ભેજાંની તાવ (Brain fever, Aphasia, Cerebral meningitis) વગેરે છે.

**વરખમાં**—ગળસુનું (Depsheria, Quinsy), નાકનો સળખમ, (Polypus) યાને નાકમાં થતો એક જાતનો મસો, અથવા તો ગર્ભસ્થાનમાં થતી ગાંઠ, એ નાક તથા ગર્ભસ્થાનમાં થાય છે.

**મિથુન**—ગળાની નળીનો ખાંસો (Brouchitis) જ્ઞાનતંતુનાં દરદો, નબળાઈ, (Nervous disorders, Pleurisy. Scurvy) તથા ફેફસાંને લગતાં દરદ થાય છે.

**કર્ક**—અજીર્ણ (Dyspepsia, Dropsy) જલંદર તથા છાતીનાં દરદો થાય છે.

**સિંહ**—હૃદય, બરડો, અને બરડાની કરોડને લગતાં દરદો, તથા જોરમાં ખોખરા વગેરે છે.

**કન્યા**—અતિસાર (Diarrhoea) ઝાડો ખૂબ આવવો, તથા ખોરાક અને તે માંહેલી વસ્તુઓ તે શરીરની અંદર બરાબર સંમેલન નહીં થવાથી અરુચિથી થતાં દરદો વગેરે.

**તુલા**—ગુરદાનાં દરદો તથા ચામડીનાં દરદો થાય છે.

**વૃશ્ચિકમાં**—ભગંદર (Fistvla, Dalculus) ઈન્દ્રિયને લગતાં દરદો, નાક અને ગળાનાં દરદો, તથા (Appendicitis).

**ધન રાશિમાં**—સાયેટીકા (Sciatica), લકવો (Paralysis), ફેફસાં અને નર્વને લગતાં દરદો તથા (Hyperaesthesia).

**મકરમાં**—રૂમેટીઝમ, તથા (Gutaueons disorders).

**કુંભમાં**—લોહીવિકાર, લોહીનું સુકાઇ જવું, હૃદયમાં પાણી, કારબોનીક ગેસથી ઝેર ચઢવું (Caiseon diseases, Heart dropsy, Aspbyxia) વગેરે.

**મીનમાં**—પિસાબનાં ( Urinary, Uterine ) દરદો નરવસ ડીસઓરડર્સ (Nervous disorders) તથા ખહી (Pulmonary) તથા ફેફસાંનાં દરદો થાય છે.

## ચંદ્રનાં દરદો

**મેષમાં**—નબળી આંખ, આંખને ખેંચાણ, માથાનો દુઃખાવો ( Migraine ) કમતી ઉંઘ ( Insomnia ) સળેખમ, ( Catarth Alodecia) વગેરે.

**વરખમાં**- (Quiusy) ગળાનો સોજો, તથા (Relaxed throat, Aphthos ulcers) અને આંખનાં દરદો.

**મિથુનમાં**—ફેફસાનાં દરદો (œdema of lungs) ન્યુમોનીઆ (Vericose aneurism).

**કર્કમાં**—આંગતું જાડું થવું, ઊલટીના દરદ, (Tympany, Carcinoma, Dropsidal Tenbency).

**સિંહમાં**—બેશુદ્ધિ, (Swoonings) ઉપજવું ( Convulsions ) તથા છાતીમાં હૃદયને લગતાં દરદો.

**કન્યામાં**—ઝાડો છૂટવો ( Looseness of bowels ), પેટમાં સોજો ( Abdominal swellings ) અને " ટયુમર " ( Tumors, Typhoses puenmouia, Hydrothorax).

**તુલામાં**—ગુરદાને લગતાં જુદાં જુદાં દરદો.

**વૃશ્ચિકમાં**—ગોળીમાં પાણી (Hydrocele), વ્યભિચારને લગતાં ઇન્દ્રિયનાં દરદો (Genito uriuary Camplaints), અંતરગળ અથવા ગોળીમાં આંતરડાંનું ઊતરવું (Hernial aneurism) વગેરે.

**ધનમાં**—ગાઉટ (Gout), નર્વ ડીસઓડર, રગોને લગતાં દરદો, (Iachiatic affections).

**મકરમાં**—ચામડીનાં દરદો, ખરપસું વગેરે તથા (Synovial troubles).

**કુંભમાં**—( Varicose Veins ) ગડગુમડાં, લોહીમાં ઝેર, (Ulcers) તથા આંખનાં દરદો.

**મીનમાં**—દારૂડીયાપણાનાં દરદો ( Alcoholism, Dropsy ), સ્નાયુઓનું ઢીલું પડવું ( Tissues relaxed ), શરદી ( Colds ), ફેફસાંની નબળાઇ (Weak lungs, Tades) વગેરે છે.

એ પ્રમાણે સ્ત્રીની તંદુરસ્તીનો માલેક ચંદ્ર ( Hyleg ) ને લગતી કેટલીક બીના આગળ આપી છે તે સાથે આ ઉપલી બાબત સ્ત્રી તેમજ પુરુષોને પણ લાગુ પડે છે.

## બુધનાં દરદો

દુઃખ દરદની બાબત બુધનો ગ્રહ ઘણો જરૂરનો છે, કારણ કે, ભેજ અને "નર્વ" (Nervous systum) જ્ઞાનતંતુઓની ઉપર તેની મુખ્ય અસર છે, અને મુખ્ય કરી એને લગતાંજ દરદો ઉત્પન્ન કરે છે. રગોપર તેની મુખ્ય અસર છે, માથાનો દુઃખાવો, માથાનો નજલો, કમતી ઊંઘ, બેચેની, એ દરદો બુધની અસરનાં છે. વળી કેટલીક વખતે બેશુદ્ધિ, બેફામી, ( Lethargy ) યાદદાસ્ત શક્તિને લગતાં દરદો, ફેર આવવા (Vertigo), ઉપળ્યાં, ( Convulsions ) વગેરે દરદો બુધ જેવી જેવી રાશિમાં હોય તેવા તેવા શરીરના અવયવોમાં એ જાતનાં દરદો થાય છે. વળી બુધ જે જે ગ્રહોના સમાગમમાં આવે છે તેમ જુદી જુદી અસર કરે છે, પણ જ્યારે છઠ્ઠા ભુવનમાં હોય છે ત્યારે તો જરૂર ( Nervous trouble ) યાને રગોનાં દરદો મુખ્ય કરીને મનની મુંઝવણ અને ચિંતા ( Worry ) અથવા તો પુષ્કળ અભ્યાસ કરી મનપર બોજો આવવાથી દરદ થાય છે. જુદી જુદી રાશિમાં બુધ નીચે પ્રમાણેનાં દરદો કરે છે.

**મેષમાં બુધ**—માથાનો દુઃખાવો, મોઢાનો નજલો, ઊંઘ નહીં આવવી, રગો અને જ્ઞાનતંતુઓનાં દરદો, ( Yertigo, Brain disorder, Astignatism, Neuralgia, Phrenitic delirium) વગેરે દરદો થાય છે.

**વરખમાં બુધ**—ખોખરો સાદ, ગળાનાં દરદો, અવાજને લગતાં દરદો, દાંત આવતી વખતે થવાં. ઉપળ્યાં, ગળાનો ખાંસો, ( Croup,

Laryngismus swallowing difficulty through loss of nervous control ).

**મીથુનમાં બુધ**—ખભામાં ચસક, હાથમાં અને બાજુમાં પવનની થળ, ગળાની નળીનો ખાંસો (Bronchitis) દમ, હાંફ્ (Asthma, Pleurisy Intercostal Neuralgia ) હાથ પગનો ગાઉટ, વગેરે છે.

**કર્કમાં બુધ**—ચુંકો ( Colic, ) બેચુદ્ધિને ગુંચ, પાચનશક્તિ અને, હોજરીનાં દરદો, ( Gastric trouble ), વાયુપ્રકોપ, અજીર્ણ, ( Indigestion ), પેટમાં પવન ( Gas stomach ), પેટમાં આંકડી Cramp in stomach, Dipsomania, Flatulence and neuroses of stomach. )

**સિંહ રાશિમાં બુધ**—અરુચિકર જીંદગી ગુજારવાથી થતાં દરદો, અનિયમિતપણાનાં થતાં દરદો, હૃદય અને રક્તને લગતાં દરદો, અને મળા તથા છાતીના ધબકારાને લગતાં દરદો, બેભાની (Convulsions, Swoonings, pain in back) બરડામાં દુઃખાવો (Palpitation), (and neuralgin of heart.)

**કન્યામાં બુધ**—આંતરડાં અને ઝાડાને લગતાં દરદો, કબજીઆત (Constipation), મરડો (Dysentery), અજીર્ણ (Indigestion), અતિસાર (Diarrhoea, Borporigmus, Ballounement, Nervous debility, worms) કરમ.

**તુલામાં બુધ**—પિસાબનાં દરદો અને ગુરદાનાં દરદો, (Nephritic colic, neuralgia of kidneys.)

**વૃશ્ચિકમાં બુધ**—ઈન્દ્રિયને લગતાં દરદો. સ્ત્રીનાં ગર્ભસ્થાનનાં દરદો. દસ્તાનનું અટકવું, તથા છુપી ઈન્દ્રિયની અંદરની રગોનું નબળા પડવું. (Dysmenorrhoea, diseases of pudic nerves, neuralgia of neck of matrix and bladder )

**ધન રાશિમાં બુધ**—સાયેટિકા (Sciatica ) તથા જાંગની નબળાઈ જાંગનો લકવો, (Nervousness )

**મકર રાશિમાં બુધ**—રૂમેટીઝમ, સંધીવા, ગાઉટ ( Pruritus, psoriasis, ) કબજીયાત તથા હોજરીને લગતો બીગાડો, અને તે થવાનું કારણ ચિંતા ફીકર અને મનની અચોક્કસ સ્થિતિ તથા દિલગીરીથી ઉત્પન્ન થતાં દરદો.

**કુંભમાં બુધ**—હીસ્ટીરીઆ ( Hysteria ), અને નબળાઇને લગતાં દરદો, ઘુંટીની કમજોર હાલત, લોહીનો બીગાડો વગેરે.

**મીન રાશિમાં બુધ**—પગમાં આંકરાં, ખહી, ઠંડા પગ, ચુંકો આંટણ, વીસરફોમ, બેધ્યાનપણું. અને થાક તથા કંટાળાથી ઉપજતાં દરદો છે.

## શુક્રનાં દરદો

શુક્ર ગ્રહ જોકે એક શુભ ગ્રહ છે, છતાં કેટલાક નાના નાના વ્યાધિઓ એ ઉત્પન્ન કરનારો છે, અને ખાસ કરીને સ્ત્રીઓને વધુ અસર કરે છે. જો કે એ ગ્રહની અસર પોષણ કરનારી છે છતાં કેટલીક વખતે ઘણી નબળાઇ કરે છે. ખાસ કરીને ગળાનાં ટોનસીલ (Tonsils), ગુરદાનાં દરદ, (Cysts), સોજો (Swellings, Renal troubles) અને અરુચિક ખાવા પીવા ને રહેવાની ટેવથી પણ દરદો થાય છે. **છઠ્ઠા ભુવનમાં** શુક્ર ખાસ કરીને તબીયતનો બચાવ કરે છે, પણ જો મુખ્ય કરીને ઘણીજ પાપદૃષ્ટિમાં આવેલો હોય અથવા તો ચંદ્ર કે લગ્ન સાથે પાપદૃષ્ટ કરતો હોય, તો જુદી જુદી રાશિઓમાં નીચે પ્રમાણેનાં દરદો ઉત્પન્ન કરે.

**મેષમાં શુક્ર**—ખરજવું ( Eczema, ) ચામડીનાં દરદો, મોંઢાનું પીળાશ પકડવું. તથા કોસમેટીક વિગેરે વાપરવાથી થતાં દરદો, માથામાં શરદી, ( Lachrymal humours, musci volantes, toxœmic headache.)

**વરખમાં શુક્ર**—ગળામાં દરદો, ( Mumps, Quinsy ) થુંકનાં દરદ ( Salivation, Bronchocle, Goitre, Thrush ) તરસનાં દરદો, ( Ranula, Relropharyngeal abscess, Headache in amatrie tract) માથાના પાછલા ભાગમાં દુઃખવું વગેરે.

**મિથુનમાં શુક્ર**—ટાઇટ ડ્રેસ પહેરવાથી થતાં દરદો (Whitlow, Ganglion, Papilloma) વગેરે દરદો થાય છે.

**કર્કમાં શુક્ર**—ઊલટી, અજીર્ણ ( Surfeit, Cyst of breast, Dilation of stomach irregularities in catamenia. )

**સિંહ રાશિમાં શુક્ર**—બેશુદ્ધિ, હૃદયનાં દરદો અને ટાઇટ કપડાં પહેરવાથી છાતીમાં થતા ધબકારા, બરડાના કાંઠાની હાડ સાંહેલો પ્રવાહી અથવા ગુરદાને લગતાં દરદો, ( Disease of spinal marrow, Aortic disease ) વગેરે છે.

**કન્યા રાશિમાં શુક્ર**—ઝાડાનું અચોક્કસપણું, કરમ, આંતરડાંનાં દુઃખ, ( Mucus ) તથા ખાસ કરીને ખાવાપીવામાં અનિયમિત થવાથી થતાં દરદો.

**તુલામાં શુક્ર**—મીઠી પિસાબ ( Diabetes ), ગુરદાનાં દરદ (Uraemia), ખરજવું, પિસાબનાં દરદો વગેરે.

**વૃશ્ચિક રાશિમાં શુક્ર**—આજારને લગતાં દરદો, પિસાબના કુક્ષાની નબળાઈ, ગર્ભસ્થાનનાં ફૂલ તથા અંદરના ભાગોનાં દરદો (Womb disorder, Diseases of ovaris ) દસ્તાનનાં મરજો, (Leucorrhoea, Prolapsc, Varicocele) વગેરે દરદો થાય છે.

**ધન રાશિમાં શુક્ર**—ફેફસાનાં દરદો તથા જાંગનો લકવો. (Gout and tumours in hips and thighs.)

**મકર રાશિમાં શુક્ર**—ઊબટી (Nausea, Bursitis of knec) ઘુંટણનો લેકવો, ચામડીનાં દરદો, કબજીયાત. કમર ( Worms ) વગેરે,

**કુંભ રાશિમાં શુક્ર**—(Anœmia) લોહીનું કમતી થવું, હીસ્ટીરીઆ, (Varicose veins) પગના નળાનો સોજો વગેરે છે.

**મીન રાશિમાં શુક્ર**—પગમાં આંટણ, દારૂથી થતાં દરદો, Bunions, Chillblains, Tumours, Gonorrhœa) વગેરે.

## મંગળનાં દરદો

દરેક જાતના તાવના દરદ ઉત્પન્ન કરવાની મંગળની ખાસીયત છે, સોજો અને અકળાટ ગભરાટ કરાવનારી એની અસર છે, કારણ કે એનો ખવાસ ગરમ છે, ઉતાવળિયો અને તેજ હોવાથી એકદમ અસર કરનારો, અચાનુચ અને સખ્ત હુમલો કરનારો, ચેપી રોગો લાગુ પાડનારો, અને શરીરમાં કામ વિકાર પુષ્કળ ઉત્પન્ન કરનારો અને ગરમીનાં દરદો જેવાં કે, ભગંદર ( Fistula, burns ) દાઝવું, લોહીના અવયવોનાં દરદો ( Ruptures of blood-vesels ) વગેરે.

જ્યારે મંગળ છઠ્ઠા ભુવનમાં જો ચંદ્ર કે રવિ સાથે પાપદૃષ્ટિમાં હોય તો ઘણા અચાનુચ અને સખ્ત માંદગીના હુમલા કરે છે, અને બીજા ગ્રહો સાથે સાધારણ હુમલા કરે છે. બારે રાશિમાં મંગળ નીચલાં દરદો આપે છે.

**મેષમાં મંગળ**- ભેજાનો તાવ ( Brain fever, ) ભેજામાંહેલા લોહીનાં દરદ ( Ruptures of blood-vessels in the brain ),

ભેજાનો સોજો ( Cerebral congestion ), દરાજ (Ringworm), સહીયડ શીતલા ( Small-pox ), આંખનો સોજો, માથાનો સખ્ત દુઃખાવો, પુષ્કળ બેચેની, માથા અને મોંડાપર જખમો, ( Insomnia, Delirium Encephalitis, Porrigo ) વગેરે દરદો છે.

વૃષભમાં મંગળ—ડીપથેરીઆ ( Diphtheria ), ટોન્સીલ્સ, ( Tonsilitis, Quinsies ) ગળાનો સોજો, પીસાબના કુક્કામાં પથરી, ( Stone in Bladder, Crysipelas, Laryngetis, Angina, Rhinitis, Polypus, Muscular rheumatism in neck, ) દરેક ગળાં અને જડબાંને લગતાં દરદો.

મિથુનમાં મંગળ—જ્ઞાનતંતુનાં દરદો, ઘા, અને હાથના હાડકાંનું ભાગવું, ગળાની હાંસડીનું ભાગવું, દમની નળીનો ખાંસો, પિત્તનાં પેટ આવવાં, ન્યુમોનીઆ ( Pneumonia, ) ફેફસાંનો સોજો, નજળો લોહીનો બગાડો, લોહી ઓકવું, હાથ અને ખભાપર ખરજવું થવું, Hæmoptysis, Bronchitis, Bilious diarrhœa ) વગેરે છે.

કર્કમાં મંગળ—સુક્કો ખાંસો ( Dry cough ), પેટ ને હોજરીમાં ફોલ્લા થવા, પેટવાટે લોહી પડવું, ( Hæmorrhage, Gastritis Dipsomania, Dyspepsia ) અજીર્ણ, અજીર્ણનો તાવ ( Gastric fever,) પિત્તવિકાર ( Typhoid ), ટાઇફોઇડ ફીવર, એન્ટ્રીક ફીવર (Entric fever ), સ્ત્રીઓને ગર્ભમાં પુષ્કળ અડચણ થાય, બચ્ચાંના જન્મ વખતે નુકસાન કરે, છોકરૂં અધુરે પડે, વોમીટ થાય વગેરે દરદો થાય છે.

સિંહમાં મંગળ—હૃદયનાં દરદો છાતીના ધબકારા ( Palpitation, Aneurism, Hypertrophy ), મેલેરીઆ તાવ ( Malaria, Pleurisy, Aneurismsand Syncope, લુ લાગવી (Sunstroke ), બરડામાં રૂમેટીક દુઃખાવો થવો (Pericarditis, Endocarditis) વગેરે છાતી ને હૃદયનાં દરદો થાય છે.

કન્યામાં મંગળ—અતિસાર ( Diarrhœa ), હોજરીનો સોજો, આંતરડાંનો ખદી ( Peritonitis Cholera ), આંતરડાંનું ગોળીમાં ઊતરવું ( Hernia ), મરડો ( Dysentary, Enteritis, ) કરમ (Worms) તથા ટાઇફોઇડ (Typhoid) વગેરે દરદો થાય છે.

તુલામાં મંગળ—( Nephritis, Pyelitis), પિસાબને લગતાં

દરદો, ગુરદાનાં દરદોથી ઉત્પન્ન થતો તાવ, ભરડાના પાછલા ભાગનો દુઃખાવો, ગુરદાનો સોજો વગેરે છે.

**વૃશ્ચિકમાં મંગળ**—મસા ( Piles ), ભગંદર ( Fisiulas ), આજારને સમતાં દરદો ( Venereal diseases, ) પથરી, રેતી, ગાઉટ લોહીમાં ઝેરનું ભેળાવું, સ્ત્રીઓના ગર્ભસ્થાનમાં સોજો ( Inflammation of the womb), ઝાડા વાટે જતાં લોહી, દસ્તાનનાં મરજી, અધુરે બચ્ચાંનું જન્મવું, ( Abortion and catamenial disorders, )

**ધનમાં મંગળ**—જાંગનું દરદ ( Setiatca, Entric fever ), એન્ટ્રીક ફીવર, ફેફસાનો સોજો, ઝાડાના માર્ગનાં દરદો, ( Pelvic operations ) વિગેરે છે.

**મકરમાં મંગળ**—ઉડતો નજ્લો, પવનની પેન, રૂમેટીઝમનો તાવ, ઉડતા રોગો, શીતલા (*Smallpox, Urtecaria Pruritus, Anthrax*) ખણીચીના ફોલ્લા ( Seabies, Psoriasis ), કમળો ( Jaundice ), તથા ચામડીના સોજાનાં દરદો વિગેરે છે.

**કુંભમાં મંગળ**—પગના નળાનો દુઃખાવો, પેટમાં કળતર, આંતરીઓ તાવ ( Intermitent Fever ), લોહીમાં ઝેર, છાતીમાં ધબકારા, લોહીનું ગરમ થવું, ( *Crysipealas, Ulcers on the leg* ), વિગેરે છે.

**મીનમાં મંગળ**—દારૂનાં દરદો, ઉડતા રોગો, ખઈ ( Consumption ), આંટણો ( Corns, Bunions, Pectroal affections ), પગમાં પસીનો, ચીરા પાકવા, ( Balanitis, Hyperidrosis Browidrosis ) વિગેરે દરદો થાય છે.

## ગુરુનાં દરદો

જો કે ગુરુ એક શુભ ગ્રહ છે તોપણ જ્યારે છઠ્ઠા ભુવનમાં એ બેઠો હોય ત્યારે દરદો ઉત્પન્ન કરે છે, તેમજ જ્યારે ગુરુ તન ભુવન અને તંદુરસ્તીના માલેકને પાપદૃષ્ટિ કરતો હોય ત્યારે પણ ખરાબ સમજવો. ગુરુની ખાસીયત લોહીમાં ફેરફાર કરવાનો તથા તેને ઘટ્ટ બનાવી ગાંઠ કે ટયુમર ( Tumorous ) કે શરીરને જાડો કરવાની છે. એની મુખ્ય અસર લીવર યાને કલેજાપર છે અને ઘણું કરીને લીવરમાં એબસેસ કરે છે, ફોલ્લા થાય છે વગેરે અસર કરે છે. મુખ્ય કરીને જ્યારે છઠ્ઠા ભુવનમાં ઊંચનો

થઈને તથા શુભ ગ્રહોની દૃષ્ટિમાં શુભ થઇને ગુરુ બેઠો હોય તો, દરેક રીતે તંદુરસ્તીને બચાવ્યા કરે, અનિયમિત ખાવાપીવાથી થતાં દરદોનો અટકાવ કરે છે, બારે રાશિમાં એ ગ્રહ નીચે પ્રમાણેનાં દરદો આપે છે.

**મેષમાં ગુરુ**—બેશુદ્ધિ, ભેજાંનો સોજો, લોહીની ભેજામાં અસર ( Congestion of Brain ), ફેરચક્કર આવવા ( Giddiness, Swoons ), તથા ( Determination of blood to head )

**વરખમાં ગુરુ**—ગાઉટ, અદીપણાથી થતાં દરદો તથા પુષ્કળ ઊંચો ખોરાક લેવાથી થતા વ્યાધિઓ થાય છે, લોહી માથે ચઢે છે, ( Coryza, Epistaxis, Quinsy. Gout, Plethora from high livipg. )

**મિથુનમાં ગુરુ**—( Pleurasy, blood and lung disorders), ફેફસાંનો સોજો, લીવરપર ચરબી બાઝવી વગેરે છે.

**કર્કમાં ગુરુ**—પેટમાં ભાર, હોજરીનો બગાડો ( Overloaded stomach, Dilation of stomach, Dropsy ), અજીર્ણ, Scurvy, flatulence ) વગેરે.

**સિહમાં ગુરુ**—લોહીનું ગરમ થવું. પીત્તો ફાટી જવો, હૃદયપર ચરબીનું ફરી વળવું, છાતીના ધબકારા, તાવ, વગેરે છે.

**કન્યામાં ગુરુ**—ખહી, આંતરડાનો સોજો, કલેજાં લીવરનાં દરદો, આંતરડાંનાં દરદો, કમળો ( Jaundice ), લોહીનો બીગાડો, લીવરમાં એબસેસ ( Absceses on liver or bowels ) વગેરે.

**તુલામાં ગુરુ**—ગુરદામાં ગાંઠ ( Tumours in kidney, ) મીઠી પીસાબ ( Diabetes, ) લોહીનો બીગાડો, ( Changes in blood circulation, Obstructions, Pleurasy ) વગેરે.

**વૃશ્ચિકમાં ગુરુ**—મસા ( Piles. ), આજારનાં દરદો ( Veneral disorders, Urinal and seminal complaints, Dropsy, ) આંતરડાંનું ગોળીમાં ઊતરવું, ભગંદર ( Fistula, Urethral abscess, oversecretion of urates, Strangury, Eruptions in the secrets.

**ધનમાં ગુરુ**—સાયેટીકા ( Sciatica, ), ગાઉટ ( Gout, ), જાંગની અંદર દરદ, રૂમેટીઝમ વગેરે.

**મકરમાં ગુરુ**—ખરજવું (Eczema and various other

forms of cutaneous disorders, ), ચામડીનાં દરદો, લોહીનું ધીમું પડવું, લોહીનો, અને અરુચિક પદાર્થ ખાવાથી થતાં દરેક દરદો થાય છે.

**કુંભમાં ગુરુ**—લંબેગો (Lumbago), બરડાના નીચલા ભાગમાં દુ:ખાવો, લોહીનું ઝેરી થવું, ઘુંટણનું અને ઘુંટીનું સુજી જવું, છાતીમાં હૃદયનું દરદ થવું, તથા શરીરમાં પુષ્કળ લોહીનું વધી જવું. (Over abundance of the blood in the system, Heart dropsy)

**મિનમાં ગુરુ**—(Hydrothorx, Hidatid cysts,) લીવર તથા ફેફસાનાં દરદો, લોહીનું કમી થવું વગેરે દરદો થાય છે.

## શનિનાં દરદો

શનિ સર્વેમાં મુખ્ય દુ:ખોનો કરનારા છે, અને એનો ખવાસ ઠંડો અને સંકોચવાની શક્તિવાળો છે, અને એ રીતે રવિ ચંદ્રથી તદન ઊલટી ખાસીયતનો છે, અને જ્યારે છઠ્ઠા ભુવને કે તન ભુવન અને તંદુરસ્તીના માલેકો સાથે પાપદૃષ્ટિમાં હોય તો જરૂર ઠંડક અને લંબાણ ચાલુ દરદો (Lingeriug and chronic eomplaints) ઉત્પન્ન કરે છે. મુખ્ય દરદો થવાનું કારણ શરદી, તથા દરેક જાતના ગાઉટ રૂમેટીઝમ, બહેરાપણું, લકવો, તાવ, ઊડતા રોગો, ખડી તેમજ બીજાં હાડકાનાં દરદો થાય છે. શનિ પુષ્કળ દુ:ખતો કરનારો છે જેવાં કે—(Atrophy, Ague, Palsy, Cutaneous disorders, Gangrene, Impediments and deafness, Paralysis, Gout) વગેરે છે તેમજ શનિ હાડકાંનો માલેક હોવાથી દરેક હાડકાંને લગતાં દરદો તેમજ ખાસ કરીને બરડાની કરોડનાં હાડકાંને લગતાં મુખ્ય દરદો વધારે ઉત્પન્ન કરે છે.

શનિનાં દરદો માટે ઘણી ખંતથી જોવાની જરૂર છે, કારણ કે ઘણા લાંબા કાળ સુધી એ ગ્રહનાં દરદો દુ:ખ દે છે, બલકે કેટલીક વખતે તો જીંદગીભર સીકનેસ લાગુ પડે છે. બારે રાશિમાં એનાં દુ:ખ દરદો નીચે પ્રમાણે છે:—

**મેષમાં શનિ**—મોઢું, હોજરી, લીવર, સળખમ, દાંતનો દુખાવો, માથાના નીચલા ભાગના ભેજાનો દુ:ખાવો, બહેરાપણું, શરદી, (Cerebral ancemia, Apathy, Cerebral syncope) વગેરે છે.

**વરખમાં શનિ**—બહેરાપણું (Deafness), ગળામાં શરદીનાં દરદો, અવાજનું બેસી જવું, ગુગળાવું, (Suffocation, Laryngeal consu-

mption, Angina gangrina, Putrid gums), દાંતના પારામાં દરદ તથા ડીપથેરીઆ (Diphtheria) વગેરે છે.

**મિથુનમાં શનિ**—ખઈ (Consumption), ન્યુમોનીઆ (Pneumonia), બ્રોનકાઈટીઝ (Bronchitis), હાથ અને બાજુનું રૂમેટીઝમ તથા દમ અને શ્વાસને લગતાં અને ફેફસાનાં દરદો; કાળો કમળો (Black jaundice) ધ્રુજરી (Nervous trembling Dyspnoea).

**કર્કમાં શનિ**—દમ, હાંફણ (Asthma), ખઈ, તાવ (Ague) ભૂખનું મરી જવું, અજીર્ણ (Dyspepsia), ઊલટીનાં દરદ (Nausea, chronic gastritis, anæmia) કેનસર (Cancer oi breasts and axillae, chlorosis) લોહીનું સુકાવું, (Dipsomania,) સ્ત્રીઓના ગર્ભનાં દરદો (Affection of the womb)

**સિંહ રાશિમાં શનિ**—હૃદયનું નબળા પડવું, કમળો (Jaundice), બરડાના કાંઠાનાં દરદો (Spinal troubles), ગાઉટ, અને લીવર કમ્પલેન્ટ, (Malformed spine, locomotor ataxy, Gout in heart) વગેરે છે.

**કન્યા રાશિમાં શનિ**—ખઈ આંતરડામાં અડચણ (Obstruction in the bowels), કબજીઆત (Constiveness), ચુંકો, (Colic), આંતરડાંનો ખઈ (Abdominal Phtyhisis), મંદ લીવર (Sluggish lever) વગેરે દરદો છે.

**તુલામાં શનિ**—પિસાબના કુક્ષાનાં દરદો, લોહીનો બીગાડો, (Corrupted blood) ગુરદાનો ચુંકો, પિસાબનું કમતી થવું (Suppression of urine, Renal colic, Sterility.) માથા અને ગુરદાને લગતી બીમારી, અને (Brights disease) વગેરે થાય છે.

**વૃશ્ચિક રાશિમાં શનિ**—પિસાબનું અટકવું (Retention of urine,) મસા (Piles,) ભગંદર (Fistula) રેતી (Gravel) પથરી (Stone.) દાસ્તાન અને પીસાબને લગતાં સ્ત્રીઓનાં દરેક જાતનાં દરદો (Suppression of the Catameum, strangury), નાકનાં પાતળાં હાડકામાં દરદ (Caries of Cortilage of nose) વગેરે થાય છે.

**ધનમાં શનિ**—ગાઉટ, સાયેટીકા, જાંગનાં હાડકાંનું ઊતરી જવું, ખઈ, ખાંસી, અને (Debility of nervous system), વગેરે છે.

**મકરમાં શનિ**—તાવ (Ague), રૂમેટીઝમ, ચામડીના દરદો, તથા પગના ઘુંટણનું અકડી જવુ (Chiefly articular rhemmatism) વગેરે છે

**કુંભમાં શનિ**—આકરા (Cramp), લોહીનું કમતી થવુ (Anaimia), આંખના દરદો, ઘુટણ અને ઘુટીના દરદો (Clufoot from Contraction of the tendo Achillis, Asthenia Caries *of spine*) *બરડાના કાંટાના દરદો*, (Compression and sclerosis of spinal cord, arterial sclerosis)

**મીનમાં શનિ**—પગપર ફોલ્લા, ખદી (Consumption, Rachitis, Scorfula,) મળખમ (Catarrh) ગાંઠિ, (Bunions), પગ ભીના રાખવાથી થતા શરદીના દરદો, અને (Ulcers of feet) વગેરે થાય છે

## હરશચલ યાને યુરેનસ ગ્રહનાં દરદો

હરશચલ ગ્રહ તદન વિચિત્ર ખાસીયતનો છે અને એની અસર એકાએક અચળુચ થાય છે, તથા એ જે અસર કરે છે તે નહીં સમજ પડે તેવી અને ઘણી ગભીર કરે છે, અને કંઈ સાધારણ દરદ નહીં પણ વિચિત્ર અને નહીં સમજ પડે તેવુ દુખ કરે છે ઘણુ કરીને એકાએક દરદો જેવા કે ચમકવા, ધ્રુજરી, અતરગળ, ગોળો ચઢવો, અને ખાસ કરીને જ્ઞાનતંતુઓ (Nervous system) ને લગતા દરદોપર અને ખાસ કરીને ચૈતન્ય આપનારા જ્ઞાનતંતુઓ (*Motor nerves*) ને લગતા દરદો કરે છે એવી રીતે છઠ્ઠા ભુવને જે રાશિનો હરશચલ બેઠેલો હોય, તે રાશિના ભાગ અને ગુણ પ્રમાણેનું દરદ કરે, જુદી જુદી રાશિના નીચે પ્રમાણે યુરેનસ ગ્રહ દરદો ઉત્પન્ન કરે છે

**મેષમાં હરશચલ**—માથામા વારે વારે થઈ આવતો દુખાવો, ભેજાના કવર અને તે માહેલા તતુઓને લગતુ દરદ, મોઢા ઉપરના જ્ઞાનતતુઓ અને રગોનો લકવો, (Paralysis of the facial nerves)

**વરખમા હરશચલ**—અવાજની નળીના તથા ચૈતન્ય આપનારી રગ (Motor nerve of the throat) ના ગળાને લગતા દરદો કરે છે

**મિથુનમાં**—હાથ અને બાજુમા આકરા તથા દમ હાફણ થાય છે

**કર્કમાં**—હોજરીના, હોજરીની અદર ચાદી અથવા નાકુ પડવાના,

તથા ભેજાના ધખારાને હવાઇ વિચારોના ખ્યાલ ઉત્પન્ન કરનારાં દરદો થાય છે.

**સિંહમાં**—હૃદયમાં આંકડું, એકાએક હૃદયનું બંધ થવું, અથવા એકાએક અચણુચ મોત થવું.

**કન્યામાં**—આંકરી અને વીન ચઢીને પેટમાં અને આતરડાંમાં સખત ચુંકો ચાલવો.

**તુલામાં**—ગુરદાનાં દરદો તથા લંખેગો અને એકાએક કમરમાં દુઃખાવો થવો.

**વૃશ્ચિકમાં**—પિસાબના કુક્કા બ્લેડરને લગતાં, ઈન્દ્રિપર ચાંદી (Cancer of generative System), અને સ્ત્રીઓના છુપા માર્ગોમાં અડચણ (Deformities of womb), વગેરે થાય છે.

**ધનમાં**—સાયેટીકા, તથા જાંગમાં આંકરાં આવવાં.

**મકરમાં**—ઘુંટણમાં આંકરાં અને ઘુંટણમાંથી પગ ફરી જવા, અથવા તદ્દન ઘુંટણમાં નાકૌવતી થઇ જવી વગેરે.

**કુંભમાં**—હીસ્ટીરીઆ (Hysteria), પગની ઘુંટીમાં આંકડું, અને નબળાઈ તથા જ્ઞાનતંતુનાં દરદો (Nervous disorders).

**મીનમાં**—પગનાં તળિયાંમાં પરસેવો, પગનાં તળિયાં તથા અંગુઠામાં આવતાં આંકરાં, આંટણ, (Bunions) વગેરે થાય છે.

## નેપચ્યુન ગ્રહને લગતાં દરદો

નેપચ્યુન ગ્રહની હકુમત કેટલાંક વિચિત્ર, અને નવાઇ જેવાં અને અસાધારણ દરદો ઉપર છે, અને તે ઘણું કરીને શારીરિક કારણથી દુઃખ દરદ થવાના કરતાં મોટે ભાગે આત્મિક શક્તિને આધારે થાય છે. એ ગ્રહને લગતી હજી કાંઇ પુરતી માહિતી નહીં માલમ પડેલી હોવાથી દુઃખ દરદો પારખવામાં સહેજ અડચણ પડે છે, પણ મુખ્ય ભાગે એનાં દરદોનું કારણ કેફી વ્યસન ( Moral lapsing ) અને એવાંજ બીજાં કારણોથી થાય છે, કારણ કે માનવી એ ગ્રહની અસર હેઠળ દારૂ, તથા વ્યસની અને કેફી વસ્તુઓનો અનુગ્રહ વધુ પ્રમાણમાં કરનારો થાય છે. કોઈ તંબાકુ અને બીડીના વ્યસનમાં, કોઈને અફીણના વ્યસનથી દરદો થાય છે. નેપચ્યુન કેટલીક વખતે ભયંકર દરદો ઉત્પન્ન કરે છે, અને તે સર્વેમાં મુખ્ય ભાગે આત્મિક અને માનસિક ( Psychic ) શક્તિની પુષ્કળ

અસર હોય છે એ ગ્રહની છઠ્ઠા ભુવનમા અને જ્યારે તનભુવન અને તદુરસ્તીના માનેક સાથે પાપદૃષ્ટિ કરતો હોય ત્યારે ખૂબ તપાસવુ અને જુદી જુદી રાશિમા તે નીચે પ્રમાણેના દરદો કરે છે

**મેષમાં નેપચ્યુન**—ભયકર દરદો (*Demoniacal affec tions*), આખના દરદો જેવા કે (Conjunctivitis and myopia of eye) ભેજાના દરદો અને ભ્રાન્તિ ભુનાવો, ધખારો (Delusions) વગેરે છે.

**વરખમાં**—આખના દરદો, તથા ગળામા ઝેર ચઢવાના દરદો (Septic poisoning in throat)

**મિથુનમા**—ખઈ (Consumption) અને શરીરનું તવાતું જવુ, તાણુ, (Wasting of the system)

**કર્કમા**—(Dipsomania) દારૂડીયાપણુ તથા જુફ્રા ખ્યાવથી ઉત્પન્ન થતા દરદો, અને શરીરની હરેક ઇંદ્રિયોને તથા અવયવોને અનિયમિત કરવાથી થતા દરદો, (*Hypochondria*) અને વિચારથી ઉત્પન્ન કરી પોતાનામા કઈ નહીં હોવા છતા વહેમથી ઉત્પન્ન કરેલા દરદો થાય છે

**સિંહ રાશિમાં**—અજીર્ણ અને કેફીપીણાના વ્યસનથી હૃદયનું એકાએક બધ થઈ જવુ

**કન્યામા**—આતરડા ને હોજરીનો ખઈ તથા પેટ અને પાચન ાક્તિના દરદો (Consumption of bowels and malnutri ion)

**તુલામા**—જલદર (Dropsy) થાય છે

**વૃશ્ચિકમા**—પિસામને તથા ગર્ભને લગતા અનેક ભયકર દરદો

**ધનમાં**—જ્ઞાનતતુના દરદો, નર્વસ ડીસઓર્ડર્સ (Nervous isorder.)

**મકરમા**—ચામડીના દરદો, ખરજવુ, કોઢ (Leprosy)

**કુભમાં**—લોહી અને રગો તથા જ્ઞાનતતુના દરદો

**મિનમાં**—પાણીને લગતા દરદો, જલદર (Dropsy,obse sion) વગેરે છે.

આ ગ્રહ મુખ્ય ભાગે કોઈ પણ જાતનું ઝેર શરીરમાં આમેજ કરે છે, અને મોટે ભાગે ઝેર ચઢવાથીજ મરણ નિપજાવે છે. વળી હીપનોટીક અસર પણ ઘણી થાય છે. એ ગ્રહને હજી પક્કી રીતે તપાસવામાં આવ્યો નથી અને તેથી એની અસરો હજી માલૂમ પડી નથી, છતાં એટલું તો ચોક્કસ છે કે એ ગ્રહ ઘણોજ સૂક્ષ્મ ભિન્ન ભિન્ન અસરો કરનારો છે, કે જે અસરોને દૈવિક, ભૌતિક કે ચમત્કારિક અથવા જાદુઇ કહી શકાય, એ ગ્રહની પાપદૃષ્ટિમાં આવેલાં માણસો જાદુ, ચિઠ્ઠી, દોરા, ભૂત પલીત વગેરે પણ માન્ય કરે છે અને વહેમ અને ખ્યાલથી દરદો પણ ઉત્પન્ન કરે છે, તથા એવી બાબતમાં હંમેશાં મશગુલ રહે છે, તેમજ મેલી વિદ્યાઓની અસર પણ તેમને થાય છે.

એ પ્રમાણે ગ્રહો છઠ્ઠા ભુવને જે જે રાશિમાં તેઓ આવે, તેમ તેમ તેઓ પોતાની જાતિ અસરો પ્રમાણે જુદાં જુદાં દરદો કરે છે, જે મુખ્ય ભાગે ગુજરાતીમાં તેમજ કેટલાંક દરદોનાં નામ અંગ્રેજીમાં આપ્યાં છે, જેની સમજણ લંબાણ હોવાને લીધે અભ્યાસીને મેડીકલ ડીક્ષનેરી અથવા દાક્તરી અભ્યાસની ચોપડીઓ વાંચવાની ભલામણ કરીશું.

## દીવાનાપણું તથા ભેજાની ખામી

દીવાનાપણા અને મગજશક્તિની કમતાકાતી તથા ખોડ ખામી માટે **ચંદ્ર** તથા **બુધને** તપાસવાની જરૂર છે. જો ચંદ્ર અથવા બુધ એ બેમાંથી એક બી જન્મલગ્ન સાથે શુભ દૃષ્ટિમાં નહી હોય તો જાણવું કે જરૂરજ મનશક્તિ નબળી હોવી જોઇએ અને મગજશક્તિને તન ભુવનનો કશો પણ આધાર નહી એટલે સમજશક્તિ તેમજ વિચારશક્તિ તદ્દન નબળી જ હોય છે.

જો ચંદ્ર અને બુધ એક બીજા સાથે કંઇપણ સંબંધ ધરાવતા નહી હોય તેમજ એ બેમાંનો કોઇબી તનભુવન યાને જન્મલગ્ન સાથે પણ સંબંધમાં નહી હોય, અને જો દિવસનો જન્મ હોય, અને **શનિ** જો પાપદૃષ્ટિ ચંદ્ર કે બુધને કરતો હોય તો જરૂર ફીફરૂં ( Epilepsy ) થાય, અને જો રાતનો જન્મ હોય તો દીવાનાપણું થાય, ખાસ કરીને જો ચંદ્ર, બુધ, શનિ કે મંગળ એવે વખતે કર્ક, કન્યા કે મીન રાશિમાં હોય તો જરૂરજ એમ થવાનો સંભવ છે. ઘેલાપણું કેટલીક વખતે રવિ ચંદ્ર કંજંગશનમાં હોય, અને શનિ તેઓને પાપદૃષ્ટિ કરતો હોય, અથવા તો મંગળ ઓપોઝીશનથી પાપદૃષ્ટિ કરતો હોય, અને ખાસ કરીને તુલા, ધન

કે મીન રાશિમાં હોય તોપણ થાય છે. એ પ્રમાણેના જોગથી થયેલાં દરદો કદી પણ સારાં થતાં નથી, સિવાય કે બુધ અને રવિ ચંદ્રને બીજા શુભ ગ્રહોની શુભદૃષ્ટિ થતી હોય તોજ એવાં દરદો સાજાં થાય છે.

જો બુધ બારમે કે છઠ્ઠા ભુવને હોય તો તે શખ્સની બોલતી વખતે જીભ ખેંચાય અથવા તોતડું બોલે, અને ખાસ કરીને શનિ કે મંગળની કે ચંદ્રની પાપદૃષ્ટિ હોય તો બોબડો જરૂર થાય અને જીભ ખેંચાય, અથવા જો ઘણી પાપદૃષ્ટિ હોય તો જન્મથીજ મૂગો અવતરે, અને ખાસ કરીને જો કર્ક, વૃશ્ચિક, કે મીન રાશિમાં બુધ છઠે કે બારમે શનિની પાપદૃષ્ટિમાં હોય તો જરૂર જ મૂગો સમજવો.

નેપચ્યુન ગ્રહ દીવાનાપણામાં ઘણી અસર કરે છે, ને જો મંગળ તથા શનિ સાથે એ ગ્રહ બુધને પાપદૃષ્ટિ કરતો હોય તો, દીવાનો માણસ પુષ્કળ ઝનૂની, મારફાડ અને કાબુમા નહી રહે તેવો હોય છે. હરશચલ ગ્રહ પણ દીવાનાપણું લાગુ પાડે છે, અને જ્યારે ચંદ્ર અને બુધ એ બેઉને એકી વખતે હરશચલ પાપદૃષ્ટિ કરે છે તે વખતે હરશચલ ગ્રહ જો ઊંચનો હોય તો જરૂરજ દીવાનો બનાવે.

મુખ્ય આધાર બુધ ગ્રહની ઉપર છે, જો બુધ પાપદૃષ્ટિમાં હોય, નીચનો હોય પાપ ભુવનોમાં બેઠો હોય તોજ એ સર્વે બાબત થાય છે, માટે એ બાબતોમાં ઘણુંજ ધ્યાન રાખીને તેમજ વિચાર પહોંચાડીને ફળાદેશ જોવાની જરૂર છે.

## અકસ્માત, જખમ તથા શરીરની ખોડ ખાંપણ

અકસ્માત અને જખમ માટે ખાસ કરીને જન્મલગ્ન, છઠ્ઠા ભુવનના કશ, એને રવિ ચંદ્ર જોવો અને શનિ અથવા મંગળ જો રવિ ચંદ્રને પાપદૃષ્ટિ કરતો હોય તો જરૂર અકસ્માત થાય. જેમકે:

શનિ જો જન્મલગ્ને હોય અથવા તો ૯૦° કે ૧૮૦° અંશની પાપ દૃષ્ટિમાં હોય તો જરૂર પડી જવાથી ઇજા થાય

મંગળ જો લગ્ને હોય તો માથામાં જખમ થાય અને લોહી જાય, વળી જે રાશિમાં મંગળ બેઠેલો હોય તે રાશિને લગતા અવયવપર કાંઇ નિશાન કે જખમ હોવો જોઇયે. કાંઈ એવુ નથી કે જન્મથીજ એવી નિશાની હોય, કેટલીક વખતે તો પાછળથી બલકે મોટી ઉંમરે પણ થાય છે.

મંગળ જો રવિ કે ચંદ્રને ૯૦° કે ૧૮૦° અંશની પાપદૃષ્ટિ કરતો હોય તો જરૂર એકસીડંટ કે અકસ્મા[illegible]

થતી હોય તે ભુવનને લગતા અવયવોનો અને કારણનો અકસ્માત થશે, એમ સમજવું. જેમકેઃ—પહેલા ભુવને પોતાની હુજ્જતાઈ ને નાદાનીયતથી, ત્રીજે ભુવને રેલ મુસાફરીથી, પાંચમે ભુવને મોજશોખની પાર્ટીમાં એ પ્રમાણે વિચારી લેવું.

**અંધાપો,** ( Blindness )—રવિ મરદની જમણી આંખ અને ઓરતની ડાબી આંખપર મવકલ છે, અને **ચંદ્ર** મરદની ડાબી આંખ અને ઓરતની જમણી આંખ ઉપર મવકલ છે. જો રવિ કે ચંદ્ર ૧–૪–૭–૧૦ મા ભુવને હોય, અને **મંગળ** જો કંજંગશન, સ્કેવર કે ઓપોઝીશનથી પાપદૃષ્ટિ કરે તો અંધાપો થાય, જો ચંદ્ર મેષ રાશિમાં હોય અથવા તો વરખ રાશીમાં હોય અને નેપચ્યુન ગ્રહ તેને પાપદૃષ્ટિ કરતો હોય તો આંખમાં દરદ થાય, જેવું કે "માયોપીઓ" ( myopia or Conjunctives. ) જો રવિને નેપચ્યુન પાપદૃષ્ટિ કરે અને એઉમાંથી એક પણ ગ્રહ કેન્દ્રમાં હોય તો આંખની રગોને નુકસાન થાય અને નબળી પડે ( weakness of the optic nerve. )

કુંભ **રાશિની** પણ આંખ ઉપર ઘણી અસર છે, અને રવિ અને શનિ જો બેઉ સાથે કુંભ રાશિમાં હોય અથવા તો કંજંગશન કરે તો જરૂર અંધાપો થાય.

## શરીરની ખોડ ખાંપણ

શરીરની ખોડ ખાંપણ જેવું કે ખુંધાપણું, ઠુંઠાપણું વગેરે માટે જાણવું જે, કેટલીક વખતે જન્મથીજ બંધારણ બરાબર નહી હોવાથી અથવા એકસીડન્ટથી પણ થાય છે. એ માટે નીચલી વિગતો જરૂર તપાસવી જોઇએ:

૧. શરીરની ખોડખાંપણ મુખ્ય કરીને જન્મ કુંડળીમાં, **લગ્ને** જેઓને વરખ, વૃશ્ચિક, કે મકર રાશિ હોય તેઓને થાય છે.

૨. છઠ્ઠે કે બારમે ભુવને રવિ ચંદ્ર હોય.

૩. મંગળ, શનિ, અને હરશચલ ગ્રહ સાથે હોય અથવા કંજંગશન, કે ઓપોઝીશન સ્થિતિ રાશિમાં થતું હોય તો પણ એમ થાય.

૪. મંગળ, શનિ, હરશચલ જો એઓમાંથી કોઈબી પાંચ, છ કે બારમા ભુવનમાં કે ભુવનના કશપર હોય અથવા સીધી દૃષ્ટિ એ ભુવનોપર કરતા હોય તોપણ એમ થાય છે.

૫. જો જન્મલગ્નના અંશને સીધી પાપદૃષ્ટિ ત્રણે ગ્રહ કરતો હોય તો ખોડ ખાંપણ આપે.

૬. જો છઠ્ઠા ભુવનમાં અથવા બારમા ભુવનમાં ઘણા ગ્રહો સાથે બેઠા હોય અથવા તો કન્યા રાશિમાં કોઇ પણ ભુવને ઘણા ગ્રહો સાથે ભેગા બેઠા હોય તો જરૂર ખોડખાંપણ આપે જેમ કેઃ—

**દાખલો ૧ લો**—સ્ત્રીનો જન્મ તા૦ ૨૭ મી ઑગસ્ટ ૧૮૮૯ રાતના ૯ વાગે લેટીટયુડ N. ૫૦°-૪૪ લોંજીટયુડ ૧° ૫૦' ( West ) આ કુંડળી કાઢતાં વરખ રાશિ લગ્ને છે, રવિ, ચંદ્ર, બુધ અને હરશચલ છઠ્ઠા ભુવને સામટા બેઠા છે અને તે માંહેલા ત્રણ ગ્રહ કન્યા રાશિના છે, અને શનિ તથા મંગળ પાંચમા ભુવને કંજંગશન કરે છે જેથી આ સ્ત્રી બુંધી, બોડકી, બોબી, વાચા વગરની તથા તદન ઇડીયટ અને ભાન ભૂલી, મોટું મોઢું, કદંગો ચહેરો, અને જાનવર જેવા દેખાવની છે, કેટલાંક ભાઈ બહેન છે તેઓ સાધારણ માણસ જેવાં છે, જ્યારે આ સ્ત્રી તદન ઉપર પ્રમાણેની છે.

**દાખલો બીજોઃ**—મરદ જન્મ રાત્રે નવ વાગે તા. ૧૧ મી ઑગસ્ટ ૧૮૭૪ લેટીટયુડ ૫૩° N. લોંજીટયુડ ૧૨' W. આ શખ્સનો બરડાનો કાંઠો વળેલો તથા બેડોળ ચહેરો, છાતીમાં મોટો ખાડો વગેરે છે અને સદંતર બેડોળ છે. એ કુંડળીમાં લગભગ સાત ગ્રહ સ્થૂળ રાશિમાં છે. રવિ ચંદ્ર છઠ્ઠા ભુવને છે, અને તેઓ મંગળ, શનિ, શુક્ર અને હરશચલની સખ્ત પાપદૃષ્ટિમાં સપડાયલા છે. બુધ શનિ સાથે પેરેલલ ડેકલીનેશનથી છે અને મંગળની પાપદૃષ્ટિમાં છે, બે પાપગ્રહ પાંચમા ભુવને કંજંગશનમાં છે ને તેઓને ત્રીજો ગ્રહ શની ઓપોઝીશન કરે છે. સિંહ અને કુંભ રાશિ મુખ્ય અસર કરે છે જે શરીરના ભાગ બતાવે છે.

**દાખલો ત્રીજો**—સ્ત્રી જન્મ તા. ૪ થી સપ્ટેમ્બર ૧૮૮૦ સાડાસાત વાગે રાત્રે Lat. ૫૧°-૨૮' N Long. ०°-૧૮' W, આ બાઈ તદન ઇડીયટ છે ને બિલકુલ ભેજાંનો ભાગ ડેવેલપ થયોજ નથી, જન્મથી બેકામ છે ઇડીયટ છે, લગભગ છ ગ્રહ બારમા ભુવને રવિ ચંદ્ર સુદ્ધાં કન્યા રાશિમાં પડેલા છે.

આ ઉપલા દાખલાઓપરથી ઘણું શીખવાનું મળશે, જે માટે એ વખતોની કુંડળી અને અભ્યાસ કરવાને ભલામણ કરવામાં આવે છે.

**ડિફોરમિટીઝ (Deformities)**—ની બાબતમાં ઉપર લખવા

પ્રમાણે વરખ, વૃશ્ચિક કે મકર રાશિનું લગ્ન હોય છે તેમજ ખાસ કરીને કન્યા રાશિમાં પાપગ્રહોનો સંગ્રહ થાય તે જરૂર તપાસવો તેમજ છઠ્ઠા ને બારમા ભુવનને જરૂરજ જોવાં, કારણ કે છઠ્ઠા ભુવનમાં ખાસ કરીને જ્યારે મંગળ ને શનિ સાથે કંજંગશન કે ઓપોઝીશન થાય ત્યારે તો જરૂરજ ખોડ ખાંપણ બેસુમાર જાણવી, છઠ્ઠા ભુવન ઉપરાંત બીજા કોઇપણ ભુવનમાં એવા મંગળ, શનિ, અને હરશચલની પાપદૃષ્ટિઓ થાય તોબી ખોડખાંપણ કે લુલો લંગડો, ઠૂંઠો, બાંગો કાણો, કોચરો, ખુંધો, બહેરો, બોબડો, તોતડો, વગેરે કંઇ ને કંઇ ખોડ તે ભુવનોની રાશિ પ્રમાણે જોઈજ લેવી. વળી જન્મથી કોઈ વખતે એ કારણોથી ખોડ ખાંપણ થાય છે, ને નહીં તો વખતે પાછળથી તેનો અંગીકાર કરવામાં આવે છે.

**બારમા** ભુવન મારફતે, ઘેલાપણું, એકાંત, અથવા મેડહાઉસ અને હોસ્પીટાલમાં સદા માટે રાખવા જેવી સ્થિતિને લગતી ખોડખાંપણ જાણવી આઠમા ભુવને ખોડ ખાંપણથી મોત જાણવું, જ્યાંબી મંગળને હરશચલ અથવા શનિ કે મંગળ એક બીજા સાથે પાપદૃષ્ટિ કરતા હોય તો જરૂર ખોડ ખાંપણ કે એકસીડન્ટ કરે. જો એમ પાપદૃષ્ટિ મિથુન, કન્યા, ધન કે મિન રાશિઓમાં થાય તો હાથ અથવા પગને નુકસાન જાણવું. જો વરખ, સિંહ, વૃશ્ચિક કે કુંભ રાશિઓમાં થાય તો ખાસ શરીરના ભાગો અને શરીરે ઈજા જાણવી, પણ જો મેષ, કર્ક તુલા કે મકર રાશિઓમાં હોય તો માથાને ઈજા થશે એમ જાણવું.

## મંગળ અને શનિ દુઃખના રાજા

મંગળ અને શનિ એક બીજાથી તદ્દનજ સંપુર્ણ ઉલટી ખાસીયત અને તત્વના છે. એક ગરમ અને બીજો ઠંડો, અને જ્યારે એ બેઉ પાપગ્રહ બીજા ગ્રહો સાથે જોડાણમાં આવે ત્યારે તેઓનાં તત્વ પ્રમાણે ખાસીયત અને ગુણદોષનાં દરદ આપે, એટલા માટે ગ્રહોનાં જાતિ તત્વ ખાસીયત જાણવાની જરૂર છે. દરેક ચીજની દુનિયામાં ડયુએલીટી (Duality) છે, જેમકે નર ને નારી, દિવસ ને રાત વગેરે. તે પ્રમાણે ગ્રહોનાં તત્વ ગુણમાં પણ ડબલ ખાસીયત રહે છે. જેમાંની એકને × પોઝીટીવ અને—બીજાને નેગેટીવ ખાસીયત કહે છે જે નીચે પ્રમાણે છે:—

| ગ્રહ | પોઝીટીવ | નેગેટીવ |
|---|---|---|
| **રવિ** | — ગરમ | અને સુક્કો. |
| **ગુરુ** | — ગરમ | અને ભીનાશવાળો. |

શનિ — ઠંડો અને સુક્કો.
ચંદ્ર — ભીનાશવાળો અને ઠંડો.
બુધ — સુક્કો અને ઠંડો.

બુધ ગ્રહ જેવી દૃષ્ટિમાં આવે તેમ બદલાય છે.

શુક્ર — ભીનાશવાળો અને સહેજ ગરમ.
મંગળ — સુક્કો અને ગરમ.
હરશચલ — સુક્કો ઠંડો }
નેપચ્યુન — ગરમ અને ભીનો.

હવે એ ગ્રહો પોતાના ગરમ, ઠંડા, સુક્કા કે ભીનાશવાળા તત્વ પ્રમાણે દરદને અસર કરે છે, જેમકે મંગળ જો ગુરુ સાથે કંજંગશનમાં આવે તો હવે મંગળ જાતે ગરમ અને ગુરુ પણ જાતે ગરમ પણ મંગળ તદન સુક્કો અને ગુરુમાં ભીનાશ છે. હવે એ બેઉ ગ્રહમાં ગરમી એકસરખી છે, પણ ગરમીની જાત બે જાતની છે, હવે એ જાતમાથી ઉપલા કોષ્ટકમાં જે જાત પોઝીટીવ ખાસીયતની છે તે હંમેશાં નેગેટીવ ખાસીયત કરતાં બળવાન રહે છે, જેથી મંગળની સુક્કી ખાસીયત પોઝીટીવ છે, અને ગુરુની ભીનાશ નેગેટીવ છે, ગુરુ કરતાં મંગળ બળવાન ગણાય જેથી એ કંજંગશનની અસર એવી રહે કે જેમ એક ઝાડમાંથી ગુંદર ઝાડના રસ તરીકે પીગળીને બાહેર પડે, પછી તે માહેલી ભીનાશ ઊડી જાય (Evaporation) અને અંતમાં તે સુક્કો થઈને ગુંદરનો સખ્ત કટકો બને, પણ એ તો મંગળને ગુરુ બેઉ ગરમ હોવાથી થયું, પણ જો ગુરુને બદલે શનિ કે જે મંગળ કરતાં તદ્દનજ ઊલટો યાને એકદમ ઠંડો છે, તેનું જો કંજંગશન થાય તો શનિની પોઝીટીવ ખાસીયત ઠંડી છે અને નેગેટીવ સુક્કો ખવાસ છે, જ્યારે મંગળનો પોઝીટીવ ખવાસ સુક્કો અને નેગેટીવ ખવાસ ગરમ છે, જેથી મંગળની નેગેટીવ ખાસીયત ગરમીના કરતાં શનિની પોઝીટીવ ખાસીયત ઠંડી પ્રબળ છે, જેથી અસર એવી થાય કે એક ઠંડો પથ્થર આતશમાં મૂકીએ ને તેના કુરચા ઊડીને ટુકડે ટુકડા જેમ થઈ જાય તે પ્રમાણે જાણવી, કારણ કે શનિની ઠંડક અને મંગળની ગરમી એ એક બીજાથી તદનજ ઉલટી જાતના તત્વોની અસર છે. એ પ્રમાણે શનિ મંગળ હદ બાહેરની એક બીજાની ઉલટી અસર કરવાથી અંતમાં તેનું પરિણામ ભયંકર ખાનાખરાબીમા આવે છે, એને બેઉનાં તત્વો પોત પોતાની શ્રેષ્ઠતા જણાવવા માટે અસર કરે છે, ત્યારે શરીરના અવયવો અસંભવિત ઘડીમાં ગરમ તો

ઘડીમાં ઠંડું અને ઉબલ્લ અસર કરનારૂં દુઃખ ઉત્પન્ન કરે છે. એ પ્રમાણે ગરમીની અસર ઉત્પન્ન કરનારા ગ્રહો જેવા કે મંગળ અને રવિ સાથે મળે ત્યારે હરેક હદ બાહેરની ગરમી અને શરીરમાં સોજાને લગતિ વ્યાધિ ઉત્પન્ન કરે છે, એજ પ્રમાણે રવિ અને શનિ એક બીજાથી ઊલટી અસર કરે છે, અને કેટલીક વખતે એઓ એક બીજાની અસરને તોડનારા હોવાથી સમતોલપણું જાળવી રાખે છે, તેનો મુખ્ય આધાર એસપેક્ટ પર છે. રવિની શરીરમાં ગરમી ઉત્પન્ન કરનારી અસર અને સોજો કરવાનો ગુણ લાંબા કાળ સુધી થાય છે, જેવે વખતે શનિ પોતાની ઠંડકથી રવિનીં અસરને હંમેશાં કમતી કરતો રહે છે. એજ પ્રમાણે બીજા ગ્રહ જેવા કે બુધ અને શનિ કે જેમાં બુધની અસર સુક્કી છે. અને શનિ ઠંડો છે, જેથી હંમેશની ઠંડક ઉપર સુક્કી અસર કાબુ રાખે છે તેથી નર્વસનેસ અને જ્ઞાનતંતુની નાકૌવતી અને ભેજાને લગતી ચેતના વધે છે. બુધ અને હરશચલ વિચારની ઝડપ વધારે છે, પુષ્કળ ગુંચવણભર્યા વિચારોના ગુંચલામાં ગુંચવાવે છે, અને સ્વભાવને વિચિત્ર બનાવે છે, એ પ્રમાણે ગ્રહોનાં તત્વનું જે આગળ કોષ્ટક આપ્યું છે, તે પ્રમાણે જોઇને વિચારી લેવું. મુખ્ય ગ્રહોમાં શનિ અને મંગળની હદ બાહેર અસર છે, અને એ ગ્રહો જ્યારે બીજા ગ્રહો સાથે મળે ત્યારે સખ્ત અસર કરે છે, દુઃખોના રાજા એ બેઉ ગ્રહ છે. મંગળ હરેક ચીજને એકદમ વધારે છે, ને શનિ એકદમ ધીમી કરી નાખે છે. શનિ લાંબાં તથા રીબાવતાં દરદો કરે છે, અને બુધ જાત જાતનાં દરદો ઉત્પન્ન કરે છે. ચંદ્ર એવાં દરદ ઉત્પન્ન કરે છે કે જેની અસર થોડો વખત નરમ પડી જઈ પાછી ઉભરી આવે છે, જેવાં કે ફીફરૂં, ફીટ, હીસ્ટીરીયા વગેરે. રવિ અને ગુરુ ટૂંકાં દરદો અને જલદી સાજાં થાય તેવાં દરદો ઉત્પન્ન કરે છે, પણ મંગળ બધા કરતાં ઘણાજ અકળાટ ગભરાટનાં દરદ અને જાુન વ્યાધિઓ ઉત્પન્ન કરે છે, એ પ્રમાણે ગ્રહોમાં આ બે ગ્રહ શનિ અને મંગળ, યાને હદ વગરની ઠંડક ને શરદી અને હદ વગરની ગરમી એ બેઉ માનવી જાતનાં જીવલેણ છે, માટે એ બે ગ્રહો બીજા ગ્રહોના સમાગમમાં આવવાથી કેવાં દરદો ઉત્પન્ન કરે છે તે જાણવાની જરૂર છે, ખાસ કરીને કંજંગશનમાં અને સ્કવેર ઓપોઝીશન કે પાપદૃષ્ટિમાં જ્યારે મંગળ કે શનિ બીજા ગ્રહો સાથે એસપેક્ટ કરે ત્યારે નીચે પ્રમાણેના વ્યાધિઓ ઉત્પન્ન કરે છે.

## મંગળ સાથે બીજા ગ્રહો

મંગળ સાથે રવિ—તબીયતને બગાડીને શરીરમાં આરઘગી રાખે

છે, તાવ આવે છે, ગરમ અને સોજો થાય તેવી અસર કરે છે, શરીરમા ગરમી વધારે રાખે છે, નાડી ઝડપમા ચાલે છે

**મંગળ સાથે ચંદ્ર**—પુષ્કળ દસ્તાનનું જવુ, પીત્તનું વોમીટ, તાવ ( Exanthematous, fevers ) શરીરપર ખુજલી, ફુનસી, ફોડ વગેરે (Eruptive actions Pyrosis) દરદો થાય છે

**મંગળ સાથે બુધ**—શરીરની નબળાઈ, નબળાઈના સોજા, ઝાડા વાટે પીત્તનું જવુ, નબળાઈને લીધે પુષ્કળ તરસ લાગવી, રગો તથા જ્ઞાનતંતુને લગતા હરેક પ્રકારના દરદો જેવા કે ( Erethism of nervous system, Nerve inflammation Pathogenic signs, Excitability Logerrhoea ) વગેરે

**મંગળ સાથે શુક્ર**—પુષ્કળ પિસાબ થવી, તથા ઘડી ઘડી પિસાબની તલપ થવી, પિસાબના અવયવોમા વ્યાધિ થવી, તેમજ એવા પિસાબની ઈન્દ્રિયને લગતા દરદો જેવા કે ( Fibroma, Excessive secretions), Renal irritation, Phlebitis, Nymphomania in females, વગેરે છે

**મંગળ સાથે ગુરુ**—ટયુમર ( Steatomatous tumour, Adipose sarcoma, Sthenc inflammation, Fibrinous exudations, Arthritis Lipoma ) વગેરે સોજા તથા ગરમી અને સ્નાયુઓના પડોને લગતા દરદો થાય છે

**મંગળ સાથે શનિ**—સાધાના સોજા ( *Inflammation in joints*, હાડકાનું ભાગવુ, ( Biliary calculi, Malformations Frectures, Aehondroplasia )

**મંગળ સાથે યુરેનસ**—અંતરગળ, તથા સ્નાયુના ચૈતન્યને લગતા દરદો તથા આકરા વગેરે જેવા કે ( Pains and cramps from exalted exitomotory function, Hyperkinetic action, Laccrations and ruptures ) વગેરે છે

**મંગળ સાથે નેપચ્યુન**—સાઈટીક તથા અણુદીઠ સૂક્ષ્મ ચૈતન્ય ને લગતા કારણોને લીધે થતા દરદો

## શનિ સાથે બીજા ગ્રહો

**રવિ સાથે શનિ**—બરડાના કાંઠાને લગતા દરદો ( Spinal defects, Locomofory disorder ), શરીરના ચૈતન્યનુ ધીમુ પડવુ, હૃદય તથા

ખરડાની અંદરની ગતિનાં દરદો, હૃદયનાં દરદો તથા બીજાં દરદો જેવાં કેઃ—Rigor, ( Lesions of the motory columns within spine, structural disease of heart, deepseated complaints ).

ચંદ્ર સાથે શનિ—શરીરમાંથી લોહીનું સુકાઈ જવું. છાતીનું સંકોચાવું વગેરે શરદીથી ઉત્પન્ન થતાં ઘણાં દરદો થાય છે. જેવાં કે ( Cachetic, Narrow chested, impaired sensorial functions, Encephalic and intropulsive congestion, Maturation and softening of tubercle

બુધ સાથે શનિ—દમ લેવાના અવયવોનાં દરદો, તથા શરીરની રગો તદ્દન બહેર મારી જવાનાં દરદો જેવાં કે Deficient secretion of mucus on respiratory membrane, and numbness of nerve વગેરે છે.

શુક્ર સાથે શનિ—પિસાબનાં દરદો, પિસાબનું અટકવું, પિસાબમાં તનખ મારવી, પિસાબ પુષ્કલ ગડલી થવી ( Highly loaded urine, urinary calculi, suppression of urine, etc ).

ગુરુ સાથે શનિ—ઝાડાની કબજીયાત, લીવરનાં દરદો જેવાં કેઃ—Sluggish lever, Chondroma or felbrocartilagious tumour, congestive inflammation

હરશાચલ સાથે શનિ—શરીરના અવયઓનું સંકોચાવું તથા તેથી ઉપજતા બીજા વ્યાધિઓ ( Contraction and strictures, compression of organs ) વગેરે.

નેપચ્યુન સાથે શનિ—નહી સમજ પડે તેવાં અને કુદરતનાં સૂક્ષ્મ તત્વો તથા ચૈતન્યોથી ઉપજતાં માનસિક દરદો જેવાં કે Obscure and Psychic disorders.

આ પ્રમાણે શનિ અને મંગળ માનવીને સહુથી વધુ વ્યાધિ કરનારા છે.

## મોત

શરીરનાં દરદો, ખોડખાંપણ, વ્યાધિઓ, તે થવાનાં કારણો વગેરે સર્વે આગળ સમજાવ્યું છે, હવે મોત થવાનું કારણ જાણવાની જરૂર છે, તથા મોત કેમ થાય છે, તે તપાસવું ઉપયોગી થઈ પડશે. આ બાબત

ઘણી અચોક્કસ રહે છે, કારણ કે માનવીના એક જીવનો સબંધ તેની આજુબાજુનાઓ તથા તેના કુટુંબીઓ તેમજ બીજી ઘણી બાબતો સાથે પણ સંબધ ધરાવે છે, કારણ કે તેઓના સમાગમથી તને તથા તેના પંચ ભૂતી શરીર અને તે બાહેરી ગતિ, કાર્યો, વગેરે સર્વે ચીજોને ધ્રુજણી મારફતે અસર થાય છે, અને તેવી અસર વખતે એક મોત વિષે વિચાર દર્શાવતા ઘણીજ સમજ, લાબો અનુભવ અને જરૂરી ગણિતની મોટી જરૂર છે હવે મોત માટે વિચાર પુગાડતા, મોત ઘણા કારણોથી નિપજે છે, પણ કારણોની મુખ્ય બે શાખા છે ૧ સાધારણ કુદરતી મોત ૨ ભયકર અકસ્માતથી નિપજતા મોત એ પ્રમાણે બે જુગી જુદી શાખાઓ છે

## કુદરતી મોત

સાધારણ કુદરતી મોત માટે તદુરસ્તીનો માલેક (Hyleg) અને આઠમા ભુવનનો માલેક અથવા આઠમા ભુવનમા જે ગ્રહ બેઠેનો હોય તે તપાસવો, કારણ કે જ્યારે આઠમાનો માલેક તથા તદુરસ્તીનો માલેક ડાઈરેકશનથી એક બીજા સાથે પાપદષ્ટિમા આવે ત્યારે મોત થાય છે, અથવા તો "હાઇલેગ" અને આઠમા ભુવને પડેલો ગ્રહ પાપ દષ્ટિમા આવે તો મોત થાય, પણ યાદ રાખવુ કે એવી પાપદષ્ટિ વખતે કોઈ શુભગ્રહ શુભદષ્ટિ કરતો હોય તો બચાવ થાય

## અકસ્માત કે રોગથી મોત

હવે મોત તો તદુરસ્તીનો માલેક અને આઠમાનો માલેક પાપદષ્ટિમા આવે ત્યારેજ થાય, પણ તેવી પાપદષ્ટિ ઘણીજ મજબુત જોઈએ પણ કેટલીક વખતે પાપદષ્ટિ ઘણીજ સહેજ હોવા ઉપરાત પણ મોત થાય છે, જ્યારે કુડળીના બીજા ભુવનોમાથી પાપદષ્ટિ થતી હોવી જોઇએ અથવા કઇ કારણ મળવુ જોઇએ હવે મોતનુ કારણ દુ ખ હોય તો છઠ્ઠા ભુવનથી તે પ્રમાણે થવુ જોઈએ જો છઠ્ઠા ભુવને શનિ હોય અથવા તો આઠમા ભુવને શનિ હોય તો કઇક લબાણ અને કટાળાભરેના વરસોના જુના વ્યાધિથી અને માદગીથી મોત થાય, અને જે રાશિનો શનિ હોય તે રાશિવાળા શરીરના ભાગપર તેવુ દરદ થાય (જુઓ બારે રાશિમા શનિથી થતા દરદો)

જો ઉપર પ્રમાણે મગળ હોય તો ગભીર તાવથી મરણ નિપજે, અથવા તો લોહી ઓકવાથી અને ગરમી તથા સોજાના દરદોથી મોત થાય જો શુક્ર ઉપર પ્રમાણે આઠમા ભુવને હોય તો ઘણુજ શાતિથી કઇ પણ

દુઃખ દરદ વગર, આસાનીથી અને સુખથી મોત આવે. સ્ત્રીની કુંડળીમાં જો રવિ એ પ્રમાણે હોય તો મોત ઘણીજ સખ્ત માંદગીથી અને તાવથી અથવા લાંબા અને પુષ્કળ દરદવાળા દુઃખથી મોત થાય.

વળી એ ઉપલી બાબતો સાથે કુંડળીના ચોથા ભુવનને પણ તપાસવું તથા ખાસ કરીને ચોથાના માલેકને તપાસવો, કારણ કે એ ભુવન અંત વખતનું છે; માટે છેલ્લી પળે મરનાર કેવી હાલતે મરશે તે એ ઉપરથી જણાય છે, કારણ કે જીંદગીની છેલ્લી મરતી વખતની હાલત એ ભુવનથી માલૂમ પડે છે.

**મોતનો વખત** જાણવાનું મુખ્ય કરીને ડાઈરેકશન પરજ રહેલું છે, ડાઈરેકશન જન્મ પછીના દર વરસનું ગણવું; અને તેમ કરતાં જે વરસમાં **હાઇલેગ** યાને તંદુરસ્તીનો માલેક, જ્યારે આઠમાના માલેક અથવા તો આઠમે રહેલા ગ્રહ સાથે, પાપદૃષ્ટિમાં આવે તે વખત ડાઇરેકશન જે જાતનું કાઢ્યું હોય તેની ચાલના પ્રમાણે મુજબ ટાઈમ ગણવો, કે તે ડાઈ-રેકશન કયા ટાઇમ ને કેટલામે વરસે થશે, તથા ધ્યાન રાખવું કે તેવે વખતે શુભ ગ્રહ તંદુરસ્તીના માલેકને શુભદૃષ્ટિ કરતો હોય તો, જાણવું કે મોત થશે નહી, અને ગંભીર માંદગી થશે, પણ બચી જશે. એવે વખતે ટ્રાન્ઝીટ પણ જરૂર જોવી, કારણ કે જો ટ્રાન્ઝીટથી હાઈલેગને કંઈક ધરખમ શુભદૃષ્ટિ થતી હોય તો બચાવ થાય.

હવે ભયંકર મોતોમાં ખાસ કરીને "હાઇલેગ" તથા આઠમા ભુવનનો માલેક, અથવા આઠમા ભુવને બેઠેલો ગ્રહ વગેરે ઉપર પ્રમાણે જોવું, પણ ખાસ કરીને એટલું ધ્યાનમાં રાખવું કે હાઇલેગ યાને તંદુરસ્તીના માલેક કરતાં હરશચલ, મંગળ કે શનિ એ ત્રણ ગ્રહ માંહેલો કોઈ વધારે બળવાન થઇને, પાપદૃષ્ટિ હાઈલેગ અથવા તો આઠમાના માલેકને કરતો હોય તો, હોનારતથી ભયંકર મોત આવે, પણ ખાસ જોવું જોઈએ કે રવિ ચંદ્ર એ બેઉને પાપગ્રહો પાપદૃષ્ટિ કરતા હોય એવે વખતે પાપદૃષ્ટિ કરનારો **શનિ** હોય ને વરખ, સિંહ, વૃશ્ચિક કે કુંભ રાશિમાં હોય તો, ગળું દબાવાથી ગુંગળાઈને અથવા ફાંસો ખાઇને અને ફાંસી જઈને મોત થાય. જો શનિ જાનવરી રાશિ જેવી કે મેષ, વરખ, સિંહ, ધન કે મકર એ રાશિમાં હોય તો જનાવરના ડંખથી મોત નિપજે. જો ગુરુ એવે વખતે શનિની પાપ-દૃષ્ટિમાં પોતે પણ પડયો હોય તો, મોત જાહેરમાં જાણવું, અથવા તો જડજના હુકમથી મોત થાય. શનિ વૃશ્ચિક રાશિમાં જો એવી રીતે હોય

તો ખાસ કરી સાપના ઝેર અથવા કરડવાથી મરણ નિપજાવે છે જો શુક્ર એવે વખતે પાપદષ્ટિમા સામેલ થાય તો દગા ફટકાથી મોત નિપજે, અથવા દગાથી ઝેર પીવાડવામા આવે જો શનિ પાણીની રાશિઓ. કર્ક વૃશ્ચિક ને મીનમા હોય તો ડુબી મરવાથી મોત નિપજે કેન્દ્ર રાશિ જેવી કે મેષ, કર્ક, તુલા, મકર એમા જો શનિ હોય તો ઘર પડવાથી દબાઈ ને ગુગળાઈ મરે, અને જો એ રાશિ માહેલી કોઈ ચોથા ભુવને હોય ને તે ઉપરી પાપદષ્ટિ કરે તો ધરતીકંપથી મોત નિપજે મગળ જો એ પ્રમાણે પાપદષ્ટિ કરનારો હોય તો, યાને હાઇનેગ કરતા ઉંચનો કે બળવાન હોય અને હાઇલેગ કે આતમના માલેકને અથવા જન્મ લગ્નને પાપદષ્ટિ કરતો હોય તો જખમ થવાથી મોત નિપજાવે આમથી, ખજર કે જખમથી ખુન થવાથી, લડાઇ તથા દરેક જાતના મોત કે જેમા લોહી વહેવાથી મરણ નિપજે તેવા મોતનો કરનારો મગળ છે વરખ રાશિમા મગળ ગડુ કપાવીને અથવા તો જલ્લાદની તલવારથી અથવા ગળુ કાપી આપઘાત કરવાથી મરે છે ,વરખ તથા વૃશ્ચિક રાશિમા ડાકટરી વાઢકાપથી પણ મરે છે આતશી રાશિમા બળવાથી અથવા આગથી, મિથુન, કન્યા, કુભ કે ( ધન રાશિ ૧૫ અંશ સુધીમા) ધન રાશિના આગલા અરધા ભાગમા જો મગળ હોય ને પાપદષ્ટિ કરે તો માણસના હાથે મોત થાય, પછી તે ખૂન થાય કે આગથી કે ગમે તે માણસનો ભોગ થાય અથવા લડાઇમા લશ્કરી સીપાઇના હાથે મરે, મગળ જ્યારે ડાઇરેકશનથી કે જન્મ કાળે રવિ ચદ્રની બરાબર સામે યાને ૧૮° અંશે હોય તો જરૂર મોત આગથી જાણવુ જો ગુરુ એવે વખતે દષ્ટિમા હોય તો, જડજના હુકમથી મોત થાય હરશચલ ગ્રહ એ પ્રમાણેની પાપ દષ્ટિ કરતો હોય તો દારૂગોળો ફૂટવાથી સાચા કામથી, વીજળી પડવાથી રેલ્વે અથવા મોટરકારના એકસીડન્ટથી, અને ખાસ કરીને કોઇપણ જાતના આપઘાતથી મરણ નિપજે છે નેપચ્યુન ગ્રહ એવી રીતે જો પાપદષ્ટિમા હોય તો અફીણ ખાવાથી, દવાનું ઝેર ચડવાથી, અને એવાજ કોઇ કારણથી મોત નિપજે

એ બાબતનો પુખ્ત વિચાર કરીને પછીજ મોત વર્તવાની જરૂર છે, એ માટેના દાખલાઓ વિગત સાથે આપ્યા છે, જે દાખલાઓ માહેના કેટલાક હાલમા તુરતના બનેલા છે, ને જે હમોએ નજરે જોયેલા તેમજ આ વિદ્યા મારફતે તપાસેલા છે તે પર વાચનારનું ખાસ ધ્યાન ખેચીશુ મુખ્ય મતનમ મોત માટે જન્મ પછીનું ડાઇરેકશન તથા ટ્રાન્ઝીટ જાને ઉપલા કાયદાઓની સમજ પ્રમાણે ખૂબ ધ્યાન આપવાની જરૂર છે મોતના

ઘણાં અંગ છે. કોઇ મોત એક **પાયાનું**, કોઇ બે ને કોઇ ચાર કે તેથીબી વધુ પાયાનું, મોત કહેવાય છે, તેમાં ૭ મુખ્ય પાયા યાને એસપેકટસ છે, જેમકે ૧. જન્મલગ્ન, ૨. આઠમું ભુવન, ૩. તંદુરસ્તીનો માલેક યાને મરદ માટે રવિ અને સ્ત્રી માટે ચંદ્ર, ૪. છઠું ભુવન તેનો માલેક તે માંહેલાં ગ્રહો, ૫. ચોથું ભુવન તેના ગ્રહ તથા માલેકો, ૬. મારકેસ સ્થાનના માલેકો યાને આઠમા ભુવનની ઓપોઝીશનનું. તેમજ છઠા ભુવનની ઓપોઝીશનનું ભુવન યાને બીજા ભુવન તથા ૧૨ મા ભુવનને પણ તપાસવું, એ પ્રમાણે ૭ પાયામાંથી જેટલા પાયા યાને કારણોની પાપદૃષ્ટિ થાય, તે મુખ્ય જાણવી. બીજા ઘણા પાયાઓ યાને પાપદૃષ્ટિઓ છે, પણ તેમાં મુખ્ય આ ૭ જાણવી. વળી બીજા પાયા ઘણા છે જેવા કે ગ્રહોનાં પોતાનાં બળ, ઊંચ પોતાના ઘરનો, નીચ, શત્રુનાં ભુવનનો, જલિત મિત્રના ઘરનો વગેરે છે. એ પ્રમાણે **પાયા** યાને મોત થવાનાં કારણભૂત ગ્રહની અસર, ઘણી જુદી જુદી રીત રૂઢીઓથી છે, પણ અંગ્રેજી ગ્રહ ગણિતમાં તેનો મુખ્ય પાયો **ડાયરેકશન** અને તેથી થતી જન્મ લગ્ન, આઠમા ભુવન, છઠા ભુવન, ચોથા ભુવન, અને તેને લગતા માલેકો અથવા તેમાં બેઠેલા ગ્રહો અને ખાસ કરીને **હાઇલેગ** યાને તંદુરસ્તીનો માલેક (કે જે સ્ત્રી માટે ચંદ્ર અને પુરુષ માટે રવિ ગણાય છે,) એક બીજાની શુભ પાપદૃષ્ટિમાં આવે, તથા પાપગ્રહોના દબાણમાં આવે ત્યારેજ મોત થાય. વળી મુખ્ય કરીને એ ગ્રહો કેન્દ્રસ્થાનમાં હોય તો મોત નક્કીજ સમજવું. દુઃખ દરદો જુદાં જુદાં કારણથી કેમ અને કેવી રીતથી થયાં તે, તથા મરણો કેમ અને કેવા ગ્રહ સમાગમ વખતે થયાં તે સર્વ દાખલાઓ, જન્મની ઘડીપળ કુંડળી તથા કારણો સહિત આગળ જતાં આપ્યાં છે; તે દરેક બાબત અભ્યાસીને એક પછી એક બરાબર તપાસી તેનો બરાબર અભ્યાસ કરવાની ભલામણ આવે છે.

## જન્મગ્રહ અને ખોરાક

દુઃખ દરદ થવાની ગ્રહોની નિશાનીઓ અને જોગો તથા મોત વગેરેના દાખલા પાછળ સમજાવવા અગાઉ કેટલીક વખતે, જન્મ ગ્રહને આધારે એક માનવીને, પોતાના શરીરના પંચભૂતી બંધારણ કે જેને ગ્રહો સાથે નહીં તજાય તેવો ધાડો સંબંધ છે, તેમ તે શરીરનું પોષણ કરવાને જે ખોરાક ખાવામાં આવે છે, તેને પણ મોટો સંબંધ છે, માટે એ ખોરાક જુદા જુદા ગ્રહની અસરવાળા માનવીઓએ કેવો લેવો જોઈએ કે જેથી અરુચિ,

નહીં થતા તદુરસ્તી વધે, અને દુ ખનુ નિવારણ થાય હવે તબીયતને માટે મુખ્ય ગ્રહો શારીરિક તદુરસ્તી માટે રવિ ચદ્ર અને જન્મ લગ્નની રાશિ છે, માટે આપણે બારે રાશિઓ અનુક્રમે લઇ તેનો વિચાર દર્શાવીએ, કે જેથી તે **રાશિ જે જન્મ વખતે તનુભુવન યાને જન્મ લગ્ને હોય, અથવા તો રવિ કે ચદ્ર જે રાશિમા હોય, તે રાશિ પ્રમાણે, તે રાશિને અનુસરતો ખોરાક જો લેવામા આવે, તો તે માનવી પોતાની તબીયત સારી રાખી શકે**

માનવી જો અરચિકર પદાર્થો ખાવાનુ મોકુફ કરે, અને પોતાના શરીરને માફક આવતી ચીજો જો ખાય તો તથી દુ ખ દરદ થવાનો સભવ ઘણો ઓછો થાય છે કારણ કે જેટના દરદો અરુચિકર ખાવા પીવાથી થાય છે, તેટલા બીજા કારણોથી ક્વચેજ થતા હશે

**મેષ**—આ રાશિ મગજશક્તિને લગતી છે અને શરીરમા માથાનો ગળાસુધીનો ભાગ પોતાનો ધરાવે છે એગ્ના માટે એ રાશિવાળા માણસના ભેજાને પુષ્ટિ આપે તવો ખોરાક લેવાની જરૂર છે ધઉંનો ખોરાક ખાવો, ધણુજ કમતી માસ પણ માછલી બનતા સુધી વધારે સાવી દારૂ અથવા સ્ટીમ્યુલન્ટ (Stimulan s) અથવા કેફી વસ્તુ બીનકુન લેવી નહીં દરેક ગરમી ઉત્પન્ન કરનારી વસ્તુ તજવી જોઇએ અને રાતના નિદ્રાવશ થવાની બેથી અઢી કલાક અગાઉ છે નો ખોરાક ખાવો જરૂરનો છે દાળ તથા કઠોળનો ખોરાક પણ એ રાશિવાળાને સારો છે

**નોધ**—અત્રે આ પુસ્તકમા માસના ખોરાકની તરફેણમા કે વિરૂદ્ધમા કાઇપિણ હુ લખવાની ઇચ્છા રાખતો નથી કેટલાક કારણો સબબે માસનો ખોરાક કેટલાક માણસોને એકદમ છોડવો મુશ્કેલ છે અને જેઓ મ સાહારી નહી હોય અને વેજીટેરીયન હોય તેઓએ આ પુસ્તકમા જ્યા જ્યા માસ કે માછલીનો ખોરાક ખાવાને દર્શાવ્યુ હોય તે વખતે તેઓએ અનાજ અને શાકભાજીમા જે માસના જેવા તત્ત્વ ધરાવનારી વસ્તુઓ હોય તેનો ઉપયોગ કરવો.

**વૃષભ**—આ રાશિ ઘણી સારી ભૂખ આપે છે પણ ગરમી આપનારો અને ચરબી વાળો ખોરાક બીલકુલ ખાવો નહીં સ્ટીમ્યુલેશન સાધારણ હદની અદર લેવુ પણ મો ટ લીકર્સ (Malt Liquors) પીવા નહી, તથા આટાનો બનાવેલો નરમ અને સ્ટાર્ચ (Starchy) વાળો ખોરાક બિનકુન ખાવો નહીં લીંબુનો ઉપયોગ ગળા માટે સારો છે ખોરાક ખાવામા

મધ્યમપણું અને મિતાહાર જાળવવો કારણ કે એ રાશિમાં મોજશોખ ખાતર ખાવાપીવાનો સ્વભાવ વધારે રહે છે, અને તે અવગુણકર્તા છે.

મિથુન—આ પણ ભેજા અને મનશક્તિને લગતી રાશિ છે અને એ રાશિવાળાને પણ ભેજાને પુષ્ટિ આપનારો ખોરાક પૂરતો જોઇએ, ખાસકરીને એવો ખોરાક કે જે લોહી માંહેલા લાલ તત્વોને વધારે તથા જ્ઞાનતંતુ અને રગોનાં ચૈતન્યને ઉશ્કેરે તેવો ખોરાક ખાવો જોઇએ, આખા દિવસમાં ફક્ત એકજ વખત માંસનો ખોરાક ખાવો પુરતો છે, અને તે પણ સાધારણ અને નિયમિત હદમાં ખાવો જોઇએ. ફળ અને દૂધ એ મુખ્ય ખોરાક પર વધારે આધાર રાખવો અને રાત્રે નિદ્રાવશ થવા આગમજ બીલકુલ ભારી ખોરાક અને અજીર્ણ કરે તેવો ખોરાક ખાવો નહી.

કર્ક—આ રાશિવાળા માનવીએ ખોરાકની બાબતમાં પુષ્કળ સાવચેત રહીને તપાસવું જોઇએ, જીવ ઉશ્કેરે અથવા પેટમાં ગરમી ઉત્પન્ન કરે અથવા હોજરીમાં ચચરાટ લાગે તેવો ખોરાક બિલકુલ ખાવો નહી જોઇએ, તેમજ દારૂ અને કેફી વસ્તુ અને સ્ટીમ્યુલન્ટ અને મોલ્ટ લીકર પીવો ગેરફાયદાકારક છે. સવારના નિદ્રામાંથી ઊઠતી વખતે અને રાતના નિદ્રાવશ થતી વખતે એક ગલાસ ઠંડુ પાણી પીવું પુષ્કળ ફાયદાકારક છે, માંસનો ખોરાક ભલામણ કરવા લાયક નથી, પણ માછલી, દાળ ભાત (Cereals) વગેરેનો ખોરાક એ રાશિવાળાને ફાયદાકારક છે. ખાસ કરીને મીઠાઈ અને મીઠાશવાળી ચીજ ખાવી નહીં, કારણ કે તે પુષ્કળ અવગુણકારક છે.

સિંહ—આ જીવનશક્તિ ધરાવનાર રાશિ છે અને તેથી જે ચીજો લોહીનો ફેરફાર કરે અને લોહી માંહેલાં લાલ તત્વોને વધારે તેવો ખોરાક ખાવાની જરૂર છે, દરેક ગરમ ખોરાક, ચરબીવાળો ખોરાક અને કેફી પીણાં તેમજ દારૂ વગેરે બીલકુલ લેવું જોઇએ નહીં, અને ખોરાક તદ્દન નિયમિત અને વખતસર જરૂર કરીને ખાવો જોઇએ, અને ખાસ કરીને વેજીટેબલ ખોરાક જ ભલામણ કરવામાં આવે છે.

કન્યારાશિ—આ રાશિવાળાને ખોરાક પર પુષ્કળ ધ્યાન આપવું જોઇએ, અને ખોરાક બરાબર ટાઇમસર અને **ખુબ ચાવી ચાવીને** પછીજ ખાવો જરૂરી છે. દૂધ, ફળ વગેરે જે ખોરાકનો ઝાડો સાફ રાખે તેવો પણ સાધારણ પ્રમાણમાં ખાવો. જે ખોરાક ઝાડામાં અને આંતરડાંમાં ગરમી ઉત્પન્ન કરે તેવો ખોરાક બિલકુલ લેવો નહીં અને ફક્ત સારી રીતે પકવેલો ખોરાક, ઘટતી સંભાળ સાથે અને નિયમિત તથા વાજબી પ્રમાણમાં ખાવો.

**તુલા**—આ રાશિવાળા માણસને હલકો ખોરાક ખાવાની જરૂર છે દૂધ અથવા માછલી અને એવો ખોરાક કે જેમાં ખાંડ, સ્ટાર્ચ અને મોલ્ટ-થી ગુરદાનાં દરદો અને બીજી પિસાબનાં દરદો થવાનો સંભવ છે. એ રાશિવાળા માટે ઈંડાનો ખોરાક સારો છે, તેમજ કેફી વસ્તુ પીવી નહીં અને સવારે તથા રાત્રે સૂતી વખતે ઠંડું પાણી પીવું ફાયદાકારક છે.

**વૃશ્ચિક**—આ રાશિ માટે દરેક ગરમ ખોરાક, કેફીપણું, ચરબીનો ખોરાક વગેરે બિલકુલ ખાવો નહીં. લોહીનો વધારો કરનારો ખોરાક તેમાં ખાસકરીને દૂધ અને અનાજનો ખોરાક લેવો. માંસનો ખોરાક બિલકુલ લેવો નહીં. આ રાશિ પિસાબ અને ઈન્દ્રિના ભાગ ઉપર પુષ્કળ અસર કરનારી છે, માટે ઉશ્કેરાય અને એ ભાગોમાં અસર કરે તેવો કોઈપણ ગરમ ખોરાક કે માંસનો ખોરાક કે કેફીપણું ખાવુંપીવું નહીં, જો કે એ રાશિવાળાઓને દારૂ વગેરે પીવાની ઘણી ટેવ હોય છે.

**ધનરાશિ**—જ્ઞાનતંતુઓને ચૈતન્ય અને લોહીનો વધારો કરનારી ચીજો ખાવી જરૂરી છે. ચોક્કસ થોડું માંસ પણ ખાવાની જરૂર છે. પણ દારૂ બીલકુલ પીવો નહીં, બનતાં સુધી હલકો ખોરાક દિવસના વખતે ઘણો સાધારણ અને થોડો ખાવો, અને રાત્રે ધારા પ્રમાણે પેટ પૂરતું ખાઈને ચાલતા ફરવા નિકળવું બહુ ફાયદાકારક છે. રાતનો ખોરાક ખાધા પછી ઘણો વખત ફરવું, અને તુરત સુવું નહીં.

**મકર**—આ રાશિવાળાને માંસનો ખોરાક ભલામણ કરવામાં આવે છે, કારણ કે આ રાશિની અસર ઘણીજ ઠંડી છે. તથા એવો ખોરાક કે જે લોહી અને લોહીમાંહેલા લાલ તત્વોને વધારનારો હોય. સેજસાજ મોલ્ટ લીકર પણ લેવાની જરૂર છે. અને દરેક ખોરાક તથા પીણું જે શરીરને તાકાત આપનારૂં છે તેજ ખાવાપીવાથી ફાયદો થશે

**કુંભ**—આ રાશિ માટે જ્ઞાનતંતુ અને ભેજાને પુષ્ટિ આપે તેવો ખોરાક ખાવાની જરૂર છે તથા એવો ખોરાક ખાવાની જરૂર છે કે જેથી શરીરનાં તત્વો તેમજ શરીરને ઉશ્કેરી મજબુતાઈ આપનારી હોય. માંસનો ખોરાક દિવસમાં એક વખત લેવો. માછલી, દૂધ, અને અનાજ તંદુરસ્તી જાળવવા માટે નિયમિત મધ્યમ હદમાં ઘણી સારી છે.

**મીન**—મિતાહાર અને શરીરની સ્વચ્છતા, ખાસ કરીને બાહેરના શરીરની સંભાળ રાખવાની ઘણી જરૂર છે, વળી આ રશિવાળાને ખોરાકનો અણુગમો પણ થાય છે. અને ચોક્કસ ખોરાક માફક આવતો નથી. આ

રાશિવાળાએ દારૂ તથા કેફી વસ્તુ તદ્દન લેવી નહી, જો કે તે તરફ તેને ઘણો શોખ રહે છે, છતાં તે શરીરની તંદુરસ્તીનું નખ્ખોદ વાળનારૂં છે. ખાવાપીવામાં ઘણી જ સંભાળ અને સમધાતપણું રાખવાની જરૂર છે. માછલી, દૂધ, ઘઉંનો ખોરાક અને દરેક તાકાત આપનારો અને લોહીનો વધારો કરનારો ખોરાક ખાવાની જરૂર છે.

એ પ્રમાણે જન્મકુંડળીએ જે કોઇ રાશિ જન્મલગ્નને હોય, અથવા તો જ્યારે રવિ અને ચંદ્ર તે રાશિમાં હોય, ત્યારે ઉપર પ્રમાણે ખોરાકની બાબતમાં ધ્યાન આપવાની જરૂર છે. ખોરાકની બાબત અને તંદુરસ્તી આપનારી ચીજોનો કેવો ઉપયોગ કરવો, તે જણાવ્યું છે, અને હવે દરદ અને દુઃખ ખોરાકથી થવા ઉપરાંત કેટલીક વખતે અસ્વચ્છતા અને સુખશાંતિના નિયમોથી ઉલટી રીતે ચાલવાથી થાય છે, માટે તેવાં દરદોનો અટકાવ કરવાને માટે કેટલીક સમજણ આપવાની જરૂર છે, અંગ્રેજી કહેવત છે કેઃ—" (Prevention is better than cure) " યાને દુઃખ દરદને સાજાં કરવા કરતાં, દુઃખને થવાજ નહી દેવું ઉત્તમ છે, યાને દુઃખ થવાના કારણનો પહેલેથીજ જો અટકાવ થાય તો પછી દુઃખ દરદને આગળ વધવાનો સંભવ રહેતો નથી, અને તેથી શરીરમાં આરોગ્ય વધે છે, માટે જન્મ કાળના ગ્રહોની એ બાબતમાં શું અસર છે તે જાણવી જરૂરની છે.

## દુઃખનો અટકાવ

ઉપલા પ્રકરણમાં ખોરાક અને સાધારણ સ્વચ્છતાનાં કારણોથી અને નિયમિતપણાથી તંદુરસ્તી જાળવવાનો ખુલાસો લખ્યો છે, હવે આપણે **શરીરને ગ્રહોની અસરથી કેમ બચાવવું** તેનો ખુલાસો લખીશું.

અત્રે બારે રાશિને જુદી જુદી લઇ, તે માંહે રહેલા ગ્રહોની અસર જણાવીશું.

**મેષ રાશિ**—આ રાશિ ગરમ અને આતશી ખવાસની છે અને તેથી કોઇપણ જાતની, તબીયતને બગાડનારી ને અડચણ કરનારી છે. જો એ રાશિમાં **બુધ** હોય, તો પુષ્કળ લખવા વાંચવાનું અને અભ્યાસ કરવા પર પુષ્કળ મહેનત કરવાનું તજી દેવું, અને રાતને વખતે કદી પણ ભેજાને લગતું કે ભેજું કસવાનું કામ નહી કરવું. જો **શુક્ર** એ રાશિમાં હોય તો દરેક જાતના માથાના વાળને નુકસાન પુગાડનારાં તેલો; તથા કોસમેટીકો બિલકુલ વાપરવાં નહી. જો **મંગળ** હોય તો શરીરના જુસ્સા (Impulsion)

અને દુશ્મનાઇથી ચેતેલા રહેવું તથા દુર્જનની થવુ નહી, તથા મોઢા અને માથાપર જખમ અથવા માર વાગને અટકાવવો તથા માસને ખોરાક અને ઉશ્કેરનારી વસ્તુએ કમતી ઉપયોગમા લેવી જો ગુરુ હોય તો લોહીની સ્વચ્છતા જાળવવી અને પુષ્કળ ખુલ્લી હવામા કસરત કરવી જો શનિ હોય તો શરદી અને ઠંડકથી ખુબ સંભાળવુ, નહિ તો બહેરાપણુ થવાને સંભવ છે જો હરશચલ ગ્રહ હોય તો મુખ્ય કરીને આખને ખુબ તપાસવી અને તેની પૂરતી સારવાર કરવી જો નેપચ્યુન હોય તો, ભેજાને ખ્યાલોથી તદ્દન દૂર રાખવુ અને સાધારણ અક્કલનું નખોદ વાળનારા વહેમી ખ્યાલોથી તદ્દન દૂર રહેવુ

**વરખ રાશિ**—આ રાશિ ઠંડી અને સુક્કી ખાસીયત ધરાવે છે, જેથી કાઇ બહારનું તત્વ એમા આમેજ કરવાની જરૂર છે, તથા મોજ શોખ તરફ વધારે ધ્યાન રહે છે જો બુધ એ રાશિમા હોય તો મોટે અવાજે બોલવાનું તથા ગાયન ગાવા અને એવીજ રીતે બેપરવાઇથી ઘણાજ મોટા અવાજે બોલવાથી ઘણુ નુકસાન થાય છે, માટે મોટા સાદે બોલવુ કે ખૂમબરાડા પાડવા નહી જો શુક્ર હોય તો ગરદનનો ભાગ શરદી અને ઠંડકથી બચાવવો કારણ કે એ ભાગમા દરદ થવાનો સંભવ છે જો મંગળ હોય તો અવાજ અને ગળાના સૂરને કદી ખેચવો કે હદબહાર વાપરવો નહીં યા થોડુ ને ધીમે બોલવુ જો ગુરુ હોય તો ખાવાપીવા પહેરવા અને ફરવા હરવામા હદબહાર જવાથી ને ચાનુ મોજ શોખ ને ઉજાગરાથી તથા અનિયમિત થવાથી દેહને નુકસાન થાય છે, જો શનિ હોય તો ગળુ અને ગળાની અદરનો ભાગ શરદી અને ઠંડકથી પુષ્કળ તપાસવો જરૂરી છે, જો હરશચલ ગ્રહ હોય તો ગળાને ખેચવુ નહી, ને જો નેપચ્યુન હોય તો આખની ખુબ સંભાળ રાખવી

**મિથુન રાશિ**—ગરમ, પણ ભીનાશવાળી અને વિચાર અને ભેજાને લગતી અસર કરનારી છે અને મુખ્ય ભાગે જ્ઞાનતંતુ (Nervous system) ને નુકસાન પુગાડે છે જો બુધ મિથુનમા હોય તો દમ લેવાના અવયવો તપાસવા જોઇએ, અને બોલતા અને ગાતા ગળુ તથા ફેફસા તપાસવા જોઇએ જો શુક્ર હોય તો ડ્રેસ વિગેરે ટાઇટ વાપરવા નહી તેમજ લોહીને સ્વચ્છ રાખવુ જો મંગળ હોય તો છાતીને ઢાકેલી રાખવી તેમજ પેટમા કચરો હોય તે જલદી બહાર કાઢી નાખવો યાને ઝાડો વગેરે સાફ આવવો જોઇએ જો ગુરુ હોય તો અનિયમિત અને

અરુચિકર ખોરાક ખાવો નહિ તેમજ ડ્રેસ પહેરવામાં પણ સમજ વાપરવી. જો **શનિ** હોય તો જરૂર બ્રીધીંગ એકસરસાઈઝ કરવી અને ગરમ કપડાંથી શરીરને બચાવેલું રાખવું. કારણ કે શરદી જલદી લાગવાનો ઘણોજ સંભવ રહે છે. જો **યુરેનસ** હોય તો હદથી બહાર મનશક્તિને વાપરવી નહી તેમજ ઘણો અભ્યાસ કરવો નહીં તથા જ્ઞાનતંતુઓને સંભાળવા. જો **નેપચ્યુન** હોય તો ફેન્સી ડ્રેસ ને અગવડ આપે તથા શરીરને નુકસાન પુગાડે તેવા ડ્રેસ પહેરવા નહી તથા ટાઈટ ડ્રેસ કે પટો પહેરવો નહી.

કર્ક:—આ રાશિ ઠંડી તથા ભીનાશવાળી છે. અને ખાસ કરીને જરપત કરનારી શક્તિ, હોજરી તથા પેટના અવયવો અને મનશક્તિને ઇજા પુગાડે છે. જો એ રાશિમાં **બુધ** હોય, તો હાય અફસોસ અને ચિંતાના વિચાર કરવા નહીં, અને મગજને મોજ મળે તેવી બાબતોપર ધ્યાન આપતા રહેવું, જો **શુક્ર** હોય તો અરુચિકર ખોરાક અને અનિયમિત ખોરાક ખાવો નહીં, જો **મંગળ** હોય તો, ચેપી રોગોથી તેમજ ઊડતા રોગોથી સંભાળવું. અને સ્ત્રીઓએ બચ્ચાંના જન્મ વખતે ઘણીજ સંભાળ રાખવી.

જો **ગુરુ** હોય તો લોહીને સ્વચ્છ રાખવું ને ખાવાપીવામાં સંભાળ રાખવી, અને અજીર્ણ થાય નહીં તે તપાસવું. જો **શનિ** હોય તો ખાવા પીવામાં પુષ્કળ સંભાળ રાખવી, તથા ઠંડક અને શરદીથી પુષ્કળ સંભાળવું. જો **હરશ્ચલ** હોય તો ન્હાતી વખતે ઘણીજ સંભાળ રાખવી તેમજ વારંવાર પાણીમાં ભીંજાવું નહીં, તેમજ નદી, તળાવ કે દરીયામાં તરવા ઊતરવું નહીં. જો **નેપચ્યુન** ગ્રહ હોય તો વિચારને સ્વચ્છ રાખવા તેમજ જે વિચારથી તબીયત બગડતી હોય તે વિચારો કરવા નહીં.

**સિંહ રાશિ**—આ રાશિ ગરમ અને આતશી છે, અને શરીરમાં એટલી બધી ગરમી ઉત્પન્ન કરે છે, કે જેથી સમતોલપણું જળવાતું નથી. જો **બુધ** એ રાશિમાં હોય તો ઘણો અભ્યાસ કરીને શરીરને થકવવું નહીં. જો **શુક્ર** હોય તો ડ્રેસ પહેરવામાં ઘણી સંભાળ લેવી, કારણ કે જરાખી વાંધાભર્યાં કપડાં પહેરવાથી પુષ્કળ નુકસાન થાય છે. જો **મંગળ** હોય તો સ્વભાવ અને જુસ્સાને કાબુમાં રાખવો અને બિલકુલ ઉતાવળીયા થવું નહીં. જો **ગુરુ** હોય તો પુષ્કળ ખાવાપીવા મોજ મજાહ વગેરે તેમજ ઘણા ઊંચા અને ખાવાને તથા જરપત થવાને ભારી લાગે તેવા ખોરાક ખાવા નહીં. જો **શનિ** હોય તો શરીરને કોઇપણ રીતે

તાણુવું કે ખેંચવું નહીં. અથવા તો ઘણી મહેનત કરવી નહીં. આસાયેશ વધારે લેવી, તેમજ કોઈપણ જાતનો આંચકો કે ધાસ્તીનો શોક (Shock) ખાવો નહીં. જો હરશચલ હોય તો કોઈ પણ જાતનો શોક, ફીકર ચિંતા શરીરને ઘણીજ જોખમકારી છે. જો શનિ હોય, તેવે વખતે જરા જરા સ્ટીમ્યુલન્ટ ( Stimulants ) લેવાથી લોહીનો ફેરાવો સારો રાખે છે, કારણુકે સિંહ રાશિ હૃદયને લગતી છે, ને તેમાં શનિ લોહીને ઠંડું કરનારો છે જે સારો નહીં; તેમજ હરશચલ અચણુચ હૃદય બંધ કરી નાંખનારો પણુ સારો નહી તેથી એકાએક ધાસ્તીનો આંચકો ખાવો ઘણો જોખમકારી છે. જો નેપચ્યુન હોય તો અફીણુ તથા દરેક જાતનાં કેફી પીણાં અને ઉંઘવાની દવા બિલકુલ લેવી નહીં કારણુકે હૃદયને તે પુષ્કળ નુકસાન કરનારી છે.

**કન્યા રાશિઃ**—આ રાશિ ઠંડી અને સુક્કી છે, અને ખાસકરીને પેટમાં જહર અને આંતરડાં તથા પાચનશક્તિપર અસર કરે છે, તેમજ ભેજાપર પણુ એની અસર કરે છે, જો બુધ એ રાશિમાં હોય તો મનને મુંઝવણુ કરવી નહીં. ભેજા પાસે વધારે કામ લેઈ તેને થકવી નાંખવું નહીં અને મધ્યમપણું સાચવવું. જો શુક્ર હોય તો, રહેવા, ખાવા, પીવા અને સંસારી દરેક રીતમાં મધ્યમ રહેવું. જો મંગળ હોય તો ખોરાકમાં ઘણીજ સાવચેતી રાખવી અને ચેપી તથા ઊડતા રોગથી બહુજ સંભાળવું. પીવાના પાણીને સ્વચ્છ રાખવું. જો ગુરૂ હોય તો ઊંચા ખોરાક, રાજવંશી જીંદગી, ને અનિયમિતપણાથી સાવચેત રહેવું. જો શનિ હોય તો દિલગીરી અને ગુંગસપણું ઘણું થાય છે તેથી જરા ખુશમીજાજમાં રહેવું, અને નામુરાદી અને ચિંતા મનમાંથી કાઢી નાંખવી, કારણુ કે તેથી તબીયતનો મોટો બગાડો થવાની ધાસ્તી છે, અને ખાસ કરીને આંતરડાં સાફ રાખવાં અને ઝાડો રોજ સાફ લાવવો, નહીંતો આંતરડાંને ખરાબી થવાની ધાસ્તી રહે છે. જો યુરેનસ હોય તો ઉતાવળે ચાવ્યા વગર ખાવું નહી તેમજ ખાધા પછી કદીપણુ ન્હાવું નહીં. જો નેપચ્યુન હોય તો હાલ હવાલ ખોરાક ખાવો નહીં, ઝેરી વસ્તુઓથી દુર રહેવું, દારૂ કેફી પીણાં અને કોઈપણુ જાતનું વ્યસન રાખવું નહીં.

**તુલા રાશિ**—આ રાશિ ગરમ તથા ભીનાશવાળી છે, અને શરીરમાં એવી જાતના વ્યાધિ ઉત્પન્ન કરનારી છે કે જેથી શરીરનું સમતોલપણું બિલકુલ જળવાતું નથી. જો એ રાશિમાં બુધ હોય તો લાંબો વખત ઊભું રહેવું નહીં અને પુષ્કળ અભ્યાસ કરવો નહીં. જો શુક્ર હોય તો મીઠાશ

વધારે ખાવી નહી અને મીઠાઇ તથા સાંકર વગેરે મીઠી ચીજોથી દૂર રહેવું. જો મંગળ હોય તો કેફી રોગો, ઊડતા રોગોથી સંભાળવું. જો ગુરુ હોય તો પુષ્કળ ઊંચા અને સ્વાદિષ્ટ મસાલાનાં પકવાન વગેરે ખાવાં નહીં તથા નિયમિત રહેવું. જો શનિ હોય તો શરીરના અવયવો ઘણા નબળા રહે છે, અને કમતાકાતી ઉત્પન્ન થાય છે, તથા શરદી અને ઠંડકથી કમરના ભાગ રહી જાય છે, માટે એ બાબેની પુષ્કળ સંભાળ રાખવી. જો યુરેનસ હોય તો શરીરના સ્નાયુઓને ખેંચવા નહીં, જો નેપચ્યુન ગ્રહ હોય તો દવા પીવાથી અને રંડીબાજીથી પુષ્કળ નુકસાન થાય છે, માટે એ બન્ને બાબતથી પુષ્કળ સંભાળવું.

**વૃશ્ચિક રાશિઃ**—આ રાશિ ઠંડી અને પાણીની છે, જેથી માનવીની ઈન્દ્રિયને લગતાં તથા શરીરમાં ઉત્પન્ન થતી હરેક જાતની પ્રવાહીને લગતાં દરદો ઉત્પન્ન કરે છે. જો બુધ એ રાશિમાં હોય તો, ચિંતા, ફીકરને દુર કરવી, તથા દરેક રીતની બેદરકારી અને કુદરતી નિયમથી ભુલાવો ખાઈ બેદરકાર બનવું નહીં. જો શુક્ર હોય તો હદબહાર કોઈબી ચીજમાં જવું નહીં, ખોરાક તેમજ સંસારી બાબત તથા અનીતિથી સમતોલ રહેવું, કારણ હદબહાર અનીતિથી અને બેદરકારીથી ગંભીર દુઃખ થાય છે. જો મંગળ હોય તો ચેપી રોગ ઊડતા રોગ, અનીતિના રોગ અને છુપી ઈન્દ્રિયને લગતા રોગો થાય છે, માટે પુષ્કળ સંભાળ લેવાની જરૂર છે. જો ગુરુ હોય તો ઊંચા ખોરાક, અનિયમિતપણું, ચરબીનો ખોરાક તથા પોતાની તબીયત પોતાનેજ હાથે ખરાબ કરવા જેવી નાલાયક ટેવ, કુટેવ વગેરે હોય છે માટે ચેતેલા રહેવું. શનિ હોય તો શરદીથી ખૂબ ચોંકેલા રહેવું અને કુદરતી કાયદાપ્રમાણે નિયમિત રહેવું, ઝાડો સાફ રાખવો, અનીતિથી દૂર રહેવું. જો યુરેનસ હોય તો પિસાબના અવયવને સંભાળવું, તથા આંતરડાં અને જઠરના અવયવો તથા ગુરદાં વગેરે સંભાળવાં કારણકે તેઓના ખેંચાણથી ગંભીર દુઃખ થાય છે. જો નેપચ્યુન હોય તો અનીતિ, કુટેવ, ( Self-abuse ) અને અનીતિનાં હરેક દરદો તથા હવસ અને કેફી પીણું એ સર્વેથી દૂર રહેવું અને ઘણુંજ સંભાળવું.

**ધન રાશિઃ**—આ રાશિ ગરમ અને સુક્કી છે અને શરીરમાં જ્ઞાનતંતુઓની નબળાઈ અને તેજીને કમતી કરે છે. જો બુધ એ રાશિમાં હોય તો મગજને શાંત રાખવું, અને પુષ્કળ અભ્યાસ કરવો નહી. જો શુક્ર હોય તો ખાસકરીને સ્ત્રીઓએ બીલકુલ કસરત કે સરત કે સ્પોર્ટ ( Sports ) કરવાં નહી, ઘણાંજ જોખમકારી છે, જો મંગળ હોય તો સ્પોર્ટમાં

ઉછાછળાપણુ કરવુ નહી, અને બેદરકાર રહેવુ નહી કારણકે એક્સીડન્ટ થવાનો ઘણો સભવ રહે છે જો ગુરુ હોય તો લોહીને પુષ્કળ સ્વચ્છ રાખવુ જો શનિ હોય તો શરદી તથા ઠડકથી જાગ અને પગના ઉપલા ભાગ તથા કમરના ભાગને સભાળવો, અને શરીરને કોઈપણ રીતે હદથી બહાર થકવી નાખવુ નહી જો યુરેનસ ગ્રહ હોય તો સ્પોર્ટસ તથા મોજ મજાહ વખતે એક્સીડન્ટ થવાનો ઘણોજ સભવ છે માટે સભાળવુ તથા સાવચેતીથી રહેવુ જો નેપચ્યુન હોય તો શરીરને નાકઉવત, બેદરકાર અને મદ કરે છે

✓ **કર્ક રાશિ** —આ રાશિ ઠડી અને સુક્કી છે અને શરીરની શક્તિને મદ કરનારી તથા ચૈતન્ય ધીમુ પાડનારી છે જો બુધ તેમા હોય તો દરેક દિલગીરી, અને ફીકર ચિંતાના વિચારથી દૂર રહેવુ જો શુક્ર હોય તો ચામડીપર કોઈપણ જાતના ક્રીમ દવા કે લોશન લગાડવા નહીં તેમજ બાનપર તેલ ભરવા નહીં, કારણકે તેની અસર ઘણીજ ખરાબ થવાનો તથા ચામડીપર ફોલ્લવાટ થવાનો સભવ રહે છે જો મગળ તેમા હોય તો પડવા ખડવાથી સભાળવુ, ઊંચી જગ્યાપર ચડતી વખતે સભાળવુ જો ગુરુ હોય તો લોહીને પુષ્કળ સભાળવુ, કારણ કે લોહીની સ્વચ્છ પર શરીરના રૂપરગ અને તદુરસ્તીનો આધાર છે જો શનિ હોય તો કપ। પહેરવામા ઘણીજ સભાળ રાખવી તથા ગરમ કપડા હમેશા આગમા રાખવા કે શરદી અને ઠડકથી બચાવ થાય જો યુરેનસ ગ્રહ હોય તો પગને એક્સીડન્ટ થતો સભાળવો, ખાસ કરી ઘુટણને ઈજા થાય છે જો **નેપચ્યુન** ગ્રહ હોય તો લોહીનો બગાડો અને કોસમેટીક અને એવા બીજા પદાર્થોથી તેમજ લોહીના બગાડાથી નુકસાન થાય તે માટે સભાળ રાખવી

**કુભ રાશિ** —આ રાશિ ગરમ ભીનાશવાળી અને પવનને લગતી છે, અને લોહીના ફેરાવા તથા રગો અને તે બાહેના જ્ઞાનતતુઓના ચૈતન્ય પર પુષ્કળ અસર કરનારી છે જો બુધ એ રાશિમા હોય તો ભેજાપર વધુ બોજો રાખવો નહીં તથા ફીકર ચિતા કરવી નહીં તથા દરેક ખ્યાલી બાબતો ભેજામાથી કાઢી નાખવી અને ધખારો કરવો નહીં જો શુક્ર હોય તો લોહીના બિગાડા માટે ચેતેતા રહેવુ તથા લોહીને સ્વચ્છ રાખવાના ઉપાય લેવા જો મગળ હોય તો ઊડતા રોગોથી દૂર રહેવુ, કઈપણ ચીજનો ચેપ લેવો નહીં અને લોહીને ઘણુજ સભાળવુ સારો ખોરાક લેવો જો ગુરુ હોય તો ખોરાક અને અરુચિકર રીતે વસવાટ કરવાથી થતા દરદો અને લોહીના બગાડથી ચેતતા રહેવુ, મધ્યમપણ જાળવવુ જો

શનિ હોય તો ઘણી મહેનત કરવી નહીં, આંખને ઘણી ખેંચવી નહી, તથા કોઈપણ બાબતમાં શરીરની તાકાત કરતાં વધુ મહેનત કરવી નહીં. જો હરશચલ ગ્રહ હોય તો મગજશક્તિ અને જ્ઞાનતંતુઓને ઘણાજ સંભાળવા તથા અકસ્માતથી ચેતેલા રહેવું. જો નેપચ્યુન હોય તો વહેમથી દૂર રહેવું અને ભેજાના ખ્યાલી વિચાર કરવા નહી. તથા હંમેશાં સારા વિચારો કરતા રહેવું.

**મીન રાશિ**—આ રાશિ ઠંડી અને પાણીની રાશિ છે, અને માણસની બેદરકારી અને ભૂલ તથા વિસરફોમથી ઘણાં દરદો ઉત્પન્ન કરે છે. જો બુધ એ રાશિમાં હોય તો પગનાં તળિયા સુક્કાં રાખવાં, અને ભેજાપર કમતી બોજો રાખી મન મોકળું રાખવું. જો શુક્ર હોય તો ખાવા પીવામાં પુષ્કળ સંભાળ રાખવી; કારણ કે હદબહાર, અનિયમિત, અને અરુચિક રીતે ખોરાકનો ઉપયોગ થવાથી બહુ મોટું નુકસાન થાય છે. જો મંગળ હોય તો દારૂનો લખ છોડી દેવો અને તદન મિતાહારી અને કેફી વસ્તુ બિલકુલ જ પીવી નહીં. જો ગુરુ હોય તો લોહીને પુષ્કળ સ્વચ્છ રાખવું, જો શનિ હોય તો શરદી અને ભીનાશથી દૂર રહેવું અને ખાસ કરીને પગનાં તળિયાં કદીપણ ભીનાશમાં રાખવાં નહી, કારણ કે શરદીનાં દરદોમાં મુખ્યભાગે ૯૯ ટકા જેટલાં દરદો, ઠંડાં અને ભીનાશવાળાં પગનાં તળિયાંને આભારી છે. જો યુરેનસ હોય તો નહાતી વખતે સંભાળવું, તથા તરવા જતી વખતે ઘણુંજ સાવચેત ધ્યાન રાખવું. ડૂબી જવાના એક્સીડન્ટ થવાનો ઘણો સંભવ રહે છે. વળી ખોરાક સાથે ઘણું પાણી પીવું નહી, જો નેપચ્યુન ગ્રહ હોય તો અનીતિ અને કુછંદી દોસ્તીથી દૂર રહેવું, દારૂ તદન પીવો નહીં અને આસમાની છુપા ભેદ અને માનસિક શક્તિઓની (Mystical and Psychic) સાથે ચેડાં કાઢવાં નહીં.

એ પ્રમાણે રાશિઓ અને તેમાં રહેલા ગ્રહોની અસર પ્રમાણે દુઃખ દરદને થતું અટકાવવાને ઉપર લખ્યા પ્રમાણે અમુક બાબતોપર ધ્યાન આપી ચોક્કસ ચીજો કરવી અથવા ચોક્કસ ચીજો વાપરવી કે નહીં વાપરવી તે સર્વે સમજી લઇ, સુખશાંતિના નિયમ પ્રમાણે તંદુરસ્તી જાળવવી.

## દરદોપર ચંદ્રની અસર

અસલના જમાનાથી હાલ પણ આ વિદ્યાના શીક્ષકોમાં એવી માન્યતા છે, અને તે તદન ખરી છે, કે દરરોજના કેલેન્ડરમાં ચંદ્ર જે રાશમાંથી

પસાર થતો હોય, તે રાશિને લગતા શરીરના ભાગપર તે વખતે યાને તે દિવસે કોઇપણ જાતનું ઓપરેશન કરવું નહીં, એ ઉપરથી નીચલી બાબતો જ્યોતિષીઓએ તથા ડૉકટરી વિદ્યાવાળાઓએ જરૂર ધ્યાનમા રાખવા જેમ થઇ પડશે

## ઓપરેશન

**માથુ, આંખ,** અને દાંત વગેરેને લગતુ ઓપરેશન જ્યારે ચદ્ર **મેષ** રાશિમા હોય ત્યારે કરવુ નહીં **ગળું**, ફ્સ ખોલવી, **ટાન્સીલ** કાપવા, વગેરે આવી જાતના ઓપરેશનો જ્યારે ચદ્ર **વરખ** રાશિમા હોય ત્યારે કરવા નહીં જ્યારે ચદ્ર **મિથુન કે ધન** રાશિમા હોય ત્યારે હાથ પગ કાપવા કે તેને લગતા કઇપણ ઓપરેશન કરવા નહીં જ્યારે ચંદ્ર **કર્ક** રાશિમા હોય ત્યારે **હોજરી** અને **પેટના ભાગપર** અને જ્યારે **સિંહ** રાશિમા હોય ત્યારે **બરડાના** કાંઠા વગેરે પર ઓપરેશન કરવા નહીં **આંતરડાં** અને પેટની માહેના ભાગના અવયવોપર જ્યારે ચદ્ર **કન્યા** રાશિમા હોય ત્યારે ઓપરેશન બિનકુન કરવુ નહીં, તેમજ ગુરદા ઉપર જ્યારે ચદ્ર **તુલા** રાશિમા હોય ત્યારે ઓપરેશન કરવુ નહીં, જ્યારે **વૃશ્ચિક** રાશિમા ચંદ્ર હોય, ત્યારે **મસા, હરસ, એપેન્ડીસાઇટિસ,** તથા **છૂપી ઇન્દ્રિય** અને **ગર્ભસ્થાનને** લગતા દરેક ઓપરેશનો બિનકુન કરવા નહીં **જાંગ** અને પગનો ઉપલો ભાગ **ધન** રાશિમા ચદ્ર હોય ત્યારે ઓપરેટ કરવા નહીં, જ્યારે ચદ્ર **મકર** રાશિમા હોય ત્યારે ઘુંટણ તથા ચામડીને લગતા દરદોનું વઢાડકાપ કરવુ નહીં માથાનો દુખાવો, **આંખ, ઘુંટી** વગેરે **કુંભ** રાશિમા ચદ્ર હોય ત્યારે ઓપરેટ કરવુ નહીં અને **મીન** રાશિમા જ્યારે ચદ્ર હોય ત્યારે **પગનાં તળિયાં** અને **પાટલી** વગેરેને ઓપરેશન કરવુ નહીં, જ્યારે ચદ્ર સ્થૂલ રાશિમા હોય ત્યારે દવા આપવી નહી તેમજ **જુલાબ** લેવો નહીં, અને જો મેષ, વરખ કે મકર રાશિનો ચદ્ર હોય ને તે દીવસે શરૂઆતથી આપવામા આવે તો વોમીટની અસર થાય જ્યારે ચદ્ર અને તન ભુવનનો માનેક એ બેઉ હોરાઇઝન (Horizon) થી નીચે હોય ત્યારે જુલાબ અથવા ઝાડો લાવવાની દવા લેવી, અને વોમીટ માટે દવા લેવી હોય તો એવો વખત પસદ કરવો, કે જે વખતે ચદ્ર તથા તન ભુવનનો માનેક હોરાઇઝનની ઉપર હોવો જોઇએ. વળી જ્યારે ચદ્ર ભીનાશવાળી રાશિમા હોય અને ખાસ કરીને કર્ક કે મીન રાશિમા હોય ત્યારે જુલાબ અથવા ફસ ખોલવી જોઈએ વૃશ્ચિક રાશિ જુલાબ માટે નકામી છે, કારણ કે એ રાશની

અસર શરીરની અંદરનું ઝેર બહાર કાઢવાની છે. જ્યારે ચંદ્ર કર્ક કે **મીન** રાશિમાં હોય ત્યારે કોઇપણ બાબતની દવા પીવી ફાયદાકારક છે, કારણ કે એ રાશિઓ ભીનાશવાળી તેમજ શરીરમાં પાચન કરનારી છે. જ્યારે **બાકીરાશિમાં** ચંદ્ર હોય ત્યારે **આંખને** લગતું ઓપરેશન કે દવા કદીપણ કરવી નહી, તેમજ જ્યારે રવિ સાથે ચંદ્ર સ્કવેર, ઓપોઝીશન કે કંજંગશનમાં હોય ત્યારે પણ આંખનું ઓપરેશન બિલકુલ કરવું નહી. આંખને માટે ચંદ્ર સારી એસપેકટમાં હોવો જોઇયે, તેમજ સુદનો અને તેજસ્વી હોય, અને તેવે વખતે રવિ કે બીજા કોઇ ગ્રહની પાપદૃષ્ટિમાં ચંદ્ર આવેલો નહીં હોય, તે વખતે આંખને લગતું હરેક કામ કરવું સારૂં છે.

પાંચમા ભુવનની રાશિ અને તેનો માલેક તથા તેમાં બેઠેલા ગ્રહો, **દવા દારૂ** જણાવે છે, કે દવા વાજબી કે અઘટીત આપવામાં આવી છે. દરદનો સિગનીફીકેટર યાને છઠ્ઠા ભુવનનો માલેક જો ડબલ રાશિનો હોય તો તે દરદ એકવાર સારૂં થઇ પાછું થશે. યા તો, તે દરદ કોઇ બીજા દરદને ઉત્પન્ન કરવાનું કારણ થશે. દરદનો સિગનીફીકેટર જે રાશિમાં હોય તે રાશિને લગતો ભાગ ઘણું કરીને દરદી હોય છે. હવે દરદ પારખવા માટે કુંડળી કાઢી તે ઉપર વિચાર પહોંચાડવો પડે છે. તે કુંડળી કાઢવાનો ટાઇમ **દરદી જે ઘડીએ પોતે સીક પડે** ત્યારે, અથવા તો સીક પડયા પછી તદ્દન નાઇલાજ થઈ પહેલ વહેલો **માંદગીને બીછાને સુવે** તે વખતે, અથવા જો એ બેઉ ટાઇમ નહીં માલમ પડે તો, દરદી પહેલ વહેલો ડોકટર આગળ, **પોતાના દરદની વાત કરે** તે વખતે, અથવા જો દરદી બેફામીમાં હોય ને ડાકટર **પહેલ વેહેલો આવી તે દરદી બાબે કાંઈપણ બોલે,** તે ડોકટરના પહેલા બોલેલા બોલ વખતે, જે વખત હોય યાને જેટલા **વાગ્યા હોય,** તે વખતની કુંડળી કાઢવી અને તેમાં પ્રશ્નકુંડળીનું લગ્ન ( Ascendant ) અને છઠ્ઠા ભુવનની રાશિ તથા તેઓના માલેકો દરદના સિગનીફીકેટર જાણવા. જો ચંદ્ર કોઇ શુભ ગ્રહના સમાગમમાં હોય તો દરદી જલદી સાજો થાય છે, પણ જો ચંદ્ર છઠ્ઠા કે આઠમાના માલેક સાથે પાપદૃષ્ટિમાં હોય તો દવાની કંઇપણ અસર થતી નથી અને કેસ બગડતો જાય છે. ખાસ કરીને જ્યારે ચંદ્ર કોઇ પાપગ્રહ કે જે લગ્ન, ચંદ્ર તથા લગનના માલેક સાથે કંજંગશન, સ્કવેર કે ઓપોઝીશનમાં આવે છે અથવા તો છઠ્ઠા ભુવનના માલેક સાથે એવી પાપદૃષ્ટિ કરે છે, ત્યારે દરદનું જોર વધતું જાય છે, દવા કારગત લાગતી નથી અને દરદી કટોકટી ( Crisis ) માંથી પસાર થાય છે, પણ જો એવી રીતે ચંદ્ર

સત્યતાને કબુનતાને સાફ ના પાડે છે દરેક ડોકટર પ્રીસક્રીપશન લખવા આગમજ મથાળે R સીમ્મોન લખે છે કે જે સીમ્મોનની ઉત્પત્તિ બૃહસ્પતિના ગ્રહના ૨ સીમ્મોલ ઉપરથી થઇ છે વળી ડૅાકટરો ટાઇફોઇડ ફીવર તથા એવા દરદો (Crisis) નો ચોક્કસ વખત ગણે છે, કે જેમા સપૂર્ણ ચદ્રની ગતિનો જ હિસાબ છે (કે જે આ પ્રકરણમા આગળ જતા સમજાયો છે) તો હવે એ કહેવાતા જ્ઞાનીઓ તે માટે શુ પાટિયા ગોઠવવા વિચારે છે, તે જાણીશુ તો કઇક સત્ય જાહેર થશે અત્રે હું ખૂલ્લું કહીશ, કે તત્વજ્ઞાન, અને અણુઓના કાયદા પ્રમાણે ગ્રહોના વાઇબ્રેશન તથા અસરોને આપણી પૃથ્વી તેમજ તેની ઉપરની દરેકે દરેક જીવદ્વાર કે સ્થુલ હસ્તીને સંબધ છે, એ સચોટ છે, અને તે સત્ય ઉપર કદીપણ આપણે આ વિદ્યાને ધિક્કારવી કે હંબગ લેખવી નાસુનાસીબ છે " હું એમ કહેવા માગતો નથી કે "આ વિદ્યા શીખી સૌ કોઇ જોશીમહારાજ પતુજી થઇ જાઓ, ને ડોકટ [illegible] પહોળા કરી ધન મકર ને કુભ [illegible] રાર નથી, પણ ગભીર બાબતો [illegible] સાથે સાથે, દરદીના "ટેમપરમેન્ટ" (Temperament) ખવાસ, રીત રૂઢી, શારીરિક તત્વ, અને ગભીર ચાલુ માદગીમા, આ વિદ્યાથી કાઇક મળી આવતી ઉપયોગી બાબતનું અનુમાન કરે, બનકે દરદીના શારીરિક તત્વ બધારણમાં જે અણદીઠ પચભૂતી તત્વો છે, તેનુ પ્રમાણ તપાસીને ઉપચાર કરે, તો કાઇક વધુ લાભકારી નિવડે " અસલના જમાનામા હાલના જેટલા દાકતરો હતા નહી તેમજ હાલના જેટલા દરદો પણ હતાં નહી હાલમા જેટલા દાકતરો પ્રજા સન્મુખ બહાર પડે છે, તેથી બમણો નવા નવા દરદોનો ઉપદ્રવ થાય છે અસલના જમાનાના હરેક વૈદ પોતે જ્યોતિષી હોવાનુ માન ધરાવતા હતા, અને અત્રે ભલામણ કરીશુ કે " આ વિદ્યાની કાળી બાજુ તથા તેનો ગેરઉપયોગ કરનારા અને પૈસા કાજે ભોળાને ભોળવી ધૂતનારાઓની બાબત ધ્યાનમા નહી લેતા, હરેક સ્ત્રી પુરુષે આ વિદ્યાનો ખાનગી અભ્યાસ કરી તેથી મળતો ફાયદો હાસલ કરવો કારણ આ વિદ્યા માનવીને સત્ય તરફ વધારે નજદીક ખેંચનારી છે " આ પુસ્તકમા જુદે જુદે ઠેકાણે કેટલીક બાબતો દર્શાવી છે જે પરતી સાહદતો આપે છે, કે જ્યોતિષવિદ્યા માનવીને શારીરિક, સસારિક, અને ધાર્મિક સર્વે કાર્યોમા જરૂરની છે,

એ વિદ્યાને પાછી ખીલવવાની અને તેના સંપૂર્ણ લાભ લેવાની ઘણી જરૂર છે."

હવે દરેક દરદ અથવા દુઃખ થવા પછી તે પોતાનો માર્ગ આગળ કાપે છે, જેમ કરતાં તેનું જોર કેટલીક વખતે વધે છે યા તો ઘટે છે, તે પ્રમાણુ જાણવા અને તે દિવસોપર સાવચેત રહેવાને, ચંદ્રની ગતિ આપણને ઉપયોગી છે, કારણ કે દર ૨૮ દિવસે ચંદ્ર આખું ચક્ર ફરીને પોતાની અસલ જગ્યાપર પાછો આવે છે, અને જેમ જેમ એ ચક્ર પૂરું કરવા માટે તે આગળ વધે છે, તેમ તેમ સાતમે, ૧૪ મે, ૨૧ મે દિવસે, ચંદ્ર પોતાની અસલ જગ્યાથી (યાને માનવી સીક પડે તે ઘડીએ જે જગ્યાપર ચંદ્ર હોય તે જગ્યાથી) પાપદૃષ્ટિમાં આવે છે ત્યારે દરદનું જોર ઘણું વધે છે, અથવા તો દરદ થવાની શરૂઆત વખતે જે એસપેકટસ પ્રમાણે ગંભીર અસર કરે છે તેને (Crisis) કહે છે. ટાઈફોઈડ વગેરે તાવનાં દરદો તથા એવા ગંભીર વ્યાધિઓ (Acute disease) વખતે એ પ્રમાણે ચંદ્ર પોતાની અસલ જગ્યા સાથે એવા ગંભીર સમાગમમાં આવવાથી દાકતરો તે વખતે ઘણા સાવચેત રહે છે, અને દરદી એ દિવસો પર ઘણો ગભરાય છે, યા તો એવી વખતે ગભરાટ પછી દરદી સુધરતો જાય છે, યા તો દરદીની જીંદગીનો અંત આવતો જાય છે. વળી દરેક ચાલુ દરદ (Acute disease) ૨૮ દિવસથી આગળ વધતું નથી, અને જે દરદ ૨૮ દિવસથી આગળ વધે છે, તે (Chronic disease) લંબાણ અથવા જન્મનું દરદ ગણાય છે. કોઈ માંદગી ફકત સાતજ દિવસમાં સારી થાય છે, કોઈ નવમાં, કોઇ ચઉદમાં, ને કોઇ અઢાર દિવસમાં સારી થાય છે. એવી રીતે ચંદ્રની ચાલના એ ૨૮ દિવસમાં લગભગ આઠ વખત માંદગી દરમ્યાન એવા કટોકટીના (Critical) દિવસો આવે છે, જેનો પાકો વખત યાને ચોક્કસ કલાક, ચંદ્રની મંદ કે તેજ ચાલના આધારપર હોવાથી જરાક ફરક આવે છે, પણ તે આઠ કટોકટીના દિવસો નીચે પ્રમાણે છે:—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ચોથો દિવસ | પંચાંગનો | ચંદ્ર | સેમીસ્કવેર | ૪૫° | માંદગીનો | ચંદ્ર. |
| સાતમો | ,, | ,, | સ્કેવર | ૯૦° | ,, | ,, |
| દશમો | ,, | ,, | સેક્વી કવોડરેટ | ૧૩૫° | ,, | ,, |
| ચૌદમો | ,, | ,, | ઓપોઝીશન | ૧૮૦° | ,, | ,, |
| અઢારમો | ,, | ,, | સેક્વી કવોટરેટ | ૧૩૫° | ,, | ,, |
| એકવીસમો | ,, | ,, | સ્કવેર | ૯૦° | ,, | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચોવીસમો | , | ,, | સેમી સ્કવેર | ૪૫° | ,, ,, |
| અઠાવીશમો | ,, | ,, | કન્જગશન | ૩° | ,, ,, |

આ ઉપર પ્રમાણે માદગી દરમિયાન આજાર માણસ સાજો થવા માંડે છે, યાનો મરણ નિપજે છે. અભ્યાસી અને આ સત્ય જોઈ લેશે કે "**માનવીના શારીરિક બધારણને ગ્રહો સાથે એવી રીતે મોત અને જીવનનો સબધ** છે, બીજા દાખના તરીકે સ્ત્રીઓની માસિક માદગીનો પણ ટાઈમ ૨૮ દિવસના ચદ્રની ગતિ (મોશન) પરજ આધાર રાખે છે, અને જ્યારે એવી રીતે શરીર બધારણ સાથે ગ્રહોને મમધ છે, અને માનવી આખા જગતની સર્વેથી ઉત્તમમા ઉત્તમ પેદાશ છે, અને જ્યારે તેના **પચભૂતી** તત્વને ગ્રહોની અસર થાય છે, તો જગતની એવી કોઈ બીજી ચીજ છે કે જેને ગ્રહોની અસર નહી થતી હોય **એટમિક લો** (Atomic aw) સપૂર્ણ રીતે સમજાવે છે કે જગતની પેદાશની હરેક વસ્તુ અણુઓ અને પરમાણુઓની બનેની છે, કે જે અણુઓ પચભુતી તત્વના બનેલા છે"

આ ખુલાસા પછીથી પણ હજી પેલો કહેવાતો ભણેલ વર્ગ આ વિદ્યા ાટે છટ **નોનસન્સ** અને "**હમ્બગ**" વગેરે અનુમાનો બાધે તો તેઓ, ાટે શુ વિચારવુ, તે સમજુ વાચકોની જ મુનસફી પર છોડીશુ મારો ખાતિ ભ્યાસ બતામણ કરે છે, કે દરેક માનવીએ પોતે ફુરસદ વખતે એ વિદ્યાનો ડો થોડો અભ્યાસ કરવો, અને સત્ય શુ છે, તે પોતાના અભ્યાસ અને વલોકનથી જોઈ લેવુ

**નોંધ** —બસો વરસ અગાઉ ઈંગ્લડ અને યુરોપમા ડૉકટરોની પરીક્ષા તી વખતે તેઓની "**એસ્ટ્રોલોજીકલ**' યાને જ્યોતિષ જ્ઞાનને લગતી રીક્ષા પણ લેવામા આવતી હતી, અને જો જ્યોતિષના જ્ઞાનમા કોઈપણ પાશ રહેતી, તો તે શખ્સને ડૉકટરી ધધો કરવાનુ લાઈસન્સ બીલકુલ ાપવામા આવતુ નહીં

આવા ઘણાક દાખલાઓ અને સત્યની સાહદતો મોજુદ છે, પણ અત્રે એડવરટાઈઝ કરવાને જગ્યા નથી

## ઝાડપાલાની દવા અને ગ્રહો તથા એક ગ્રહનાં દુઃખનો બીજા ગ્રહથી ઉતાર

દરેક દરદની દવા આપણા દેશોના ઝાડપાલામા અને જડીબુટ્ટીમા ાયની છે હિંદુસ્તાન એવો મુલક છે કે જ્યા દુનિયાના દરેક ભાગમા પન્ન થતી ઋતુઓ આ દેશના જુદા જુદા ભાગોમા છે, જેથી

ઠંડીના મુલકોની જડીબુટ્ટી ઝાડપાલો, તેમજ ગરમીના મુલકોની જડીબુટ્ટી ને દવા વગેરે સર્વે, આ ભારત ભૂમિના જુદા જુદા પ્રદેશ, પહાડ અને ખીણોમાંથી મેળવી શકાય છે. પણ મુખ્ય મુસીબત તેઓને **પારખવાની**, તથા તેઓની **સંપૂર્ણ તંદુરસ્ત હાલતમાં**, અને તેઓના **વખત અનુસાર તોડવાની** વગેરે મુશ્કેલી છે. દરેક ઝાડપાલો અને જડીબુટ્ટી જુદા જુદા ગ્રહોની અસર હેઠળ છે, અને તે સર્વે અત્રે લખવાને બિલકુલ જગા ન હોવાથી અભ્યાસીને, "ગ્રહો અને તેને લગતા છોડવા" (The planets and their plants and herbs) ને લગતી અંગ્રેજી બુકો વાંચવાની ભલામણ કરીશું.

દરેક દરદ માટેનો ઝાડપાલો કે જડીબુટ્ટી, તે જે ગ્રહની અસર અંદર હોય, તે ગ્રહ જ્યારે **ઊંચનો** થાય, અથવા **તો કેન્દ્રનો** હોય, ખાસ કરીને **લગ્ને કે દશમે** ભુવને હોય, અને ચંદ્રની શુભદૃષ્ટિમાં હોય, તે વખતે જો તે ગ્રહને લગતાં દવા ઝાડપાલો કે જડીબુટ્ટી તોડીએ, તો તે તત્ત્વ વિદ્યા અનુસાર પોતાની દરેક શકિત અને તેજ સાથની હોય છે, અને તે ઘણીજ અસર કરનારી રહે છે. સુકાઈ ગયેલો, ખાલી ગરતો, એવો કીડ લાગેલો પાલો કે છોડ અસરકારક હોતો નથી. તોડતી વખતે દરેક દવા પોતાના પૂરબહાર, રસ, અને પુખ્ત પાકવાળી અને ફળદ્રુપ હોવીજ જોઇએ. જો આવી સર્વે બાબતની દેખરેખ અને તપાસ રાખી શકાય નહીં તો, સાધારણ દવાઓ માટે, કાંઈ નહી તો, આખા દિવસના ૨૪ કલાકમાં, તે દવાને લગતો ગ્રહ જ્યારે પોતાનો અમલ કરતો હોય (Planetery hour જુવો કોષ્ટક પહેલા ભાગમાં) તેવે વખતે તે દવા એકઠી કરવી. દરેક દરદો ચોક્કસ ગ્રહની અસરથી છે, અને તેનું વારણ **તેના જેવીજ** અસર કરનારા અથવા તો તેથી **ઊલટી અસર** કરનારા અથવા તો તેના જેવાજ ભાઈબંધ ઉપચારથી તેનું વારણ કરવામાં આવે છે, જેને લગતી દવાઓના કોપ અને ગુણદોષો તથા અમુક દરદપર ચોક્કસ કઈ દવા આપવી જોઈએ, તે સર્વે અત્રે લખવાને જગ્યા નથી કારણ કે એને લગતી બાબતો જો લખીએ તો લગભગ બીજાં આવાં ઘણાંક પુસ્તકો થાય. **જ્યોતિષ વૈદક વિદ્યાનાં** દરદોને બે રીતે સાજાં કરવામાં આવે છે. એક તો દરદ ઉત્પન્ન કરતા ગ્રહને **મળતીજ અસર કરનારા** બીજા ગ્રહની મારફતે, અને બીજું તો દરદના ગ્રહથી તદન **ઊલટીજ અસર કરનારા** ગ્રહને લગતી દવા મારફતે ઉપચાર કરવામાં આવે છે.

જેમ કે જો **મંગળના** ગ્રહને લગતો કાંઈ વ્યાધિ થયો તો મંગળ

જાતે ગરમ છે અને સુક્કો છે, તેથી તેના જેવી અસર **રવિની** છે, વળી રવિ મંગળની રાશિ મેષમા ઉચનો થાય છે, તેથી મંગળના દરદ રવિની જડીબુટીથી સાજા થાય, એ જ પ્રમાણે **શુક્રને** લગતી જડીબુટી કે દવા **ગુરુને** લગતા દરદો સાજા કરે છે, કારણ કે ગુરુને લગતી રાશિમા શુક્ર પોતે ઉચનો થાય છે વળી **ગુરુને** લગતી દવા તથા જડીબુટી ચંદ્રને લગતા દરદો સાજા કરે છે, યાને ચંદ્રની રાશિમા ગુરુ પોતે ઉચનો થાય છે. તે એ પ્રમાણે ખાસ ધ્યાનમા રાખવાનું છે, કે દરેક દુ ખ દરદ, અને વ્યાધિ, જે કોઇ ગ્રહથી ઉત્પન્ન થતા હોય, ગ્રહની રાશિમા જે ગ્રહ ઊચનો થતો હોય તેને લગતી દવા કે ઉપચારથી દરદ સાજા થાય છે, કારણે કે ગ્રહ જ્યારે બળવાન અને દુ ખ કરતો હોય છે, ત્યારે તેની વિરુદ્ધ જવા કરતા તેમા મળી જવુ, અને તેના જેવીજ પણ રૂડી અસર કરવામા ઘણો ફાયદો છે, એને ( Sympathetical cure ) કહે છે એજ પ્રમાણે ગ્રહના દરદીની અસરથી ઊલટી અસર કરનારા ગ્રહની દવા મારફતે દરદ સાજા કરવાની રીતને (Cures by antipathy) કહે છે, જેમ કે **શનિને** લગતા દરદો શરદી કરનારા છે, માટે તે દરદો ગરમીની દવાથી યાને **રવિની** દવાથી સાજા થાય છે, કારણ કે મેષ રાશિમા રવિ ઊચનો થાય છે, ત્યારે શનિ મેષમા તદન નીચનો ગણાય છ એજ પ્રમાણે **શુક્રના દરદો, મંગળને** લગતી દવાઓથી સાજા થાય છે, કારણ કે શુક્રની રાશિમા મંગળ નીચનો થાય છે, એવી રીતે સંપૂર્ણ પાપદૃષ્ટિ કરનારા ગ્રહો એક બીજાથી ઊલટી અસર કરીને દરદ કે વ્યાધિ સાજા કરે છે, જેમ કે પુષ્કળ ઠંડકમા ગરમી આમેજ કરવાથી શરદી નરમ પડી જઈ શરીરનુ સમતોલપણુ જળવાય છે, ને વ્યાધિ નાબુદ થાય છે, એ પ્રમાણે **ગુરુના** દરદો, **બુધને** લગતી દવાઓથી સાજા થાય છે એ બાબત એક વિદ્વાન જ્યોતિષ **તબીબ** કહી ગયો છે —કે પહેલા **કયા ગ્રહથી દરદ** થયુ તે તપાસવુ બીજુ **દરદથી શરીરનો કયો ભાગ દરદી થયો**, અને તે વ્યાધિ **માંસમા, હાડકામા, કે લોહીમા** છે તે તપાસવુ ત્રીજુ **ક્યો ગ્રહ** તે વ્યાધિવાળા **શરીરના ભાગનો માલીક** છે, એ પ્રમાણે ત્રણે બાબત તપાસવી, પછી જે ગ્રહ દરદ કરતો હોય અથવા દુ ખ આપતો હોય, તેનાથી વિરુદ્ધ શક્તિ ધરાવનારા ગ્રહની દવાથી સાજુ કરવુ, જેમ કે **ગુરુના દરદો બુધની** દવાથી અને **બુધના દરદો** ગુરુની દવાથી **રવિ** તથા **ચંદ્રનાં** દરદો શનિની દવાથી, અને **શનિના** દરદો રવિ ચંદ્રની દવાથી, **મંગળના** દરદો શુક્રની દવાથી, ને **શુક્રના** દરદો મંગળની દવાથી

સાજા કરવાં. વળી એમ પણ કહ્યું છે કે, દરેક ગ્રહ પોતાનું દુઃખ પોતાનીજ અસરથી સાજું કરે છે, જેમ કે રવિ તથા ચંદ્ર આંખને સાજી કરે છે, શનિ તલ્લિને સાજી કરે છે, ગુરુ કલેજાનો, મંગળ પિત્તને તથા શુક્ર પોતાનાં જે દરદો હોય તેને પોતાનીજ દવા અને ઝાડપાલાથી સારાં કરે છે.

એ પ્રમાણે ગ્રહોનાં દરદો દુઃખો તથા ગ્રહોથી આવી પડતા દરેક અંદેશાઓનું નિવારણ ઉપર દર્શાવ્યા પ્રમાણે કરવાથી જરૂર ફાયદો થાય એ સંભવિત છે.

## પારસીઓ માટે.

## ગ્રહી વ્યાધિ અને જરથોસ્તી ધર્મ

આ બાબત અંગ્રેજી જ્યોતિષ વિદ્યાથી તદન નિરાળી છે, પણ અમારા મિત્ર (મી. બ. શો. બનાજી) ની ખાસ ફરમાયસથી, થોડુંક વિવેચન એ બાબતમાં અત્રે જરથોસ્તી વાંચકને ઉપયોગી થઇ પડશે.

માજદીયશની જરથોસ્તી પાક ધર્મના પુરાતનપણા માટે ગમે તેટલો મતભેદ હોય, તો પણ હું મારી આસ્થા પ્રમાણે કહું છું કે " દુનિયાની પેદાશ થવાની આગમજથી "અહુનવર" ની ઉત્પત્તિ હતી, અને દુનિયાની આખેરસુધી તેની હસ્તી રહેશે" એ બાબતના સત્યને બીજા ધર્મવાળાઓ ( કે જેઓના ધર્મ તરફ પણ આપણે માનની નજરથી જોઇશું ) ગમે તેવી ગોઠવણો અને ગણતરીથી ખોટી ઠેરવવા માગે, તો તે કંઇ બનવાનું નથીજ. પાક માજદીયશની જરથોસ્તી ધર્મની ઐશાઇ માટે પણ બીજું મતજ નથી. કેટલાક ભાઇઓ, કેટલાંક મંડળો, અને કેટલાક અભ્યાસીઓ તથા કહેવાતા ધર્મના ઉસ્તાદો એ પાક મહજબને માટે પોતપોતામાં ખ્યાલી મતફેરથી, તથા "ફાઇલોલૉજી" અને બીજી, કેટલીક ગણત્રીઓ મારફતે એક બીજાની ઉપર નુકતેચીની કરી, ઘણીક વખત બીજા ધર્મવાળાઓની નજરમાં હલકા પાડવા જેવી નાદાનીયત કરે છે, જે ખરેજ દલગીરી ઉપજવા જોગ છે. કમનસીબી એજ છે કે ધર્મનાં કીમતી પુસ્તકોનો નાશ થયો અને ફકત કંઇક છુટા કટકા બુકલા આપણે ધરાવીએ છીએ.

વખશુરે વખશુરાન, પાક હજરત પેગમ્બર સાહેબ જરથુસ્ત્ર (અનુશેરવાન) એ જે ભલી દીન માજદીયશનીને ખુલાસાવાર જાહેર કરી, તેની સ્થાપનાનો પાયો એવો મજબુત બાંધ્યો છે, કે કુલ્લેજેહાનના થઇ ગયેલા અને તેઓ પછી થવાના, તેમજ હવે પછી થનારા કોઇપણ પયગમ્બર, મહાત્મા, કે ગુરુ કદીપણ રજભારણી તેને ડગમગાવી શકનાર નથીજ.

એ પાયાનું પહેલું રજકણ "હુમત્ત" છે કે જે રજકણની ખુબી એટલી બધી છે, કે તે બાબે આ પુસ્તકના કદનાં બીજાં ઘણાંક વોલ્યુમો પ્રગટ કરી શકાય. "હુમત્ત" યાને નેક વિચાર, એવો તે આપણામાં હાય કોણુ છે કે જે આ રજકણનો ભેદ સંપૂર્ણતાથી સમજાવી શકે? એવી તે કેઇ દુનિયામાં ચીજ છે, કે જેના બાતેનમાં વિચાર સમાયતો નથી જે માનવીઓ આપણા પાક મઝ્દયસ્નના પાયા માહેના આ એકજ પહેલા રજકણ બારે જરાક પણ સંદેહ કે શક લઇ જાય છે, તેઓ ખુદ પોતે પોતાને ભૂલી જાય છે, કે તેઓના પોતાના પેદા થવામાં પણ એજ રજકણ મોટો ભાગ ભજવે છે. જે નીચના દાખલાથી સચોટ લેખા વૃદ્ધિ કરનારો. વિચાર તે માનવીની પેદાશના પાયાનુ રજકણ છે, જેમ કે વિચાર નરનારીમા ઉત્પન્ન થાય નહીં, તો તેઓ એક બીજાથી જોડાય નહી, જોડાણ પછીનો વિચાર સમાગમનો. સમાગમ વખતે વિચારથી લોહીનુ મણિમા બદલાવુ, તે મણિનુ, માતાના ગર્ભમા, માતાના વિચારથી પોષણ થવુ, અને જન્મ થવા પછીથી પણ માતા પિતાના વિચારથી ઉદરભાવમાં વધવું અને ઉમરે પુગતા પોતે વિચાર કરતાં શિખવું, અને પછી તેજ વિચાર મારફતે પોતાની ઉત્પત્તિ કરી પ્રમાણેજ, પોતાના ફરજંદની ઉત્પત્તિ માટે વિચારનેજ વાપરવો, અને એ પ્રમાણે ખુદ માનવીની પેદાશમા આ વિચારનુ રજકણ આવો મોટો ભાગ ભજવે છે, તો દુનિયાની બીજી ચીજોમાં અને દુનિયાના ભેદોમા તે કેટલો મોટો ભાગ ભજવતો હશે, તેનું મેજાન કરવાની કોઇમા તાકાત નથી. આવા મહાન ધર્મના આ એક રજકણનો ભેદ જ્યારે કોઇ પામી શકતું નથી. તો તે વખશુરે વખશુરાને પાક દાદારથી મેળવેલી માથ્રવાણીના કલામોના જશ્થાનો ભેદ તે શું મેળવી શકનાર છે, માટે આપણા આ પાક મઝ્દયસ્ન અને શ્રેષ્ટમા શ્રેષ્ટ ધર્મને મગજના ફાટાથી વાદવિવાદ કરી ચુથી નાખવાને બદલે, વગર શકે પોતાના અંતઃકરણમાં તેની જગા કરી ફક્ત અણુઓના કાયદા (Law of Atoms) અને આપણા ધર્મના મુખ્ય કવામ 'હુમત' ને ચાવીરૂપ સાથે લઇ, જેબી કાઈ ભેદ જાણવા ચાહશો, તે આપણી માથ્રવાણીમાંથી મળી શકે તેમ છે, કારણ કે એ બે ચીજ હરેક બાબત ચીજ વગેરેમા આમેજ છે. જેમ કે જેવી રીતે સુક્ષ્મમાં સુક્ષ્મ પરમાણુ જગત અને તેના બધારણમાં અણદીઠ પરમાત્માનું સ્વરૂપ છે (The infinite fine force,) તેમ માનવીના શારીરિક જગતમાં તેના જેવાજ સ્વરૂપમા વિચાર કાર્ય કરે છે, તેથી વિચાર જે

સુક્ષમમાં સૂક્ષમ ધ્રૂજણી કરે છે, તેવીજ ધ્રૂજણી અને ફ્રોર્મથી પરમાણું એક બીજામાં રૂપ લે છે, હરેક **ચીજની તપાસની અંતમાં તમો (fine force) યાને કુદરતના અંશ આગળ આવીને અટકશો, તેમ માનવીની આસપાસ તમો સર્વે ચીજમાં પણ એજ અંશને વિચાર રૂપમાં જોશો.**

હું મારી મૂળ મતલબથી ઘણો વેગળો નીકળી આવ્યો છું, પણ મારા ધર્મની શ્રેષ્ઠાઇના સત્યની ધૂનમાં મારા વિચારોએ મને દોરની લીધો છે, પણ એટલું તો ખરુંજ છે કે "માજદીયશની જરથોસ્તી ધર્મ સર્વેથી પુરાણો, સર્વેથી શ્રેષ્ઠ, સર્વથી પહેલો તેમ સર્વથી છેલ્લો છે અને રહેશે." ભલે કોઈના ધ્યાનમાં આ વાત નહીં ઊતરે પણ **એ મારી આસ્થા છે.** એ પર વાદવિવાદ કરવાની મારી શક્તિ નથી, કારણ કે અવસ્તાના અભ્યાસીઓના તથા બીજાં મંડળોના જુદા જુદા મતો છે, તેમાં વળી એકનો અર્થ બીજો નાકબુલ કરે, અને તેથી મતફેરી વધે, વળી "ફ્રાયલોલૉજી" ના ઓઠા હેઠળ પહેલો કહેશે હું ખરો, ને બીજો કહેશે હું ખરો, એવી રીતે એ ઝગડાનો કોઇ કાંઈ પણ નિકાલ વરસો થયાં લાવ્યોજ નથી, એવીજ કાંઇક મતભેદની બાબતોથી દૂર રહેવાને "**અખો ભગત** કહી ગયો છે કેઃ

"ખટ દરશનનાં જુજવાં મતાં માંહો માંહે ખાધા ખતા
એકનું થાપ્યું બીજો હણે અન્યથી આપને અધીકો ગણે
"અખા" એજ અંધારો કુવો ઝગડો ભાગી કોઈ ન મુવો."

મારા વિચારના વમળમાં હું મૂળ મતલબથી ઘણો વેગળો આવી ગયો છું. હવે પારસી હમદીન બિરાદરો તો જાણેજ છે, કે આપણા ધર્મની **આશ્રવાણી** અને બંદગી ઘણીજ પ્રબળ છે. (**વાંચો "બંદગીનું બળ"**) અને મારા મિત્રની ખાએશ એજ હતી કે, ગ્રહથી પીડિત થતા માનવીએ બંદગીનાં કલામો પઢી પોતાનું દુઃખ બનતાં સુધી કમ કરી શકે, તેવી કાંઇક સમજણ આપવી. હવે આ પુસ્તક અંગ્રેજી રૂઢી અને ગણતરી પ્રમાણેનું જ્યોતિષ શીખવે છે, અને તેમાં શરીર અને તેના રોગો માટે કારણો સહિત ખુલાસો કરવામાં આવ્યો છે, અને દરદો તથા તેની દવાઓ પણ અત્રે આપતે, પણ તે માટે અત્રે પુરતી જગાની જોગવાઈ નથી, પણ **બંદગી** બાબત આપણે કાંઇક નીચે પ્રમાણે ખુલાસો કરી શકીશું. બંદગી પોતાના તન મન અને કોઇનાં ભલાને માટે, જો તેની ખરી ખુબી સાથે કરવામાં

આવે તો તે કદી પણ ફેકટ જતી નથી. ગ્રહદુ ખ નિવારણ માટે હાનના વખતમા નીચે પ્રમાણે બદગીઓ કરવામા આવે છે —

ગ્રહ — બદગી

રવિ—ખુરશેદ તથા મેહેરની નીઆએશ

ચંદ—મોહર મઝદ તથા માહામોખતાર નીઆએશ.

મગળ—બેહરામ યઝદ ( બેહરામ યસ્ત )

બુધ—વીર યજદ ( ખોરદાદ તથા તીરયસ્ત )

ગુરુ—દાદાર હોરમજદ ( હોરમજદ યસ્ત )

શુક્ર—અમરદાદ અમેશાસપદ ( મોટી હપતન યસ્ત તથા તીર અસ્ત )

શનિ—અસપનદારમદ અમશાસપદ ( આવા તથા હપતન યસ્ત મોટી )

રાહુ—હપતોરગ ( મોટી હપતન યસ્ત તથા બેરામ યસ્ત )

જ્યારે અમુક ગ્રહની પાપદષ્ટિથી માનવી પીડાતો હોય ત્યારે, તે ગ્રહને લગતા યઝદ અમેશાસપદના રોજને દિવસે, દરૂન, બાજ, અફરગાન, યઝશને કરાવવા, તથા રોજ પોતે જાતે તેની બદગી પઢતા રહેવુ હાવમા કેટલાકો ફર્યાદ કરે છે, કે બદગીની અસર હાનના આપણા ભણતરથી થતી નથી, તે હુ માની શકતો નથી કબુલ કરી શકાય કે હાનના જમાનાની આપણી પાસે મોજુદ રહેલી બદગી, તેની અસલ ઈબારતના છુટા છુટા કટકા છે. જે ગોઠવીને પાછળથી ખોરદેહ અવેસ્તા તરીકે આપણામા જાએજ છે, જેથી પાક હઝરત પેગમ્બર સાહેબના જોડેલા અસન મત્રો અને વિચારોની ઈબારતના જેવાજ વાઈબ્રેશન, આ પાછળથી મળેલા કટકા ટુકલાના જોડાણથી સપૂર્ણરીતે અસર કરી શકતા ન હોય, તો પણ ઘણેક અશે તેઓ ધારેલી ઇચ્છા પૂર્ણ કરી શકે તેમા સંદેહ નથી આ ઉપની ક્રયાઓ અને ભણતર ઉપરાત પરેજગારી, અને પારસી યોગના તરીકા માણે તો ઘણી શ્રેષ્ઠ એકાગ્રતા પવિત્રાઇ, અને પાકજીદગીની જરૂર અસનના જમાનામા "કયુમરસે" "અહુનવરની" માથ્રવાણી સાથે પોતાના પવિત્ર મનની, મોનાજાતથી શનિશ્ચર સેતારાની સ્તુતિ કરી હતી, એજ પ્રમાણે સીયામકે ગુરુની, હુશગે મંગળની, હમુરસે ખુરશેદની, જમશેદ પાદશાહે શુક્રની ફરેદુને બુધની, મીનોચેહેરે ચંદની સ્તુતિ કરી હતી, તેમજ ત્યાર પછી બીજા પરે ગારી કરી ગયેલા પીર પયગમ્બરોએ પણ "અહુનવરની" બદગી કરી

હતી. હઝરત પયગમ્બર સાહેબ સપેતમાન જરથોસ્તે અહુનવરની બંદગી ઉપરાંત, દાદાર હોરમજદથી મેળવેલી માથ્રાવાણી અને મુખ્યત્વે ગાથાની બંદગીથી, દુનિયાની કુલ્લે પેદાશ અને બાબતોની સ્તુતિ કરી હતી. હવે એ સ્તુતિને વખશુરે વખશુરાન પયગમ્બર હઝરત સપેતમાન જરથોસ્ત સાહેબના વખતની આગમજ, જે પાદશાહ વગેરેએ એવી સ્તુતિ કરી હતી, તેને ઇનવોકેશન (Invocation) કહેવામાં આવે છે, પણ હઝરત પયગમ્બર સાહેબના વખત પછીથી છેક પાછલા જમાનામાં આબેદો ચોક્કસ રીતે એવી આરાધના કરતા હતા, જે નીચલી બાબતોને મળતી ક્રિયા હતી એવી માન્યતા છે.

"કોઇક એકાંત ઉંચી તથા નજદીકમાં પાણી વહેતી એવી જગા પસંદ કરવામાં આવે છે, તે જગાના સાત ચોરસ કશ ખેંચીને પાક કરવા પછીથી, તે માંહેલા વચલા કશની જગામાં ફરીને બીજા સાત કશ ખેંચે છે, અને પછી તે માંહેલા મધ્ય બિંદુમાં પોતે બેસી પોતાની આસપાસ ત્રીજા સાત કશ ખેંચી, તેમાં બેસી રાત અને દીન પાંચો ગેહ ગાથાનું ભણતર ભણવા ઉપરાંત, અમુક કાર્ય માટે અમુક ફરેસતાની આરાધના કરવામાં આવે છે, અને એમ ૪૦ દિન તુલીક તન, મન, અને અંતઃકરણની પવિત્રાઇથી જે આરાધના કરવામાં આવે છે તેને સાલેકીની શરૂઆત કહે છે. આવી રીતે તપ જપ કરતાં હરેક લાયક અને અનુકુલ મુરાદ જરૂરજ હાંસલ થવા ઉપરાંત, તન, મન, અને કરણીની પવિત્રાઈ ઘણીજ વધે છે. એ ક્રિયાને લગતી બીજી ઘણી સમજો તથા બાબતો છે, જે અત્રે ખુલાસાવાર સમજાવવાને ઠીક ધારતો નથી, કારણ આ પુસ્તકની બાબત આ બાબતથી નિરાળી છે. બીજી કેટલીક અસલ જમાનાની ગ્રહો તથા ફરેસતાઓને આરાધવાની ક્રિયાઓની રૂઢી અને અલાતો છે, જે પ્રમાણે બંદગી કરવાથી હરેક દુઃખ દફે થવા ઉપરાંત પાકજંગી મલે છે એ નિશ્ચિત સમજવું. એ ઉપરાંત નીચે પ્રમાણે પણ ચોક્કસ દરદોની આરાધના કરવાનું ફરમાન છે, જેમ કે:

"માથું દુખે તો બેરામ યઝદને આરાધે, નાક માટે મોહર યંઝદને, આંખ માટે ખુરશેદ યઝદને, મોઢાને દરદ હોય તો આવાં યંઝદને, ગરદનને માટે રામ યઝદને, પગને બહમન અમશાસપંદને, હૃદયને માટે ગોશ્આદ યઝદને, પગનાં ઘુંટણ માટે અશપનદારમંદ અમશાસંસપદને, આંગળી તથા હાથને માટે હોમ યજદને, કમર માટે તીર યજદને, વીર્ય માટે આતશાર

યજદને, **પિરાબ** માટે આવાં યજદને, વાયુના રોગ માટે ગુનાહ યજદને, સ્ત્રીને દુ:ખ આવવા માટે આવાં યજદને, ફરજંદના જન્મ વખતે અડચણ થતી હોય તો બહેરામ યજદને અને તે ઉપરાત હરેક મોગામા મોટા દુ:ખ દરદ માટે દાદાર હોરમજદની આરાધના, બાજ, દરૂન આફ્રેગાન, યજશને, વગેરે કરવાથી અથવા તો પવિત્ર જગામા બેસી, એટીન અને આસ્થા સાથની બંદગી કરવાથી દુ:ખ દર્દ થાય છે

**નોંધ:**—"આ પ્રકરણમા આપેલી સર્વે બાબત ફકત પારસી જરથોસ્તી માજદીયશની ધર્મપર એતેકાદ રાખનારાઓ માટે છે બીજા ધર્મોમા પણ આપણને એવી ઘણીક ચીજો મલે છે, અને તે માહેલી સત્ય ચીજ તરફ આપણે માનની નજરથી જોઇશુ આ પ્રકરણમા જે કાઇ વિચારો દર્શાવ્યા છે, **તે મારી આસ્થા છે** જે હું માનું છુ, તેજ હું લખુ છુ, અને મારા જેવા વિચાર ગ્રહણ કરી, તે માની લેવાને હું કોઇને કહેતો નથી જેવા જેના વિચાર તેવી તેની આસ્થા, અને જેવી જેની આસ્થા તેવુ તેના ધર્મનું એતકાદ ધારૂ છુ

## ગ્રહ અને ઝવેરાતની અસરો

આ ઉપલું મથાળુ વાચી, વળી આપણા પેના મહાન વિદ્વાનો "**છટ નોન્સસ ને હંબગ**" વગેરે કહેવાને ખરુ કરશે, પણ જે **સત્ય** છે, તેને તે કોણ ખોટુ પાડી શકનાર છે જેમ હરેક ચીજને એકમેક સાથે તત્વ અને પરમાણુંઓ મારફતે સબંધ છે, તેમ હીરા મોતી વગેરે સર્વે ઝવેરાતો ધાતુઓ વગેરેને પણ સંબધ છે, જે માટે કેમીસ્ટ્રી, એસ્ટ્રોનોમી, અને તારાઓની વિદ્યા તેની સાહદતો પૂરી પાડે છે, અત્રે એને લગતી બીજી બધી બાબતો જો દર્શાવીએ તો એક મોટુ પુસ્તક થાય, જેથી અત્રે થોડીક ઉપયોગી બાબતોજ સમજાવીશુ

પહેલુ તો દેશી તેમજ અગ્રેજી પ્રમાણે ગ્રહો માટે જુદા જુદા ઝવેરાતો નેમેલા છે **બીજુ** એ ઝવેરાતોની પિછાણ અને ત્રીજુ તો ઝવેરાતોના અણુંઓ અને તત્વ તેની શારીરિક અને બીજી શકિત તથા અસરો વગેરે છે

દેશી રીત પ્રમાણે જ્યોતિષમા **નબળા** ગ્રહો હોય તેની શાંતિ માટે જે નંગ પહેરવામા આવે છે તે નીચે પ્રમાણે છે જેમ કે

રવિ માટે માણેક, ચંદ્ર માટે **મોતી**, મગળ માટે પરવાળુ, બુધ માટે પાનુ, ગુરુ માટે પોખરાજ, શુક્ર માટે હીરો, શનિ માટે

લીલમ, રાહુ માટે ગોમેદ્મર અને કેતુ માટે લસણિયો. હવે આ સાધારણ છે, અને એઓની અસર કેટલાક પ્રમાણમાં જ્યારે જુદી જુદી રાશિનાં હોય ત્યારે એકમેકથી ઊલટી હોય છે, જેથી દેશી ગ્રહ નંગ ઇચ્છિત ફળ આપી શકતું નથી. અંગ્રેજી ગ્રહ નંગ ખુદ નંગની ઉત્પત્તિના બંધારણ તત્ત્વ સાથ ખુદ રાશિઓનાં તત્ત્વને મળતાં તત્ત્વોનાં હોય છે, જેથી તેઓ સ્વાભાવિક વધુ અસર કરી શકે તેમ છે. હવે અંગ્રેજી રૂઢી પ્રમાણે દરેક રાશિની અસર પ્રમાણેનાં ઝવેરાત નેમેલાં છે, જે ચિત્રવિચિત્ર રંગ રૂપનાં હોય છે, તથા મુખ્ય ભાગે તેનાં ગુજરાતી નામો જણાયેલાં નથી, એટલા માટે પહેલે તેઓને અંગ્રેજીમાં લખી તેનો ખુલાસો બની શકે તેટલો આપ્યો છે. વધુ ખુલાસો લખવાને જગા નથી. હવે અંગ્રેજી જ્યોતિષ પ્રમાણે નીચે મુજબ ગ્રહોપર નંગો પહેરવામાં આવે છે, જેમ કેઃ

મેષ માટે **એમેથીસ્ટ** (Amethyst) તથા **હીરો**, વરખ **મૉસ ઍગેત** (Moss agate) **એમેરલ્ડ** (Emerald), **મિથુન** માટે **બેરીલ** (Beryl) અને **એક્વામેરીન** (Aquamarine) કર્ક માટે **એમેરલ્ડ** (Emerald), અને બ્લેક **ઓનીક્ષ** (Black onyx), **સિંહ** રાશિ માટે **માણેક** Ruby અને **હીરો** (Diamond), **કન્યા** રાશિ માટે **પીંક જાસ્પર** (Pink jusper) અને **હયાશીંનથ** (Hyacinth.) **તુલા** રાશિ માટે હીરો (Diamond), અને **ઓપાળ** (Opal), **વૃશ્ચિક** રાશી માટે **તોપાઝ** (Topaz), અને **મેલાચીત** (Malachite), **ધન** રાશિ માટે **કારબનક** (Carbuncle) અને **ટરકોઈઝ** (Turquoise), **મકર** રાશિ માટે **વાહીટ ઓનીક્ષ** (White onyx) અને **મુનસ્ટોન** (Moonstone), **કુંભ** રાશિ માટે **સફાયર** (Sapphire) અને **ઓપાળ** (Opal) અને **મીન** રાશિ માટે **ક્રીસોલાઈટ** (Crysolite) અને **મુનસ્ટોન** (Moonstone).

હવે એ ઉપલી બારે રાશિના બાર જુદા જુદા મહિનાઓ છે, અને જેનો જે માસમાં જન્મ થયો હોય, તે માસને લગતી રાશિ પ્રમાણે એ **નંગો** અને **ઝવેરાત** પહેરે તો તેની ઘણી લાભકારક અસર થાય છે, તે ઉપરાંત **ખાસીયતના** ગુણ કાબુમાં રાખવાને ચંદ્રને લગતાં નંગો, જો શારીરિક દુઃખ માટે હોય તો જન્મ લગ્ને જે રાશિ હોય, તે રાશિને લગતાં નંગ પહેરવાં, વળી નંગ બનતાં સુધી તે રાશિને લગતીજ ધાતુમાં જડાવવાં, અને એવી રીતે જડાવવાં કે તે નંગનો ભાગ, ખુદ શરીરની ચામડીને વારંવાર લાગ્યા કરે કે, જેથી શરીર ઉપર તેની પુષ્કળ અસર થાય છે.

હવે એ અસર થવાનું સત્ય અણુઓના કાયદા (Law of Atoms) મારફતે જોતાં, જમીનમાં કોયલો, રેતી કે ખનીજ પદાર્થો વચ્ચે સર્વે જાતનાં કિંમતી ઝવેરાતોની ઉત્પત્તિ છે, અને ખુદ ઝવેરાતો પોતે જુદાં જુદાં તત્ત્વથી બનેલાં છે, જેમ કે પોખરાજ (Topaz) એક ફીક્કા પીળા રંગનો હીરો છે, ઘણું કરીને બ્રાઝીલ અને ઇજીપ્તમાં એની ઉંચી જાતની પેદાશ છે, અને એક નિર્મળ સારૂ આબદાર નંગનો રંગ શેરીનાં જેવો હોય છે. કહે છે કે જો ખરા પોખરાજને ચોક્કસ રીતે ગરમી આપવામાં આવે છે તો તેનો રંગ ગુલાબી થાય છે, અને તેથી પણ વધુ ગરમી આપતાં તદ્દન સફેદ નિર્મળ કાચ જેવો થાય છે. એનાં બંધારણનાં (Composition) તત્ત્વો નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| Aluminium ... ... ... ... | 30·2 |
| Silicon ... ... ... ... ... | 15·5 |
| Oxygen ... ... ... ... ... | 36·8 |
| Fluorine ... ... ... ... ... | 17·5 |
| | 100 |
| Specific Gravity ... ... ... | 3·5 |
| Hardness ... ... ... ... | 8 0 |

એ પ્રમાણે પોખરાજ, ધાતુ, ગેસ, ખાર, વગેરે જમીનના ભીતરમાં કુદરતી રસાયણોથી અને કુદરતની અણુદાર ગતિ (Fine force) મારફતે બન્યું છે. હવે જેમ એક દવાનું મિક્ષ્ચર દરદી માટે જુદી જુદી દવાઓ અને ખારોનાં મીક્ષ્ચર કરી બનાવવામાં આવે છે, અને જેવી રીતે તે દવા દરદીને અસર કરે છે, તેજ પ્રમાણે પોખરાજની પણ અસર થવીજ જોઇએ, કરણ કે તેનાં તત્ત્વોમાં સમાયલાં રસાયણો, દવાના મિક્ષ્ચરમાં સમાયલાં રસાયણો જેવાંજ છે. જોકે દવાના દેખાવ આકાર વાસ અને બીજી બાબત, પોખરાજના દેખાવ વગેરેથી તદ્દન જુદી છે, લેકીન એ બન્નેમાં પોતપોતાનાં વધુ ઓછાં તત્ત્વોની ખાસીયત પ્રમાણે, તે ચાહેજો ગમે તેવા આકાર કે રૂપમાં, તે તત્ત્વો પોતપોતાની શક્તિને લગતી અસર વાઇબ્રેશન યાને ધ્રુજણી મારફતે જરૂર કરશેજ. એજ પ્રમાણે જુદાં જુદાં ઝવેરાતોનું તત્ત્વ બંધારણ જુદી જુદી જાતનાં તત્ત્વો તથા વધતા ઓછા પ્રમાણમાં હોય છે, તે સર્વે અત્રે લખવાને જગ્યા નથી, પણ થોડાં ઝવેરાતોનાં નામ, જાત, ગુણ, વગેરે નીચે પ્રમાણે છે.—

**મોતી** (Pearl) એ કારબોનેટ ઓફ લાઇમનું બનેલું છે. ઘણું કરી દરેક રંગનાં મોતી મળી શકે છે. અસલ જમાનાથી કહેતી છે કે ખાસ કરીને મોતી સ્ત્રી જાતને પુષ્કળ ખેંચાણ કરનારી છે, અને ખાસ કરીને જેઓનો જન્મ મે મહિનામાં થયો હોય, અને તેઓ મોતી પહેરે તો નાજુક પંદનીઓનું ખેંચાણ તેની તરફ વધુ થાય એ ચોક્કસ છે.

**એમેથીસ્ટ** (Amethyst) આ નંગ ઉમદા જાંબુડા રંગ ઉપર હોય છે, સૌથી પહેલાં તે મેક્ષીકોમાં શોધી કાઢવામાં આવ્યું હતું, અને હાલમાં એની ઘણીજ માગણી છે. કારણ કે કવચિતજ એ મળે છે. એ નંગ હજારો ને હજારો વર્ષ આગમજ જણાયલું છે, અને એની પુષ્કળ ભેદી તવારીખો છે. સાઇબીરીયામાંથી પણ એ નંગો મળે છે. એને **ધર્મ ગુરુનું નંગ** યાને (Bishop's stone) કહે છે. એની ખાસીયત એવી છે કે એ પહેનારના મગજને ઘણું શાન્ત રાખે છે, તથા છાકટાપણાનો અટકાવ કરે છે.

**પોખરાજ** (Topaz) એ માટે આગળ લખ્યું છે. એ નંગ પહેરવાની અસર એવી છે કે, એ પહેરનારને કુછંદ અને વ્યભિચારીથી દુર રાખે છે, તથા ગુસ્સાને કાબુમાં રાખે છે, તથા દરેક ચીજની ઉન્નતિ કરે છે.

**પેરીડોટ** (Peridot) આ નંગ પાનાના રંગનું આવે છે અને તે ઇજીપશીયન લોકોને ઘણુંજ વ્હાલું હોય છે. એ નંગ એરીઝોના તથા મેક્ષીકોમાં ઘેરા લીલા ઓલીવ રંગનું મળે છે. એ નંગ માનવીમાં પુષ્કળ હિંમતની અસર કરે છે, તથા સ્ત્રીઓને પતિવ્રતા રાખવા માટે તથા નમ્રતા વધારવા માટે જાણીતું થયેલું છે.

**ગારનેટ** (Garnet) એ નંગ (Lime and Oxide of Iron) નું બનેલું છે. લાલ અને પીળા રંગનાં નંગ પેગુ (એસીયા) માં મળે છે, અને સિલોન તેમજ બ્રાઝિલમાં પણ તેની ઉત્પત્તિ છે. એ પહેરવાની અસર માટે ઘણીક તવારીખો છે જે સર્વે અત્રે લખી જણાવવાને જગ્યા નથી, પણ ખાસ કરી જેઓનો જન્મ જાનેવારી માસમાં થયો હોય તેઓને વધુ સારી અસર કરે છે, એની અસરમાં મનનું મક્કમપણું જાળવી રાખનારી તથા વફાદારીની અસર છે.

**ટોરમેલીન** (Tourmaline) એ ઘણી જાતના રંગોનું આવે છે. કાળું, બ્રાઉન, લાલ વગેરેને રૂબીલાઇટ (Rubillite) કહે છે, લીલાંને (Brazilian emerald), બ્લુને (Indicolite) કહે છે. માઉન્ટ મીકા સાઇબીરીઆ, સીલોન, બરમા વગેરે ઠેકાણે મળે છે. (Physics) ના

અભ્યાસીઓને તથા નેત્રવૈદ્યોને, એ ઘણોજ અજાયબી પમાડનારો માલમ પડયો છે, કારણ કે એના કમ્પોઝીશનમા અગિયાર જાતના ખાર આવે છે અને તેથી એની અસર વીજળી જેવી હોય છે

**એકવામેરીન** (Aquamarine) એ એક (Beryl) ની જાત છે અને ઘણાજ ખુલ્લા લીલા રંગનું હોય છે, લગભગ દરીયાના પાણીના જેવો રંગ હોય છે, સાઇબીરીઆ અને બ્રાઝિલમા સારી જાત મળી શકે છે, એને **નીલમણિ** કહે છે.

**ઓપાલ** (Opal) આ લસણીઆ જેવો રંગ બદલના કિંમતી પથ્થર છે, અને તેમા વરસાદની કમાનની માફક રંગો દેખાય છે, એ અસલ જમાનામા શુભ નસીબની નિશાની યાને ગુડ લક તરીકે પ્રખ્યાત હતો મરહુમ મહારાણી વીકટોરીઆ ગુડ લક તરીકે ઓપાલ નંગના પુષ્કળ શોખીન હતા

**તર્કવાઇઝ** (Turquise) **ફીરોઝો** તદ્દન આસમાની બ્લુ રંગનો હોય છે, અને ખોરાસાન તથા ખાકીના મુલકમાથી ઉત્તમ નગો મળી આવે છે કહેતી છે કે એ પહેરનારને હરેક કામમા ફતેહ મળે છે, અને ખાસ ડીસેમ્બર મહિનામા જેનો જન્મ હોય તેઓને ઘણો લાભ કરે છે, પણ જ્યારે પહેરનારપર કાઇક આફત આવી પડવાની હોય છે ત્યારે એ નંગનો બ્લુ રંગ ફીક્કો પડી જઇ અગમચેતી આપે છે એ પહેરનારને ઇજ્જત આબરૂ ઘણી મળે છે, એવુ અસલના જમાનાથી મનાતું આવ્યુ છે

**લીલુપાનુ** (Emerald) ઘેરો મખમલી લીલો રંગ અને કાઇ પણ છાટ કે દોરા વગરનું નંગ ઘણુંજ ઉત્તમ અને કિંમતી ગણાય છે, સૌથી સરસ નંગ કોલંબીયા અને રીવર મનરોમાથી મળે છે, અસલના જમાનાથી કહેતી છે, અને પ્યાર મોહબતમા એ નંગને લગતી બાબતો એટલી બધી તવારીખમા છે કે એ નંગ માટે કહેવામા આવે છે, કે એ નંગ અખૂટ પ્યાર અને મોહબત બક્ષનારૂં છે, અને હરેક પાપ અને નીચપણાની સામે થનારૂં અને નેક રાહપર ચલાવનારૂં છે, અને મે માસમા જન્મેલા માનવી માટે ખાસ શુભ અસર કરનારૂં છે

**સેફાયર** (Sapphire) એ નંગ સીયામ બરમા, કાશ્મીર, સિલોન ઓસ્ટ્રેલીઆ વગેરે મુલકોની નદીના તળીયામાથી અથવા તો પડપડવાળી જમીનમાથી મળે છે, સીયામીસ સૌથી ઉત્તમ ગણાય છે સીઆમીસ ફીક્કા હોય છે કેશમીરી લાઇટ બ્લુ હોય છે યાને તેનામા હરેક ચડઉતર રંગના મળે છે અસલના જમાનાના લોકોના કહેવા પ્રમાણે **નિર્દોષતા** એ નંગની

મુખ્ય અસર છે. અને ખાસ કરીને એપ્રિલ મહિનામાં જેનો જન્મ થયો હોય તેને લાભકારી છે. વળી એ પહેરવાથી એ માંહેલી રસાયણી અને વૈદકિય અસર શરીરપર ઘણી સારી થાય છે.

| નંગ. | અર્થ | ફુલ | મહિનો |
|---|---|---|---|
| પેરીદોટ | હીમ્મત | વાયોલેટ | માર્ચ |
| સેફાયર | નિર્દોષતા | મારગ્યુરાઇટ | એપ્રિલ |
| એમેરલ્ડ | પ્યારમાં ફત્તેહ | હાવથોરન | મે |
| એગેટ | લાંબી જીંદગી, તંદુરસ્તી | ગુલાબ | જુન |
| રૂબી | દુઃખ નિવારણ | વોટર લિલી | જુલાઇ |
| સારડોનીક્ષ | પતિવ્રતાપણું | પોપી | ઓગસ્ટ |
| ક્રીસોલાઇટ | મૂર્ખાઇનો નાશ | કનવોલવુલ્સ | સપ્ટેમ્બર |
| ઓપાલ | આશા | બ્લેકબેરી | ઓકટોબર |
| ટોપાઝ | વફાદારી | ક્રીશનથીમંમ | નવેમ્બર |
| ટરકવોઈઝ | ફત્તેહ | હોલી | ડીસેમ્બર |
| ગારનેટ | દ્દઢતા | સ્નોડ્રોપ | જાનેવારી |
| એમેથીસ્ટ | મનની શાંતિ | પ્રીમરોઝ | ફેબ્રુઆરી |

ઉપર લખવા પ્રમાણે ઘણી જાતનાં નંગો છે, તથા એક જાતનાં નંગમાંથી તેના જુદા જુદા રંગોને લીધે તેનાં કેટલીક વખતે ઘણાં જુદાં જુદાં નામો તવારીખમાં જણાયેલાં છે, છતાં એટલું તો સત્ય છે કે નંગો ચોક્કસ જાતના પદાર્થોના રજકણ તથા અંશથી બનેલાં છે. અંને પંચભુતી તત્ત્વ જેમ માનવીમાં અને આખી જગતમાં છે, તેમ નંગો અને ઝવેરાતમાં પેણ છે, અને તત્ત્વ તથા અણુઓના કાયદા પ્રમાણે તેઓ એક બીજાનો સંબંધ ધરાવે છે. એટલે તેઓનાં બંધારણ તત્ત્વનાં વાઇબ્રેશન બીજાં તત્ત્વોપર અને ખાસ કરીને માનવીના શારીરિક, સંસારિક અને આત્મિક બંધારણપર અસર કરનારાં છે. જેઓ એ બાબત સ્વીકારવાને વિમાસણમાં પડતા હોય, તેઓએ દરેક ઝવેરાતોનાં બંધારણ (Composition) તથા ઉત્પત્તિનાં તત્ત્વોના અંશોને લગતા જ્ઞાન મારફતે બીજી દુનિયાની હરેક ચીજનાં તત્ત્વોના અંશ સાથે મુકાબલો કર્યે અંતમાં ખાત્રી થશે કે દુનિયાની બલકે જગતની હરેક હરેક ચીજને સીધી યા આડકત્રી રીતે એક બીજા સાથ ઘાડો સંબંધ છે, તથા એક બીજાપર અસર કરી શકે છે.

હવે આ પુસ્તકમાં **આખરનો ખુલાસો** તથા આગલા ભાગોને

લગતા થોડા દાખલા અને જ્યોતિષ શાસ્ત્રને લગતા વપરાયેલા અંગ્રેજી બોલોની સમજ આપી આ ચાર ભાગનું પુસ્તક પૂર્ણ કરીશું.

ચોથો ભાગ સમાપ્ત

## છેલ્લું પ્રકરણ

**ચૂંટી કાઢેલાં ઍફૉરીઝમ્સ ( Aphorisms ) ગ્રહોના સામટા જથ્થાનું તથા યોગોનું ફળાદેશ.**

૧. કર્ક કે વૃશ્ચિક રાશિમાં જન્મ થયો હોય. અને ૧૦, ૧૧, ૧૨, ૧, ૨, ૩, એ ભુવનમાં પાપગ્રહ હોય અને ૪–૫–૬–૭–૮ ને ૯ મા ભુવને શુભગ્રહ હોય તો બચ્ચું જન્મતાં મરે.

૨. જો ૧૨–૨–૬ અને ૮ માં પાપગ્રહ હોય અને તેની સાથે શુભગ્રહનું કંજંગશન ન હોય તો મરે.

૩. એક અને સાતમા ભુવને ચંદ્ર હોય અને શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો મરે.

૪. નબળો ચંદ્ર ૧૨મે, પાપગ્રહ ૧–૮ ભુવને હોય, અને શુભ ગ્રહ કેન્દ્રમાં જો ન હોય અથવા ચંદ્ર ૭–૧૨–૮ કે ૧ લા ભુવને શુભગ્રહની દૃષ્ટિમાં ન હોય તો મરે.

૫. જો ચંદ્ર ૬ કે ૮માં પાપગ્રહની દૃષ્ટિમાં હોય ને શુભગ્રહની દૃષ્ટિ ન હોય અથવા તો ચંદ્ર કોઇ પણ પાપ કે શુભગ્રહની દૃષ્ટિમાં ન હોય તો જન્મતાં એક મહિનો ન થાય તેટલાં કરે.

૬. જો ઉપર પ્રમાણેનો ચંદ્ર કોઈની પણ દૃષ્ટિમાં ન હોય તો ૮ મા વર્ષે મરે, અને જો શુભ તેમજ પાપગ્રહની બેઉની દૃષ્ટિમાં હોય તો ચોથે વર્ષે મરે.

૭. જન્મ લગ્ને ચંદ્ર અને ૮–૪–૭–૫૦ ૧૦ માં પાપગ્રહ હોય તો બચ્ચું જલદી મરે.

૮. જો ચંદ્ર ૪–૭–૮માં બે પાપગ્રહ સાથે હોય અથવા આજુબાજુનાં ભુવનમાં પાપગ્રહ હોય તો બચ્ચું જન્મતાં જ મરે.

૯. સાતમે પાપગ્રહ અને જન્મ લગ્ને ચંદ્ર હોય તો બચ્ચું મરે.

૧૦. જો શનિ મંગળ અને રાહુ આઠમા ભુવને હોય તો બચ્ચું અને તેની મા બેઉ મરે.

૧૧. જો રવિ ને રાહુ લગ્ને હોય અને શનિ કે બુધ અને સાથે મંગળ આઠમા ભુવને હોય તો બચ્ચું તથા માતા બેઉનું મોત હથિયારથી થાય.

૧૨. બારમે શનિ, નવમે રવિ, લગ્ને ચંદ્ર અને આઠમે મંગળ શુભગ્રહની દૃષ્ટિમાં જો એ સર્વે ન આવેલા હોય તો બચ્ચું નાનપણમાં જ મરી જાય, પણ જો ગુરુ એવે વખતે પાંચમા ભુવનેથી શુભદૃષ્ટિ કરે તો બચી જાય.

૧૩. જો ૫–૭–૮–૯–૧૨–૧ માં નબળો ચંદ્ર પાપગ્રહો સાથે હોય અને શુભગ્રહની દ્રષ્ટિ ન હોય તો બચ્ચું નાનપણમાં જ મરે.

૧૪. જો મંગળ ને શનિ સાતમે શુભ દૃષ્ટિ વગરના હોય, અથવા તો મંગળ પહેલા ભુવને અને શનિ છઠ્ઠા ભુવને અથવા આઠમા ભુવને હોય તો બચ્ચું તુરત મરે.

૧૫. જો કર્ક, વૃશ્ચિક, કે મીન રાશિના અંશની છેલ્લી ૧૨ મિનિટે અથવા તો સિંહ ધન કે મેષ રાશિની છેલ્લા અંશની છેલ્લી ૧૨ મિનિટ હોય તે વખતે જો બચ્ચું જન્મે તો જરૂર મરે.

૧૬. જો રવિને ચંદ્ર ત્રીજે હોય ને ત્રીજાનો માલેક પાપગ્રહ હોય ને તે પાપદૃષ્ટિ કરતો હોય તો બાળક ત્રણ વર્ષનું થઈને મરે.

૧૭. જો રવિ અને મંગળ, ચંદ્ર થકી સાતમે હોય અને જન્મ લગ્ને પાપગ્રહ પાપદૃષ્ટિમાં હોય તો દશ દિવસમાં બાળક મરે.

૧૮. નબળો ચંદ્ર જન્મે, અને બીજા પાપગ્રહો ૩–૬–૧૨ માં હોય તો બાળક જલદી મરે.

૧૯. રાહુ જ્યારે મેષ કે વૃશ્ચિક રાશિમાં હોય ત્યારે મારતો નથી, પણ જો નબળો ચંદ્ર રાહુ સાથે જન્મ લગ્ને હોય તો અને પાપગ્રહોની દૃષ્ટિ તે પર પડે તો જલદી મરે.

૨૦ જો રવિ શનિને મંગળ જન્મે પહેલા ભુવને શુક્ર સાતમે, અને ચંદ્ર નબળો હોય ને પાપદૃષ્ટિમાં હોય તો સાતમે વર્ષે બાળક મરે.

૨૧. જો રવિ ચંદ્ર ને મંગળ પાંચમા ભુવને સાથે હોય અને બીજો કોઇ શુભગ્રહ શુભદૃષ્ટિ નાંખતો ન હોય તો બાળક ૯ વર્ષ જીવે, પણ જો લગ્નનો માલેક પણ ત્યાં સર્વે પાપગ્રહ ભેગો બેઠો હોય અને તેને કોઇબી શુભદૃષ્ટિ ન હોય તો ચાર માસમાં બાળક મરે.

૨૨. જો કુંભ, વૃશ્ચિક. કે સિંહ રાશિમાં જન્મ હોય ને જન્મ લગ્ને

રાહુ ગ્રહ હોય અને તેને ગુરુની મજબુત શુભદૃષ્ટિ ન હોય તો બાળક ૧૭ વર્ષનો થઈને મરે.

૨૩. જન્મનો માલેક ૩-૬ કે ૧૨ માં હોય, ૮ મે પાપગ્રહ હોય અથવા છઠ્ઠે પાપગ્રહ હોય અને તેને શુભદૃષ્ટિ ન હોય તો ૧૬ મે વર્ષે બાળક મરે.

૨૪. જો લગ્નનો માલેક ૮ માં અને ૮ માનો માલેક લગ્ને હોય, અને બીજાનો માલેક ૬ કે ૧૨ મા ભુવને હોય તો બાળક ૧૮ વર્ષનું થાય ત્યારે મરે.

૨૫. હવે આ ઉપલા મોતના જોગોનો અટકાવ નીચલી બાબતો હોય તો થાય છે જેમકે—

૨૬. લગ્ને બળવાન ગુરુ હોય તો બચી જાય.

૨૭. ગુરુ, શુક્ર ને બુધ લગ્નથી કવોડ્રન્ટમાં હોય તો જીંદગી બક્ષે.

૨૮. પુનમનો ચંદ્ર (Full moon) જો બે શુભગ્રહની વચ્ચે હોય અને તે ઉપર શુક્રની શુભદૃષ્ટિ હોય તો જીંદગી બક્ષે.

૨૯. પુનમનો ચંદ્ર જન્મ કાલે ૬ કે ૮ મા ભુવને હોય અને રાતનો જન્મ હોય તો બચાવ થાય.

૩૦ પુનમનો ચંદ્ર લગ્ન અને ગુરુ સાથે કેન્દ્રમાં શુભદૃષ્ટિ કરે તો જીવને ઉગારે.

૩૧. પાપગ્રહો કેન્દ્રમા અને લગ્નનો માલેક બળહીન હોય તો જીંદગી ટૂંકી જાણવી.

૩૨. રવિ ને ચંદ્ર કેન્દ્રસ્થાને હોય અને સાથે ૮માનો માલેક હોય તથા પાપગ્રહો ૮ મે હોય અને લગ્ને કોઇ ગ્રહ ન હોય તો ઉમ્મર ૩૨ વર્ષની જાણવી.

૩૩. જો મેષ કે વૃશ્ચિક રાશિ લગ્ને ચંદ્ર સાથે હોય અને તેને પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય અથવા શુભગ્રહની પાપદૃષ્ટિ પડતી હોય ને એ ગ્રહો કેન્દ્રમા ન હોય તો ૩૩ વર્ષની જીંદગી જાણવી.

૩૪. જો લગ્નનો માલેક ૬ કે ૮ મા ભુવને હોય અને સાથે પાપગ્રહ હોય અને શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો ૪૫ વર્ષની જીંદગી જાણવી.

૩૫. મેષનો ચંદ્ર અને લગ્નનો માલેક બળવાન હોય, અને શુભગ્રહની દૃષ્ટિમાં હોય તો ફત્તેહમદી ભરેલી જીંદગી લગભગ ૪૭ વર્ષ સુધી કાઢે.

૩૬. ચંદ્ર ૮ કે ૧૨ માં, શનિ લગ્ને અને બીજા ગ્રહો ૧૧ માં હોય તો ૫૨ વર્ષની ઉંમર જાણવી.

૩૭. ધનરાશિ લગ્ને ગુરુ સાથે હોય, મંગળ અને રાહુ આઠમે બેઠા હોય તો ઉંમર ૫૭ વર્ષની જાણવી.

૩૮. આઠમાનો માલેક સાતમે અને ચંદ્ર પાપગ્રહો સાથે હોય તો ઉંમર ૫૮ સુધીની જાણવી.

૩૯. કુંભનું લગ્ન, ૮ મે ગુરુ અને પાપગ્રહો કવોડ્રન્ટમાં હોય તો ધર્મી, પરહેજગાર, અને ભણેલી જીંદગી ૬૦ વર્ષની જાણવી.

૪૦. શનિ લગ્ને, ચંદ્ર ૪ થે, મંગળ સાતમે, રવિ તથા બુધ ૧૦ મા ભુવને, શુક્ર અને ગુરુ નીચના હોય તો જીંદગી ૬૦ વર્ષની જાણવી.

૪૧. મંગળ પાંચમે, શનિ નિર્બળ અને રવિ સાતમે હોય તો ૭૦ વર્ષની જીંદગી જાણવી.

૪૨. જો વરખ કે કર્કનો જન્મ અને સાથે ગુરુ હોય, અને બીજા ત્રણ ગ્રહ ઊંચના હોય તો ૧૦૦ વર્ષની જીંદગી જાણવી.

૪૩. જો બળહીન ચંદ્ર પાંચમે ભુવને હોય, પાપગ્રહ બાર કે સાતમા અથવા લગ્ને એમ એ ત્રણ ભુવનોમાં પડેલા હોય, તો તે માણસ સ્ત્રી તથા ફરજંદ વગરનો રહે.

૪૪. ચંદ્ર ૧૦ માં, શુક્ર સાતમાં અને પાપગ્રહો ચોથે હોય તો આખા કુટુંબનો નાશ થાય.

૪૫. શનિ લગ્ને હોય અને મંગળ ૫, ૭ કે ૯ માં હોય તો તે માણસ ગાંડો થાય.

૪૬. ચંદ્ર શનિ સાથે હોય અને બારમા ભુવને હોય તો જરા ભેજાનો ખસેલો રહે.

૪૭. વરખ, મેષ કે વૃશ્ચિકનું લગ્ન હોય અને પાપગ્રહની દૃષ્ટિમાં આવેલું હોય તો તે માણસને વાંકા અને બેડોળ દાંત હોય છે.

૪૮. શુક્ર ૬ઠ્ઠા ભુવને અને મંગળ લગ્ને હોય તો નાકનું દરદ થાય અથવા તો નકટો થાય.

૪૯. જો સ્ત્રીની કુંડળીમાં શુક્ર, રવિ ને ચંદ્ર ત્રણે સાતમા ભુવને હોય તો, સંમતિ વ્યભિચાર યોગ જાણવો.

૫૦. જો સ્ત્રીના જન્મે, લગ્ન શનિ કે મંગળની રાશિનું હોય અને તેમાં ચંદ્ર અને શુક્ર હોય ને તેને જો પાપગ્રહ દૃષ્ટિ નાંખતા હોય તો તે પણ મહા વ્યભિચારીણી નીવડે.

૫૧. જો સ્ત્રીને સાતમે ભુવને નીચનો ગ્રહ હોય ને તેને શુભગ્રહની દૃષ્ટિ હોય તો તે સ્ત્રીનો ધણી તેની સાથે સહવાસ રાખે નહી, વખતે તજી જાય, જો પાપગ્રહની દૃષ્ટિ હોય અથવા પાપગ્રહ સાતમે હોય તો રંડાય, અને શુભ અને પાપ એમ બન્ને ગ્રહ હોય તો એકથી વધુ વખત લગ્ન કરે.

૫૨. જો સ્ત્રીને સાતમે રવિ હોય તો ધણીથી તજાય. જો મંગળ હોય ને પાપદૃષ્ટિમાં હોય તો પરણતાં જ રંડાય, જો શનિ હોય તો લગ્ન થાય નહી.

૫૩. જો સ્ત્રીને જન્મે શુક્ર ને ચંદ્ર લગ્ને હોય તો તે સ્ત્રી વેરભાવવાળી અને મોજમજાહમાં લીન હોય, જો બુધ અને ચંદ્ર હોય તો સુખી, ભણેલી, ડહાપણવાળી, માયાળુ તથા બચ્ચાંના સુખવાળી જાણવી.

૫૪. જો સ્ત્રીને જન્મલગ્ને ગુરુ, શુક્ર, બુધ ને પૂર્ણિમાનો ચંદ્ર હોય તો ઘણી જ ભાગ્યશાળી તવંગર, પતિવ્રતા અને સર્વે બાબતના પુષ્કળ સુખવાળી હોય.

૫૫. જો સ્ત્રીને જન્મ લગ્ને રવિ, શનિ ને મંગળ એ ત્રણે હોય તો વ્યભિચારિણી, કજીયાખોર અને દુઃખી જાણવી.

૫૬. જો શનિ, ચંદ્ર, મંગળ ને શુક્ર, સ્ત્રીને લગ્ને હોય અને જો પાપગ્રહ તેનો સંબંધ કરતા હોય અને પાંચમા ભુવને પાપદૃષ્ટિ હોય તો સ્ત્રી વાંઝણી જાણવી.

૫૭. જો મેષ, વૃશ્ચિક, મકર અને કુંભ રાશિનું લગ્ન હોય અને ચંદ્ર અને શુક્ર બેઉ સાથે હોય અને પાપગ્રહની દૃષ્ટિમા બેઉ આવ્યા હોય તો તે સ્ત્રીને ફરજંદ ન થાય, વાંઝણી રહે.

૫૮. જો સ્ત્રીને મંગળ સાતમે હોય અને શનિની તેનીપર પાપદૃષ્ટિ હોય તો ગર્ભ તૂટી પડે.

૫૯. જો સ્ત્રીને શનિ સાતમે હોય ને મંગળ દૃષ્ટિ કરતો હોય તો રોગી ફરજંદ જન્મે.

૬૦. જો રવિ ને રાહુ સાતમે હોય તો ફરજંદો સુવેલાં જન્મે.

૬૧. જો સ્ત્રીની કુંડળીમાં શુભગ્રહ કેન્દ્ર સ્થાને કે લગ્ને હોય, અને કન્યા, તુલા, કે ૧૫ અંશની ધન રાશિ કે કુંભ રાશિ સાતમા ભુવને હોય, તો તે સ્ત્રીને પૈસાદાર, ભલો અને વફાદાર ધણી મળે.

૬૨. જો ઊંચનો ગુરુ ૩, ૪, ૫, ૭, ૮, ૯ કે ૧૦મા ભુવને ચંદ્ર થકી પડયો હોય ને બન્ને એક બીજાને શુભદૃષ્ટિ કરતા હોય તો રાણીપદ મેળવે.

૬૩. જો અગિયારમા ભુવને ચંદ્ર, સાતમા ભુવને બુધ અને શુક્ર અને તેઓને ગુરુની શુભદૃષ્ટિ હોય તો મહારાણીપદ મેળવે.

૬૪. જો જન્મ કુંડળીએ કોઇને પણ ચારે કેન્દ્રમાં 'સર્વે' ગ્રહ હોય તો ધીમે ધીમે તે માણસ મોટાઇ અને આબરૂ મેળવે અને નામના કાઢે.

૬૫. જો ૯–૧૦–૨૧ મા ભુવને ગ્રહો પડેલા હોય તો તે માનવી ગરીબ સ્થિતિમાં જન્મવા છતાં મોટાઇ મેળવે.

૬૬. જે શખ્સની જન્મ કુંડળીએ શનિ બળવાન હોય, અથવા લગ્ને હોય તો તે માણસ અદેખો, દુઃખી ને દરિદ્રી હોય ને જો મંગળ કે બુધ, શનિ સાથે સ્કવેર કે ઓપોઝીશનમાં હોય તો તે માણસ ઝનૂની ગાંડો બને.

૬૭. એ જ પ્રમાણે જો ગુરુ કુંડળીનો રાજા હોય ને મંગળ શનિ સ્કવેર ઓપોઝીશનમાં હોય અથવા તો લગ્ને હોય તો તે માણસ ઉછાંછળો, ઝનૂની, ભેજાંફ્રાટેલ અને પોતાનો કક્કો ખરો કરનારો હોય.

૬૮. જેનું લગ્ન મેષ, સિંહ કે ધન હોય અને રવિ લગ્ને બેઠો હોય તો મહાભારત મોટાં કામો કરે, અને મોટી મોટી બાબતો હાથ ધરે અને જો ગુરુ ૧૨૦ અંશે દૃષ્ટિ કરતો હોય તો ઘણી નામના મેળવે.

૬૯. રવિ અને ચંદ્ર, જો કેન્દ્ર સ્થાનેથી મંગળની દૃષ્ટિમાં આવે અથવા ઓપોઝીશન કે સ્કવેરમાં આવે, ખાસ કરીને મંગળ જો ૧૦ કે ૪ માં હોય તો ખૂન થાય, અને શનિ હોય તો બંદીખાનેથી, ઝેરથી અથવા ભૂખમરાથી મરણ નીપજે.

૭૦. પાપદૃષ્ટિ વગર જો લગ્ને કે ૧૦ મા ભુવને ગુરુ ઊંચનો હોય તો રાજવંશી જેવું સુખ ભોગવે.

૭૧. જો રવિ ચંદ્ર કે શુભગ્રહની શુભદૃષ્ટિમાં જન્મલગ્ન મેષ, વૃશ્ચિક કે મકર રાશિનું આવે તો તે માણસ હરેક ચીજમાં જીત મેળવે.

૭૨. મંગળ જો કંજંગશન, સ્કવેર કે ઓપોઝીશનમાં ચંદ્ર સાથે આવે, અથવા શનિ જો એ જ પ્રમાણે રવિ સાથે આવે, અને એવી દૃષ્ટિ જો કેન્દ્ર સ્થાનથી પડતી હોય તો મોત થાય.

૭૩. જો બુધ ને મંગળ સ્કવેર કે ઓપોઝીશનમાં આવે તો તે માણસ ગમે તેવું છતાં કદી સમજે નહી, અને તેની સમજશક્તિ ને વિચારશક્તિ તદ્દનજ વિચિત્ર પ્રકારની હોય છે, કદિબી તે સંતોષ

પામતો નથી અને તકરાર અને નવી નવી અને અજાયબ દર્દીનો ઊભી કરે છે.

૭૪. મીનનો બુધ જો કેન્દ્ર સ્થાને મંગળ કે રવિની પાપદષ્ટિમાં આવે, અને ચંદ્ર પણ જો શનિથી પાપદષ્ટિમાં હોય તો તે માણસ તદ્દન ગમાર હોય.

૭૫. રવિ અથવા ચદ્ર જો પાણી કે પવનની રાશિમાં પાપદષ્ટિમા આવ્યા હોય તો જન્મનો ગાઉટ લાગુ પડે, સાજો થાય નહી.

૭૬. પવનની રાશિનો શનિ લગ્ને ચદ્ર અને બુધની શુભદષ્ટિમા હોય તો મહા વિદ્વાન નર થાય, ઘણી ભાષા જાણનારો હોય.

૭૭. એ જ પ્રમાણે શુક્ર અને બુધ કંજગશનમા પવન રાશિએ હોય અને ગુરુની શુભદષ્ટિ હોય તો પ્રોફેસર અને ઘણો મહાન વિદ્વાન બને

૭૮. દશમાનો માલેક બારમે, અને બારમાનો માલેક પહેલે ભુવને હોય તો જરૂર દરેક બાબતમા નડતર થાય અને ઘણુ કરીને બધીખાને પડે

૭૯. રવિ અને મગળ બીજા ભુવને હોય તો માન ઘરબાર વગેરે અપાવે છે, પણ કોઇબી રીતે પાછો તેનો થોડા વખતમા નાશ કરે છે.

૮૦. ચાલુ સારા ડાઇરેકશન, જે શખ્સને જન્મકાળથી હોય, તેને કમનસીબ સમજવો, કારણુ કે તે ડાઇરેકશનો તેની જીદગીના અત સુધી નીભતા નથી અને છેલ્લી અવસ્થા બહુ માઠી જવાનો સંભવ રહે છે.

૮૧. મુખ્ય મોટો ગ્રહ જ્યારે આખું સરકલ ફરીને પોતાની જન્મ વખતની જગ્યામાં વર્ષફળે આવે છે ત્યારે તે વર્ષ અરીષ્ટકારી જાણવુ, અને ખાસ કરી જો તે વખતે ખરાબ ડાઇરેકશન હોય તો મોત જાણવુ

૮૨. કેટલાક માણસો પોતાની કુંડળીના ગ્રહ નબળા હોવા છતા ઘણી મોટાઈ, માન, પૈસાનો વૈભવ ભોગવે છે, તેનું કારણ એ છે કે તેઓ પોતાની ખાસીયત અને તબેહ, પોતાને આશરો આપનારા અને મદદ કરનારાઓના જેવીજ બનાવે છે, તેથી ફત્તેહ મેળવે છે, અને તેવી રીતે પોતાના બુરા વખતમા તેના મદદ કરનારના સારા ડાઇરેકશનથી પોતાને નિભાવી લે છે.

૮૩ સૌથી સરસ અને ભાગ્યશાળી લહેણુ તેઓને હોય છે, કે જેઓના જન્મે, એકની કુડળીમા પહેલો શુભગ્રહ બીજાની કુંડળીના રવિ કે ચંદ્રવાળા ભુવનને લાગુ થતો હોય, અને પહેલાની કુડળીમા બીજાની કુડળીનો રવિ ચદ્ર કોઈ શુભગ્રહને લાગુ થતો હોય તો તે બેઉ જણ વચ્ચે પુષ્કળ લહેણુ રહે.

૮૪. બે શખ્સ વચ્ચે કડક મતફેર ત્યારે હોય કે જ્યારે એકનો પાપ-ગ્રહ બીજાના રવિ ચંદ્રની જગ્યાપર અને બીજાનો રવિ ચંદ્ર પહેલાના કોઈ પાપગ્રહ ઉપર હોય તો અણબનાવ રહે.

૮૫. એક શખ્સની કુંડળીનો શનિ જે રાશિનો હોય તે રાશિનું બીજા શખ્સનું લગ્ન હોય ને તેમાં શનિ હોય તો તેઓ વચ્ચે પુષ્કળ ધિક્કાર ઉત્પન્ન થાય અને તેમાં, જેને લગ્ને શનિ હોય તેને હેરાનગતી પુગે.

૮૬. રવિ ચંદ્રને બુધ જો કર્ક કે મકર રાશિમાં કંજંગશનમાં હોય તો તે માણસ પુષ્કળ હોશીયાર, વિદ્વાન અને ચાલાક હોય.

૮૭. બુધ શનિના કોઇબી ભુવનમાં હોય તો તે માણસ ઘણો સમજ-દાર અને અક્કલવાળો હોય, અને જો તે શનિ સાથે શુભદૃષ્ટિમાં હોય અથવા રીસેપશનમાં હોય, તો પોતાની અક્કલ હોશીયારીથી મોટી નામના મેળવનારો થાય.

૮૮. ચંદ્ર જ્યારે સિંહ રાશિમાં હોય ત્યારે નવાં કપડાં પહેરવાં અથવા તો ઘરમાં લાવવાં નહી, તેમાં જો ચંદ્ર વખતે પાપદૃષ્ટિમાં હોય તો જરૂરજ નુકસાનકર્તા છે.

૮૯. માંદા પડતી વખતે ચંદ્ર જો જન્મ કુંડળીના કોઈ પાપગ્રહની રાશિનો હોય, અથવા તો એવી કોઈ રાશિની સાથે સ્કવેર કે ઓપોઝી-શનમાં હોય તો, તે દરદ ઘણું જોર પકડે અને જો તે પાપગ્રહ પોતેબી પાપદૃષ્ટિ ફેંકતો હોય તો મોટો ભય જાણવો.

૯૦. એજ પ્રમાણે જો સીક પડતી વખતે ચંદ્ર જન્મ કુંડળીના કોઈ શુભગ્રહની રાશિનો હોય તો દરદી જલદી સાજો થાય.

૯૧. શનિ અને ગુરુના કંજંગશન વખતે જે ગ્રહ બળવાન હોય, તે ગ્રહથી ખાસીયત પ્રમાણે ફળાદેશ જણાવવું યાને જે ગ્રહ દશમા ભુવન-ની નજદીક જતો હોય તેના ગુણદોષ પ્રમાણે ફળ જણાવવું, એ પ્રમાણે બીજાં કંજંગશનો માટે પણ જાણવું.

૯૨. દરેક જમીન કે દરિયાની મુસાફરીએ નીકળતી વખતે ચંદ્રને જરૂરજ તપાસવો. જો એ વહાણ ઊપડતી વખતે મીન રાશિમાં શનિ લગ્ને આવે અને તેને ચંદ્રની શુભદૃષ્ટિ ન હોય તો વહાણ દરિયામાં ઘસડાયા કરે અને માર્ગ ભૂલે.

૯૩. મેષ રાશિમાં મંગળ હોય ત્યારે મોત કરવા માટે બહુ બળવાન રહે છે, પણ જન્મ દિવસનો હોવો જોઈએ.

९४. रातना जन्म होय अने शनि मकर राशिनो होय तो, ते मोत करवामां घणो बळवान होय छे.

९५. जन्म लग्ने चंद्र अने तेना ओपोझीशनमां मंगळ बुध होय तो तद्दन दीवानो बनावे.

९६. शुक्र अने शनि जन्मे जो पूरा स्कवेरमां होय तो ते माणस व्यभिचारी जरूर नीवडे.

९७. पेरीग्रीन ( Perigrine ) ग्रह, याने जन्मना जे ग्रहने कंई पण टर्म फेस, के भुवनथी पदवी नही होय ते ग्रह महा पापी अने दुःख देनारो जाणवो.

९८. शनि, चंद्र अने मंगळ चोथा भुवने जो कंजंगशनमां होय तो बंधीखाने पडे. जो मंगळ आठमा भुवने बेठेला शनि साथे स्कवेर के ओपोझीशनमां थाय तो–हमेशनुं–मरे त्यां सुधीनुं भोगवे.

९९. बुध खाकी राशिमां ( Earthy sign ) जो शनि साथे कंजंगशनमां होय तो दीवाना कुतराना करडवाथी अथवा तो झेरी जानवरना करडवाथी मोत थाय.

१००. होरारी विद्यामां चंद्रनी सौथी नबळी हालत ज्यारे रवि साथे कंजंगशनमा होय त्यारे जाणवी, तेमज पापग्रहोनी पापदृष्टि ते वखते पुष्कळ असर करवी ज जोइए, पण सौथी मोटी पापदृष्टि तो चंद्र ज्यारे जलीत थाय त्यारे जाणवी.

१०१. जो शनि के मंगळ मरदने जन्मे चोथे के सातमे, एमांथी एकबी पडयो होय तो ते धणी मरवा अगाउ स्त्री मरे, तेमज जो चंद्र पोताना करतां बळवान कोइ एकज ग्रह साथे कंजंगशनमां होय तो धणी पहेलां मरे, ए प्रमाणे रंडापाना जोग जोवा.

१०२. चंद्र डाइरेकशनथी शुभग्रह साथे शुभदृष्टिमां आवे तो ते वर्ष सारुं जाय चंद्रनुं डाइरेकशन, मुसाफरी, तेनुं शुभ अशुभ फळ, लग्न, स्त्रीमित्र, पोतानी प्रिया अने सगा स्नेहीने लगतुं छे.

१०३. नसीब ( The part of fortune ) नुं डाइरेकशन पैसा संबंधी स्थिति जोवा माटे छे.

१०४. शनिनुं डाइरेकशन, फाळो हिस्सो, घरबार, फीकर चिंता, अदेखाई, अविश्वास, जागीरी वगेरे बाबतो उपर छे.

१०५. गुरुनुं डाइरेकशन आबरु ईज्जत, मान मरतबो, दोलत, बच्चां, अने धर्म संबंधी बाबतो माटे छे.

૧૦૬. મંગળનું ડાઇરેકશન, કજીઓ કેસ, દુશ્મનાઈ, જીત, ફત્તેહ તથા ભાઇબિંધની એસ્ટેટ વગેરે માટે છે.

૧૦૭. શુક્રનું ડાઇરેકશન લગ્ન, પ્યાર, મોજ મજાહ અને સ્ત્રીને લગતી સર્વે બાબતો માટે છે.

૧૦૮. બુધનું ડાઇરેકશન જ્ઞાન, મશ્કરી, સમજણ, અક્કલ, વેપાર વણુજ, મુસાફરી, તથા વિદ્યાહુન્નરની ઊલીમંદી માટે છે.

૧૦૯. જન્મ લગનનાં અંશનું ડાઇરેકશન, જીંદગી, દુઃખ દરદ અને રીતભાત માટે છે.

૧૧૦. દશમા ભુવનના અંશનું ડાઇરેકશન હરેક કામકાજને લગતો ઉભરો અને દરેક પોતામાં થતો સુધારો જોવાને માટે છે.

૧૧૧. લગ્ન માટે રાશિ જોવા સારુ "**તાલોમી**" કહી ગયો છે કે ખાસ રવિ ચંદ્ર જોવા. જો સ્ત્રીનો જન્મ ચંદ્ર ધણીના જન્મ રવિ સાથે ૬૦° કે ૧૨૦° અંશની શુભદષ્ટિમાં હોય તો જોડું સુખી નીવડે. જો સ્કવેર કે ઓપોઝીશનમાં હોય તો, અણબનાવ થઈ છૂટાં પડે, અને જો મંગળ કે શનિ બેઉની કુંડળીએ પાપદષ્ટિ કરતાં હોય તો ઘણું બુરૂં સમજવું. જો શુક્ર એવે વખતે મંગળ શનિ સાથે હોય તો છૂટા પડવાનું કારણ જનાકારી હોય. જો ગુરુને શુક્ર બેઉની કુંડળીમાં રવિ ચંદ્રની વચ્ચે પડયા હોય તો જોડું ઘણુંજ સુખી નીવડે.

૧૧૨. મરદની કુંડળીમાં ચંદ્ર વિવાહ સાજવારીની બાબતમાં જરૂર તપાસવો. જો ચંદ્ર પહેલા કે ત્રીજા કવોરટરનો હોય તો તે મરદ ઘણું કરીને ત્રીસ વર્ષની ઉંમરની અંદર પરણે, અને જો પરણતી વખતે મોટી ઉંમર હોય તો સ્ત્રી ઘણી જુવાન અને કોમળ વયની મળે.

૧૧૩. જો ચંદ્ર તુલા કે વરખ રાશિનો હોય તો મરદ એકજ વખત પરણે. પણ જો ડબલ રાશિ જેવી કે ધન કે મીન હોય તો એકથી વધુ વાર લગ્ન કરે.

૧૧૪. ચંદ્ર પરણવાની બાબતમાં જો શનિને પહેલો એપલાઈ થતો હોય તો બૈરી ગમગીન ને ઉદાસ મળે, ખટપટ થયાં કરે, પણ મહેનતુ ને વફાદાર હોય છે. ગુરુને જો ચંદ્ર પહેલો મળતો હોય તો સ્ત્રી વફાદાર, સૌભાગ્યવાન, કરકસરવાળી હોય, જો મંગળને હોય તો હીંમતવાળી, અને હુલ્લડ હોય, જો શુક્રને મળતો હોય તો ખુશમિજાજ, ખૂબસુરત, અને મિલનસાર સ્ત્રી મળે, જો બુધને મળતો હોય તો હોશિયાર, કેળવાયલી, અને સમજદાર સ્ત્રી મળે.

૧૧૫ સ્ત્રીની કુંડળીમા જો શુક્ર, ગુરુ કે બુધ સાથે સબધમા આવે તો સ્ત્રી પતિવ્રતા અને સતોષી હોય પણ જો શુક્ર સાથે એકલો મગળ હોય તો ધણી હવસી થવાનો સભવ રહે છે, અને જો મગળ શુક્ર રકવેરમા હોય તો જનાકારીનો સંભવ ખરો

૧૧૬. કુદરતના નિયમ પ્રમાણે જોતા "તાલોમી" કહી ગયો છે કે રવિ ને શનિ બાપ માટે, શુક્ર અને ચદ્ર માતા માટે વિચાર પુગાડવા માટે જાણવુ

૧૧૭ **શનિને** લગતા ઝાડો હેમલોક (Hemlock), હેલીબોર (Helleber), બરડોક (Burdock), સેજ (Sage), પાઇન (Pine), અને બોક્ષટ્રી (Boxtree), છે શનિના જાનવરો હાથ, વરૂ, રીંછ, કૂતરો સુસવાત, વીંછી, સાપ, ઉદર, ચેન અને દરેક જાતના પેટે ચાલતા જાનવરો, પક્ષીઓમા કાગડો, કકુ રેવન (Raven), ઘુવડ અને વાગોળ, કાનચી મોરીયુ છે માછલીમા ઇલ (Eel), કાચબો, કરચળા કાણુ અને દરેક જાતની કોટલા અને કોરીમા રહેનારી માછલી જાણવી

૧૧૮ **ગુરુને** લગતા ઝાડો વડ (Mulberry), ઓલીવ (Olive), અજીર (Fig tree), બીચ (The beech), અને પેરના ઝાડ છે જાનવરમાં બકરૂં, બળદ, અને એવા બીજા જાનવરો કે જે માણસના ઉપયોગમા આવતા હોય પક્ષીમા બગલુ, સ્નાઇપ (Snipe), લાર્ક, ઇનગ, ફીશન્ટ, મોર, પાત્રીજ, માછલીમા મગરમચ્છ ને ડોલ્ફીન.

૧૧૯ **મગળને** લગતા ઝાડો, બાવળ, પ્રીકલી, હોલી, કાટાના ઝાડો, ચેસ્નટ વગેરે દરેક ઝાડ કે જે કાટાવાળુ હોય જાનવરમા વાઘ, ચિત્તો, વરૂ, ઘોડો અને લેપર્ડ માછલીમા પાઈક (Pike), બારબલ (Barbel), અને સ્વોર્ડ ફીશ (Sword fish), પક્ષીમા ગીધ, શોરી, મેગપાઈ (Magpie), લાલ ઇગલ વગેરે છે

૧૨૦ રવિને લગતા ઝાડો નારીએલી, ખજુરી, પામ (Palm tree), લ્યુરલ, સીદર (Cedar), સનટ્રા અને શીત્રાનના ઝાડો જાનવરમા સિંહ, બકરો, મેંઢો પક્ષીમા ઇગલ, મરઘો, બુઝાર્ડ (Buzzard), માછલીમા સ્ટાર ફીશ (Star fish),

૧૨૧ શુક્રને લગતા ઝાડો અખરોટ, બદામ, સફરજન બોક્ષટ્રી, સીકામોર (Sycamore), અને એશ (Ash), છે જાનવરોમા સસલા, વાછરડા, અને દરેક નાના જાનવરો, પક્ષીમા કબુતર, ચકલી, બુલબુલ, હાસ, પેલીકન (Pelican), વગેરે છે

૧૨૨. બુધને લગતાં ઝાડો એલ્ડર (Elder), અને ફીલબર્ટ ટ્રી (Filbert tree), છે. જાનવરો ખીસકોલી, કરોળિયા, ગ્રે હાઉન્ડ, વાંદરો, શિયાળ અને દરેક ઝડપી ચાલનાં ચંચળ અને ચાલાક જાનવરો છે. પક્ષીમાં પોપટ, મેગપાઇ, નાનું બગલું, અને લીનેટ. (Linnet), છે. માછલીમાં બોઇ (Mullet), અને જેક ફીશ (Jack fish),

૧૨૩. ચંદ્રને લગતાં ઝાડો લીંબુનું ઝાડ અને સાઇકામોર, (Sycamore), તથા દરેક ઝાડો કે જેનાં પાતરાં ભરેલાં અને ખીચોખીચ તથા ગોળ આકારનાં હોય. જાનવરોમાં સીલ (Seal), તથા ઓતર (Otter), અને બીજાં એવાં જાનવરો કે જેઓ પાણી બહુ પસંદ કરતાં હોય. પક્ષીમાં દરિયામાં ઊડતાં હરેક પક્ષી, બતકો, હંસ, અને ઘુવડ છે. માછલીમાં કોલમી, કરચળાં, જીંગા, કાળુ, સાંઢયાં વગેરે છે.

૧૨૪. આઠમાનો માલેક જો દશમા ભુવને બેઠો હોય તો તે માણસનું મોત જડજની સેન્ટેન્સથી આવે. જો જન્મ કુંડળી ભયંકર મોત દેખાડતી હોય અને આઠમાનો માલેક પાપગ્રહ હોય તો જરૂર તેમ થાય.

૧૨૫. જો/રવિ અને મંગળ જન્મ લગ્ને પાણી કે આતશી રાશિમાં હોય તો તે માણસ મગરૂર અને ડંફાસીઓ તથા પોતાને ઘણો મોટો માણસ ખપાવાની કોશેષ કરે.

૧૨૬. મંગળ જો જન્મ લગ્ન સાથે ઓપોઝીશન કરે અને તેજ કુંડળીમાં શનિ જો રવિ સાથે ઓપોઝીશનમાં હોય તો તે માણસ તદ્દન દગાબાજ, લુચ્ચો, નિમકહરામ, ચોર અને બદમાસનો બદમાસ જાણવો.

૧૨૭. શનિ જો ગુરુ કે શુક્રના ઓપોઝીશનમાં હોય તો ગમે તેટલાં બચ્ચાં થાય, પણ તે માંહેલું એકબી જીવે નહીં.

૧૨૮. દરેક અફવા, રિપોર્ટ, કાગળ મળવો, તાર આવવો અથવા ખબર સાંભળવાને લગતી બાબતોમાં તેના ચોક્કસ વખતની કુંડળી કાઢી તેમાં ત્રીજા ભુવનનો માલેક જો સાતમા ભુવનના કસ સાથે શુભદૃષ્ટિમાં હોય તો અથવા તો સાતમા ભુવને બેઠેલો ગ્રહ સાથે શુભદૃષ્ટિમાં હોય તો જાણવું કે તે **ખબર સાચી** છે, અને તમને છેતરવામાં આવ્યા નથી. પણ જો તેઓ સેમીસ્કવેર, સ્કવેર, સેકસ્વીકવોડરેટ અથવા ઓપોઝીશનમાં હોય તો જાણવું કે બાબત જુઠી, ખોટી અને ભમાવનારી છે.

૧૨૯. જ્યારે કોઇબી માણસ બીજા માણસને કોઇપણ કામ માટે કાગળ તાર મારફતે કે ખુદ પોતે જઇ એપલાય થાય, તો તે

વખત કાઢેલી કુંડળીમાં પહેલું ભુવન? પહેલે એપલાઇ થનાર અથવા જનારનું જાણવું અને સાતમું ભુવન, તે જેને એપલાઇ થયો હોય યાને જવાબદારનું જાણવું, એટલા માટે જ્યારે એક માણસ રિપોર્ટ વાંચે અથવા ન્યુસપેપરમાં કોઇ વાંચે તો તે ખબર પહેલા ભુવન અને વાંચનાર સાતમા ભુવનને લગતાં જાણવાં, કારણ કે ખબર પોતે ચાલીચલાવી વાંચનાર આગળ ગઇ છે, ને તેનું ફર્સ્ટ એકશન થયેલું સમજવું.

૧૩૦. તમો જો કોઇ માણસ પાસે કંઇ ચીજ માંગવા ગયા અને તેણે આપવા કબુલી, તો તે ચીજ ક્યારે આપશે તેનો ટાઇમ જાણવા માટે બીજા ભુવનનો માલેક, આઠમા ભુવનના માલેકને જે વખતે એપલાઇ થાય તે વખતે તે ચીજ તમને મળશે એમ વખત ગણવો.

૧૩૧. "પાર્ટ ઓફ ફોરચ્યુન" યાને **નશીબ** કે જે માટે પહેલા ભાગમાં સમજાવ્યું છે, તે પૈસા અને નોટ, લોન કે બીલ વગેરે માટે જાણવો, પણ એક આસામીની જંગમ મિલ્કત, ઘરો, માલ, જમીન, વગેરેને લગતી દોલત તો બીજા ભુવનના માલેક પરથીજ જાણવી.

અત્રે વધુ **એફોરીઝમ** લખવાનાં માંડી વાળીશું, કારણ કે કલાદેશની બાબતમાં તથા હોરારી વિદ્યાવાળા ભાગમાં ઘણું ખુલ્લું સમજાવેલું હોવાથી તથા અત્રે જગ્યા ફાજલ નહીં હોવાથી બીજા ૫૦૦ ઉપર એફોરીઝમ પડતાં મેલવાં પડ્યાં છે.

## શબ્દકોષ

આ પુસ્તકમાં વપરાયલા કેટલાક શબ્દોની સમજણ વાંચનારને ગુંચવણ નં પડે તેટલા માટે નીચે ખુલાસાવાર સમજાવી છે.

**એફ્લીકશન** (Affliction)=એક ગ્રહ પાપગ્રહ સાથે કંજંગશન કરે અથવા તો કોઇ ભુવનના કશ અથવા કોઇ ગ્રહ સાથે પાપદષ્ટિમાં આવે તેને કહે છે.

**એંગલ્સ** (Angles)=કેન્દ્ર સ્થાને યાને ૧, ૪, ૭, ૧૧, નાં ભુવનોને કહે છે, જેમકે પહેલા સ્થાને રવિ ઉદય થાય છે એટલે તે પૂર્વ અને ત્યાંથી દશમા સ્થાને મધ્યાહ્ન બપોરના થાય છે, તે દક્ષિણ અને સાંજે સાતમા ભુવને અસ્ત થનાં પશ્ચિમ અને રાત્રે ચોથા ભુવને વર્તાં ઉત્તર એમ ગણાય છે. (જુઓ પાનું ૩૨ મં.)

**એપ્લીકેશન** (Application)=કોઇપણ એક ગ્રહનું ભુવનના કશ તરફ અથવા બીજા ગ્રહો તરફ કંજંગશન કરવા કે બીજી એસપકટ કરવા આગળ વધવું તેને કહે છે.

**એસેનડંત** (Ascendant)=યાને પહેલું ભુવન અથવા કોઇપણ બાબત દેખાડનારા ભુવનનો મુખ્ય શક, જેમકે પાંચમું ભુવન તે સવાલ કરનારના પહેલા ફરજંદનું જન્મ લગ્ન કહેવાય યાને પહેલું ભુવન ગણાય; તેમજ બીજી બાબતનું સમજવું. (જુઓ પાનાં ૨૬ થી ૨૯.)

**એસપેકટ** ( Aspect )=દ્દષ્ટિ યાને એક ગ્રહ બીજા ગ્રહથી અમુક ડીગ્રી દૂર છે તે તફાવતને તેટલા અંશની દ્દષ્ટિ કહેવામાં આવે છે.

**બેરન સાઇન** ( Barren sign )=યાને વાંઝણી રાશિઓ મિથુન, સિંહ, કન્યા.

**બેનીફીકસ** ( Benifics )=શુભગ્રહ જેવા કે ગુરુ તથા શુક્ર.

**બેસ્ટીયલ સાઇન**=મેષ, વરખ, સિંહ ધનરાશિના પહેલા પંદર અંશ, મકર, રાશિ વગેરે.

**બીસીજડ** ( Besieged )=એક ગ્રહ બે ગ્રહોની વચ્ચે આવે યાને બે ગ્રહો વચ્ચે જે ગ્રહ આવી ઘેરાય તેને કહે છે.

**બાઇકોરપોરલ** ( Bicorporal )=યાને ડબલ રાશિઓ જેવી કે મિથુન, ધન, મીન.

**કેડન્ટ** ( cadent )=યાને કેન્દ્ર સ્થાન ઉપરનાં ભુવનો જેવાં કે ૩, ૬, ૯, ૧૨ એ ભુવનોને કેડન્ટ કહે છે.

**કાઝીમી** (cazime)=જ્યારે કોઇપણ ગ્રહ રવિના અંશની છેક લગોલગ **૧૭** કળા સુધી નજદીકમાં આવે છે તેને કહે છે. કેટલાકો એને શુભ કહે છે, ને કેટલાકો એને જલીત થયેલો કહે છે.

**કલેકશન ઓફ લાઇટ** (collection of light)=યાને જ્યારે એક ગ્રહ બીજા બે ગ્રહની દ્દષ્ટિમાં આવે છે; કે જે દ્દષ્ટિ કરનારા ગ્રહો પોતપોતામાં કાંઇબી એસપેકટમાં હોતા નથી તેને કહે છે, યાને એક ગ્રહ બે જુદા જુદા ગ્રહોની દ્દષ્ટિ કરતો હોય, પણ તે બેઉ ગ્રહ પોતપોતામાં દ્દષ્ટિ વગરના હોય ત્યારે એક કામ જે બે જણા કરનાર હોય તેમાં ત્રીજો કોઇ ભળતો જેમ આવીને તેનો નિર્ણય કરે છે, તેમ સમજવું; યાને પેલા બે ગ્રહોની બાબતનું છેવટ કોઇ ત્રીજા ગ્રહે એકાએક વચ્ચે આવી કરી આપવું

**કમ્બશચન** ( Combustion )=યાને જલીત થવું યાને કોઇપણ ગ્રહનું રવિથી ૮° અંશ ને ૩૦ કળા જેટલું નજદીકમાં એસપેકટ કરવું

જેથી જે ગ્રહ એવી રીતે જલીત થાય, તે તદન બળહીન અને અસર વગરનો થઇ જાય છે એ હમેશા પાપદષ્ટિ તરીકે લેખાય છે

**કૉમન સાઇન** ( Common signs )=યાને મિથુન, કન્યા, ધન, ને મીન

**કંજંગશન** ( Conjunction )=યાને યુતિ એટલે કે બે ગ્રહો એકજ રાશિ અંશના થાય ત્યારે સપૂર્ણ અને મહા બળવાન અસર કરે છે, તેમજ એ બે ગ્રહોના ઓર્મ યાને વર્તુલની સીમાના અર્ધે ભાગે જ્યારે તેઓ થાય છે ત્યારે તેને અપૂર્ણ કજગશન કહે છે તેની અસર જરા કમતી રહે છે

**કલમીનેટ** ( Culminate )=યાને ગ્રહ જ્યારે મધ્ય આકાશમા આવે યાને કુંડળીના દશમા ભુવને આવે ત્યારે તે ઘણો ચઢતો ગણાય છે

**કસ્પ** ( Cusp )=કોઇપણ ભુવનની શરૂઆતની રેષા યાને દાખલ થવાનો દરવાજો ( જુઓ પાનુ ૫ મુ )

***ડેબીલીટીઝ*** ( Debilities )=યાને નીચનો, પાપદષ્ટિથી ઘેરાયલો અથવા તો શત્રુના ભુવનનો હોય, જલીત હોય, વગેરે

**ડેકલીનેશન** ( Declination )=યાને કોઇબી ગ્રહ દુનિયાની મધ્ય રેષા યાને ઇકવેટરથી જેટલો દૂર હોય તે તફાવત યાને અશને ડેકલીનેશન કહે છે

***ડીક્રીઝીગ ઇન લાઇટ*** ( Decreasing in light )=યાને જ્યારે કોઇપણ ગ્રહ રવિની સાથે ઓપોઝીશનમા થયા પછી પોતે આગળ વધે, ત્યારે બળહીન ગણાય છે

***ડીકમ્બીચર*** ( Decumbiture )=યાને સીક પડીને બીછાને સુવાની પહેલી ઘડીનો જે ટાઇમ તેને કહે છે

***ડીગ્રી*** ( Degree )=યાને અશ, એક રાશિનો ત્રીશમો ભાગ અથવા આખી કુડળીનો ૩૬૦ મો ભાગ

***ડીસેનડન્ટ*** ( Descendant )=યાને સાતમુ ભુવન, પશ્ચિમ

***ડેટ્રીમેન્ટ*** ( Detriment )=યાને નીચના ભુવનનો જેમકે મગળ તુલા રાશિમા નીચનો થવાથી બળહીન અને નુકસાન કરનારો થઇ પડે છે, તેજ પ્રમાણે બીજા ગ્રહો સમજવા

***ડીગ્નીટી*** ( *Dignity* )=*યાને ઉચ્ચ બળ બે જાતના છે, એક તો* **એસેનશીયલ** ( Essential ) યાને જ્યારે એક ગ્રહ પોતાના ઘરનો

હોય, પોતાની ત્રીપ્લીશીટી, ટર્મ, કે ફેશનના અંશને લગતો હોય ત્યારે તે ઊંચ બળનો ગણાય છે.

બીજી ડીગ્નીટી એક્સીડેન્ટલ ( Accidental )=યાને કેન્દ્રસ્થાનમાં આવવાથી અથવા કોઇ શુભ ગ્રહની દૃષ્ટિમાં આવવાથી અથવા ઝડપી ચાલનો હોવાથી, અથવા રવિના કંજંગસન તરફ વધ્યો જતો હોવાથી સહેજ બળવાન ગણાય છે.

ડાઇરેક્ટ ( Direct ) યાને સીધી ચાલનો જેમકે મેષથી વરખ, વરખથી મિથુન એ પ્રમાણે.

ડાઇરેક્શન ( Direction )=યાને બે ગ્રહોના અંશ વચ્ચેનો તફાવત ગણવો તેને કહે છે.

ડીસપોઝ ( Dispose ) અને ડીસપોઝીટર ( Dispositer )= યાને એક ગ્રહ જ્યારે ઊંચનો થાય છે ત્યારે બીજા ગ્રહને ડીસપોઝ કરે છે, યાને જેમ રવિ મેષ રાશિમાં ઊંચનો થાય છે, હવે મેષ રાશિ મંગળનું ઘર છે જેથી રવિએ મંગળને ડીસપોઝ કર્યો, અને રવિ પોતે ડીસપોઝીટર થયો, એમ જાણવું, કારણ કે મંગળના ભુવનમાં ઊંચ થવાથી તે ભુવનનો માલેક અને રાજકર્તા જેવો બળવાન થાય છે. જ્યારે પ્રશ્ન કુંડળીમાં એ પ્રમાણે એક ડીસપોઝીટર કોઈ બાબતનો સીગનીફીકેટર થાય અને જો પોતાને ડીસપોઝ કરનાર પ્રશ્ન કુંડળીના લગ્નનો માલેક હોય તો ઘણું સારૂં ફળ જાણવું. ભુવનોથી ઉંચ બળ મેળવવું વધુ બળવાન છે. બાકી ત્રીપ્લીસીટી ટર્મ ફેસ કે ઉંચના થવામાં ઘણું બળ મળતું નથી.

અર્થી સાઇન ( Earthy signs )=વરખ, કન્યા, મકર.

એફીમરીઝ ( Ephemeris )=યાને પંચાગ કે જેમાં ગ્રહોના અંશ કળા અને રોજની ચાલ વિગેરે આવે છે.

એકઝોલટેશન ( Exaltation )=યાને ઊંચનો ગ્રહ.

ફેસ ( Face )=પોતાના બળની ઓછામાં ઓછી શક્તિ.

ફૅાલ ( Fall ) એક ગ્રહ જ્યારે શત્રુના ભુવનમાં પડે ત્યારે નીચનો થાય છે, ત્યારે તે ગ્રહનો ફૅાલ યાને અસ્ત અથવા બળહીન ગણાય છે.

ફેમીલીએરીટી ( Familiarity )=જુવો રીસેપશન અથવા એક સરખી દૃષ્ટિ.

ફેમીનાઇન સાઇન ( Feminine sign )=યાને સ્ત્રી રાશિ અથવા કા રાશિ જેમકે વરખ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર ને મીન.

